# "THE PROTECTED PRINCES OF INDIA,"

BY THE HONORABLE MR. W. LEE-WARNER.

---

TRANSLATED INTO GUJARATI

BY

DULLABHJI DHARAMSI VED,

CHIEF MINISTER, PALANPUR STATE,

DISTRICT PLEADER,

AND

AUTHOR OF EQUITY IN GUJRATI.

---

PRINTED AT THE "RAJBHAKTA" PRESS.

Palanpur.

*Samvat 1952.*

A. D. 1896.

( ઓનરેબલ મિસ્તર લીવારનર કૃત. )

# હિંદુસ્તાનના રક્ષિત રાજાઓ.

ભાષાન્તર કર્તા.


દુલભજી ધરમસી વેદ,

મુખી કારભારી-સંસ્થાન પાલણપુર,

તથા

ડિસ્ટ્રિક્ટ પ્લીડર,

અને

ધ્રકિવટિ અથવા શાહ્વન્યાયના બનાવનાર.


---


પાલણપુર,

"રાજભક્ત" પ્રેસમાં છપાવ્યું.

સંવત ૧૯૫૨.

સને ૧૮૯૬ ઈસ્વી.

TO

H. H. DEWAN SHRI

SIR SHER MOHAMMAD KHANJI SAHEB BAHADUR

K. C. I. E.

CHIEF OF PALANPUR,

A LOYAL AND DEVOTED FRIEND OF THE BRITISH RAJ,

This book

IS RESPECTFULLY AND GRATEFULLY DEDICATED

WITH PERMISSION

BY

HIS DEVOTED AND HUMBLE SERVANT

*THE TRANSLATOR.*

# આ પુસ્તક,

ખુદાવિન્દ દિવાન શ્રી સર શેરમહમદખાનજી સાહેબ

બહાદૂર, કે. સી. આઇ ઇ. પાલણપુરના રાજ-

કર્ત્તા, અને બ્રિટિશ રાજના વફાદાર અને

સુહૃદ દોસ્તને, પરવાનગીથી તેઓના

સેવાપરાયણ સેવક ભાષાન્તર

કર્ત્તાએ માન અને

કૃતજ્ઞતાપૂર્વક

અર્પણ કર્યું

છે.

# Translator's Preface.



It was at the special desire of my worthy master, His Highness Sir Sher Mohammad Khanji Bahadur K. C. I. E., Dewan Sahib of Palanpur, that I undertook, soon after its publication, the task of translating into Gujarati the Honourable Mr. W. Lee-Warner's "Protected Princes of India." As soon as His Highness learnt, that such a treatise from the pen of so competent and able a politician was out, he naturally longed to be acquainted with its contents. This, however, he could not easily do without the medium of a properly translated and printed book. The idea of translating "The Protected Princes of India" was suggested to me by other persons also; and above all I too was seized with the same idea immediately after I had finished reading it for the first time. So the task was undertaken with the express permission of its author and publishers.

It is a well-known fact, that the work of translating an English book on an abstruse subject into any of the Indian Vernaculars is a highly difficult one. Because they are as imperfect as they are uncultivated. In the very

Book; of which this one is a version, the learned author has himself thus expressed his opinion on the subject at page 46:—"And the Indian Vernaculars are in many cases unable to convey the exact equivalent of an English phrase." Such being the case the difficulty I had to cope with can be better imagined than described. Those who have read the original work will, I am sure, agree with me in thinking how terse, elegant, and dignified are the author's style and thoughts. Some of the passages are such as would defy and baffle all attempts at giving an appropriate rendering of them. Wherever I have come across such, I have cut the Gordian knot by splitting the sentences, or adhering to their spirit and not to the words. This explanation, I fully hope, will afford a sufficient and sound excuse for any defects that may be discovered, and which I ask the indulgent reader to generously overlook, and judge of my work on the whole.

As regards the usefulness of the book, I think, I myself need not say more than that it will serve to supply a long and keenly felt want. For obvious reasons there could be no treatise, embodying the political laws and rules of the day to guide the Native Princes, their Ministers, and advocates in the course of their daily dealings with the Paramount British Power and its Representatives. "The

Protected Princes of India," though it bears no marks of authority—nay its author rightly disavows every thing of the kind—is indubitably calculated to throw a profuse light in their path. The views of the author are based on his thorough knowledge, and long experience of the subject he has treated, and as such they must be deemed to carry unique value and weight.

The heavy official duties I have to attend to, leaving as they do but little leisure, have necessarily retarded the publication of this book, the preparing of which, however, has been a sort of pleasing recreation to me. If it in any way tends to give an insight to my countrymen into the circumstances, that underlie the political relations of the Native Princes in all their varied phases with the Protecting Power, I shall, by all means, consider my pains amply requited.

In conclusion, I think, I am in duty bound to avail myself of this opportunity of tendering my best thanks to His Highness Sir Sher Mohammad Khanji Saheb Bahadur of Palanpur, and the other subscribers, who have liberally come forward and patronized this work. My warm acknowledgments are also due to my relation, Mr. Pragji D. Sumpat, for the trouble he has so zealously taken to supervise the publication of this book, and to correct the

proof-sheets with great care and attention.

*Palanpur,*
*25th June 1896.*

D. D. Ved.

# ભાષાન્તરકર્ત્તાની પ્રસ્તાવના.

ઓનરેબલ મિસ્તર ડબ્લ્યુ. લીવારનર સાહેબકૃત " હિંદુસ્તાનના રક્ષિત રાજાઓ " એ નામનો ગ્રન્થ છપાયા બાદ તરતજ મારા કદરદાન સરદાર ખુદાવિન્દ સર શેરમહમદખાનજી, કે. સી. આઈ. ઈ. પાલણપુરના દિવાન સાહેબ બહાદૂરનું ખાસ ફરમાન થતાં મેં તેનું ગુજરાતી ભાષાન્તર કરવાનું કામ માથે લીધું. લીવારનર સાહેબ જેવા કાબેલ અને શક્તિમાન્ મુત્સદ્દીની કલમથી આવા પ્રકારનું પુસ્તક લખાઈ પ્રસિદ્ધ થયું છે તે ખુદાવિન્દ દિવાન સાહેબ બહાદૂરના જાણવામાં આવ્યું કે, તેમાં દર્શાવેલા હકિકતથી વાકેફ થવા તેઓના મનમાં કુદરતી રીતે ખાયેશ પેદા થઇ. પરન્તુ યથાર્થ ભાષાન્તરના છાપેલા પુસ્તકના સાધન વગર તે સહેલાઈથી બની શકે નહિ. વળી એ પુસ્તકનું ભાષાન્તર કરવા બીજા ગૃહસ્થો તરફથી પણ મને સૂચના થઇ એટલુંજ નહિ, પણ એ ગ્રન્થ પ્રથમ વાંચી પૂરો કરતાંજ એ ખ્યાલ મારા દિલમાં પણ સજ્જડ ઠસી ગયો. તેથી એના ગ્રન્થકર્ત્તા તથા પ્રસિદ્ધ કરનારની પરવાનગી લઈ મેં તરજુમો કરવાનું કામ હાથમાં લીધું.

ગુઢ વિષય ઉપર લખાયેલા અંગ્રેજી પુસ્તકનું કોઈ પણ હિંદુસ્તાનની ભાષામાં ભાષાન્તર કરવાનું કામ ઘણું મુસ્કેલ છે, એ સારી રીતે સૌ કોઇના જાણવામાં છે. કેમકે એ ભાષાઓ જેટલે દરજ્જે અપ્રફુલ્લિત છે તેટલે દરજ્જે અપૂર્ણ છે. આ બાબત વિષે મૂળ ગ્રન્થને ૪૬મે પાને તેના વિદ્વાન્ કર્તાએ આ પ્રમાણે પોતાનો અભિપ્રાય દર્શાવેલો છે:— " અને

હિંદુસ્તાનની ભાષાઓ ઘણી વખતે અંગ્રેજી વાકયોનો યથાર્થ ભાવનો બતાવવાને શક્તિમાન્ થઈ શકતી નથી. ” આ પ્રમાણે હોવાથી મને નડેલી મુશીબત અત્રે બતાવવા જરૂર રહેતી નથી; કારણ કે સૌને તેનો ખ્યાલ સહજ રીતે થઈ શકે તેમ છે. મૂળ ગ્રન્થકર્ત્તાની ઈબારત અને તેના વિચારો કેવા અર્થગૌરવથી ભરપૂર, છટાદાર, અને પ્રૌઢ છે, તેની ખાત્રી મારી માફક સર્વે વાંચનારાઓને થઈ હશે એમ હું ધારૂં છું. કેટલેક સ્થળે તો એવાં કઠિન વાકયો આવે છે કે, તેનો યથાર્થ તરજુમો કરી બતાવવાનું ઘણુંજ દુર્ઘટ અને અસાધ્ય લાગે તેવું છે. એવે સ્થળે વાકયોના ટુકડા કરી નાખી, અગર તેના શબ્દોને વળગી રહેવાને બદલે તેનો ભાવાર્થ માત્ર ગ્રહણ કરી મુશ્કેલીનું નિવારણ કરેલું છે. એને લીધે આ પુસ્તકમાં ખામીયો નજરે આવે તેના આ પુરતા અને મજબૂત ખુલાસાનો અંગીકાર કરવામા આવશે એવી મને સપૂર્ણ ઉમેદ છે તેથી વાચકવૃન્દ સહૃદય અને ઉદાર ચિત્ત રાખી તે માટે દરગુજર કરી મારી સમગ્ર કૃતિ વિષે એકંદર મત બાંધશે એમ હું માગી લઉં છું.

આ પુસ્તક લાંબી મુદ્દતની ખરી ગરજ પૂરી પાડશે, એના કરતાં તેના ઉપયોગીપણા વિષે મારી જુબાનથી અધિક કહેવાની જરૂર હોય એમ હું ધારતો નથી. આ દેશના રાજાઓ, તેમના કારભારીઓ, અને તેમના મતાનુયાયીને માટે સર્વોપરિ સત્તા અને તેમના પ્રતિનિધિઓ સાથેનાં હમેશના વર્તનમાં આધારભૂત થઇ પડે એવો ચાલતા પોલિટિકલ ધારા અને નિયમોનો કોઈ ગ્રન્થ થઈ શકે તેમ નથી, તેના કારણો સ્પષ્ટ છે.

“ હિંદુસ્તાનના રક્ષિત રાજાઓ ” વિષેનો ગ્રન્થ, જો કે તે સત્તાધારપણાના કાંઈ પણ ચિન્હ ધરાવતો નથી, તેમજ તેના કર્ત્તા તરફથી તે વાતનો ખરી રીતે બિલકુલ ઈનકાર પણ કરવામાં આવે છે, તોપણ તે તેઓના રચના ઉપર પુષ્કળ પ્રકાશ કરવાને બેશક પાત્ર છે. એ

પુસ્તકમાં બતાવેલા અભિપ્રાયોનો આધાર તેના કર્ત્તાના એ વિષયસંબંધી પૂર્ણ જ્ઞાન, અને લાંબી મુદ્દતના અનુભવ ઉપર હોવાથી તેને અનન્ય રીતે કિંમતી અને વજનદાર ગણવા જોઈએ.

મારા હુદ્દાને લગતા કામકાજના ભરવાથી કમ ફુરસદને લીધે આ પુસ્તક તૈયાર કરવામાં મેં આરામનો વખત રોકી ખુશી માનેલી છે; વળી તે કારણસર આ પુસ્તકને તૈયાર કરી પ્રસિદ્ધ કરવામાં પણ વિલંબ થયો છે. જો મારા સ્વદેશીઓને એની મદદ વડે રક્ષણ કરનારી રાજસત્તા સાથેના દેશી રાજાઓના જે ભિન્ન ભિન્ન પ્રકારના સંબંધ રહેલા છે તેની માહેતી સંપાદિત થવા પામશે, તો હું મારો પરિશ્રમ સર્વ પ્રકારે ફળીભૂત થયો ગણીશ.

છેવટે પાલણપુરના ખુદાવિંદ દીવાન શ્રી શેરમહમદ ખાનજી સાહેબ બહાદૂર તથા બીજા જેઓએ આ ગ્રન્થ છપાવવામાં મને ઉદારતાથી આશ્રય આપ્યો છે, તેઓનો અંતઃકરણથી આભાર માનવા ખાતર આ તકનો લાભ લઈ હું મારી ફરજ અદા કરૂં છું. મારા ભાણેજ મિસ્તર પ્રાગજી ડી. સંપટે આ ગ્રન્થ છપાતાની દરમિયાન દેખરેખ રાખવાનું કામ ઉત્સાહ-પૂર્વક કરેલું છે, અને ઘણી કાળજી અને લક્ષથી પ્રુફના કાગળો તપાસવા મહેનત લીધી છે, તેનો પણ હું ઉપકારી છું.

પાલણપુર, તા. ૨૫મી જૂન,
સને ૧૮૯૬ ઈસ્વી.

દુલભજી ધરમસી વેદ.

# ગ્રન્થકર્ત્તાની પ્રસ્તાવના.

———:o:———

કેટલેક પ્રકારે ગુપ્ત રાખેલાં, પરન્તુ મળી આવી શકે એવાં સાધનો ઉપરથી સ્વરાજ્યની નીચે આવેલા ઇન્ડિયાની સંક્ષિપ્ત તવારીખનો સમગ્ર ચિતાર આપવાનો આ ગ્રન્થનો ઉદ્દેશ છે. "અવર ઈન્ડિયન પ્રોટેક્ટરેટ" નામના પોતાના સૂચક અને મનોરંજક પુસ્તકમાં બિસ્તર ટપરે રાજ્યોની સંખ્યા ૬૨૫ જણાવી છે. પણ જો બ્રહ્મદેશનાં રાજ્યો તેમની અંદર ગણવામાં આવે, તો તેની સંખ્યા ૬૮૮ થાય છે. આ ગ્રન્થમાં માત્ર ૬૦૪૭૭૭ ચોરસ મૈલના વિસ્તારની હકિકત આવશે. બલુચિસ્થાન, નેપાળ, અને શાન રાજ્યો શિવાય બ્રિટિશ ઈન્ડિઆની સ્વીકૃત હદમા આવેલાં રાજ્યોનો તેમાં સમાવેશ થાયછે. તેની વસ્તીની સંખ્યા ૬૫૦૦૦૦૦૦ કરતાં અધિક છે. મહારાણીના તાબાના ઈન્ડિયાનો વિસ્તાર ૯૬૪૯૯૩ ચોરસ મૈલનો છે. તેટલા ક્ષેત્રફળ વાળા મુલકો બ્રિટિશોએ જય મેળવી હાથ કર્યાછે; પરન્તુ તેમાંથી સદહૂ મ્હોટા વિસ્તારના દેશોને શા વાસ્તે મુક્ત રાખ્યા? જૂદા જૂદા પ્રકારની રાજરીતિઓના અનુક્રમથી પોહોચેલા ધક્કા સામે દેશી રાજાઓ શી રીતે બચાવ કરી સજીવન રહેવા શક્તિમાન્ રહ્યા? થોડાં મહેરબાનીવાળાં રાજ્યો સાથે પરસ્પરની દોસ્તી થઈ તેના આધીન જૂદારા ઉપર આધારભૂત થયેલા રક્ષિતપણાના, અને હાલના જમાનાના માનવતા ઐક્યના ભિન્ન ભિન્ન સ્વરૂપોની દ્વારાએ કંપનીના દોસ્તો સાથેનો બ્રિટિશ વ્યવહાર ચલાવી રાખવામાં કાંઈ ન્યાયસર પૂર્વાપર સબંધ જડી આવેછે? તહનામાંના ચિતારને હાલનું સ્વરૂપ કયા બનાવોથી પ્રાપ્ત થયું? રક્ષિત રાજાઓના શ્યા હક્ક અને બંધનો છે? સાર્વજનિક રક્ષણને અર્થે "દોસ્તીના દૃઢ બંધનમાં" વધારે મ્હોટી પ્રજાઓ આવેલી છે તેમે મુકાબલે પંતીઆલાના ખસ લાભના બદલામાં એ રક્ષિત રાજાઓ શું બદલો આપેછે? આ પ્રશ્નોના ઉત્તર માટે ખાંખેશ રાખનારને મહત્પ્રજાઓના આંદર અંદરના ધારાનાં પુસ્તકોમાં

કિંવા ઈન્ડિયાની તવારીખોમાં કાંઈ પણ જોઈએ તેવો ખુલાસો તરતજ માલમ પડશે નહિ. ઈન્ડિયાના ઈતિહાસ લખનારા એટલું તો કહેછે કે ક્લાઈવે બંગાળાનો પ્રાંત જીતી લીધો, લોર્ડ વેલસ્લિએ તહનામાથી અને બાહુબળથી મદ્રાસ અને વાયવ્ય પ્રાંતો ઉમેર્યા, લોર્ડ હેસ્ટિંગ્ઝે મુંબઇ હાતો ઉત્પન્ન કર્યો, અને લોર્ડ ડેલહાઉઝીએ દેશી રાજાઓ પાસેથી મધ્ય પ્રાંતો, અયોધ્યા, અને પંજાબ લઈ બ્રિટિશ રાજ્યમાં ભેળવ્યાં. પરન્તુ દેશી રાજાઓ સાથે હવે તલવારોથી મુકાબલો કરવાનો જમાનો રહ્યો નથી, અને તેઓના ઉપર પ્રમાણિક અને સૂવ્યવસ્થિત રાજકારોબારની જવાબદારી આવીછે, તેથી દેશી રાજાઓ માટે ઈતિહાસ લખનારના મનની કાળજી એકદમ વિરામને પામે છે. સર વિલ્યમ હન્ટર લખેલા હિંદુસ્તાનના રાજાઓનાં કિંમતી વૃત્તાન્તો, કિંવા માર્શમને બનાવેલો ઉત્તમ ઈતિહાસ કોઈએ નિર્માલ્ય ગણવાં ન જોઈએ; પણ એ તો ખરૂ છે કે તેઓએ હિંદુસ્તાનના તહનામાઓમાં ગંભીરપણે નહિ ઉતરતાં એ વિષયને અલગ રાખેલો છે.

તપાસ કરનારની મૂસ્કેલીઓનો આટલેથીજ પાર આવતો નથી. ઈતિહાસો અથવા તવારીખના સંગ્રહોના પાનાં ફેરવી તે બ્રિટિશ રાજ સાથેના હિંદુસ્તાનના રાજ્યોના સંબંધની સ્થિતિ વિષે ભિન્નતા જોઈ વ્યગ્રચિત્ત થાયછે. અર્વાચીન ઈન્ડિયાના પોતાના ઈતિહાસમાં મર્હૂમ સર જ્યોર્જ કામ્બેલે બીજા ગ્રંથકારો કરતાં સદહૂ સબંધ બાબત વધારે લંબાણથી ચર્ચા કરેલી છે છેવટે તેનો અભિપ્રાય એવો થયો છે કે "સ્વતંત્રતાની શેષ માત્ર નેપાળમાજ રહેલી છે." "ચામ્બર્સ એન્સાઈક્લોપીડિઆ" માં પ્રસિદ્ધ થયેલ સર રિચર્ડ ટેમ્પલના ઈન્ડિયાના સંબંધના લખાણમાં તેણે જણાવ્યું છે કે, "કેટલાક રાજકર્તાઓ વાસ્તવિક રીતે સ્વતંત્રતા ધરાવનારા છે." પણ આગળ જતા તે એમ બતાવે છે કે તેમાંના કોઈને લડાઈ કે દોસ્તી કરવાનો હક્ક નથી, અને બ્રિટિશ સરકાર 'તે રાજ્યોનો કારોબાર સુવ્યવસ્થિત રીતે ચાલે તે માટે પિતાતુલ્ય હિત ધરાવે છે." આમ હોવાથી તેમની કહેવાતી સ્વતંત્રતામા સુદ્ધાની ન્યૂનતા થાયછે. સર

ટ્રાવર્સ ટ્વિસના અભિપ્રાય મુજબ તેઓમા સ્વતંત્રતાનો અશ પણ રહેલો નથી તે તો તેઓને "રક્ષિત પરતંત્ર રાજ્યો" તરીકે ગણે છે. મિસ્તર ટપરે તેઓ તાબાનાં રાજ્યોની (ફ્યુડેટરીની) સંજ્ઞા આપેલી છે એ સાધારણ શબ્દ વાપરવાનું પસંદ કર્યા માટે તે હુશિઆરીથી ખુલાસો કરે છે, પણ તે ખુલાસે અપૂર્ણ છે એમ ધારવાને અમો હિમ્મત ધરીએ છિએ. સર જ્યોર્જ ચેસ્નિગે "ઈન્ડિયન પોલિટિ" નામનો ગ્રન્થ રચ્યો છે તેમાં તેમનો જર્મનીનાં તાબામ લીધેલાં પરતંત્ર રાજ્યો સાથે મુકાબલો કર્યો છે. સાર્વભૌમિક ભૂગોળવિદ મા એલિઝી રેક્લુઝે એ કરતા પણ આગળ જવાનુ કર્યુ છે. તેના મ પ્રમાણે "તાબાના રાજાઓ," ઈંગ્લાન્ડના અમીરોના જેવા મ્હોટા અમીરોને એક સમૂહ થશે એવું તેઓના નશીબમા લખેલું છે. સર હેન્રિ મેઈન એવો ચુસ્ત મત ધરાવે છે કે રાજ્યસત્તા એ એક વિભાજ્ય વસ્તુ છે અને હિંદુસ્તાનના રાજાઓ અર્ધસત્તાધીશો છે. ઑસ્ટિને એવો નિયમ બાધેલો જણાય છે કે "યોગ્ય રીતે જોતા કોઈ પણ રાજ્યને અર્ધ કે અપૂર્ણ સત્તા ધીશ કહી શકાતું નથી." ઇ. સ. ૧૮૬૧ અને ૧૮૭૬મા પાર્લામેન્ટે "રાણી સરકારની સાથે દોસ્તી ધરાવનારાં રાજ્યો અને રાજકર્તાઓ" એવા શબ્દો વાપરેલા છે પરન્તુ ઈ સ. ૧૮૮૯મા સ્ટાચ્યુટ પર અને ૫૩ વિકટોરિયા ચાપટર ૬૩માં તેઓ "મહારાણી સરકારની સર્વોપરિ સત્તા તળે હોવાની વાત" નુ નિરૂપણ થયેલુ હતું માહતપ્રજાઓની અંદર અદર ચાલતા ધારાઓના કેટલાક લેખકોના જાણવામાં છે કે એ રાજાોના હિતના સબધમા મહાન્ ક્ષેત્ર ખુલ્લું થયેલું છે. એ રાજ્યોને એ લેખકો મહત્પ્રજા ગણવાને અશક્ય હોવાથી ઈ. સ. ૧૮૩૩માં ૭ વર્ગોના રાજ્યોનું સધરલાન્ડે જે બયાન કરેલું છે તે ઉપર વાંચનારાઓનું લક્ષ ખેંચે છે. વળી ઈ. સ ૧૮૩૯મા "બ્રિટિશ અને ફોરેન રિવ્યુ" મા એક લખાણ પ્રસિદ્ધ થયેલ છે, તે ઉપર પણ તે વાચકવૃન્દનું ધ્યાન ખેચે છે. આ વિષય ઉપર

ઘણા થોડા ગ્રન્થો લખાએલા છે. તેમાં સધરલાન્ડકૃત ગ્રન્થ ઉંચી પાયરી ધરાવે છે. પરન્તુ રક્ષિત રાજ્યોનો સમૂહ જ્યારે બંધાયો ન હતો, બલકે તેનું ડોળીયું પણ ભાગ્યેજ ઘડાયું હતું, ત્યારે તે ગ્રન્થ લખાયો હતો. તે વખતે તો રક્ષિત રાજ્યોનું હાલનુ સ્વરૂપ અસ્તિત્વમાં પણ ન હતું. ઈ. સ. ૧૮૭૫માં પ્રસિદ્ધ થયેલ લખાણમાં પણ એજ ગુણદોષ રહેલા છે. ઉપરાંત તેમાં વધારે ગંભીર રીતના વાંધા લેવા હોય તોપણ લઈ શકાય તેમ છે.

જૂદા જૂદા વર્ગો પાડવાના સબબથી દેશી રાજ્યોની સ્થિતિ વિષે વિરૂદ્ધ મતો બંધાયા છે. તેથી કમમાં કમ એટલું તો કહી શકાય છે કે ક્યાંક ભૂલ થયેલી છે. નિદાન કરવામાં વૈદોજ નિરાશ થઈ ભિન્ન ભિન્ન મત બાંધે, ત્યારે તે બાબત લોકો પણ પોતાના અભિપ્રાય બાંધવાથી પાછા હઠે તેમાં શી નવાઈ? સઘળાં રાજ્યો પરતંત્ર હોય તો તેમાંનાં કેટલાંક " વાસ્તવિક રીતે સ્વતંત્ર " થઈ શકતાં નથી. તેમના રાજકર્ત્તાઓ " ઈંગ્લાન્ડના અમીરો " ને મળતા આવે છે એમ માનીએ, તો તેઓનાં રાજ્યોને અર્દ્ધ સત્તાધીશો પણ ગણી શકાય નહિ. આધીન દોસ્તીની અને બ્રિટિશ સરકાર સાથે ઐક્યની સ્થિતિઓ વચ્ચે તફાવતના છાયા કરતાં પણ અધિક અંતર રહેલો છે. તાબાના રાજ્યોની સ્થિતિ તો બાદશાહી ધોરણમા જે નીચા દરજ્જાના તેના ભાગીઆ હોય, તેના કરતાં પણ નીચા દરજ્જાની છે. ત્યારે લોકોને પોતાનો છેવટનો મત બાંધવા માટે વધારે અજવાળાની જરૂર છે એમ માનવું ખોટું છે? એ તો છૂટી રીતે કબૂલજ કરવું જોઈએ કે અસગવડતાવાળું ચોકસપણું અને કાચાં અનુમાનો કરવામાં ભય છે. બ્રિટિશ રાજ એ સર્વોપરિ સત્તા છે એનો કાંઈ સવાલ રહેનો નથી. પરન્તુ તેનો વિસ્તાર અનિશ્ચિત રાખેલો છે, ને ડહાપણનું કામ છે. દેશી રાજ્યોમાં આધીનતા રહેલી છે, પણ તેનો ખુલાસો ન કરતાં તે સમજી લેવામાં આવેલી છે તે ઠીકજ

છે. સામ્રાજ્યનું બંધારણ કરવામાં બ્રિટિશ રાજકર્ત્તાઓને ઘણી ગુંચવણો અને વિરૂદ્ધતા નડેલાં છે: તેમાંથી દોઢ સદીની મહેનત બાદ પણ તેઓ મુક્ત થવા પામ્યાં નથી. તેથી તેઓનો પ્રચાર મંદ થવા પામ્યો છે. બ્રિટિશ રાજ્ય અને તેની ચઢતીના પૂર્ણ વિસ્તારનું માપ અધ્યાપિ થઈ શકે તેમ નથી. આ પ્રમાણે હકિકતો હોવાથી આ પ્રસ્તાવનાના પ્રારંભમાં દર્શાવેલા પ્રશ્નોના ઉપર કાંઈ પણ ઉપયોગી પ્રકાશ પડી શકે તેમ છે? અમોને લાગે છે કે મુત્સદીગિરીના અજ્ઞેય ભેદોને કાયમ રાખી અને તેમાં પેશકદમી કર્યા વગર તે પ્રશ્નો સમીપે બે બાજુથી પહોંચાય તેમ છે. કોઇ પણ લેખક કલ્પનાઓના ઉદ્ભવના મૂળમાં ઉતરીને સમાનતાના દ્રષ્ટાન્તોને હસ્તગત કરે, અને જ્યારે રાજ્યોના હક્ક અને ફરજોના પ્રથક્કરણને હાથમાં લેવાની હિમ્મત ધરે, ત્યારે તે ઘણુંજ ગંભીર લક્ષ ખેંચી પોતાના વાચકવૃન્દને પ્રૌઢ મુત્સદીગિરીના મનોહર સ્વપ્નસ્થળમા સફર કરવા લઈ જાય છે. અથવા વળી તે કોઇ વખત ફિલ્સુફીના શોધના બુલંદ ખ્યાલોને કોરાણે મૂકી માત્ર ઈતિહાસના સાચા બનાવો તથા તહનામાઓની કલમોને, અને સર્વેને ખબર થવા સરકારે અને પાર્લામેન્ટે ઉઘાડપણુથી પ્રસિદ્ધ કરેલા મુખ્ય કેસો તથા ફેસલાને વળગી રહે છે. કોઇ પણ તપાસ કરનાર જો હિંદુસ્તાનના ઇતિહાસના બહોળા પ્રવાહો અને રાજકીય ધોરણના પ્રચારમા ઊંડો ઉતરશે, તો દેશી રાજકર્ત્તાઓ સાથેના બ્રિટિશ રાજકર્ત્તાઓના સંબંધોની બાબતમા તે કેટલેક દરજ્જે સંતોષકારક નિર્ણય ઉપર આવશે. બનાવોના પ્રવાહના સામાન્ય અભ્યાસથી આ પ્રમાણે બાંધેલા વિચારો નજીકના રાજ્યો સાથે કંપનીએ અગર માહરાણીના વાઈસરાયે કરેલા કોલકરારોથી મજબૂત થશે, યા સુધરશે. જૂદા જૂદા જમાનામા જૂદા જૂદા દેશના રાજ્યોના સમૂહોની હકિકતોથી તથા તેવી સ્થિતિને અનુસરવાની તેઓની કોશીસથી ઈન્ડિયાના રાજકીય ઈતિહાસના જૂદાં જૂદાં સ્વરૂપો ઉપર બાજુનું

અજવાળું પડે છે.

સદહૂ પૈકી બીજો રસ્તો આવા કામમાં દૃઢ પાયાવાળો હોવાથી સારો ધારી અમોએ ગ્રહણ કરેલ છે. અમારા હોદ્દાના કામકાજમાંથી આરામ લીધેલો તેના ટૂંક અરસાની દરમિયાન બીજાં કામોનો બજાવો છતાં આ ગ્રન્થ પૂરો કરવાની અમોએ કોશીસ કરેલી છે. ગુંચવણ ભરેલાં અને નાજુક સાધનોના શોધમાં જે મુશીબતો નડી છે તે માટે વાંચનારે ઉદાર દિલથી દરગુજર કરવી જોઇએ. છેવટ આ જમાનામાં ચાલી રહેલી અવિચ્છિન્ન ચંચળાઈ અને તેથી કરીને નિરંતર થતા ફેરફારો વાંચનારે ધ્યાનમા લેવા જોઈએ. "તોફાનના ઝપાટા સમીપે ધૈર્યવંત હુંકા ધિક્કાર સાથે નમન કરવાનો" પૂર્વના દેશોનો દિવસ પસાર થઇ ગયો છે. લશ્કરોની ગર્જનાઓ અદ્યાપિ જારી છે. પરન્તુ પૂર્વ દેશના જનમંડળને પૂર્વ સ્થિતિએ પાછું જવાનુ કદી બનનાર નથી. આવતી કાલ ગઈ કાલના જેવી થવાની નથી. બ્રિટિશ સરકાર સાથેનો દેશી રાજ્યોનો વ્યવહાર આ નિયમનો અપવાદ થઈ શકે તેમ નથી. હિંદુસ્તાનના ઇતિહાસોમાંથી, પાર્લામેન્ટ સમક્ષ રજુ થયેલા સત્તાવાર રિપોર્ટોમાંથી, અને સર ચાર્લ્સ એચિસનના કાએલીયત ભરેલા તહનામાં, કોલકરારો અને સનદોના સંગ્રહમાંથી અમોએ હિંદુસ્તાનના દેશી રજવાડાઓના બ્રિટિશ સંબંધોની હકિકત એકઠી કરવા યત્ન કરેલો છે. તેમાં હરેક માણસને મળી શકે એવાં સાધનોનેજ અમારી તરફથી જાણી જોઇ વળગી રહેવામાં આવ્યું છે. એ સાહિત્યનો ઉપયોગ કરવામાં કાંઈ ચૂક થઈ હોય, અગર તેનો ગેરઉપયોગ થયો હોય, તો તેમાં સત્તાવારપણાનો અમો કોઈ પ્રકારે દાવો રાખી શકીએ તેમ નથી. આ ગ્રન્થમાં ઈન્ડિયાનાં સ્થળોની જે જોડણીની પદ્ધતિ ગ્રહણ કરવામાં આવી છે, તે સરકારી પત્રવ્યવહારમાં ચાલેછે તે મુજબની છે. પરન્તુ તેમા આવેલી બીજી કાંઈ પણ બાબત માટે વાંચનારની દરગુજર ઉપરાંત અમારે બીજી

કાંઈ રક્ષણની ઢાલ નથી. આ ગ્રન્થનો વિષય જેવો નાજુક તેવોજ મનોરંજક છે. તેનું અપૂર્ણ વિવેચન માત્ર આ ગ્રન્થના રૂપમાં અમો આલમની સમક્ષ મૂકીએ છિએ. પૂર્વના દેશોમાં જેઓએ બ્રિટિશ રાજ્યબંધારણ રચ્યું છે, તેઓની ઉમેદ અને ધારણા ઉપરાંત સંખ્યાબંધ દેશી રાજ્યો ટકી રહેવા પામ્યાં છે. અમો કહેવાને હિમ્મત ધરીએ છિએ કે સારા બ્રત ખાર અને રાજકીય ડહાપણનો આ એક પ્રસિદ્ધ દ્રષ્ટાન્ત છે. આ પરિણામ સંપાદિત કરવાની રીતિઓ માટે કાંઈ પણ જીજ્ઞાસા ઉત્પન્ન કરવામાં, અને ઈન્ડિયાને લગતાં પુસ્તકો તથા તવારીખોમાં જે દેખીતી ખામી છે, તે પરિપૂર્ણ કરવા માટે બીજાઓને પ્રેરણા કરવામાં અમો ફતેહ પામીએ, તો આ ગ્રન્થ રચવામાં ટૂંક રજાનો જે ભાગ અમોએ ગાળ્યો છે, તે નકામો નહિ ગુમાવ્યાનો અમોને સંતોષ હાંસલ થશે.

સેન્ટ જાહોન્સ
કાલેજ, કેમ્બ્રિજ.

(સહી) ડબ્લ્યુ. લીવારનર.

# અનુક્રમણિકા.

———·–+–:———

## પ્રકરણ ૧ લું.

### સંયુક્તપણા સામે લાગુ થતી અસરો.



## પ્રકરણ ૨ જું.

### હિંદુસ્તાનના તહનામાંનો ચિતાર.

## પ્રકરણ ૩ જું.

## મર્યાદાવર્તુલની રાજપધ્ધતિ.

## પ્રકરણ ૪ થું.

### આધીન જૂદારાની રાજ્યનીતિ.



## પ્રકરણ ૫ મું.

### દરમિયાનગિરી નહિ કરવાની રાજનીતિ સાથે ખાલસા કરવાનો સંબંધ.

## પ્રકરણ ૬ ઠું.

### આધીન ઐકયની રાજ્યનીતિ.

## પ્રકરણ ૭ મું.

### ઐકયનો અવેજ.



## પ્રકરણ ૮ મું.

### સાર્વજનિક રક્ષણનાં બંધનો.

## પ્રકરણ ૯ મું.

### બહારના સંબંધોને લગતાં બંધનો.

## પ્રકરણ ૧૦ મું.

### અંદરના રાજકારોબારને લગતાં બંધનો.

## પ્રકરણ ૧૧મું.

### બાદશાહી સત્તામાંથી ઉત્પન્ન થતાં બંધનો.

કલમ. પૃષ્ઠ

## પ્રકરણ ૧૨મું.

### દેશી રાજ્યોમાં બ્રિટિશ હકુમત.



## પ્રકરણ ૧૩મું.

### સંયુક્ત કરનારી ગ્રન્થી.

## નકશો.



—:—:*:—:—



# " હિંદુસ્તાનના રક્ષિત રાજ્યો. "

—o0※0o—

## પ્રકરણ ૧ લું

### સંયુક્તપણા સામે લાગુ થતી અસરો.

### ૧. વ્યવહારના સત્તાધારી નિયમોનો અભાવ.

—oOo—

હિંદુસ્તાનમાં જૂદી જૂદી અગત્યતાવાળાં લગભગ સાત સો રાજ્યો સાથે ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ દોસ્તીની ગુંથણી બાંધેલી તે ચલાવવાની અને સુધારવાની આગરદાર ફરજ તે કંપનીએ ગ્રેટ બ્રિટન અને આયરલાન્ડની ગાદીને સ્વાધીન કરી, તે સુલેહના જયમા કાંઈ ન્હાનો જય નથી તે કંપનીએ સન ૧૮૦૦ ઇસ્વીમાં નિઝામની સાથે તહનામું કર્યું તેમાં " ઐક્ય અને દોસ્તી, " એ શબ્દો વાપરેલા છે. તે રાજકીય " ઐક્ય અને દોસ્તી, " જે હિંદુસ્તાનના રાજાઓ સાથે સંપાદિત કરવામાં આવેલ, તેથી દેશી લોકોને જાણવામાં આવ્યું હતું કે, પૂર્વે થઇ ગયેલાં રાજ્યોને નહિ મળતા થઈ, બ્રિટિશ રાજ્યકર્ત્તાઓએ પોતાના હક્કની સાથે બીજાના હક્કને માટે માન રાખવા એકસરખી ઈચ્છા રાખી હતી. એ પરિણામ શી રીતે પ્રાપ્ત થયું, અને દેશી રાજ્યોની નીચે આવેલ હિંદુસ્તાન સાથે રાણી સરકારના તાબામા આવેલ બ્રિટિશ ઇન્ડિયાની એકતા ક્રને ક્રને વધારે મજબૂત શી રીતે થઈ, તે ઈતિહાસની રચના તરફ નિકટ લક્ષ

આપ્યા શિવાય સારી રીતે જાણી શકાય તેમ નથી. બ્રિટિશ કાયદા અને ધારા પાળનારા પ્રાંતોનો સીધો કારભાર જેઓએ માથે લીધો છે, અને તેને ફતેહમંદ સ્થિતિએ પહોચાડેલો છે, તેમણે ગ્રહણ કરેલા રસ્તા પ્રમાણે ચાલવું, એ કામ મુકાબલે સરલ છે, પરન્તુ રાણી સરકાર અને તેણીની સાથે દોસ્તી ધરાવનારાં રાજ્યો વચ્ચેના રાજકીય સંબંધના પ્રકાર અને પ્રકટીકરણના જીજ્ઞાસુને માટે મર્યાદાસૂચક સામાન્ય નિશાનીઓની ખામી છે. જીજ્ઞાસુને રસ્તો સૂચવે તેવાં રાજકીય નિયમોના સંગ્રહ અને સત્તાવાર પુસ્તકો નથી. કેટલાકના મત પ્રમાણે તે બાબતો ગેબમાં રહેલી છે, તે વેપારના ભેદની પેઠે ઘણું સારૂં છે. બીજા કેટલાકને હિંદુ-સ્તાનના ઈતિહાસની આ શાખાનું અધ્યયન મનોરંજક લાગે છે, અને સત્તાવાર રીતે બહાર પડતી "બ્લુ બૂકો" જે રસ્તો સૂચવે છે, તે સહિસલામત છે એમ માને છે. ગમે તેમ ધોરણ રાખીએ તોપણ તે સંખ્યાબંધ મ્હોટા કેસોના કંટાળાભરેલા અવલોકનથી માત્ર સમજાય તેમ છે. વળી એવા કૃત્યના જેવો બીજો દાખલો પ્રાચીન કે અર્વાચીન પ્રજાઓના ઈતિહાસમાંથી શોધી કહાડવો એ વ્યર્થ જાય તેવું છે. દેશી રાજ્યોનું ઉપર ઉપરથી અવલોકન કરતાં તેના વિસ્તાર, મૂળ, અને ફેલાવની બાબતમાં ગુંચવણ ભરેલી ભિન્નતાઓ અજવાળામાં આવે છે. તેઓની આ સદીના પ્રથમ ભાગની સ્થિતિ તો તોફાનના અસ્વસ્થપણા અને ક્ષોભમાં આવેલા સમુદ્રના અચાનક પાષાણવત્ થઈ જવાની બરાબર માલુમ પડે છે. લડાઈ બંધ કરીને 'પોતાની રૈયતને સુખી કરવા" કંપનીએ કહ્યું, તેથી દેશી રાજકર્ત્તાઓએ જે રાજ્યો ઘણે ભાગે તલવાર અને કાવતરાથી મેળવેલાં, તે રાજ્યોનાં બંધારણ સંબંધી વિવિધ પ્રકારની મુસ્કેલીઓમાં અને ગુંચવણોમાં તેઓ પોતે આવી ભરાણા જેવા બન્યા. એક દેશમાં જોઈએ તો તાબાની રૈયત પરદેશી રાજાના કરતાં જૂદીજ જાતની અને જૂદાજ ધર્મની હતી એટલુંજ નહિ, પણ લશ્કર અને મુલક ઉપરની પેશકદમી કંપનીએ બંધ કરી તે પહેલાં

થોડાં વર્ષ ઉપર તેઓ કબીલા સહીત તે દેશની બહાર હાંકી કઢાયેલા હતા. કોઈ દાવાદાર સામે તેને પોતાનો દરજ્જો જાળવવા ટક્કર લેવી પડતી હતી. કોઈ બીજા રાજ્યમા વળી બળવાન્ અમીરો હકુમતનો દાવો રાખતા માલમ પડયા. આમ થવાથી રાજાની સત્તા જાળવવાનુ અશક્ત થઈ પડયુ જોવામાં આવ્યુ. વળી કોઈ ત્રિજે સ્થળે જોઈએ તો લૂટારા સીપાઈઓનાં ટોળાં એકદમ પોતાના ગુજરાનના અપ્રમાણિક સાધનહીન થઈ ગયેલા રૈયત દાખલ રહેતા જોવામા આવ્યા. દરેક દેશી રાજાને ગયા જમાના તરફથી વારસામાં પ્રાપ્ત થયેલી મુશ્કેલી એવી વિવિધ તરેહની હતી કે, સમગ્ર સમૂહને એક સરખુ સમાન ધોરણ લાગુ થાય તેમ રહ્યુ ન હતું. બ્રિટિશ અમલદારો ચોકસ કરી શકતા ન હતા કે કેવી રીતની ગ્રન્થીથી રક્ષિત રાજ્યોની સાથે ઉત્તમ રીતે સંયોજિત થઇ જવુ' ત્રણ ભિન્નભિન્ન રીતો અજમાવવામા આવી હતી. જે રાજકીય સિદ્ધાંતનું નિરાકરણ કરવાનું નજર આગળ આવી પડતું, તેને પ્રથમ આગલા પ્રયોગની ગુચવણોમાથી છૂટું કરવું પડતુ હતું. દેશી રાજ્યો અને સર્વોપરિ સત્તાની વચ્ચે સજીવન સયોગની મજબૂતી કરવામા આવી કબાહનો હતી, તેથી આશ્ચર્ય પામવાનું નથી કે ઉપરિ સત્તા અદ્યાપિ રાજકીય વ્યવસ્થાનુ લખિતવાર ધોરણ બહાર પાડી શકી નથી. ખરૂં પૂછો, તો જો કે કેટલાક ધોરણોની વ્યાખ્યા જાહેર રીતે કરવામાં આવેલી છે, અને દરમિયાનગિરીના કેટલાક કેસોને એ ધોરણો લાગુ પણ કરેલાં છે, તોપણ બ્રિટિશ સરકાર અને તેના તાબાના દોસ્તી અને ઐક્ય ધરાવનારાં રાજ્યો વચ્ચેનો સંબંધ સૂચવનારા સ્થાપિત થયેલા નિયમોનો સંગ્રહ આજ સુધી અમલમાં આવે તેવી રીતનો નક્કી થયો નથી.

---

## ૨. ધોરણનો સંગ્રહ એકઠો થતો જાય છે.

કાયદા અને ધોરણથી હિંદુસ્તાનની શહેનશાહત સાથે જોડાયેલાં રાજ્યો-

આપ્યા સિવાય સારી રીતે જાણી શકાય તેમ નથી. બ્રિટિશ કાયદા અને ધારા પાળનારા પ્રાંતોનો સીધો કારભાર અંગ્રેજોએ હાથે લીધો છે, અને તેને ઠરેલબંધ સ્થિતિએ પહોંચાડેલો છે. તેમણે ઘડેલા કાયદા ધારા પ્રમાણે ચાલવું. એમ કામ મુકાબલે સરલ છે, પરન્તુ આપણી સરકાર અને તાબાની સાથે જોડાયેલાં રાજ્યો વચ્ચેના રાજકીય સંબંધના પ્રકાર અને પ્રકટીકરણના ઇતિહાસને માટે મર્યાદાસૂચક સામાન્ય નિશાનોની ખામી છે. ઇતિહાસને રસ્તો સૂચવે તેવાં રાજકીય નિયમોના સંગ્રહ અને સત્તાવાર પુસ્તકો નથી. કેટલાકના મત પ્રમાણે તે બાબતો ગોળમાં રહેલી છે, તે વેપારના ભેદની પેઠે ઘણું સારું છે. બીજા કેટલાકને હિંદુસ્તાનના ઈતિહાસની આ શાખાનું અધ્યયન મનોરંજક લાગે છે, અને સત્તાવાર રીતે બહાર પડતી "બ્લુ બુક્સ" જે રસ્તો સૂચવે છે, તે સહિસલામત છે એમ માને છે. ગમે તેમ ધોરણ રાખીએ તોપણ તે સંખ્યાબંધ મોટા કેસોના કંટાળાભરેલા અવલોકનથી માત્ર સમજાય તેમ છે. વળી એવા કૃત્યના જેવો બીજો દાખલો પ્રાચીન કે અર્વાચીન પ્રજાઓના ઈતિહાસમાંથી શોધી કહાડવો એ વ્યર્થ જાય તેવું છે. દેશી રાજ્યોનું ઉપર ઉપરથી અવલોકન કરતાં તેના વિસ્તાર, મૂળ, અને ફેલાવની બાબતમાં ગુંચવણ ભરેલી ભિન્નતાઓ અજવાળામાં આવે છે. તેઓની આ સદીના પ્રથમ ભાગની સ્થિતિ તો તોફાનના અસ્વસ્થપણા અને ક્ષોભમાં આવેલા સમુદ્રના અચાનક પાષાણવત્ થઈ જવાની બરાબર માલુમ પડે છે. લડાઈ બંધ કરીને 'પોતાની રૈયતને સુખી કરવા" કંપનીએ કહ્યું, તેથી દેશી રાજકર્ત્તાઓએ જે રાજ્યો ઘણે ભાગે તલવાર અને કાવતરાંથી મેળવેલાં, તે રાજ્યોનાં બંધારણ સંબંધી વિવિધ પ્રકારની મુશ્કેલીઓમાં અને ગુંચવણોમાં તેઓ પોતે આવી ભરાણા જેવા બન્યા. એક દેશમાં જોઈએ તો તાબાની રૈયત પરદેશી રાજાના કરતાં જુદીજ જાતની અને જુદાજ ધર્મની હતી એટલુંજ નહિ, પણ લડાઈ અને મુલક ઉપરની પેશકદમી કંપનીએ બંધ કરી તે પહેલાં

ચોડાં વર્ષ ઉપર તેઓ કબીલા સહીત તે દેશની બહાર હાંકી કઢાયેલા હતા. કોઈ દાવાદાર સામે તેને પોતાનો દરજ્જો જાળવવા ટક્કર લેવી પડતી હતી કોઈ બીજા રાજ્યમાં વળી બળવાન્ અમીરો હકુમતનો દાવો રાખતા માલમ પડયા આમ થવાથી રાજાની સત્તા જાળવવાનુ અશક્ત થઈ પડયુ જોવામાં આવ્યુ. વળી કોઈ ત્રિજે સ્થળે જોઈએ તો લૂટારા સીપાઈઓનાં ટોળાં એકદમ પોતાના ગુજરાનના અપ્રમાણિક સાધનહીન થઈ ગયેલા રૈયત દાખલ રહેતા જોવામાં અવ્યા. દરેક દેશી રાજાને ગયા જમાના તરફથી વારસામાં પ્રાપ્ત થયેલી મુશ્કેલી એવી વિવિધ તરેહની હતી કે, સમગ્ર સમૂહને એક સરખુ સમાન ધોરણ લાગુ થાય તેમ રહ્યું ન હતું. બ્રિટિશ અમલદારો ચોકસ કરી શકતા ન હતા કે કેવી રીતની ગ્રન્થીથી રક્ષિત રાજ્યોની સાથે ઉત્તમ રીતે સયોજિત થઇ જવું. ત્રણ ભિન્નભિન્ન રીતો અજમાવવામાં આવી હતી. જે રાજકીય સિદ્ધાંતનું નિરાકરણ કરવાનું નજર આગળ આવી પડતું, તેને પ્રથમ આગલા પ્રયોગની ગુચવણોમાથી છૂટુ કરવુ પડતું હતું. દેશી રાજ્યો અને સર્વોપરિ સત્તાની વચ્ચે સજીવન સંયોગની મજબૂતી કરવામા આવી કબાહતો હતી, તેથી આશ્ચર્ય પામવાનું નથી કે ઉપરિ સત્તા અદ્યાપિ રાજકીય વ્યવસ્થાનું લખિતવાર ધોરણ બહાર પાડી શકી નથી. ખરૂ પૂછો, તો જો કે કેટલાક ધોરણોની વ્યાખ્યા જાહેર રીતે કરવામાં આવેલી છે, અને દરમિયાનગિરીના કેટલાક કેસોને એ ધોરણો લાગુ પણ કરેલાં છે, તોપણ બ્રિટિશ સરકાર અને તેના તાબાના દોસ્તી અને ઐક્ય ધરાવનારા રાજ્યો વચ્ચેનો સંબધ સૂચવનારા સ્થાપિત થયેલા નિયમોનો સંગ્રહ આજ સુધી અમલમાં આવે તેવી રીતનો નક્કી થયો નથી.

---

## ૨. ધોરણનો સગ્રહ એકઠો થતો જાય છે.

કાયદા અને ધોરણથી હિંદુસ્તાનની શહેનશાહત સાથે જોડાયેલા રાજ્યો-

ને નિર્ભયતાનો લાભ મળે તેવુ છે, પરન્તુ તે કાયદા અને ધોરણ ને રાજ્યો ની વચ્ચેનો ચોકસ સબધ બતાવે એવા નહિ હોવાને લીધે ટકલક દરજ્જે એ લાભની પ્રાપ્તિ થઈ શકતી નથી. આપણી (અંગ્રેજની) રાજ્યસત્તા નીચે આવેલા પ્રાંતોના કાનોબારના ઉદ્ભવ અને પ્રચારનો તપાસ કરવાનુ કામ ઇતિહાસવેત્તાઓ વારંવાર માથે લે છે, તેના કરતાં ઈન્ડિયા સરકારના પોલિટિકલ ખાતાના કામની અદરનો તપાસ કરવાનું કામ ધોરણના સદરહૂ અભાવને લીધે દેખીતી રીતે વધારે મુશ્કેલ થઈ પડે છે; પણ ધારા બાંધનારી સભામાં બ્રિટિશ રાજ્યનો સેંકડો રાજ્યો સાથેનો સંબંધ સુચવનારૂં ગુંચવાળુ ભરેલું અને નાજુક યન્ત્ર ચલાવવાની રીતો આલમની નજરે પડતી નથી, માટેજ નીચે લખેલો નિયમ ગ્રહણ કરી લઈ તેને લાગુ કરવા જેવું રહેતું નથી.

"મારી મરજી છે એટલે તે હું ફરમાવું છું, મારી ખુશી છે એટલે દલીલની જરૂર નથી"

સન ૧૮૫૨ માં છપાયેલા અર્વાચીન ઈન્ડિયાના ઇતિહાસનાં સર જ્યોર્જ કાપબેલે દેશી રાજ્યો સાથેના આપણા સંબંધો વિષે લખ્યું છે કે- "એક સરખું ધોરણ નથી, અને કઈ કઈ બાબતમાં આપણે વચ્ચમાં પડીએ છિએ, અને કઈ કઈ બાબતમાં વચ્ચમાં પડતા નથી તેનો ચોક્કસ ખુલાસો કરવો અશક્ય છે." ત્યાર બાદ નવ વર્ષ પછી ડાક્તર ટ્વિસે "સુલેહના વખતમાં પ્રજાઓના હક્ક" એ નામનું પુસ્તક લખ્યું. તેમાં સન ૧૮૨૯ મા બહાર પડેલા "બ્રિટિશ અને ફોરીન રિવ્યુ" ના આઠમા પુસ્તકમાં ઇંગ્રેજ સરકારના પોલિટિકલ ઉદ્દેશ અને કૃત્યો વિષે જે ખ્યાલ આપ્યો છે, તે કરતાં વધારે સારો ખ્યાલ આપેલો વાચકવૃન્દની નજરે આવતો નથી. સદરહૂ રિવ્યુમાં લખનારે પોતાની ખાત્રી બતાવી છે કે, રાજ્યો ખાલસા કરી લેવા કંપનીનો વિચાર હતો; પરન્તુ તેની ભવિષ્યવાણીને ઇતિહાસે તદ્દન જૂઠી પાડી છે. આ ઉપરથી માલમ પડે છે કે,

સર જ્યોર્જ કૅમ્પબેલ અને ડાક્તર ટિવસે બતાવેલો લખનાર એ બન્ને હિંદુસ્તાનના ગુંચવણીઆ ઈતિહાસમાં પોતાનો રસ્તો કાટતા ચાલતાં નિશાનો મૂકી ગયા હતા; પરન્તુ સર્વોપરિ સત્તા અને રક્ષિત રાજ્યો વચ્ચે ગુંચવણવાળી બાબતો પેદા થાય, ત્યારે તેઓ વચ્ચેના સબધ પ્રદર્શિત કરે એવા સત્તાધાર નિયમો તથા ધારા નથી, તેથીજ ગ્રહણ કરી લેવા જરૂર નથી કે, આગળની અને હાલની રાજનીતિ અને સંબંધનો ચોક્કસ ખુલાસો થઇ શકતો નથી. પાર્લામેન્ટના દફતરો અને ઈન્ડિયા આફિસના ગેઝેટો ઉપરથી અમુક બાબતો વિષે સરકારના હેતુનો છેલ્લા પચાસ વર્ષોનો તો પૂરો ખુલાસો મળી આવે છે, અને તેની અંદર પોલિટિકલ ખાતાના ઘણા ધોરણ છુટક છુટક રીતે મળી આવે છે, જેમકે મણિપુરને લગતા પાર્લામેન્ટના જે કાગળો છપાયા છે, તેમા તા૦ ૫ માંહે જૂન સન ૧૮૯૧ના ડિસપેચમા ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે આ પ્રમાણે લખેલુ છે – "તાબાના દેશી રાજ્યો માટે વારસાનો અનુક્રમ મુકરર કરી આપવો એ બ્રિટિશ સરકારનો હક્ક અને ફરજ છે ગાદીના દરેક વારસને માટે બ્રિટિશ સરકારનો સ્વીકાર જોઇએ, નહિતો ત્યાં સુધી તે વાસ્તવિક ગણાય નહિ આ ધોરણ પૂરી રીતે સમજવામાં આવેલ છે, અને હમેશાં પાળવામાં આવે છે" આ દ્રષ્ટાંતમા બીજા ઘણા દ્રષ્ટાંતો ઉમેરી શકાય તેમ છે. તે ઉપરથી સ્પષ્ટ રીતે નીકળે છે કે, હિંદુસ્તાનની સરકારે પોતાના ધોરણો બહાર પાડવામા અને લાગુ કરવાના આનાકાની કરેલી નથી આજપર્યંત પોલિટિકલ ખાતાની વ્યાખ્યા કરવાનુ અથવા તેનાં ધોરણોનો સત્તાધાર સગ્રહ કરવાનુ સરકારને જરૂરીયાતને લીધે બન્યુ નથી તેનો સબબ બેહેરિંગના સમુદ્રની ચર્ચા વખતે થોડી મુદ્દત પેહેલા મિ૦ ફેલ્પ્સે બતાવ્યો હતો, તેજ પ્રમાણે બેશક છે. જૂદી જૂદી પ્રજાઓની દરમિયાન ચાલતા ધારાને હવે કાયદાનુ રૂપ પ્રાપ્ત થતુ જાય છે. " કલ્પિત અને અયોગ્ય નિયમોની ચર્ચાનો દૂર રાખ્યા વગર પ્રસગોપાત સારા દ્રષ્ટાંતો સ્થાપિત થયા છે, ' એમ મિ૦

ફ્રેડ્સનું કહેવું છે; એ વાત અનુભવ સિદ્ધ છે કે, જેમ જેમ વખત વીતતો જાય છે, તેમ તેમ સમાન પ્રજાઓ વચ્ચેના પરસ્પર વ્યવહાર સંબંધ નવાં અને અપૂર્વ સિદ્ધાંતો આપણી નજર આગળ લાવતો જાય છે જ્યારે રક્ષિત રાજ્યોની હકિકત અને સંખ્યા ઉપર ખ્યાલ કરીએ છીએ, ત્યારે નજરોનજર એમ લાગે છે કે ચોકસાઈ અથવા જેને લોર્ડ લિટને "પ્રગતનું પટપણું" કહ્યું છે, તે માટે નિયમો બાંધવાનું અયોગ્ય લાગે છે.

---

## ૩. બ્રિટિશ ઈન્ડિયામાં કાયદાના અમલ અને રાજકીય કામમાં ડહાપણના નિયમનો મુકાબલો.

એક રીતે જોતા આવા નિયમોના અભાવને લીધે દેશી રાજ્યો સાથે મજબૂત એકતા કરવામા હરકત થઈ પડે છે; કેમકે સમગ્ર રાજ્યો તેમજ દરેક રાજ્યની સાથેનો સબંધ સ્પષ્ટ રીતે મુકરર થાય તો તેથી પરસ્પર ગેરસમજુતી અને ઘર્ષણ થતાં અટકે છે; પરન્તુ આપણે વિસરી જવું નહિ જોઈએ કે, રોમના પ્રજાસત્તાક રાજ્યના તાબામા રક્ષિત રાજ્યોમાં રોમનો કાયદો દાખલ કર્યા પછી તરતજ તે રાજ્યો ખાલસા કરવા રિવાજ ચાલ્યો હતો. હિંદુસ્તાનના રાજાઓ બીજા બધા હક્ક કરતાં ઇંગ્રેજી કાયદો દાખલ કરવાની સામેની તેમની બાયધરીને વધારે કિમતી ગણે છે. ઈન્ડિયા સરકારની સામે કેટલાક લખનારાઓ રાજકીય કામમા અનિયમિતપણાનો આરોપ લાવે છે, આથી માત્ર રાજ્યોની એકતા જાળવવામાં સરકારને નડતી મુશ્કેલી પ્રદર્શિત થાય છે, એથી કોઈ રીતે રાજનીતિની ખામી ગણવાની નથી. હિંદુસ્તાનની શેહેનશાહતમાના કોઈ પ્રાંતના બ્રિટિશ માજીસ્ટ્રેટ કે કલેક્ટરના કામનો, અને દેશી રાજ્ય સાથે સબંધ રાખનારા પોલિટિકલ અમલદારના કામનો પરસ્પર મુકાબલો થઈ શકે તેમ નથી. રાણી સરકારના તાબાના મુલ્કોમાં ધોરણ બંધાય તે માટે અનુકૂલ સાધનો

છે; કેમકે લોકોના ધર્મ અને જાતો જોકે ભિન્નભિન્ન છે, તોપણ જૂદી જૂદી પ્રજાઓ સામાન્ય ધારા અને એકજ ન્યાયના ધોરણના તાબામાં હોવાથી એકજ જનસમુદાયના રૂપમાં મળી ગઈ છે. રાજ્યવહિવટ માં કુદરતેજ સ્વતઃ ડહાપણવાળો દાખલો બેસાડેલો છે. એક કવિએ કહ્યું છે કેઃ—

( દોહરો. )

" બીજાંની કુદરત કરે, અતિશય તો સભાળ;
દરેક જિંદગીની રહે, તે બહુ રહિતજ ખ્યાલ. "

કાયદા અને ધોરણનું પ્રબલ એ સ્વર્ગીય રાજયવહિવટ ચલાવનાર અથવા દીર્ઘદર્શી સુધારાવાળા ઉપર વગર જરૂરનો અંકુશ નાખે છે, એવું દૂષણ ઘણી વાર તેના ઉપર મૂકવામાં આવે છે, પરન્તુ જ્યાં સુધી કાયદા બાંધનાર યંત્રના ચક્રો સહેલાઈથી ચાલે છે, ત્યાં સુધી આગળ વધતા જનમંડળના ઉપયોગ માટે કાયદા અથવા ધોરણે સહગામી શા વાસ્તે ન રહેવું તેનું કાંઈ કારણ નથી કોઈ એક અમલદારને ફેરફાર માટે જરૂર લાગે તો તેણે કાયદો હરકતને દૂર કરે ત્યાંસુધી ખામોશ રાખવી જોઈએઃ પણ જ્યારે હરકત દૂર થાય, ત્યારે ફેરફારથી આખા દેશને લાભ થાય છે. તે લાભ પછી જે દેશમાં તે અમલદાર કામ કરતો હોય તેને એકલાનેજ પ્રાપ્ત થાય છે એમ રહેતુ નથી. આ ક્રિયાથી ઈતિહાસ લખનારનું કામ સહેલુ થઈ જાય છે. નવા કાનુનોનો પ્રચાર નોધાતો જાય, તેમ કાયદા બાંધનારના કામ તરફ તેને માત્ર પોતાની નજર ખુંચાવવાની છે. તેમ કરવાથી નવા ફેરફારનાં કારણો અને ઉદ્દેશો નક્કી કરવામાં તેને કોઈ પ્રકારની મુશીબત લાગતી નથી. આ પ્રમાણે ખુલ્લું છે કે, બ્રિટિશ ઈન્ડિયાના ધોરણના મરિઅલને અધિક સખ્તાઈ પકડવા ન દેતાં સમાન કરનારો કાંટો, કાયદા બાંધનારી સત્તાની આગળ વધવાની યા પાછા હઠવાની યોગ્યતાથી પૂરો પડે

છે. જુદા જુદા વિસ્તાર અને સામાજિક સ્થિતિના દેશી રાજ્યોને બ્રિટિશ રાજ્ય સાથે સંયોજિત કરનારી ગ્રન્થી કાયદાથી કે સંસ્થાનોની એટસપી કોર્ટોના ટેકાથી મજબૂત થતી નથી. તેમના રાજકીય સબંધના પ્રકારમાં થતા ફેરફારોની વ્યાખ્યા કે નોંધ કોઈ સર્વોપરિ સત્તા કરતી નથી. જે ધોરણો બહાર પાડવામાં આવેલાં છે, તે તેમની બે તરફની હકિકતોનાં ખાસ વિરૂદ્ધપણાના પરિણામો છે, અને સત્તાધારી છાપવાળા કોઈ પુસ્તકમાં તેનો સંગ્રહ કરેલો માલમ પડતો નથી સેંકડો રાજ્યોમાંના કોઈ અમુકને કાંઈ ખાસ ટેકો જોઈતો હોય તેનો, અથવા તેના અંદરના વહિવટમાં હાથ નાખવાનું હોય તેનો આધાર તેની ખાસ સ્થિતિ ઉપર રહે છે. રાજકર્તા એજ રાજ્ય છે, અને દરેક રાજકર્તાની વહિલોપાર્જિત અને જાતની યોગ્યતા તફાવતવાળી જોવામાં આવે છે. રાજાનો હુકમ એજ કાયદો છે. તેની મરજીમાં આવે ત્યારે તે ન્યાયાધીશોને રજા આપી શકે છે. કાયદો ચલાવનારા અમલદારો તેમના જાહેર કૃત્યો માટે ન્યાયની અદાલતોને જવાબદાર હોતા નથી. માત્ર મૈસુર. વડોદરા, અથવા કોલાપુર જેવાં રાજ્યો, જેમા રાજાની સગીર વયને લીધે અથવા બીજાં કારણોસર બ્રિટિશ અમલદારોએ લાંબી મુદ્દત રાજવહિવટ ચલાવ્યો છે, તેની અંદર કાયદાના સંગ્રહની હસ્તિ જોવામાં આવે છે, અને તે કાયદા પણ યોગ્ય ફેરફાર કરી બ્રિટિશ કાયદાના પુસ્તકોમાંથી લીધેલા છે. દરેક સંસ્થાનના સર્વોપરિ સત્તા સાથેનો સંબંધ ચલાવવા એક બ્રિટિશ અમલદાર હોય છે આ પ્રમાણે જણાયછે કે રાજ્યોનો પરસ્પર સબંધ, દરેક રાજ્યની અંદર તેમજ તેની બહાર અગતપણાથી આચ્છાદિત થયેલો રહે છે. જ્યા આવી સ્થિતિ છે, ત્યા સત્તાની તરફથી કાંઈ નિયમ બાંધવામાં આવે તો તેને માટે અપવાદો રાખવા પડે છે. ત્યાર પછી સામાન્ય ધોરણ તરીકે તે ગણી શકાય, અને તેનું ધોરણ સ્થાપિત થયું મનાય.

કાલાન્તરે સઘળાં રાજ્યોનો નીતિ અને દબ્ય સબંધી પ્રચાર વૃદ્ધિગત થશે. સરકાર પોલિટિકલ ધોરણ બાંધી શકશે તો તેથી હિંદુસ્તાનને રાજકીય ધારો પ્રાપ્ત થતાં દેશી રાજ્યોને મજબૂતી અને આધાર હાંસલ થશે, ત્યાં સુધી તો આપણે કબૂલ કરવું જોઈએ કે, બ્રિટિશ રાજ્યના તાબાના પ્રાંતોમાં કાયદા બાંધનારના પ્રેસિડિંગ્સથી બ્રિટિશ રાજ્ય સાથે સંયોજિત થયેલાં રાજ્યોનો ખરો સબંધ જાણવા ઇચ્છનારને કાંઈ અજવાળું પ્રાપ્ત થતું નથી. દરમિયાનગિરીનો ચોકસ ખુલાસો મળતો નથી, એવો આરોપ સર જ્યોર્જ કાંપબેલ મૂકે છે, તે ખરેખર હકિકતથી સાબીત થતો નથી. ગંભીર દરમિયાનગિરીના બધા કેસોમાં આલમને હિંદુસ્તાનની સરકાર તરફથી ભરોસામાં લેવામાં આવેલી અને પોતાનાં કૃત્યોનો પૂરતો ખુલાસો અપાયેલો; પરન્તુ "એક સરખું ધોરણ નથી," એમ સર જ્યોર્જનું કહેવું વ્યાજબી હતું સાંપ્રત કાળની સ્થિતિ જોતા એવું ધોરણ અશક્ય છે સર્વોપરિ સત્તા સાથે રાજ્યોનું સંયુક્તપણું સાચવવામાં એ એક મુશ્કેલી છે એમ કબૂલ કરી તેની પારંગત થવું જોઇએ.

---

## ૪. દેશી રાજ્યનો બચાવ કરતાં રોમ નિષ્ફળ ગયું.

નોંધ લેવા જોગ બીજી મુશ્કેલી એ છે કે, બ્રિટિશે હિંદુસ્તાનમાં જે રાજકીય કામ માથે લીધું છે, તેના જેવો બીજો દાખલો કે તેને માટે રસ્તો ઈતિહાસમાંથી નીકળતો નથી. રોમન લોકોનાં પરાક્રમોના ઈતિહાસમાંથી હિંદુસ્તાનના બ્રિટિશ રાજ્ય માટે ઘણા સમાન દાખલા અને કેટલાક વિરૂદ્ધ દાખલા મળી આવે છે; તે સામાન્ય માર્ગ પ્રદર્શિત કરનારા છે. રોમન લોકોનો પ્રાંતિક રાજ્યવહિવટ ઈન્ડિયન અમલદારને માટે ધડાથી પરિપૂર્ણ છે; પરન્તુ તેની ચર્ચા આ ગ્રન્થની મર્યાદાની બહાર છે, તોપણ ઉમેદ રાખવામા આવે છે કે, રોમન લોકોએ પોતાની સાથે દોસ્તી રાખ-

નારાં રાજ્યોનુ સ્વતંત્રપણું, અને તરુનાગાથી સમ્પાદિત થએલા હક્કો જાળવવા જે યત્ન કર્યા તે નિષ્ફળ ગયા. તેની જે નોંધ ઈતિહાસે કરેલી છે તેની પુનરુક્તિ હિંદુસ્તાનને માટે થશે નહિ. સગાન રાખવાથી નહિ. પણ નિષ્ફળતાથી શિખવાતી માત્ર ચેતવણીની મદદરૂપી મદદ રોમના ઈતિહાસ માથી પોલિટિકલ એજન્ટને મળે તેમ છે. રોમના પ્રજાસત્તાક રાજ્યમાં દોસ્તી રાખનારાં રાજ્યોની બાબતોના જેવી બાબતો હાલ પણ હિંદુસ્તાનમાં આપણે કાને હમેશા પડે છે કંપનીના મુલક અને મરેઠાથી પચગયેલા તેમની પેલી તરફના મોગલ શેહેનશાહતના હાલકડોલક ગતા મુલક વચ્ચે આવેલા અયોધ્યાના રાજ્યની સ્વતંત્રતા. તેને એક ધક્કો ખમનાર રાજ્ય ગણી, કલાઈવે ડહાપણથી સ્વીકારી હતી. તેમ કરવામા ફ્લામિનિયસે કરેલા કૃત્યની પુનરાવૃત્તિ થઈ હતી. ફ્લામિનિયસે પોતાનુ લશ્કર કોરિંથમાથી પાછુ બોલાવી લીધુ હતું, અને પૂર્વ તરફથી હલ્લો કરવા ન પામે તે સારુ એક જાતની આડ તરીકે મકદુનિયા ઉપર અંકુશ રાખવા ગ્રીસને છૂટુ રાખ્યું હતુ*. પર્શિઅસની પડતી થયા બાદ ગ્રેસ ઉપર અંકુશ રાખવા મકદુનિયાનો બચાવ રાખ્યો હતો, ત્યારે પણ એજ રાજરીતિ ચલાવી હતી, પરન્તુ વારા ફરતી દરેક આડ રસ્તો દેતી ગઈ. જ્યારે ગ્રેસ ખુદને ખાલસે કરવામાં આવ્યુ, ત્યારે જેમ સને ૧૮૪૨માં નેપિઅરે સિંધના અમીરોને પેનશન આપ્યા, તેમ ગ્રેસના રાજકુટુંબ માટે પણ ટાઈબિરિયસે કર્યું હતુ. રોમની

---

*જ્યારે જ્યારે કંપની મુલકો ખાલસા કરવાથી દૂર રહેતી, ત્યારે તેના અમલદારો તેના ઉપર એક જાતનો હલ્લો કરતા હતા લાટિન કવિ લિવિનાં પુસ્તકો ના ૨૮મા ભાગમા ૪૮ મી કવિતામા જે દલીલો વાપરી છે તેવી દલીલો તેઓ કરતા હતા "પોતાના પંડના દેશને સખ્ત માલમ પડતો હોય એટલુજ નહિ, પરન્તુ ચોતરફના સઘળા રાજ્યો જેની ભીતિ રાખતા હોય, એવા જાલમને છોડી દેવો, એ ઘણુજ ઓચ્છુ સગવડભરેલુ જણાયુ" (આ પ્રમાણે લિવિ કવિની ઉપરની દલીલ કવિતામા છે) રણજિતસિંહની પેશકદમીઓ સામે પંજાબનો ખેડુત વર્ગ જે નિસાસા મૂકતો હતો, અને સરકારે જે ફરિયાદો કરતા હતા, તેનો આબેહુબ ચિતાર જેવો આ શબ્દોથી થાય છે, તેવો બીજા શબ્દોથી થવો દુર્લભ છે.

સાથે દોસ્તી રાખનારા રાજ્યો, જેવાં કે રોડ્ઝ, પેરગામસ, અને તાબામાં આવેલુ ન્યુમિડિઆ હતા, તેને ઇનામ દાખલ રોમ તરફથી મુલકો આપવામા આવ્યા હતા. તે બિના ઉપરથી સને ૧૭૯૦ માં ટિપૂ સુલતાન સામે કંપનીએ, તથા યુદ્ધ અને બચાવમાં તેની સાથે રહેવા બંધાયેલાં રાજ્યોએ લડાઈમા મળેલ મુલક વહેચી લેવાનું કર્યું. તે બનાવ આપણને યાદ આવેછે; તેવીજ રીતે ઇસ્વી સન પહેલા ૨૦૨ મા કાર્થેજ ઉપર નાખેલી શરતો અને ત્યાર બાદ તરતજ મકદુનિયાના ફિલિપ ઉપર નાખેલી શરતોનું દ્રષ્ટાંત છે. તે શરતોથી તે રાજ્યોનો રોમની મન્જૂરી વગર લડાઈ કે દોસ્તી કરવાનો હક્ક બંધ થયો હતો. આ બનાવો લોર્ડ વેલસ્લિ તથા લોર્ડ હેસ્ટિંગ્ઝ એ બન્નેએ કરેલા તહનામાની આપણને સ્મૃતિ આપે છે. ગેડિઝને "સંયુક્ત રાજ્ય" ની ઉપમા આપવામા આવી હતી, તે યથાર્થ રીતે દક્ષિણ મહારાષ્ટ્ર, સતારા, અને નાગપોરના જહાગીરદારોને લાગુ થાય છે. દત્તક લેવાની સનદોનુ આ જહાગીરદારોને જે માન હતુ, તે પર રાજ્યોના બીજા રાજકર્તાઓને આપવામા આવેલુ ન હતુ. વળી જ્યારે મૈસુર જેવુ રાજ્ય પોતાની સ્થિતિને લાગુ થાય તેવા બ્રિટિશ કાયદાનો સ્વીકાર કરે છે, ત્યારે લાટિન ભાષાના બોલોમાં "ભળો એક કાયદામા" એમ થયુ કહેવાય બે બાબતમા તો, એટલે શેહેનશાહતના બચાવની ગોઠવણ અને આધીન જૂદારાની ગોઠવણમાં, રોમન લોકોએ કંપનીની માફક રાખ્યુ હતુ, તેથી બ્રિટિશ ઇન્ડિઆમા તો મુલકો ખાલસા કરવાનું થયુ નહિ; પરન્તુ રોમના રાજ્યમાં ચોક્કસ કાયદા અને ધોરણના શોખથી દેશી સસ્થાનો નભી શક્યાં નહિ. ઈસ્વી સન પહેલાં ૧૬૭ મા જ્યારે મકદુનિયા ઉપર કર નાખ્યો અને તેને હથિયારરહિત કર્યું, ત્યાં સુધી તો તેની રાજસત્તા કાયમ રહેવા જોગ હતી; પરન્તુ જ્યારે રોમન કાયદાનુ બંધારણ તેનામા દાખલ થયુ, અને ન્યાયનો વહિવટ અને જૂદી જૂદી કોમના લોકોના સબંધ કાનુનોથી નિશ્ચિત

થયા કે, પછી સંયુક્ત થયેલાં સંસ્થાઓની જુદી હયાતિ બંધ થઈ, અને તે રોમના રાજ્યમાં ભળ્યાં. તે ફેરફાર બેશક આસ્તે આસ્તે થયા. પરન્તુ જ્યારે તે સંસ્થાનોના કાયદા સંબંધી હક્કો કોઈ પણ પ્રકારના હુકમ અનુસાર સ્વીકૃત થયા, અને રોમન રાજ્ય તરફથી તેઓને મ્યુનિસિપલ હક્ક ઈનાયત કરવામાં આવ્યા, ત્યારે તેઓની સ્વતંત્રતા જવાનો સવાલ લાગના ઉપર આધારભૂત થયો. મોરિટાનિયાના રાજાઓના ઇતિહાસથી સાબિત થાય છે. તે પ્રમાણે લાટિન ભાષા દાખલ થવાથી અમલ ધોરણમાં એક જાતની કાયદે પેઠી, અને મુલકો ખાલસા કરવાના કામમાં રોમન અમલદારો અને મ્યાજીસ્ટ્રેટો બળવાન્ સાધનો થઈ પડ્યા. માઉન્ટસ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટનના જમાનાના રાજ-કારોબાર કરનારાઓ કાબેલ વિદ્વાનો હતા. દેશી રાજ્યોમાં બ્રિટિશ કાયદા દાખલ ન કરવા, તેઓના ભાષણોના ઝપાટા રોમના ઇતિહાસ ઉપરથી ધડા દાખલ શિખી લીધેલા હતા, તોપણ દરમિયાનગિરી કરવીજ નહિ, એ મતને છેવટની મર્યાદા સુધી ઘસડી જવામાં તેઓએ ભૂલ ખાધી. અર્વાચીન જન-મંડળ તેવો જુલમ અને ખરાબી રહેવા દે તેમ નથી તેની દ્રષ્ટિની નીચે હિંદુસ્તાનને રહેવાનું છે, એટલે પછી તેમ બનેજ ક્યાંથી?

---

## ૫. અર્વાચીન ઇતિહાસ દાખલો પૂરો પાડતો નથી.

અમેરિકાના રાજ્યોનો અનુભવ સરહદ ઉપર આવેલાં ઇન્ડિયન રાજ્યોના બચાવ માટે બ્રિટિશને તેમ કરવાનું વલણ હોત, તો ઘણો કિંમતી થઈ પડે તેમ હતો; પરન્તુ આ બાબતમાં પણ હિંદુસ્તાનના રાજ્યવહિવટને ઉપયોગી દ્રષ્ટાંતિક ધડો આપવામાં ઇતિહાસ નિષ્ફળ ગયો સને ૧૮૪૬ માં અમેરિકાની સર્વોપરિ કચેરીએ એવો હુકમ બહાર પાડ્યો કે, ઇન્ડિયન લોકોની વસ્તીવાળો કોઈ દેશ કોઈ પણ રાજ્યમાં ન આવી જતો હોય, તો તેની અંદર ગુન્હો કરનાર કોઈ ગોરો માણસ હોય કે ઇન્ડિયન હોય, તોપણ

રાષ્ટ્રીય સભા શિક્ષા કરી શકે; આમ થવાથી અસલના ધોરણોનો બચાવ અશક્ય થઇ ગયો. રાષ્ટ્રીય સભાની નિયમિત હકુમત એ પ્રદેશમાં દાખલ થઇ કે, દેશી રાજ્ય દેખીતી રીતે વિરામને પામ્યુ એમ ધારવામા આવે કે પ્રદેશોને તેમની મૂળની સ્થિતિમા રાખવા માટે મદદ આપવા પશ્ચિમ દુનિયાએ કાંઇ અજવાળુ કર્યું નહિ, તોપણ પૂર્વ દુનિયાએ તો અવશ્ય કર્યુંજ જે રાજ્યોને બ્રિટિશોએ જાળવી રાખવાનુ ઈચ્છ્યુ તે ક્યાથી આવ્યા, અને આશ્રિત રાજ્યો સાથે હિંદુસ્તાનમા કેવી રીતનુ ધોરણ ચલાવ્યુ? કમનશીબે ગેરબંદોબસ્ત અને દિલ્હિની શેહેનશાહતનો છાયો માત્ર રહ્યા હતા, ત્યારે બ્રિટિશોનુ રંગભૂમિ ઉપર આગમન થયુ જે બલિષ્ટ સત્તાઓ તેમની સાથે સ્પર્શમાં આવી તેઓ મુસલમાની પરગણાના તોફાની હાકેમો હતા બાકીના ઘણા ખરા આજકાલના બનેલા હતા. બ્રિટિશ લોકોએ જે સુલેહ સ્થાપી, અને પોતાના મુલકની મર્યાદાવર્તુલની બહાર પ્રથમ જાણી જોઇને ખેદરકારીથી રાજનીતિ ચલાવી તેથી દેશી રીતના બે ઉદાહરણો તેમને મળી આવ્યા મધ્ય હિંદુસ્તાનમા દરેક રાજ્ય પોતાના પડોશી સાથે નિરંતર લડાઈ મચાવી રહ્યુ હતુ. લોર્ડ હેસ્ટિંગ્ઝે ગ્વાલીઅર અને ઇંદોર સાથેના તહનામા સુધરાવી કોલકરાર કરવાનો હક્ક જાહેર કર્યો ન હોત, તો નકશામાથી મરેઠાઓએ રજપુત રાજ્યોને લોપી નાખ્યા હોત, અને કંપનીનુ મર્યાદાવર્તુલ પાછુ ઠેઠ સતલજ સુધી ફેલાયુ હોત પંજાબમાં તેની બહાર આવેલુ દરેક સંસ્થાન રણજિતસિંગે ખાલસા કર્યું, પણ સારા ભાગ્યે તે મર્યાદાવર્તુલની હદ સતલજેજ પાછી ઠરી હતી. દક્ષિણ હિંદુસ્તાનમાં અદ્યાપિ કોલાપુરના રાજ્યના તાબામાં કેટલીક જાહાગીરોછે. તેઓની હયાતિનુ કારણ બ્રિટિશ બાયધરી છે. તેમજ બીજુ કારણ એ છે કે, તારીખ ૨૦ મી અક્ટોબર સને ૧૮૬૨ ના કોલાપુરના તહનામા પ્રમાણે શેષ સત્તા કોલાપુર પાસેથી લઈ બ્રિટિશ સરકારના સહીસલામત હાથનાં સોપવામા આવી છે સંક્ષેપમા એટલુ તો

કબૂલ કરવું જોઈએ કે, " દેશી રાજ્યોનો બચાવ કરવો એ આવશ્યક ફરજ હતો." એ સિદ્ધાન્ત ઉત્પાદિત કરનારાં બીજાં કારણોમાં એક કારણ એ પણ હતું કે, બીજી પ્રજાઓમાંથી અને બીજા જમાનામાંથી આવા પ્રવર્તનની ફતેહનો દાખલો હાથ લાગતો ન હતો.

---

## ૬. બેવડી હકુમતનો ગુંચવણીઓ સિદ્ધાંત

એમની નિષ્ફળતાથી નમતો વેરો ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ જતો કર્યો ન હતો. છોટા રાજ્યો સાથે જે કોલકરારો કરવામાં આવ્યા હતા તેમા રૈયતના સુખ તરફ અને ન્યાયના વહિવટ તરફ ધ્યાન અપાયું હતું; પરન્તુ મોટા રાજ્યો સાથે જે તહનામા ગજાગપણે કરવામા આવ્યા હતાં, તેમાં " મહારાજાની રૈયત સાથે અમારે કોઈ રીતનો સબંધ રાખવાનો નથી, " એવા શબ્દો દાખલ કર્યા હતા. ત્યાર બાદ અનુભવથી સિદ્ધ થયું કે, રાજ્યો સાથેના નિકટ અને નિરંતર સબંધથી તેમની રૈયતનીજ ખાતર બ્રિટિશ સરકારને દરમિયાનગિરી કરવા જરૂર છે. અને ઈનસાફના ધોરણમા સુધારો કરવા ખાતર દોસ્તી રાખનારા રાજ્યો ઉપર કંઈક દબાણ કરવા જરૂર છે. આવે પ્રસગે દરમિયાનગિરી નહિ કરવાની શરતોનો ભાવાર્થ સભાળથી પાળવામાં આવતો હતો. પોતાના કાયદા દાખલ ન કરવા, અથવા પોતાના મુલકની હદની પેલી તરફ પોતાની સામાન્ય હકુમત ન વિસ્તારવા માટે રાજ્યોને કંપનીએ બાયધરી આપી હતી, એવો ખુલાસો કરવામા આવતો હતો, પરન્તુ જ્યા રાજ્યો ખાલસા ન કરવાના સાધન તરીકે દરમિયાનગિરી અને બ્રિટિશ હકુમતનું દાખલ કરવું અવશ્ય જરૂર ના જણાયાં, ત્યા અમલ કરનારી સત્તાની રૂએ હકુમત ચલાવનારી કોર્ટો સ્થપાઈ હતી. તે કોર્ટો સ્થાપવામા બ્રિટિશ ઇન્ડિયાના ધારા બાંધનારા અમલદારોનો કાંઈ હાથ ન હતો. આ અગત્યનો ભિન્નભાવ યુક્તિવાળો લાગશે;

પરન્તુ હિંદુસ્તાનનાં રાજ્યોમાં જે ન્યાયનું ધોરણ દાખલ કરવામાં આવ્યું છે તેની તે ખરી ચાવી છે દેશી રાજ્યોની અપૂર્ણ કોર્ટોના ઈનસાફના વહિવટની ચોતરફ રફતે રફતે કેટલી વિરૂદ્ધતા અને વાધા વેષ્ટિત થયા તે સેહેલાઈથી સમજી શકાય તેવું છે. કંપનીએ સંસ્થાનોમા બ્રિટિશ થાણાં ઓ સ્થાપ્યાં નહિ, તોપણ સામાન્ય રક્ષણને અર્થે કેટલીક છાવણીઓ સ્થાપવા તેને જરૂર પડી પરદેશી રાજ્યોમા કોઈ શેહેરના લોકોને મ્યુનિસિપલ હક્કો બક્ષવામા આવ્યા ન હતા. પણ દેશના અને દેશાવરના વેપારથી યૂરોપિયન વેપારીઓ અમુક મધ્યસ્થ જગાઓમા ખેચાઈ આવ્યા તેમના અંકુશ માટે, તેમજ તેમના રક્ષણ માટે બ્રિટિશ કોર્ટોની જરૂર થઈ. આ પ્રમાણે અને બીજી રીતે દેશી રાજ્યોની અંદર પર (બ્રિટિશ) હકુમત ચલાવવાની જરૂરીયાત પેદા થઈ રોમન લોકોનું ધોરણ ગ્રહણ કર્યા વગર, અને દેશી રાજ્યકર્ત્તાઓના અંદરના વહિવટમા વગરે જરૂરનો હાથ ઘાલ્યા શિવાય, દેશી રાજ્યોમાંની ઈંગ્રેજ અથવા રક્ષિત રૈયતના લાભ અર્થે, કાયદો અને ન્યાય આ ગોઠવણથી પૂરાં પાડવામાં આવ્યાં તે ગોઠવણ ગોયા તે રાજ્યોને ખાલસા કરવાની ભમરીમાથી બચાવવાની ખાયશનો ઘણો પ્રસિદ્ધ પુરાવો છે. પર મુલકમાંની બ્રિટિશ કોર્ટોના પ્રકાર વિષે આ ગ્રન્થના બારમા પ્રકરણમાં ધ્યાન આપવામા આવશે આ જગોએ તો એટલુંજ કહેવાની જરૂર છે કે, ન્યાયના ધોરણમા દરમિયાન આવવા માટે કાંઈક ઈલાજની આવશ્યકતા હતી દેશી રાજ્યને જાળવી રાખવાના કામને એક મોટો ભયંકર ડર રહેલો હતો. દેશી રાજ્યના આખા બંધારણને છૂટું કરી નાખે એવી ફાચર ભોકયા વગર રજવાડાઓમા બ્રિટિશ કોર્ટો દાખલ કરવી એ અશક્ય હતું. સર જ્હોન માલ્કમે સને ૧૮૩૦ માં કંપનીને એવી રાજ્યરીતિ બતાવી કે, "જેને આપણે અવ્યવસ્થિત રાજ્યવહિવટ કહીએ છિએ, તેને થોડી મુદત ચાલવા દેવો," અને "લોકોના સમજવામા આવે

નહિ એવા કાયદાથી તેમને ગભરાવવા નહિ" આ પ્રમાણે તે વિદ્વાન અમલદારના વિચારો હતા; પરન્તુ દેશી રાજ્યની મહત્વતા, માનમર્તબો. અને સ્થિતિ તપાસીએ, તો માલમ પડશે કે બ્રિટિશ રાજ્યની અંદર, અને તેની સરહદ ઉપર આવેલા રાજ્યો સાથેનો બીજી રીતનો તેમજ ન્યાયનો સબંધ નિયમિત કર્યા વગર છુટકો ન હતો.

---

## ૭. રાજ્યની સ્થાનિક સ્થિતિ.

સાધારણ રીતે એમ જાણવામા આવેલુ છે કે, હિંદુસ્તાનની શેહેનશાહતમા બ્રિટિશ મુલકનો વિસ્તાર ૯૬૪૯૯૩ ચોરસ મેલનો છે, અને તેની વસ્તીની સંખ્યા ૨૨૧૪૩૪૮૯૨ છે તેના પર રાજ્યોનો વિસ્તાર ૬૪૪૭૧૭ ચોરસ મૈલનો છે. બ્રિટિશ રૈયત ન થાય ત્યા સુધી પર રાજ્યની રૈયત ગણાય એવા ૬૬૯૦૮૧૪૭ માણસની વસ્તી તેમા છે. આ બે પ્રકારની વસ્તીના સંયોગને જે હરકતો છે તેનો ખરો ખ્યાલ થવા તે રાજ્યોની સ્થાનિક સ્થિતિઓ જાણવી જોઈએ. હિંદુસ્તાનના નકશા તરફ નજર કરતા જણાય છે કે, કાશ્મિર, બલુચિસ્તાન, નેપાળ, અને ભૂતાનનાં સરહદ ઉપર આવેલાં રાજ્યો બાદ કરતા હિંદુસ્તાનમા પાંચ મ્હોટા પર રાજ્યોના જથા આવેલા છે. એક તો રજપુતાણા એજન્સિ નીચે આવેલાં રજપૂત રાજ્યોનો જથો છે તેની વસ્તી ૧૨૦૦૦૦૦૦ કરતા વધારે છે. તેની ઉત્તરે પંજાબ, દક્ષિણે મુબઈ ઇલાકાનો ઉત્તર વિભાગ, પશ્ચિમે સિંધ, અને પૂર્વે વાયવ્ય પ્રાંતો છે. બ્રિટિશ રાજ્યનો ઘણો અગત્યનો દરીઆઈ પાયો મુબઈ શેહેર છે; અને વાયવ્ય તરફની સરહદ તરફથી હમેશા હિંદુસ્તાનને ભય ચમકાવતો આવ્યો છે એમ ઈતિહાસ કહે છે. એ બન્ને વચ્ચેના વ્યવહારની સનધની બરાબર આડે એ રજપૂત રાજ્યો આવેલા છે. તેની અગ્નિકોણ તરફ ગ્વાલિયર અને ઇંદોરના મરેઠાં રાજ્યો આવેલાં

છે મધ્ય હિંદુસ્તાનની એજન્સિના બીજાં સ્ટેટો સહિત તેની વસ્તી ૧૦૩૧૯૦૦૦ છે પછી મુબઇના પશ્ચિમ ઇલાકા સાથે મધ્યપ્રાંત અને બંગાલાને સાધનાર બ્રિટિશ પ્રદેશનો એક સાંકડો ટુકડો છે. તે મૂકી દક્ષિણે મદ્રાસ ઇલાકાની સરહદ આવે છે, તેમાં જૂનામા જૂના આપણા દોસ્ત, હૈદરાબાદના નિઝામનું વિસ્તીર્ણ રાજ્ય છે. તેનું ક્ષેત્રફળ ૮૨૬૯૮ ચોરસ મૈલ, અને વસ્તી ૧૧૫૦૦૦૦૦ છે. દક્ષિણ ઇલાકામા મૈસુરનું રાજ્ય છે. તેનો વિસ્તાર ૨૭૯૩૬ ચોરસ મૈલનો છે, અને તેની વસ્તીની સંખ્યા લગભગ ૫૦૦૦૦૦૦ છે. છેવટે વડોદરા અને તેની પાસે આવેલાં કાઠિઆવાડ એજન્સિનાં રાજ્યો છે. મુબઈ હાતાના ગુજરાત પ્રાંતનો ઘણો ખરો ભાગ તેમનાથી રોકાયેલો છે આ ૫૨ હકુમતના રાજ્યોના પાચ જથા ગણાવ્યા. એક પ્રાંતમાથી બીજા પ્રાતમા જતા રસ્તામાં નહિ આવનારાં નાના નાનાં રાજ્યોની મ્હોટી સંખ્યા મુબઈ હાતામા, પંજાબ, બંગાલા, મધ્યપ્રાતો અને બ્રહ્મદેશની અંદર આવેલી છે જૂદાં જૂદાં ૧૭૦ રાજ્યો સાથે ઇન્ડિયા સરકારના એજંટો રહે છે, તેના વ્યવહાર ઉપર તે સરકારને સીધી દેખરેખ રાખવી પડે છે તેમા બે રાજ્યો તો સિસિલિ અને સારડિનિઆ શિવાય ઇટલિ જેવડા મ્હોટા છે. મદ્રાસના ગવર્નરને ૫ રાજ્યો સાથે સંબંધ છે મુબઈના ગવર્નરને ૩૬૧ સાથે વ્યવહાર છે, તેમા કેટલાક ઘણા ન્હાનાં છે, તે લ્યુબેક કે હામબર્ગના પ્રજાસત્તાક રાજ્યોથી મ્હોટા નથી; પરન્તુ તે કારણસર પોતાના રાજ્યસત્તાના હકો માટે ઓછા આગ્રહી નથી પંજાબ, બંગાળા, અને વાયવ્ય પ્રાતોના લેફ્ટેનન્ટ ગવર્નરોને અનુક્રમે ૩૪, ૩૦, અને ૨ રાજ્યો સાથે સબંધ છે. બ્રહ્મદેશ, મધ્યપ્રાતો, અને આસામના ચીફ કમિશ્નરોની દેખરેખ હેઠે બાકીના ૬૮૮ રાજસ્થાનો છે, તે હિંદુસ્તાનની ધારા બાંધનારી સત્તાઓના અખ્ત્યારની બહાર છે.

આસપાસના બ્રિટિશ મુલકોના વહિવટમા આટલી બધી ૫૨ હકુમતોદ

ને લીધે કેટલી અડચણો આવતી હશે તેનો યથાર્થ ખ્યાલ સદરહુ હકિકત ઉપરથી થાય છે. દ્રષ્ટાંત દાખલ જુઓ તો સિંધની બહાર અને મુમ્બઇ ઈલાકામા એક પણ પ્રાંત બાગેયેજ હશે કે. જેમાં પર મુલકની સ્વતંત્ર હકુમતવાળા એક કે જ્યાદે પ્રાંત નહિ હશે હૈદરાબાદ જેવા નક્કર ગુંદાવાળા રાજમાં પણ સરહદ એવી અનિયમિત છે કે, બ્રિટિશ જીલ્લો નિઝામની હકુમતથી ઘેરાયેલ છે; અને નિઝામનાં ગામો બ્રિટિશ મુલકની વચ્ચે આવેલાં છે. લૂંટારા, ઠગ લોકો, અને ઝેર આપનારાના સ્થાપિત થયેલા ટોળાંની સાથે લડાઈ કરવામાં જ્યારે કંપની કામે લાગી હતી, ત્યારે તેની સત્તાને અને તેના અમલદારોની હકુમતને આવી નડતરથી મળતો આશ્રય એ ગોયા દેશી રાજ જારી રાખવાની સામે એક સામાન્ય દલીલ હતી. વળી હિંદુસ્તાન માં સુલેહ સ્થાપિત થઇ તે પહેલા કેટલાક ભરોંસો ન રખાય એવાં રાજાના લશ્કરી સાધનોને લીધે રાજરીતિ બદલાઈ જવાનો ભય લાગતો હતો. પિંડારી લોકો સાથે યુદ્ધ શરૂ થયું તે વખતે ગ્વાલિયરનો રાજમામલો એવો હતો કે, ચઢાઈના ધોરણને અગત્યની અસર થઇ. ઘણી વખત મુલકો ખાલસા કરવા પડયા તે માત્ર ડરને લીધેજ નહિ પર મુલકના દુશ્મનો અને સ્થાનિક ચાચીઆ સામે વિસ્તીર્ણ કિનારાનો નૌકાથી બચાવ કરવાના, અને તેઓની સરહદોનો લશ્કરો રાખી બચાવ કરવાના ખર્ચમાં તાલેવંત રાજાઓ કાંઈ પણ ફાળો આપતા ન હતા, તે બ્રિટિશ કર આપનાર પ્રત્યે ગેરઇનસાફ હતો. આ પ્રમાણે કારણના કાંઈ પણ દેખાવ વગર અનુક્રમે થઈ ગયેલા ગવર્નર જનરલોને રાજરીતિ બદલાવવા માટે ધ્યાન આપવા ફરજ પડી હતી. એટલુ તો કબૂલ કરવું જોઈએ કે, સરહદની પેલી તરફના ગેરબંદોબસ્તને લીધે અથવા નાણાં સંબંધી મુશ્કેલીને લીધે, પછી એમાંથી ગમે તે હેતુસર, રોમન ગવર્નરો તો આમ બને ત્યારે પોતાની શેહેનશાહત સાથે તાબાનાં રાજ્યો જોડી દીધા વગર રહેત નહિ.

## ૮. સયુક્તપણા સંબંધી વહિવટી મુશ્કેલીઓ.

દેશી રાજ્યોને આબાદ રાખવામાં કંપનીના નોકરોને જે હરકતો નડતી હતી તે રાણી સરકારે અમલ ધારણ કર્યો તેથી તદ્દન દૂર થઈ ગઇ છે, એમ માનવું ન જોઈએ આ સદીમાં જે રાજરીતિ પ્રતિષ્ટાથી અને શહાણપણથી ચલાવવામાં આવી છે, તેમાં બ્રિટિશ સરકારને અધિક મુશ્કેલી અને ખર્ચ રહેલાં છે. હિંદુસ્તાનના જનમંડળનાં તોફાની મૂળતત્વો બ્રિટિશ પરગણાં ઉપર જેમ વટોળીઓ વા ફેલાય, (જેમ પીંડારી સાથેના યુદ્ધમા બન્યું હતુ) તેમ સુરગની ભઠીઓમા ખેચાઈ ગયેલાં છે. તેવું સ્વરૂપ પકડવાતું બેશક ઉપરાજ્યોએ ઘણી મુદ્દત થયાં બંધ રાખેલુ છે. પરન્તુ ગુન્હા કરનારી કોમો, અને લૂંટારી કોમોમાંના સુધારા અને સુવ્યવસ્થાના શત્રુઓ, જેઓ દેશી રાજ્યોમાં પોતાનો બદ ધંધો ચલાવે છે, અને બ્રિટિશ હદ્દમા ઓળગી આવવાની દરેક યોગ્ય તક લે છે, તેને તેઓ આશ્રય આપે છે. તેથી કરીને પરગણાની અંદર કરતા સરહદ ઉપરના પોલિસ બંદોબસ્ત માટે જ્યાદે ખર્ચ થાય છે; કેમકે પર રાજ્યની સરહદ ઉપર ચોકી રાખવાની ફરજ વધારે ભારી છે. મુંબઈ ઈલાકામા પુલગુથણી હકુમતો આવેલી છે, તેમાં નાશી જવાની જે સગવડો ગુન્હેગારોને મળે છે તે બંધ કરવા ખાસ યોજના કરવી પડે છે, અને જ્યાં રાણી સરકારનું આજ્ઞાપત્ર અમલમાં આવતું નથી, તેવાં ગામોમાંથી પક્ષકારો અને શાક્ષીઓને હાજર કરવામાં જે મુશીબતો આવે છે, તેથી ન્યાયની અદાલતોને મોટી અગવડતા પડે છે. વગર કરનું અફીણ અને ગેરકાયદેસર આણેલો પીવાનો દારૂ દેશી રાજ્યોમાંથી આવતાં અટકાવવાનું કલેક્ટરોને ઘણી વાર અશક્ય માલમ પડે છે. કારણ કે ખુલ્લી સરહદને લીધે પર રાજ્ય સાથે ગામોનો વ્યવહાર છૂટો રહેવામા હરકત રહેતી નથી, અને તેની અંદર બ્રિટિશ ઈન્સ્પેક્ટરનો અખત્યાર, કાયદો કે ધારો અમલમાં

જાણી શકતો નથી. વળી જ્યારે લોકકલ્યાણકારીના ઉત્કર્ષ લેવાની જરૂર પડે છે, ત્યારે ગોશિતળા અને ગટરો ન હોવાથી કોલેરા અને શિતળાના મરકીને બ્રિટિશ છાવણીઓ, અને બ્રિટિશ પ્રાંતોના અન્ય ભાગોમાં અમુક રીતે ફેલાવા પામે છે. સરહદની પેલી તરફની અનિયમિત વર્તણુંકને લીધે સુકલ્પિત યોજનાઓ નિષ્ફળ જવાથી પોતાની ફરજ બજાવવામાં ખંત ધરાવનાર રાણી સરકારના દરેક નોકરને વારંવાર ચીડાઈ જવાનું થાયછે આખર જેમ જેમ રાણી સરકારની નીચેના હિંદુસ્તાનમા નીતિનો પ્રચાર વધતો જાય છે. તેમ તેમ આપણા (હમેશના) કરતાં જુદા ધોરણથી ચાલતા દેશી રાજ્યોના વહિવટને લીધે અધિક અવ્યવસ્થાઓ પ્રકાશમા આવતી જાય છે. બાળહત્યા, સતી, અને ડાકણોને બાળવાનુ બ્રિટિશ મુલકોમાં બંધ થયા બાદ ઘણી મુદત સુધી કલ્પિત સરહદ ઉપર તે પ્રચારો ચાલતા, અને માન પામતા હતા. ગોવધ, ધર્મમતની છૂટ, સંસારસુધારા જેના વિષેના સવાલો હાલ બ્રિટિશ પરગણામાં ઠંડા પડ્યા છે, તે સરહદના મુલકોમા જૂદુંજ રૂપ ધારણ કરી રહ્યા છે. પાસેના રાજ્યના લોકોનો જાહેર મત અને તેના રાજકર્ત્તાના વહેમો એ બાબત વિષે હજી સુસ્ત રહેલા છે. એટલુ યાદ રાખવું જોઈએ કે દેશી રાજ્યો છાપવાની છૂટ, અને જાહેર ચર્ચા કરવા માટે પરવાનગી આપતાં નથી. તેઓ ન્યાયની કોર્ટના તાબામાં પોતાના અમલ કરનારા હોદ્દેદારોને રાખવા ના પાડે છે. તેઓના કાયદા લોકગમ્ય પુસ્તકોમાં જાહેર પડેલા નથી, તેથી તેઓને બ્રિટિશ મુલક અને બ્રિટિશ વિચારો સાથે સમાગમ થાય તો તે વાત વધારે અવઘડકર્ત્તા થઈ પડેજ. આમ છતાં જે સાચી વાત છે તે તો ઉભીજ રહે છે કે, ખાસ કરીને હાલની સ્થાનિક સ્થિતિઓ જોતા હકુમતના બેવડા ધોરણથી બ્રિટિશ રાજ્યવહિવટનું કામ મુશ્કેલી ભરેલું થઈ ગયુ છે સુધારાના ધોરણને માર્ગે પ્રસાર કરતા જનમંડળની તંગીઓ પૂરી પાડવા જેમ જેમ વધારે

યત્નો થતા જાય છે, તેમ તેમ પ્રમાણમાં ફતેહમંદ થવા સારૂ દેશી રાજ્યોની સાહાયતાની વધારે જરૂર થતી જાય છે. આ ટીકાને હિંદુસ્તાનની સરકારના આફિશિયલ ગેઝેટથી ટેકો મળે છે. તેના દ્રષ્ટાંત માટે તારીખ ૩૧ મી જાન્યુઆરી સને ૧૮૮૯ના ગેઝેટને જોવું જોઈએ લેઉવા કણબીની જ્ઞાતિમાં બાળહત્યાનો ચાલતો રિવાજ બંધ કરવા ખાતર, લગ્નનુ ખર્ચ નિયમમા લાવવા, તથા ટુંકુ કરવા સારૂ કરેલા ધારા તે તારીખના ગેઝેટમા બહાર પાડવામા આવ્યા છે વડોદરા રાજ્યના ગામો ઈંગ્રેજ સરકારના ગામો સાથે ફુલગુથણિઆ થઈ રહેલા છે તેથી એ ધારાઓ ખેડા જીલ્લામા પ્રસિદ્ધ કરતા પહેલા ગાયકવાડ રાજ્યની મદદ મેળવતાં વિલંબ થયો હતો. સરકારના દરેક ખાતા માટે દેશી રાજ્યો સાથે ચોકસ ગોઠવણ કરવામા ન આવે, તો બ્રિટિશ ઈન્ડિયાના વહિવટનો સાચો ખોટકી જાય, એમ કહેવુ એ અતિશયોક્તિ નથી, નાશી ગયેલા ગુન્હેગારને પકડવા જોઈએ, અને જકાતના ધારાનો ભંગ થાય તે અટકાવવો જોઇએ, એટલુંજ નહિ, પણ પર રાજ્યના ટુકડાની વચ્ચમાં રસ્તા કે નદીથી ચાલતો ધોરી વ્યવહાર જારી રહેવો જોઈએ આપણા પડોશીઓના અંદર ખાનાના રાજવહિવટમાં દરમિયાનગિરી ન કરવી જોઇએ. તેની સાથે એટલુ પણ થવા જરૂર છે કે, રાણી સરકારના દોસ્તોએ પોતાની મરજી મુજબ રાજ કરવાના ઈશ્વરદત્ત હક્કને એટલી ચુસ્તાઇથી ન વળગી રહેવુ જોઈએ કે, તેથી બ્રિટિશ હોદ્દેદારોને પોતાના કામમાં અડચણ આવે નશીબજોગે સ્પર્શથી હમેશાં ઘર્ષણ પેદા થતું નથી, તોપણ હમેશા સુયુક્તિ અને સુસ્વભાવ બતાવવાની જરૂર રહે છે, અને મુલકો ખાલસા કરી દેવામાથી દૂર રહેવા માટે, અને મુશ્કેલી આવે તે વખતે ડહાપણ અને ખામોશ રાખવા માટે બ્રિટિશ અમલદારોને શાબાશી ઘટે છે.

---

## ૯ દેશી રાજાઓની આંગિક મુશ્કેલીઓ.

હિંદુસ્તાનના ઉપરાજ્યોના વિસ્તાર, દોલત, સ્થાનિક સ્થિતિ, અને નિરાકરણ કરવા યોગ્ય જૂદા જૂદા પ્રકારોની હરકતો હોવાથી બ્રિટિશ રાજ સાથેનો તેમનો સબંધ છે તેના ધોરણના નિયમનો સંગ્રહ કરવો અશક્ય છે. એ સંબંધ નિરંતર વૃદ્ધિગત અને પ્રફુલ્લિત થતો જાય છે. વળી એવા નિયમો બાધવાની સામે એક બીજી દલીલ છે. ઘણાં રાજ્યોનાં મૂળ જ્વાળામય છે. તેનો ખ્યાલ રાખવાનો છે કેટલાક રાજ્યકર્તાઓને ખાસ મુશ્કેલીઓ સામે ટક્કર લેવાની છે. સર્વોપરિ સત્તા અને તાબાના દોરતી ધરાવનારાં રાજ્યો વચ્ચે સમજુતિના સિદ્ધાતોની પ્રતવારી અને કિમ્મત થઈ શકે, અને દરેક મુશ્કેલીઓમાથી છૂટવા માટે ચોકસ ધોરણ સ્થાપિત થાય, તોપણ તે ધોરણ દરેક કામમાં લાગુ કરવાનું સમીકરણ કર્યા પહેલાં અગણ્ય મુશ્કેલીનું સમાધાન કરવું બાકી રહી જાય. પોતાની ફરજો અદા કરવાની દરેક રાજકર્તાની ખાશિયત અને યોગ્યતા લક્ષમા લેવા જોઈએ. તેમજ સ્વતંત્ર પ્રજાઓના વ્યવહાર માટે સામસામેની સત્તાઓનાં પરસ્પરનાં કૌવત અને નબળાઇ પણ વિચારમાં લેવાં જોઈએ, કેમકે એવી સ્વતંત્ર પ્રજાઓ દેશ દેશાતરના માંહોમાહેના કાયદાને તાબે છે. અમુક બારીકિને વખતે વાજબી માગણી હોય તેનો અમલ કરતાં અન્યાય થાય, અને "ઘણો સખ્તાઈવાળો હક્ક નુકશાન ઉત્પન્ન કરે". કોઈ એક પ્રજાને નુકશાન થયું હોય, તે બીજી પ્રજા પાસેથી શિક્ષા દાખલ યોગ્ય રીતનો બદલો લે, તેથી એક ત્રિજી પ્રજાને કચરી નાખે એવી સખ્તાઈ થઈ પડે. હિંદુસ્તાનમાંના પોતાના સખ્યાબંધ રક્ષિત રાજ્યોની સાથેના વ્યવહારમાં બ્રિટિશ સરકારને આગિક સમીકરણની મ્હોટી મુશ્કેલી નડે છે. યોગ્યતા અને વલણોનો ઉદ્ભવ ભૂતકાળમાં થયો છે, એ સાચું હોય તો જેને કંપનીએ બોલાવીને ગાદી આપી હોય, અગર

ગાદી ઉપર કાયમ રહેવા દીધા હોય, તેની લાયકી નક્કી કરવા માટે, અને તે લાયકી સમાન રીતે ચાલે તેવી હતી કે કેમ, તેનો નિશ્ચય કરવા માટે દેશ દેશના રાજાઓ સાથેના બ્રિટિશ સંબંધની શરૂઆત જોવી જોઇએ. બ્રિટિશ એજન્ટની સલાહ અનુસાર, તેમની અંદરની રાજનીતિ ચલાવવામાં નડતી મુશ્કેલીઓ માટે જૂદા જૂદા દરજ્જાની દરગુજર અવશ્ય કરવી જોઈએ, એમ પ્રથમ નજરે આપણને જણાઈ આવે છે. હિંદુસ્તાન ઉપરનું બ્રિટિશ રાજ પર રાજ હોવાના કારણસર તે ચલાવવાનુ કામ જરા ભારે થઈ પડે છે, એમ વ્યાજબી રીતે લૌકિક મત પણ થાય છે. તેથી કરીને વ્હાઈસરાયથી માંડીને તે મદદનીશ કલેક્ટર પર્યન્તનો આ દેશમા હોદ્દો ધરાવનારને ચુંટી કાઢવામાં સંભાળ રાખવા જરૂર છે. તોપણ બ્રિટિશ હોદ્દેદારોને રાજ્ય-વહિવટ ચલાવવાના ધોરણથી, અને સારી રીતે તૈયાર કરેલા કાયદાના સંગ્રહથી પોતાની ફરજ બજાવવામાં સારી મદદ મળેલી છે. બીજી તરફથી જોતાં "બ્રિટિશ સત્તાનાં બાદશાહી સાધનો" (કંપનીના અમલદારો રાજા અને નવાબોને આ સંજ્ઞા આપતા) આગિક ગેરલાભ સહવર્તમાન પોતાનું રાજ્ય શરૂ કરતા હતા. એક બાબતમાં માત્ર એક વિલક્ષણપણું તે સર્વેમાં સામાન્ય હતુ. મ્હોટાથી તે ન્હાના પર્યન્ત દરેકની સત્તા તેના અખત્યારની મર્યાદામાં સંપૂર્ણ હતી, અને તેઓમાના ઘણાખરા કેળવણી રહિત હતા. બીજે પ્રકારે તેઓની સ્થિતિમાં પરસ્પર સમાનતા ન હતી. કેટલાક પરદેશી હતા. રાજકુટુંબના કરતાં જૂદોજ ધર્મ પાળનાર લોકો ઉપર તેઓ રાજ કરતા હતા કેટલાક દિલ્હિના પાદશાહની રીતસર મંજૂરી મેળવ્યાનો દાવો રાખતા હતા; અને વળી બીજા કેટલાક હતા તેમણે તો બાદશાહી તાબામાથી બળવો કરી હક્કદાર દાવાદારોને હથિઆરના બળવડે હાંકી કાઢેલા હતા. કચ્છ જેવા દેશમાં અમીરોનું પરિબળ હતુ, અને મધ્ય હિંદુસ્તાનના પ્રદેશોમાં અંદર અંદરની લડાઇથી પ્રજા માત્ર લાચારી ભરેલી

કંગાળ અવસ્થામા નિમગ્ન થઈ ગઈ હતી. એક સ્થળે જોઈએ તો કોઈ મજબૂત જોખમ ખેડનાર પુરૂષે જાગૃત થઈ સત્તા દબાવી દીધેલી, અને પોતાના અનુસંગીઓને જમીન અગર કરની માફી બક્ષી મુસ્લેહ હાથ કરી લીધેલી. બીજે સ્થળે જુઓ તો સોળ સદીના અયોધ્યાના પુરાતની રાજ્યનાં વંશ અને રાજ્યનો દાવો રાખનાર કોઈ રજપૂત, મરેઠા અને મુસલમાનો વચ્ચે ચગદાઈ ગયેલો અને તેના તાબાના જહાગીરદારોએ તજી દીધેલો દ્રષ્ટિએ પડે તેમ હતુ ઉથલપાથલની ભમરીમા ગોથાં મારતાં રાજ્યોમાં કોઈ નિયમિત ધોરણ દાખલ કર્યા. પહેલાં અપાર ધૈર્ય અને સુવ્યવસ્થાની ઘણી પેઢીઓ વ્યતીત થવાની જરૂર હતી, એમ કહેવાને કોઈ રાજ્યપ્રકરણી આયુર્વિદ્યાવેત્તાની અગત્ય ન હતી. ખરેખર આ સદીના અંતના ભાગમાં જ્વાલાયુક્ત જોર સામાન્ય રીતે બેસી ગયુ છે. તે જોરથી પ્રથમતઃ ઘણા દેશી રાજ્યો સપાટી ઉપર તરી આવ્યાં છે પરન્તુ વિજાતીય મૂળતત્વો સાથે કામ રહેલુ છે, તેનો ખ્યાલ ભૂલી જઈ એક સરખો નિયમ લાગુ કરતા પહેલાં સર્વોપરિ સત્તાએ ઘણા વર્ષોનો અરસો ગુજરવા દેવો જોઇએ છિએ.

---

## ૧૦. અવ્યવસ્થાના વારસના દ્રષ્ટાંતો.

અમુક વાત આખા વર્ગને લાગુ કરવાના કામ અને તદ્દન જૂદા પરતા રાજ્યોને “ સ્થાપિત થયેલા ” ધોરણો લાગુ કરવાના કામ તરફ એટલું બધુ મજબૂત વલણ છે કે, દેશી રાજ્યકર્ત્તાઓએ ભિન્નભિન્ન સ્થિતિથી પોતાની કારકિર્દી શરૂ કરેલી તેના, અને તે ભિન્નતાના પરિણામોના થોડા દ્રષ્ટાંતો આ જગોએ આપતાં માફી માગવાની જરૂર રહેતી નથી. ઈ સ. ૧૭૧૩ મા દક્ષિણના સુબા તરીકે ફીરૂકશાહ બાદશાહે જે કાબેલ લડવૈયાને પસંદ કરેલો, તેના વંશથી ઉતર્યાનો દાવો સારા નશીબે હૈદરાબાદના નિઝામો

રાખે છે. પાછળથી આ અગત્યના રાજ્યે હિંદુસ્તાનની તવારીખમાં ચંચળાઈથી ભાગ ભજવ્યો છે. તેથી ત્યાં વિખ્યાત પ્રધાનો પેદા થયા છે. આ કારણોથી એ રાજ્યને દેશી રાજ્યોમાં પ્રથમ દરજ્જો ઘટે છે. ઉદેપુર અને જોધપુરના રજપુત વંશોનો રાજ કરવાનો હક્ક તેના કરતાં પણ જૂનો છે, પણ તેઓની સત્તા હિંદુ રૈયતને પસંદ પડે તેવી હતી, તે છતાં બ્રિટિશ રક્ષણ નીચે તેઓએ સત્તા ચલાવવી એમ ફરમાન થયું, ત્યારે તેમની શક્તિ લગભગ નષ્ટ થઈ ગયેલી જોવામાં આવી. કંપનીની સાથે દોસ્તી ધરાવનારાં આ રાજ્યોને મળેલો અવ્યવસ્થારૂપી વારસો તેમની અને તેમના બ્રિટિશ રક્ષકની વચ્ચે વિરૂદ્ધતાનું મૂળ થઇ પડ્યો. તોફાની મીણા અને મ્હેર લોકોને પાછા ઠેકાણે લાવ્યા, મહારાજા માનસિંઘના જૂલમથી સને ૧૮૨૭ માં અમીરોએ હથિયાર લીધાં, સને ૧૮૬૮ માં તેમની સાથેની ધુંધવતી તકરારો પાછી સળગી, અને છેવટ સને ૧૮૭૧ માં સિરોહીની સરહદ ઉપર બંડ જાગ્યા એ સઘળી મુશીબતો કંપનીના રાજ સાથે જોધપુરને પ્રથમ સ્પર્શ થયો, ત્યારની તેની નબળી સત્તાના સબબથી વેઠવી પડી. ગદર પર્યંતની ગ્વાલિયરની તવારીખમાથી તોફાન અને અવ્યવસ્થાના વારસાનો જૂદો દાખલો નિકળે છે. જોધપુરના વંશની સ્થાપના પંદરમી સદીમાં થઈ. ઉપર દર્શાવેલી મુશીબતો ગાદીને માટે અંદર અંદરની તકરારોને લીધે પેદા થઈ. તેથી અમીરોમાં પક્ષ પડયા, અને પરરાજ્યની સહાય માગવાનું થયું. પરન્તુ ગ્વાલિયરના તોફાનનુ મૂળ જૂદા કારણને લીધેજ ઉત્પન્ન થયુ હતું. મહારાજા સિંધીઆએ પોતાના પક્ષમાં આણુસોની એક જાથુની ફોજ બનાવી અને તેનુ સેનાધિપતિપણુ સેવોયના ડીબોં, અને ફ્રાન્સના પીએર કયુલિઅર, ( જેને ઈતિહાસમાં પેરનનું નામ આપ્યુ છે ) અને બીજા યૂરોપિયન અમલદારોને સોપ્યુ. પોતે પેશવા પ્રત્યે નામની રાજભક્તિ રાખી. તેને પોતાના અમીર તરફની કંઈ ધાસ્તિ રહી નહિ. પોતાની રૈયતની કોઈ પણ કાળજી

કે વર્ગને કબજામાં રાખવા તે અશક્ત ન હતો. તેનું રાજ આ જમાનાનું ગાન્ધીકે તોપણ તે જીવનવાળું હતું. ગ્વાલિયરના રાજા તરીકે તેની નબળાઈને લીધે નહિ, પરન્તુ કાવતને લીધે તેને બ્રિટિશ સત્તાની સાથે વિરૂદ્ધતા થઈ. માધવજી સિંધિઆ અને તેની પાછળ થનાર દોલતરાવે તરવારથી રાજ લીધું, અને ચલાવ્યું "સુલેહનું તહનામું યથાર્થ પાળવું" એ પ્રમાણે સને ૧૮૦૪ નો કોલકરાર હતો, તેમા તેની નવીન રાજપદ્ધતિ દર્શાવેલી હતી. તેમની તરવારોમાંથી હળનાં ચવડાં બનાવવામાં આવ્યાં હતાં. કંપનીના મુલક ઉપર હલ્લો કરવાથી તેઓએ દૂર રહેવાનું હતું, અને પાસેના રજપુત રાજ્યોના મુલક લેવાની લાલચને તેઓએ છોડી દેવાની હતી. તેઓની રૈયત લડનાર ખેડુતો અને ધંધાધારી લૂંટારાઓની કોમો હતી. તેના રોજગારનો તો બ્રિટિશ સુલેહની સ્થાપનાને લીધે અંત આવ્યો હતો. અવ્યવસ્થાના મૂળતત્વોને આ પ્રમાણે ગ્વાલિયરના શાન્તિ પામેલા રાજમાં સિંધિઆના તાબામા ચુપચુપ રહેવાનું હતું. આ વાત ફોજના ફ્રેંચ અમલદારોને. રાજાના વલણને, કે રૈયતના સ્વભાવને અનુકુળ ન હતી. તેથી સર્વોપરિ સત્તા અને તેના રક્ષિત દોસ્ત વચ્ચે વિરૂદ્ધતા અટકે તેમ ન હતું. કારણને લીધે જોધપુર ખાલસા થતું અટક્યું. તે કારણ ગ્વાલિયરને લાગુ થઈ શકે તેમ ભાગ્યેજ હતું. તેથી સને ૧૭૮૧ માં જ્યારે કર્નલ મ્યુરે પોતાની ફોજ પાછી ખેંચી લીધી, અને સિંધિઆએ ત્રાહિત રહેવા કોલકરાર કર્યો, ત્યારથી તે સને ૧૮૫૮ માં સર હ્યુ રોઝે ગ્વાલિયર સર કર્યું, અને માહારાજાને રાજ ઉપર પાછો સ્થાપ્યો, ત્યા સુધી બ્રિટિશ સરકારને લશ્કરી દરમિયાનગિરી, અને દરબારની ફોજને શિક્ષા કરવાનું કામ નિરંતર જારી રહ્યા તોપણ અદ્ભૂત નરમાશ બતાવી કંપનીએ દેશી રાજ્યોને ખાલસા કરી નાખ્યા નહિ. રંગભૂમિ ઉપર એક પછી એક પુરૂષો આવતા ગયા. બહાદુર લડવૈયો માધવજી; હઠીલો દોલતરાવ; નબળો જનકોજી; અને વફાદાર જયાજી અનુક્રમે

થયા; પરન્તુ દરેકનો ઇતિહાસ એનાએજ તોફાન અને બળવાના દેખાવથી ભરપૂર છે ગ્વાલિયરના શરા પૌરજનોને જે ધડા અલીગઢ, દિલ્હિ, આસેય, લાસવારી અને ઈતર સ્થળેથી મળ્યા, તેની મહારાજપુર અને પનીઆર પામે પુનરૂક્તિ થઇ. પરન્તુ પિંડારીના યુદ્ધથી ગડબડાટ શરૂ થયો હતો તે સને ૧૮૫૭ માં ગદર બંધ થયા પછી શાંત થયો. જો ઈતિહાસના અભ્યાસીને ગ્વાલિયરની સાથેની કંપનીની વર્તણુકથી વખતે ગુંચવણ લાગે. તો તેની સમાધાની અને નબળાઇનુ કારણ ભૂત કાળની અવ્યવસ્થાનો વારસોજ હતું. તેથી સિંધિઆઓની મુસ્કેલીઓ અને તેના રક્ષકોના પરિપક્વ વિચારનો ખુલાસો થઈ જાય છે.

સિંધિઆ એ મરાઠી પ્રજા ઉપર રાજ કરનારો માત્ર એક મરાઠો હતો એટલુજ નહિં, પરન્તુ તેના લડાયક સદ્‌ગુણોને લીધે તે તેમના માનને પાત્ર હતો બીજા રાજ્યોમાં કંપનીના અમલદારો ઓછા નશીબદાર હતા, કેમકે ચાલતી સ્થિતિ મજબૂત કરતાં તેઓને નાલાયકોની સાથે વર્તવાનું હતુ. પ્રસિદ્ધ લૂટારા અમીરખાન સાથે સને ૧૮૧૭ મા જેપુરના કિલ્લાના ઘેરામા રોકાયા છતાં બ્રિટિશ સેનાપતિએ લડવુ પડ્યુ; અને તેનો ટોકના રાજ ઉપરનો હક્ક કબૂલ રાખવો પડયો, એ પણ નસીબની એક ખુબીભરેલી સખ્તાઈ છે. તેના પૌત્રને લાવાના રાજાના કાકાના ખૂનમાં મદદ કર્યા બદલ સને ૧૮૬૭ માં વાઈસરાયે ગાદીથી બરખાસ્ત કર્યો, તે ઉપરથી માલમ પડે છે કે, તેના તોફાનીપણાના વંશ પરમપરાના કલંકને બેશક પિછાન્યો હતો; અને તે રાજ્ય સાથે નરમાશથી વર્તણુક રાખવામા આવી હતી તોપણ એટલુતો છે કે અલીરાજપુરમાં જે એક જોખમ ખેડનાર મકરાણી ચોટી બેઠો, અથવા ઈરાની કર વસુલ કરનાર, જેણે અમદાવાદમા મુસલમાની સત્તાની પડતી થતા રાધનપુરમાં રાજવંશ સ્થાપ્યો, તેના કરતા અમીરખાં અને તેનો સાળો જાવરાનો રાજા

રાજ્ય કરવાને વધારે પાત્ર હતા. ખાનદેશમાં બીજા રાજાઓનો અખત્યાર અને બેરારના ગોંડને જેવા ડુંગરાઉ કિલ્લાના રાજાની જૂની રીતિઓ લાગુ કરવાનો હક કબૂલ રાખવાનું એક સુધરેલી પ્રજાને માથે આવી પડે, એ પણ નસીબની એક વિચિત્ર લીલા છે. ઠાકોરોને મારી નાખવાની રીત, અને મનુષ્યબળિદાન આપવાનું અટકાવવા માટે અનુભવ ઉપરથી રક્ષણ કરનારી સત્તાને વધારે ગંચવાડની સાથે વચ્ચે આવવાનું થયું, તે પણ અનિવાર્ય હતું. આ પ્રમાણેજ ચિંદવાડાના જાગીરદારો અને મરેઠાના રાજની દરમિયાન ઇંગ્રેજ અમલદારોએ સન ૧૮૨૧મા નીચે લખેલા કોલ-કરારો કરી દીધા- "સરકારના હુકમ વગર કોઇ માણસને અમે દેહાન્ત શિક્ષા કરશું નહિ, અને ગુન્હા બદલ શીલશીલા પ્રમાણે અને યોગ્ય રીતે દંડ વસૂલ લેઈશું, કોઈ વિધવાને તેણીની કબૂલત શિવાય કોઈને આપીશું નહિ". ચાલતી સ્થિતિના સ્વીકારથી, મુલક ખાલસા ન કરવાની દઢ રાજનીતિથી, અને ચોતરફની ગેરવ્યવસ્થામાંથી દેશી રાજના ઉત્તમ નમૂના પ્રગટ કરવાથી, બ્રિટિશ સત્તા અને તેની ઇમાનદારી સામે ઘણા ગુંચવણ-ભરેલાં સિદ્ધાંતો આવી પડ્યા. તેમની બાયધરીને લીધે ઘણા ગેરકાયદાના વારસામાં તેમને ભાગીઆ થવું પડ્યું. તે પ્રમાણે જે દોસ્તીવાળા રાજાઓ સાથે થયું તેમને સુવ્યવસ્થિત રાજવહિવટનો અનુભવ ન હતો તેમજ જે રૈયત ઉપર તે રાજ્ય કરતા હતા તેની તાબેદારી ઉપર તેમને હક પણ નહિ હતો.

---

### ૧૧. સંયુક્તતાનુ જાડાપણું.

એક સુધરેલા રાજ્ય સાથે દેશી રજવાડાઓને મજબૂત રીતે સંયુક્ત થવા સામે લાગુ થતાં સાધનો ઉપર દર્શાવી ગયા, તેમા જેટલો વધારો કરવો હોય તેટલો થાય તેમ છે. તે ઉપરથી જરૂર સિદ્ધ થાય છે કે, બ્રિટિશ

સરકારે પોતાને માથે લીધેલી ફરજ ગુંચવણભરેલી અને દુર્ઘટ છે. તે ફરજ એ છે કે, દેશી રાજાઓ, જે તેની સાથે દોસ્તીથી બંધાયા છે, તેને કાયમ રાખવા, તેમના રાજ્યોના કલ્યાણ અર્થે તેઓ તેમની સત્તા વાપરે જાય તેમ કરવું, કે તેથી કરીને સમગ્ર શેહેનશાહત, જેમાં તેઓ પણ સમાયેલા છે, તેનુ સામાન્ય શુભ થાય. ઓગણીશમી સદીને અંતે આટલા બધા રાજ્યો આબાદ રહ્યાં છે, તેમાં કંપની અને બ્રિટિશ રાજ્યને સાબાશી આપવા જેવુ હોય, તો દેશી રાજાઓને પણ એ કાંઈ ન્હાનું માન નથી કે, તેઓએ એવી શરૂઆતમાંથી અને ઘણી કબાહતો છતા દોસ્તી ટરવાનું કામ શક્ય કરી દીધું છે. સને ૧૮૩૨માં સર જ્હોન માલ્કમે એવો અભિપ્રાય આપ્યો હતો કે "સામાન્ય મત પ્રમાણે દેશી રાજા રજવાડાઓ આપણી રાજ્યસત્તાની સાથે કાયમ રહે, તે પરસ્પર અનુકૂલ પડે તેમ નથી" તે છતાં ગદર થયો ત્યાં સુધી કંપનીના અમલદારો અને તેમના દોસ્તોના મનમા જે ભીતિ રહી હતી તે હવે વિરામને પામી છે હવે એમાં શક રહ્યો નથી કે, રાણી સરકારના અમલદારોની જેમ ખાલસાના મુલકમાં બ્રિટિશ રાજ્ય કાયમ રાખવા મરજી છે, તેમ દેશી રાજ્યોને બચાવવાની પણ છે. હિંદુસ્તાનના રાજાઓને આધાર જોવા માટે જોકે પોલિટિકલ કાયદાનુ ધોરણ અધ્યાપિ થયું નથી, તોપણ રાણી સરકારનો કૃપામય ઢંઢેરો, અને મૈસુર, વડોદરા અને મણિપુરની સાથે ચલાવેલી વર્ત્તણુક થી મળતા ધડાથી એકત્રપણું કાયમ રાખવા રાણી સરકારની આતુર ઈચ્છા અને કૌવતમાં આપણે બ્યાજબી રીતે સપૂર્ણ ઇતબાર રાખવાનો છે. ચાલતા એકત્રપણાના ધોરણને ઘણી અજમાયશો અને કેટલીક નિષ્ફળતા અનુભવી કોતરી કાઢેલ છે. લોર્ડ કોર્નવાલિસ દરમિયાનગિરી નહિ કરવાનું ધોરણ જારી રાખવા યત્નવાન્ થયો હતો. તે ધોરણથી સદહૂ ત્રણ રાજાઓની બાબતમાં અંગત જવાબદારીની ગણના ભિન્ન હતી. લોર્ડ હે-

સિંધિએ જે જુદારાની પદ્ધતિ સ્થાપિત કરવા મહેનત કરી હતી, અને જે આખરતે એકત્રપણા અને સહાયકારીપણાની પૂર્વગામી હતી. તથા પણ સજીવન સંયુક્તપણાનો ખ્યાલ એટલેજ દરજ્જે ભિન્ન છે. એ કામ નવીન અને દુર્ઘટ હતું, તોપણ તે સંપાદિત થઈ ચૂક્યું છે, એમ કબૂલ કરવુ જોઈએ. કેમકે આજે જોઈએ તો કેટલીક યુક્તિઓવડે બ્રિટિશ ઇંડિયાનો નકશો સર્વોપરિ અને રક્ષણ કરનારી સત્તાની સાથે આધીન દોસ્તી ધરાવનારાં ઉપરાજ્યોથી જડિત થઈ રહેલો છે. તે બધા બ્રિટિશ રાજ્યની વૃદ્ધિ સાથે વૃદ્ધિને પામે, અને તેની મજબૂતિની સાથે મજબૂત થાય, એવો બ્રિટિશ રાજકર્ત્તાઓનો જાહેરાત ઉદ્દેશ છે. સપાટી ઉપરના પ્રવાહ કોઈ વખત દેશી રાજ્ય ઉપર ફરી વળે, પણ તેના મોજાંનું જોર પાછું હટે છે. જ્યાં સુધી બ્રિટિશ ઇન્ડિયા બળવા અને હલ્લાની સામે ટક્કર લઈ હસ્તિમાં રહેવા સમર્થ છે, ત્યાં સુધી પોતાના રાજાઓના તાબામાંજ દેશી રાજ્યોનો બચાવ, અને સર્વોપરિ સત્તા સાથે તેમના એકત્રપણા અને દોસ્તીનું કાયમપણું નિર્ભય છે.



# પ્રકરણ ૨ જું.

## હિંદુસ્તાનના તહનામાંનો ચિતાર.

### ૧૨. રાજપ્રકરણી નિયમોનાં મૂળ.



દેશી રાજ્યો સાથે બ્રિટિશ સંબંધો બતાવનારા નિયમો, અને ધોરણો નાં મૂળ પ્રથમતો તેમની સાથે કરેલાં તહનામાં, કોલકરારો અને સનદો

ઉપરથી મળી આવે છે. બીજે દરજ્જે વખતો વખત સર્વોપરિ સત્તાએ ગાદી આપવાની દરમિયાનગિરી, અને રાજકર્ત્તાઓ સાથેની તકરારોની બાબતોમાં ફેસલા આપેલા તે છે. ત્રિજું વ્યવહાર ચલાવતાં પાળવામાં આવેલા જનમંડળની વૃદ્ધિને નિરંતર લાગુ પડતા રીતરિવાજો એ પણ એ સંબંધદર્શક મૂળનાં સાધનો છે. આ સઘળા અવયવો અન્યોન્ય નિકટનો સંબંધ ધરાવતા હોઈને પરસ્પર અસર કરે છે, અને તે અસરને તોડે પણ છે. કરાર કરનારા પક્ષકારો વચ્ચે થયેલી સ્પષ્ટ શરતો ગંભીર માનને પાત્ર છે. તોપણ પ્રથમ એટલું તો કહેવું યોગ્ય છે કે, રિવાજના સ્થાઈ પરિબળને તે આધીન છે. ન્યાયની બ્રિટિશ કોર્ટોના ફેસલાથી પાર્લામેન્ટના ધારાઓનો અર્થ ચોખ્ખો થાય છે, અને તેને અસર પણ થાય છે. તેવીજ રીતે દેશી રાજ્યો સાથેના વ્યવહારના મુદ્દા ઉપર બ્રિટિશ સરકારના કરેલા નિર્ણયો એ તહનામાંને ખરી રીતે લાગુ કરવાના કામની કસોટી છે. વળી તહનામું છે તે બીજા કરારની માફક જેની સહી ન હોય તે રાજ્યને સરખી રીતે બંધનકર્ત્તા નથી, તોપણ એજ સ્થિતિનાં બીજાં રાજ્યો સાથે જૂદે જૂદે વખતે જરૂરિયાત પ્રમાણે રક્ષણ કરનારી સત્તા પ્રત્યે રાજ્યોના સમૂહમાના એકે કેવી રીતે ચાલવું તેના ધોરણ-દર્શક તહનામાં કર્યાં હોય, તે એવીજ હાલતમાં આવે ત્યારે, બીજા રાજ્યો, જે એકજ કુટુંબના અંગભૂતો હોય, તેને માર્ગસૂચક થઈ પડે છે. હિંદુસ્તાનનાં દેશી રાજ્યો તહનામાંની રૂએ તાબેદારીના જૂદારામાં મૂકાયેલા છે, અને બીજાં રાજ્યો સાથે સીધો કે સમગ્ર રીતનો વ્યવહાર રાખી શકતાં નથી, તથાપિ તેના સમૂહની સાથે રક્ષણ કરનારી સત્તાએ બહોળા અને મોટા દિલથી સામાન્ય સંબધોનાં ધોરણો લાગુ કર્યા છે, તેથી તેમને મોટામા મોટો લાભ થયો છે. તેમાં ખાસ કરીને નાના રાજાઓ જેણે કુટુંબના મોટી શક્તિવાળાં અંગભૂતોને બતાવેલી મહેરબાની ઓ અને છૂટમાં ભાગ લીધો છે, તેને તો એ પ્રમાણે થયું છે.

## ૧૩. દેશી રાજની વ્યાખ્યા.

દેશી રાજ તે શું છે? લખિતવાર કે રિવાજસર તેના હક્ક અને ફરજો છે તેનો તપાસ કરતાં પ્રારંભમાંજ આ પ્રશ્નનો ઉત્તર કાંઈક પણ મળવો જોઈએ. દેશી રાજ એ એક રાજકીય જનસમૂહ છે. હિંદુસ્તાનમા તેને નિશ્ચિત્ મર્યાદાવાળો મુલક હોવો જોઇએ. તે એક સામાન્ય અને જવાબદાર રાજકર્ત્તાના તાબામાં હોવુ જોઈએ તે રાજકર્ત્તાએ ખરી રીતે બ્રિટિશ સરકારની મંજૂરીથી અંદરની રાજસત્તાની ફરજો અને લક્ષણો પૈકી અમુકનો ભોગવટો અને અમલ કરેલા હોવાં જોઇએ. રાજસત્તા અવિભાજ્ય છે. એમ ઓસ્ટિનનો આગ્રહપૂર્વક મત છે. તે લક્ષણ હિંદુસ્તાનના રાજ્યસત્તાધીશોને લાગુ નથી. મર્હૂમ સર હેન્રી મેઈનના લખવા પ્રમાણે "જૂદી જૂદી સત્તા અને છૂટનો સુનિશ્ચિત થયેલો સમુદાય એજ પ્રજાઓના પરસ્પરના કાયદા પ્રમાણે રાજસત્તા છે. સઘળા હક્કમાંનાં કેટલાકને રાજ-કાનુનોના જાણનારાઓ ખાસ રીતે ગણાવે છે, તે તો લડાઈ યા સુલેહ કરવાનો હક્ક, દિવાની ફોજદારી ન્યાય કરવાનો હક્ક, કાયદા બાંધવાનો હક્ક, ઈત્યાદિ ઈત્યાદિ પ્રકારના છે. જે રાજાને આ સઘળા હક્ક પ્રાપ્ત થયા હોય તે સ્વતંત્ર રાજા કહેવાય છે. પરન્તુ આમાંના થોડા હક્ક એક પાસે, અને બાકીના બીજા પાસે રહે એવી ગોઠવણને બંધ કરે એવું પ્રજાઓના પરસ્પરના ધારામાં કાંઈ છે નહિ. તેમ કદાપિ હતું પણ નહિ. રાજસત્તા હમેશાં વિભાજ્ય ગણવામાં આવેલી છે. જર્મનીના અર્ધસત્તાધીશ રાજ્યો, જેનો અંત રહાઈનના એકસંપથી આવ્યો. તેના ઉપરની સત્તાનો ભાગ જર્મનીના બાદશાહની હસ્તક રહેતો, અને થોડો ભાગ એ રાજ્યો પાસે રહેતો. તેજ પ્રમાણે જર્મનીના એકસંપી રાજ્યો ઉપરની સત્તાનો અંશ તેની એકસંપી સભાના હસ્તક છે. વળી સ્વિસ પરગણાઓને જે સંબંધ એકસંપી રાજ સાથે હતો, તે પણ સન ૧૮૪૭ અને

૧૮૪૮ ના બનાવ સુધી અપૂર્ણ રાજસત્તાનોજ હતો. જોકે આ વખતે" (ઈ. સ. ૧૮૬૫મા) "ઉત્તર અમેરિકાના રાજ્યોના સબંધમા કાંઈ પણ બોલવું તે ભયભરેલુ છે, તોપણ એટલુ તો કહેવું જોઈએ કે, જે રાજ્ય સાથે તેઓએ એકસપ કર્યો હતો, તે સાથેનો તેમનો સબંધ હમણાં સુધી સદહૂ પ્રકારનોજ હતો. ખરૂ જોઈએ તો યૂરોપખંડ પણ એક સમયે અપૂર્ણ સત્તાધારી રાજ્યોથી ભરપૂર હતો, પણ બનાવોના પ્રભાવને લીધે ઘણી સદી થયા તેઓ વિસ્તીર્ણ રજવાડાના રૂપમાં એકઠા થતાં જાય છે" ત્યારે હવે ઈન્ડિયામા જે દેશી રાજ કહેવાય છે, તેની વિભાજ્ય સત્તા એક રાજકર્ત્તામા રહેલી છે, કે વહેચાઈ ગઈ છે? અને જો વહેચાઈ ગઈ છે તો કેવી રીતે અને કેટલે ભાગે? આ હકિકતના સવાલો છે તેનો નિર્ણય તહનામા અને રિવાજના પુરાવાથી થવો જોઈએ. એ બન્નેમા રિવાજ એ વધારે બળવાન્ છે. હિંદુસ્તાનની અંદરનુ કોઈ પણ દેશી રાજ્ય બહારની અને અંદરની રાજસત્તાના બધા વિશેષણો ભોગવતુ નથી; કેમકે કોઇનામાં લડાઈ કે સુલેહ કરવાનો અખત્યાર, અથવા તો બીજા રાજ્યો સાથે કોલકરારો કરવાનો હક્ક રહેલો નથી દેશી રાજ્યોની રાજસત્તા બ્રિટિશ સરકાર અને રાજાઓ વચ્ચે જૂદી જૂદી રીતને દરજ્જે વહેંચાયેલી છે કેટલાક રાજ્યો અંદરના રાજવહિવટના ઘણાખરા કામમાં દરમિયાનગિરીમાથી પણ મારી ભોગવે છે કેટલાક એવી રીને તાબામા આવી ગયેલા છે કે, તેમની દેશી રીતની રાજસત્તા લગભગ પૂર્ણ રીતે ગત થઈ છે પરન્તુ જે રજવાડા સામાન્ય રીતે કાંઈક પણ સત્તા ચલાવે છે, તે બધા દેશી રાજ્યોના વર્ગમા ગણાય છે, અને તેઓ રાણી સરકારના કાયદાના તાબાના મુલકોમાથી બહાર ગણાય છે.

---

## ૧૪. રિવાજનો પુરાવો સર્વથી બળવાન્ છે.

લખિતવાર પુરાવા અને રિવાજી પુરાવા વચ્ચે પ્રસંગોપાત વિરૂદ્ધતા આવેછે એમ બને ત્યારે રિવાજને અધિક વજન આપવામા આવેછે. જ્યારે છેવટનો ફેસલો અમલ કરનાર સરકારના હસ્તક હોય છે. ત્યારે આમ બને છે દામોદર ગોરધન વિ દેવરામ કલાનજીનો ( ઇન્ડિયન લા રિપોર્ટ. ૧ મુંબાઇ ૩૬૭ ) ભાવનગરવાળો કેસ થયો, તેમાં પ્રિવિ કાઉન્સિલે. અને ત્રિકમ પાનાચંદ વિ. બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇન્ડિયા રેલવે કંપનીનો ( ઇન્ડિયન લા રિપોર્ટ, ૯ મુંબાઈ ૨૪૪ ) કેસ થયે, તેમાં મુંબાઈ હાઈ કોર્ટે એવું ધોરણ કાયમ કર્યું છે કે, સરકારે બાહર પાડેલાં રીતસરનાં જાહેરનામાંનો કોઈ પક્ષકાર અપવાદ લે, તો તેને ન્યાયના ધોરણસર તપાસ ચલાવવાની ના પાડી શકાય નહિ. "રાણી સરકારના તાબામાં હાલના હિન્દુસ્તાનના મુલકમાં" અને ૧૮૬૧ માં પાર્લામેન્ટે ૨૪ મા તથા ૨૫ મા સ્ટાચ્યુટના ૬૭ મા બાબથી ધારા બાંધવાની સત્તા આપી. તે મુલકમાં અમુક જગો આવે છે કે નહિ, તે એક હકિકતનો સવાલ છે ન્યાયના દ્રષ્ટિ અદાલતના ફેસલા માટે લાગતા વળગતા પક્ષકારો આ સવાલ મૂકી શકે છે. આ અજમાયેશ ખંડણી ભરનારા મહાલોને લાગુ કરવામાં આવી હતી; અને કલકત્તા હાઈ કોર્ટે ( ઇન્ડિયન લા રિપોર્ટ. ૭ કલકત્તા, ૫૨૩ ) ઠરાવ્યું કે, તે મહાલો બ્રિટિશ ઇન્ડિયાનો ભાગ છે, પરન્તુ સરકારના ખાસ હુકમ વગર ધારા બાંધનારાઓની સત્તા તેમના ઉપર ચાલી શકે નહિ. પણ ઇન્ડિયા સરકારના "ફોરીન ડિપાર્ટમેન્ટ" ના કબૂલ રાખ્યા પ્રમાણે દેશી રાજ્યો અને રાજાઓનો દરજ્જો ઘણે ભાગે વગર સવાલે અંગીકૃત થયો છે. તે ખાતા તરફથી અંગીકાર થયો છે તેનો આધાર તહનામા કરતાં લાંબા રિવાજના પુરાવા ઉપર રાખવામાં આવ્યો છે. બ્રિટિશ ઇન્ડિયામા જોડાઈ ગયેલા પરગણાઓમાં દેશી રજવાડાઓનાં કેટલાંક ગામો છે, એટલું યાદ રાખવાનુ છે કે ભૂલ ન થાય. આ પ્રમાણે તેઓની સ્થિતિ દ્વિધા પ્રકારની છે. જેમકે મહિકાંઠા એજન્સિમાં ઉમેથાનો તાલુકદાર

છે. તે ઉમેથા અને બીજાં ચાર ગામોની બાબતમાં સને ૧૮૧૭ થી બ્રિટિશ જમીનદાર ગણાય છે તેને વળી મહિકાંઠા એજન્સિ સાથે જોડાયેલી એક સાત ગામની જાહાગીર છે, તેનો તે એક ન્હાનો રાજકર્ત્તા છે.

---

## ૧૫. હકુમત જવાથી અવશ્ય કરીને દરજ્જો બદલાતો નથી.

રિવાજના પુરાવાને એટલુ બધુ વજન આપવામાં આવે છે કે, કહેવત થઈ ગઈ છે જે "એક સમયે જે દેશી રાજ્ય હોય તે હમેશાં દેશી રાજ્યજ ગણાય." હિંદુસ્તાનમા એક વર્ગના અગમ્રૂતોમાં એવી તો ઐક્યની લાગણી છે, અને તે વર્ગના બીજા સાથે સર્વોપરિ સત્તા જે વ્યવહાર ચલાવે તેના ઉપર એવી તો બારિક નજરથી દરેક જુએ છે કે, દેશી રાજ્યનો દરજ્જો સાચવી રાખવાનું ઉચિત જણાય છે રાજ્યકરનાર કુટુંબ, જોકે રાજસત્તા ચલાવવાને લાયક ન હોય, તોપણ એમ કરવા જરૂર થાય છે. એવી હાલત હાલમા મુબાઈ હાતામાં આવેલા થાણાં સંકેલામાં ઉત્પન્ન થઈ છે. તેનો પ્રસિદ્ધ દાખલો મહિકાંઠા એજન્સિમાં મળી આવે છે. દેશી રાજ્યોના આ સમુદાયમાં ૩૫૦૮ ચોરસ મૈલનો મુલક છે. તે મુબાઈ ઇલાતાના ઉત્તર વિભાગમાં આવેલા છે તેમા પહેલા વર્ગનુ માત્ર ઈડરના રાજાનુ સસ્થાન છે. બાકીના તાલુકદારો કે ઠાકેાેરો છે બ્રિટિશ વિજયના પ્રારંભમા ગાયકવાડની મુલકગિરીની ફોજે સને ૧૭૫૩ મા મુસલમાનોને હાકી કાઢ્યા બાદ બળાત્કારે પેશકશી ઉઘરાવવા હલ્લા કરીને આવતી હતી. ઠાકોરો અને તેમની રૈયતની દયાગણી અરજો ઉપરથી ગાયકવાડના હક્ક માટે દસોટો નક્કી કરવા કંપનીએ કર્નલ બાલેન્ટાઈનને સને ૧૮૧૧ માં મોકલવા મન કર્યું છેવટે સને ૧૮૨૦ માં માઉન્ટસ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટને ગાયકવાડ સાથે કરેલા કરાર પ્રમાણે પેશકશી ઉઘરાવવાનો વહિવટ બ્રિટિશ સરકારને સ્વાધીન કરવામા આવ્યો. તે કોલકરાર તારીખ ૨૭ મે સને ૧૮૬૫ ના પ્રસિદ્ધ

"સંયુક્ત રિપોર્ટ" માં દર્શાવેલો છે. તે અનુસાર ઘણાં ખરા બાકીના તાલુકદારો, મંડળીઓ અને ગામોને મુલકગીરીના અમલદારોએ બનાવેલી યાદો પ્રમાણે એક સામટા કંપનીના તાબામાં સોંપવામાં આવ્યાં. આ પ્રમાણે જુદી જુદી જાતના પુરુષો અને સંયુક્ત લશ્કરમાંને બ્રિટિશ સરકાર રાજ્યો દાખલ ગણવા લાગી; પરન્તુ તેમના પટાવતો, ઘણાઓ વડો-દરાના વહીવટ નીચે રહી ગયા, અને જેની સ્થિતિમાં ઘણા તફાવતની બાબતો ન હતી. તેઓ રાજસત્તા ખોઈ બેઠા, અને વડોદરાની સામાન્ય કોર્ટોની હકુમતમાં આવી પડ્યા. કાળ વ્યતીત થતો ગયો તેમ ઘણા ભાગના સ્થાનિક કાયદાને લીધે જહાગીરો ઘસાઈ ગઈ. અને રાજસત્તાનાં ચિન્હો અદૃષ્ટ થઈ ગયા. ઘણીવાર એક ન્હાની જહાગીરના ચાર વિભાગ પડ્યા; અને દરેક ભાગદારની હકુમતની મર્યાદા વિષે તકરાર ઉત્પન્ન થઈ. વિભક્ત કુટુંબોના આગેવાનો કરજમાં ગરકાબ થઈ ગયા; તેઓ બિલકુલ નિરક્ષર હતા. પોતાની થોડી પેદાશમાં ન્યાય ખાતાના દંડથી વધારો કરતા. તેમની કંગાળ પગારવાળી પોલિસ ન્યાય ખાતાની ઉપજ વધારવાના કામમાં મશગુલ રહેતી હતી. કેદખાના નિભાવવામાં ખર્ચ ઘણું લાગતું હતું. ખૂન સહિતના ગંભીર ગુન્હાઓ બદલ માત્ર દંડની શિક્ષા ફરમાવવામાં આવતી હતી. તે માટે સર્વોપરિ સત્તાને દરમિયાન આવવા જરૂર પડી. તેમ કરવાનું કારણ માત્ર અન્યાય હતો એટલુંજ નહિ. ન્હાના ન્હાના પટેલો અને ઠાકર-ડાની હકુમતને કોઈ ગણકારતું ન હોતું. વિભક્ત જહાગીરોમાં ઈન્સાફ આપે એવું કોઈ રહ્યું ન હતું. જે ઉપાય યોજવામાં આવ્યો તે બોધક છે. પ્રથમ તો જહાગીરો દેશી રાજના ભાગ તરીકે ગણવામાં આવતી હતી. તેને કંપ-નીની રાજસત્તામાં લીધી નહિ. લાંબા કાળના રિવાજને લીધે બ્રિટિશ કોર્ટ અને બ્રિટિશ કાયદાની સત્તા બહાર આવેલાં દેશી રાજ્યોજ તેમને ગણ-વામાં આવતાં હતાં. તેમને દેશી રાજ્યો રાખવાં એમ નક્કી કરવામાં

આવ્યું હતું રાજકરનારી સત્તાનો દાવો રાખનારાં સેંકડો રાજ્યો છે તેમના પૂર્વજો. જે એક સો ઉપરાંત ન હતા, તેમણે સને ૧૮૧૧-૧૨ મા જામીનખત લખી આપ્યા હતા, માટે તેઓ આ પ્રમાણે દાવો રાખે છે તેમા હવે માત્ર અઢાબીશ રાજસત્તાનું પરમ પ્રિય અને જરૂરનુ ચિન્હ, એટલે હકુમત ચલાવવાને લાયક રહેલા છે આ પ્રમાણે એ તાલુકદારો હાલ પોતાના મુલકો ઉપર હકુમત ચલાવે છે. તેમના રાજ્યો ન્હાની જહાગીરો કહેવાય છે બાકીના અર્ધ સત્તાવાળા થાણા સર્કલના નામથી ઓળખાતા તાલુકાઓ પોલિટિકલ વિભાગોમાં દાખલ થયેલા છે. ફોજદારી અને દિવાની અખત્યાર ચલાવવા માટે દરેકમા એક એક થાણદાર રાખવામા આવેલો છે. મૂળ જહાગીરદારોના વશજો વસૂલાતનુ ધોરણ અસલ પ્રમાણે ચલાવે છે. તેઓ બ્રિટિશ ઈન્ડિઆની હકુમત બહાર ગણાય છે પરન્તુ તેમની હકુમતી સત્તા. તેમને બદલે તેમની ગર્ભિત કબૂલતોથી, સરકારના પોલિટિકલ અમલદારો હસ્તક રહી છે. પોલિટિકલ એજટ અને થાણદારો, જે તે હકુમત ચલાવે છે, તેઓ બ્રિટિશ સરકારના હુકમના તાબામાં છે તેઓને હાઈ કોર્ટ સાથે કાંઈ નિસ્બત નથી. આ પ્રમાણે દેશી રાજ ચાલ્યા કરે છે, અને ખાલસે થવાગા નથી. જે ઉપાય લાગુ કરવામાં આવ્યો છે, તેથી અવ્યવસ્થિત રાજવહિવટના કારણસર ખાલસા કરવાનો રોમનો દાખલો દૂર થયેલો છે. કાઠિયાવાડ અને રેવાકાંઠામાં ઘણાં તાલુકદારોને હકુમત નથી, તોપણ તે દેશી રજવાડાની પંક્તિમા ગણાય છે, એટલે તેમા પણ મહિકંઠાની માફકજ થયુ છે.

---

### ૧૬. ઈન્ડિયન તહનામાંનું બંધારણ.

દેશી રાજની વ્યાખ્યા અને જીવંન તપાસ્યા પછી હવે બ્રિટિશ રાજ સાથે થયેલાં તહનામાં તપાસવાનુ અનુકુળ છે. આ તહનામા એક

પ્રકારનાં ગંભીર દસ્તાવેજો છે, તે આંગીકૃત કાયદા અને અર્થ કરવાની જરૂરીયાતોમાંથી મુક્ત છે. બીજે પક્ષકારોના પરસ્પર સંબંધોને વખતોવખત મુકરર કરનારી ચોતરફની બદલાતી હકિકતોથી તે અબાધ્ય છે; તોપણ પાર્લામેન્ટ તરફથી તેનો રીતસર આંગીકાર થયેલો છે. વિલીઅમ ચોથાના વખતના સ્ટાચ્યુટ ૩ તથા ૪ ના બાબ ૮૫થી "ઈંગ્લાન્ડના રાજ્ય તરફના સોંપનતદારોનો" હોદ્દો કંપનીને સને ૧૮૩૩ માં મળ્યો. તે સોંપેલા રાજકારભારનો અંત વિક્ટોરિયાના સ્ટાચ્યુટ ૨૧ તથા ૨૨ ના બાબ ૧૦૬થી સને ૧૮૫૮ ના આક્ટની રૂએ આવ્યો તેની કલમ ૬૭ માં ફરમાવેલું છે કે "સદરહૂ કંપનીએ કરેલાં બધાં તહનામાં રાણી સરકારને બંધનકર્તા થશે." આ પ્રમાણે દેશી રાજ્યો તેમજ ઈસ્ટ ઈન્ડિયા કંપનીના કબજાના અને તાબાના મુલકો બ્રિટિશ પ્રજાના સલામતી ભરેલા હવાલામાં આવ્યા સને ૧૮૧૨ માં તહનામાં, કોલકરારો, અને સનદોનો પૂર્ણ સંગ્રહ બહાર પડ્યો. તે સને ૧૮૪૫ માં પાછો ફરીથી બહાર પડ્યો, તેને વળી પાર્લામેન્ટના હુકમથી સને ૧૮૫૩ માં ફરી છપાવવામાં આવ્યો હતો. સર ચાર્લ્સ એચિસનની પ્રસિદ્ધ આવૃત્તિ, તે સાથે ઐતિહાસિક બનાવોનો સંક્ષેપ, વખતોવખત ઠેઠસુધીના સુધારાવધારા સહિત ઈન્ડિયા સરકાર તરફથી છપાય છે "તહનામાં અને કોલકરારો" એ શબ્દો પુરતી રીતે સ્પષ્ટ છે, પરન્તુ "સનદ" શબ્દ એ હિંદુસ્તાનની ભાષાનો છે. તેનો ખુલાસો કરવા જરૂર છે. કોઈ હુદ્દો, છૂટ, કે હક્ક કોઈ રાજકર્તા તરફથી બક્ષીસ થાય તેનો લેખ, પરવાનો, કે ફરમાન એનું નામ સનદ છે. દત્તક પુત્ર લેવાનો હક્ક બક્ષ્યાના લેખની શરતમાં લોર્ડ કાનિંગે હમેશા ચાલતા શબ્દ "સનદ" ને બદલે "ગ્રાંટ" શબ્દ વાપરેલો છે. સામાન્ય રીતે કહીએ તો "ઇન્ડિયન તહનામાં" મા સદરહૂ ત્રણ પ્રકારના કરારો આવી જાય છે. દેશી રાજ્યો સાથે થયેલાં તહનામાંનો અર્થ સમગ્ર રીતે કરવો જોઈએ. તેના ઉપર આધાર રાખીને કરેલા ફેસલા ઉપર કે રિવાજી ધારાથી તેમાં થયેલા વધારા ઉપર નજર ન રાખતાં તેમના મૂળ સ્વરૂપને જોવાનું

છે. આ સિદ્ધાન્ત ઉપર ઘણો ભાર દઈ શકાય તેમ નથી. ખાસ જરૂરિઆત શિવાય કંપનીએ કે રાણી સરકારના અમલદારોએ રાજ્યોના સમુદાય સાથે વ્યવહાર રાખતાં તેમાં વધારો કરેલો નથી. કોઈ એક રાજ્યની સાથેનો સંબંધ લખિતવાર નક્કી કરી લેવા તેની ચેષ્ટાને લીધે બ્રિટિશ અધિકારીઓને જરૂર લાગતી, અને સામાન્ય ધોરણ ઉપરથી નવો કરાર કરવા ફરજ જેવું લાગતું, ત્યારે બધાં તહનામાં ફરીથી કરવામાં આવતાં નહિ, પરન્તુ એક (નવા) તહનામાથી ધોરણું અને કારણો જણાવવામાં આવતાં હતાં. આગળ દર્શાવ્યા પ્રમાણે દરેક રાજ્યની હકિકત ભિન્ન ભિન્ન છે. એક રાજ્ય સાથે સર્વોપરિ સત્તાએ લશ્કરી રાજ્યનીતિ નક્કી કરીછે. બીજાની સાથે દયાળુપણાના ધારાની ફરજો, અને કેટલાક સાથે સહાયકારીપણા અને દરમિયાનગિરીના હક્ક નક્કી કર્યા છે. લોર્ડ રિપને સને ૧૮૮૧માં મેસુરનુ રાજ સ્વાધીન કર્યું તે વખતે એકજ દસ્તાવેજમાં તમામ ફરજો દાખલ કરવાનો યત્ન કરેલો છે. આવો દાખલો આ એકજ છે. ( જુઓ ૬ઠું પ્રકરણ ) બાકીના સાથે આગલા કરારોમાં સુધારાવધારાની જરૂર થઈ, ત્યારે યોગ્ય જગોએ વધારો કરવામાં આવેલો છે. ઇન્ડિઆના ઇતિહાસથી વાકેફગાર અભ્યાસીને લશ્કરી ફરજો દ્રષ્ટિગોચર કરવા માટે ગ્વાલિયરના તહનામા તરફ યથાર્થ નજર કરવાની છે. તેથી ગ્વાલિયર તેમજ બીજા રાજ્યોની લશ્કરી ફરજોનો ખ્યાલ થાય તેવું છે. લોર્ડ એલનબરોએ તારીખ ૧૩ મી જાન્યુઆરી સને ૧૮૪૪ના રોજ મહારાજા જયાજીરાઓ સિંધિઆ સાથે તહનામું કર્યું, તેની ૬ઠી કલમમાં સામાન્ય રીતે લાગુ થાય એવું ધોરણ દાખલ કરેલુ છે. તે આ પ્રમાણે છે:—

" મહારાજા, તેના વારસો, અને તેની પાછળ ગાદી ઉપર થનારાઓના અંગનું રક્ષણ કરવાને તથા પર મુલકના હલ્લાઓમાંથી તેના રાજ્યને બચાવવાને, અને તેના રાજ્યની અંદર તોફાન થાય તો બેસાડી દેવાને બ્રિટિશ સરકાર બંધાયેલ છે. મહારાજે હાલ રાખેલી ફોજની સંખ્યા વગર જરૂરની છે, તે તેમના પોતાના રાજ્યને તેમજ નજીકનાં રાજ્યોને બેચેની

પેહા કરનાર છે. માટે એવું વધારે પાપ કબુલ કરવામાં આવે છે કે, દુરથી એવી જાતના હથિયારવાળી ફોજ અટકાવવી, રાખવી, તે ઇત્યાદિ ઇત્યાદિ. આવા ઠરાવો સંભાળથી દાખલ કરવામાં આવ્યા છે. તેથી સ્પષ્ટ જણાઈ આવે છે કે, ગ્વાલિયરના રાજ્ય સાથે, ઉદ્દેશભરેલી થઈ તેનો લાભ લઈ કંપનીએ એવીજ હકિકત પેદા થાય, ત્યારે બધાં રાજ્યો સાથે કેવો સંબંધ રાખવો તેનું સામાન્ય ધોરણ બાંધી લીધું. આમ કરવામાં કિંચિત ગેરવાજબી કર્યું નથી. કાયદા જાણનારાઓ " પ્રથમ નિશ્ચિત બાબતોના " નિયમથી વાકેફગાર છે. તે ધોરણ પ્રમાણે એક વખત જે બાબતનો ફેંસલો થઈ ગયો હોય તેજ બાબત ફરીને તેજ પક્ષકારોથી અદાલતમા લાવી શકાતી નથી એટલુંજ નહિં, પણ એવીજ હકિકત હોય ત્યારે બીજા પક્ષકારોના પરસ્પરનો સંબંધ નક્કી કરવા માટે તે માર્ગસૂચક થઈ પડે છે. ઇન્ડિયન તહનામામા " સૂળીએ ચટાવવાની, જાદુ, વળગાડ, અથવા ધંતરમંતર માટે માણસોને કેદ કરવાની, ગુલામ ખરીદવા અને વેચવાનો કમકમાટ ભરેલો ધંધો ચલાવવાની, અને દીકરીઓને મારી નાખવાની રીતિઓ " બંધ કરવાની ફરજો રાખેલી છે, તેને પણ એજ મિસાલે બહોળી રીતે લાગુ કરવાની છે. બ્રિટિશ સરકારે આ રસોમોને ગુન્હાભરેલી ગણી દૂષિત કરેલી છે, તે જોકે, એક સ્ટેટને લાગુ હોય, તોપણ રાજ્યોના બધા સમૂહને લાગુ સમજવાની છે. તેથી બધાં તહનામાં, કોલકરારો, અને સનદો જાણ્યા વગર દરેક રાજ્યની ફરજો પૂરી રીતે સમજાય તેમ નથી. એક રાજ્યની સાથે થયેલ તહનામા મુજબ અર્થ કરતા રાજ્યોના સમુદાયને તે લાગુ કરવાનુ રહ્યુ છે, તેનુ કારણ વળી બીજું પણ છે કેટલાક રાજ્યો સાથે મુદ્દલ તહનામાં થયેલા નથી, તોપણ લાંબી મુદતના રિવાજ અને પાર્લામેન્ટના ધારાના ભાવાર્થ ઉપરથી જાણે કે લખાણથી નક્કી થયુ હોય, તેવીજ રીતે તેમને બ્રિટિશ સરકાર તરફના રક્ષણનો હક્ક છે તે હક્ક

બીજાઓની સાથે થયેલાં દસ્તાવેજ પરથી અનુમાનિક છે એમ માત્ર નથી. એ પ્રમાણે પુદુકોટાના રાજાને જોકે ૧૧૦૧ ચોરસ મૈલનો મુલક છે તોપણ કેટલીક શરતોથી દત્તકની સનદ લોર્ડ કાનિંગે તેને આપી છે. તેમાં આ પ્રમાણે કરાર છે. "જ્યાં સુધી આપનું રાજ્ય બ્રિટિશ રાજ્યને વફાદાર રહેશે, અને તહનામાં, સનદો અને કોલકરારો, જેમાં તેની ફરજો દર્શાવેલી છે તે પાળશે, ત્યાં સુધી," ઇત્યાદિ ઈત્યાદિ. આ રાજાના વડવાને સને ૧૮૦૬ માં જાગીરને પટ્ટે જમીનની બક્ષીસ મળી, પરન્તુ સને ૧૮૬૨ પહેલાં દેશી રાજા તરીકેની તેની સ્થિતિના પુરાવા માટે તેણે કાંઈ પણ તહનામુ કે કોલકરાર કરેલ નથી. તેજ રીતે મુંબઈ હાતામાં આવેલા સાવાનુરના મુસલમાન રાજ્ય પાસે સર જ્હોન લારેન્સે સને ૧૮૬૬ માં આપેલી દત્તકની સનદ શિવાય કાંઈ પણ દસ્તાવેજ નથી. એ સનદ મળવામાં વિલંબ થયો તેનું કારણ એ હતું કે, સાવાનુર તહનામાંવાળી જહાગીરમાં ગણાય કે નહિ, એ વિશે શંકા પેદા થઈ હતી પરન્તુ રિવાજ અને સમાનતાની દલીલના પુરાવા ઉપરથી તેના લાભમાં ફેસલો થયો.

---

## ૧૭. તહનામાં સાથે ઈતિહાસનો નિકટ સંબંધ.

ઉપર પ્રમાણે હોવાથી હિંદુસ્તાનના રાજાઓ સાથે થયેલ તહનામાં, કોલકરારો, અને સનદો સમગ્ર રીતે વાંચવાની જરૂર છે દરેક રાજ્યને અને તેના રક્ષકને તેના જે ભાગ લાગુ થાય તે ચોખ્ખી રીતે ઓળખાય તેવા છે કોઈ રાજ્યને સામાન્ય ધોરણ લાગુ કરવામાં કાંઈ શંકા થયેલી, તો તે પચાસ વર્ષના વહિવટથી વિરામને પામેલ છે. કેમકે સર્વોપરિ સત્તા અને તેની સાથે દોસ્તી રાખનારાં રાજ્યો સાથેના સંબંધો સ્થાપિત થઈ ગયા છે. ઈતિહાસના બંધારણની સાથેજ તહનામાંનું અધ્યયન કરવાની અગત્ય છે. કાયદા જાણનારાઓ માને છે કે, " આ પ્રમાણે સ્થાપિત

થયેલ કૃત્યોથી સઘળા કરારો સમાપ્ત થાય છે." પ્રજાઓની અંદર અરસપરસના કાયદાના પુસ્તકની ૨૫મી કલમમાં હિલ્ટન એવો અભિપ્રાય બતાવે છે કે, "તહનામાંની ફરજો ગમે તે સંજ્ઞાથી ઓળખાતી હોય, તોપણ તેનો આધાર માત્ર કરાર ઉપરજ છે એમ નથી. બે રાજ્યો વચ્ચે જે અન્યોઅન્યના સંબંધોથી કોલકરારો કરવા જરૂર પડી હોય, તેના ઉપર પણ ઘણો આધાર છે. તહનામું સ્થાયી કે અંગત પ્રકારનું હોય, તોપણ એ સબંધો જારી રહે, ત્યાં સુધી તે પણ કાયમ રહેવાનું." સૃષ્ટિના નિયમોથી સમગ્ર જગતમાં ફેરફારો થયે જાય છે. તેમાંથી મનુષ્યજાત મુક્ત નથી. તેવીજ રીતે રાજદ્વારી માણસોના કૃત્યો તેમાંથી મુક્ત નથી. દેશી રાજ્યોના તહનામાં અને કોલકરારો થયા, તે વખતનો તથા ત્યાર બાદનો પક્ષકારો વચ્ચેનો સબંધ જાણ્યા વગર તેઓ પૂરેપુરાં સમજી શકાય નહિં. હિલ્ટન લખે છે કે, "જે ક્ષણે કરાર કરનાર પક્ષકારો પૈકી એકની લૌકિક સ્થિતિમાં એવા પ્રકાર અને અગત્યનો ફેરફાર થાય કે, તે ફેરફાર થવાનો છે, એવું આગળથી જણાયું હોત, તો કરાર કરવામાં આવતજ નહિં, તે ક્ષણેજ તહનામું તેના ઉપર બંધન કરતું બંધ થાય છે," રાજગાદી માટે લડાઈ થઈ તેથી યુનાઇટેડ સ્ટેટ્સોના બંધારણમાં એટલા ધોરણનો વધારો થયો કે, રાજ્યોના એકસપીપણાને બંધ કરી શકાતુ નથી. તેવીજ રીતે સને ૧૮૧૮માં પેશવાએ રાજસત્તા છોડી, દિલ્હિના બાદશાહની તપાસ ચાલી, કંપનીનુ રાજ્ય સરકારને સોંપાયુ, અને વડોદરાના મર્હૂમ ગાયકવાડને રાજ્યાસનથી બરખાસ્ત કર્યા; એ સઘળા ઐતહાસિક બનાવો ઇન્ડિયાના તહનામાં ઉપર અસર કરે છે, અને સમાનતા અને પરસ્પરતાના શબ્દાર્થોને બદલી નાખે છે બરફનો મ્હોટો પટ જેમ આગલા જમાવને કાળાંતર સુધી ઘસડી જાય છે, તેમ મનુષ્યજાતની આગળ વધતી ગતિ ચોપાસના સમુદાય સાથે પોતાના સંબંધ નિરંતર જોડયા કરે છે. હિંદનો તહનામાનો નકશો એક પેઢીમાં એક હાથે

પૂરવામાં આવેલો નથી. દરેક ગવર્નર જનરલ જેમ બ્રિટિશ રક્ષિત રાજ્યોના સમુદાયમાં એક રાજ્ય લખનો ગયો, તેમ તેમના પૂર્વગામીની રાજપદ્ધતિ આગળ ચાલતી ગઈ, કિંવા ઉલટાતી ગઈ. કોઈ વખતે તેની અંદર ગણેલું રાજ્ય તે રક્ષિત રાજ્યોના સમુદાયમાથી લોપી નાખ્યું એક ગવર્નર જનરલે ઘણો વધારો કર્યો, તો બીજાએ માત્ર મર્યાદાવર્તૂલના ખુણાને ગોળાકૃતિમાં આણ્યા તે વખતે પક્ષકારોના સબંધ કેવા પ્રકારના હતા, અને ત્યાર બાદ કેવા થયા છે, તે નક્કી કરવાને ઈચ્છતો હોય, તેણે તહનામાના ચિતારની રચનાની ત્રણ સુચિન્હિત મુદ્દતો જે કંપનીને ઉપયોગી થઇ હતી, તેની પૂર્ણ રીતે સમજુતી મેળવવી જોઈએ.

---

## ૧૮. તહનામાંનો ચિતાર કરતાં લાગેલી ત્રણ જૂદી જૂદી મુદ્દતો.

દરેક મુદ્દતના તહનામાંનાં સ્વરૂપ અને ભાષા જેમ સુચિન્હિત છે, તેમ તેના વિસ્તાર અને ઉદ્દેશ પણ છે. પ્રથમની મુદ્દતનું પૂરૂં થતું વર્ષ સને ૧૮૧૩ ની સાલ ગણાય. ત્યાં સુધી પાર્લામેન્ટના દબાણ, અને વ્યાપાર કરનારી કંપનીના ડહાપણથી વચ્ચે નહિ આવવાની રાજ્યરીતિ તરફ વલણ રહ્યું. તે વખત કંપની પોતાની હયાતિ માટેજ ફાંફાં મારતી હતી; અને પોતે સંપાદિત કરેલ મુલકની બહાર દોસ્તી અને સ્વરક્ષણના તહનામા વિસ્તારવાના ખર્ચ અને ડરથી પાછા પગલા ભરતી હતી. બીજી મુદ્દત સને ૧૮૧૪ થી ૧૮૫૭ ના ગદર સુધીની છે. તેમા શેહેનશાહતના મનસુબાનો ક્ષિતિજ ઉપર ઉદય થયો; અને ગવર્નર જનરલોની રાજ્યનીતિ તેમ કરવા તરફ સબળ રહી રક્ષિત રાજ્યોના સમુદાયમાથી કોઈને પણ બાતલ રાખવું એ અનુભવથી ગેરડહાપણ અને નામર્દાઈભરેલું જણાયું, હિંદના બ્રિટિશ રાજ્યવહિવટ કરનારા ઉપર શેહેનશાહત સ્થાપવાની ફરજ આવી પડી; અને રાજ્યોને અરક્ષિત રાખવાનાં કડવાં ફળ પિંડારાની

લડાઈ, મરેઠાના મનમાં જય માટે જાગૃત થયેલ મનસુબા, અને રજપૂતોના માનભંગથી ચાંપવાં પડ્યાં હતાં. ચોતરફ દેશના રાજાઓથી કંપનીના હોદ્દેદારો વિંટાયેલા હતા. મુલકો ખાલસા કરવા તેઓ ઈચ્છતા નહિ હતા, તોપણ તેમ કરવા શિવાય ઈલાજ રહ્યો નહિ. તેમ નહિ તો પોતાના સીધા રાજ્યની ક્રમશઃ વૃદ્ધિ થતી હતી, તે સાથે રાજકીય બંદોબસ્ત બીજા રાજ્યો જોડે કરવાનો હતો. સરહદ ઉપરના બંદોબસ્ત વગર મુલકોની અંદર શાન્તિ રાખવી અશક્ય હતી. દેશી રાજ્યોમાં અંદર અંદરની તકરાર થાય, તેની સમાધાની કરવાનું માથે લેવું, અને લડાઈ કરવાનો અને આપસમાં કોલકરાર કરવાનો હક્ક તમામ પાસેથી એકસરખી રીતે લઈ લીધા શિવાય, દેશી સ્વસ્થાનોમાં બંદોબસ્ત રહે તેમ આશા ન હતી. દેશી રાજ્યોએ એકબીજાથી જુદારો રાખવો, અને બ્રિટિશ સત્તાની રાજકીય મહત્વતાના તાબામાં રહેવું, એજ પદ્ધતિ તે સમયે ચાલુ રહી. "પરસ્પરની દોસ્તી" અને "અન્યોન્ય કબૂલતો" એ શબ્દોને બદલે "તાબેદારીવાળી દોસ્તી," "રક્ષણ" અને "તાબેદારીવાળી સહાયતા," એ શબ્દો વપરાવા લાગ્યા. દેશી રજવાડા પાસેથી બહારના સંબંધનો અખત્યાર લઈ લીધો, પરન્તુ અંદરના વહિવટમાં દરમિયાન નહિ આવવાની જૂની રાજરીતિ અદ્યાપિ ચાલુ રાખી છે. એ બાબતમાં તો પ્રજાઓની માંહોમાંહેના ધારાના ફરમાનો ટકી રહ્યા છે, અને સુધારા કરવા માટે પર રાજ્યનું સાધન ઉપયોગમાં લેવું એ રાજસત્તા માટે અયોગ્ય ગણાય છે. પ્રથમ લડાઈ અને ત્યાર બાદ મુલક ખાલસા કરી લેવો એ શિવાય જાથુનું અંધેર દૂર કરવા માટે કશો બીજો ઈલાજ અદ્યાપિ જાણવામાં આવ્યો નથી. બળવો શાન્ત થયો તેની સાથે છેવટ એક વધારે ફેરફાર થયો. "વિલાયતની ગાદી હિંદુસ્તાનની નિઃસંદેહ રાજસત્તા થઈ." મુલક ખાલસા કરી. દેવો એ તો વગર જરૂરની સખ્તી માલમ પડે છે.

પ્રજાની અંદર અંદરનો ધારો દેશને તદ્દન લાગુ થાય એમ નથી તેથી દેશી રાજ્યોનું સ્વરૂપ જાળવવા દરમિયાનગિરીની જરૂર છે એટલુંજ નહિ, પણ તેમ કરવું વ્યાજબી છે. રેલવેના ફેલાવથી અને લોકોપયોગી કામની વૃદ્ધિથી બ્રિટિશ સરકાર સાથે જોડાવાના વળી જૂદીજ જાતના કોલકરારો કરવા પડ્યા છે. હાલ જે સંબંધો રક્ષણ કરનાર અને રક્ષિત રાજ્યો વચ્ચે ચાલેછે તે ઉપર દર્શાવેલી ત્રણ મુદ્દતો અને દરમિયાન નહિ આવવાની રાજ્યપદ્ધતિ, આધીન જૂદારા, અને સંયુક્તપણાનાં પરિણામો છે. દરેક મુદ્દતને અંતે દોરાયેલો તહનામાનો ચિતાર આ ત્રણ જૂદાં જૂદા સ્વરૂપોનુ પ્રતિબિંબ આપે છે. સને ૧૮૧૩ સુધી જોડાયેલા રાજ્યો થોડા અને અનિશ્ચિતપણે મ્હોટા હતા. તેઓ કંપનીની મર્યાદાવર્તુલમાં કે તેની સરહદ ઉપર આવેલા હતાં. લોર્ડ હેસ્ટિંગ્ઝે ઘણા રાજ્યોને રક્ષણ નીચે લીધા એટલુંજ નહિ, પરન્તુ પર રાજ્યોના અનિશ્ચિત મ્હોટા મ્હોટા જથાને તોડી નાખ્યા. સને ૧૮૫૭ સુધી તેની પાછળ થનારા ગવર્નર જનરલોએ વૃદ્ધિની ક્રિયા સંપૂર્ણ કરી, તેની સાથે બ્રિટિશ રાજ્યની લાલ લીટિમાથી કેટલાકને અદ્રષ્ટ પણ કર્યા ઈ સ. ૧૮૫૭ પછીના ચિતારમાં વળી ફેરફાર કરવા જરૂર છે. બીજાં થોડાં રાજ્યો ગયાં, અને કેટલાંક વિસ્તારમા વધ્યાં. દ્રષ્ટાંત તરીકે જુઓ તો આગલા જમાનામાં ખોયેલો કેટલોક મુલક નેપાળે પાછો મેળવ્યો, પરન્તુ મુખ્ય વધારો રેલવે અને ન્હેરોનો છે. એવડે આખો હિંદુસ્તાન જોડાઈ ગયો છે. આવી રીતે જુઓ તો તે ચિતારમાં રાજપદ્ધતિના ફેરફાર અને પરિણામોજ જોવામાં આવે છે. પરન્તુ તહનામાં પ્રથમ થયાં ત્યારે તેનો શો ઉદ્દેશ હતો, અને ત્યાર બાદ પક્ષકારોના સંબંધમાં શું શું ફેરફાર થયા છે, તે સમજવા ચાહતો હોય તેણે માત્ર ચિતાર તરફ જોઈ સંતોષ માનવો નહિ. ઇતિહાસના બનાવોની ગતિનુ તેણે અનુગમન કરવું જોઈએ.

## ૧૯ તહનામાં માટે સર્વોપરિ સરકારની સીધી જવાબદારી.

રાજ્યો વચ્ચે થયેલાં રીતસર તહનામાંનું બંધન ઇન્ડિયા સરકાર પૂર્ણપણે કબૂલ રાખે છે. તે માટે તે કરવાની જવાબદારી ઈન્ડિયાના સર્વથી શ્રેષ્ટ અધિકારીને માથે રાખવા સંભાળ રખાય છે. "ઈસ્ટ ઈન્ડિયામાં વેપાર કરનારી કંપનીને તથા તેના ગવર્નર" ને ઇલિઝાબેથ રાણીએ સને ૧૬૦૦ માં સનદ આપી હતી. તે સનદ ૧૬૬૧ માં ચાર્લ્સ બીજાએ મંજૂર કરી, તેની રૂએ ખ્રિસ્તી ધર્મ નહિ પાળનાર રાજા સાથે સલાહ કે લડાઈ કરવા કંપનીને સત્તા મળી. તે સત્તાને આધારે સુલેહના તહના-માં, અને પરસ્પરના બચાવની દોસ્તી બાંધવાનો હક જરૂર પ્રાપ્ત થઈ ચૂક્યો ગણાય. "ઇંગ્રેજી કંપની" ને સને ૧૬૯૮ મા ત્રિજા વિલ્યમે સનદ આપી, તેની સાથે આ કંપની જોડાઈ ગઈ. સને ૧૭૦૯ માં એન રાણી-એ ઉપરા ઉપર સનદો બક્ષી "ધી ઓનરેબલ ઇસ્ટ ઈન્ડિયા કંપની" બાંધી. આ બે બનાવો પછી એવા ઈત્તફાક બન્યા કે, ઈન્ડિયન અધિકા-રીઓ ચલાવતા હતા તે રાજસત્તા ઉપર દાબ રાખવા પાર્લામેન્ટની નજરમાં જરૂરિયાત જણાઈ. સને ૧૭૭૩ માં ૧૩ મો સ્ટાચુટ ત્રિજા જ્યોર્જના વખતમાં થયો. તેના બાબ ૬૩ ની કલમ ૯ આ પ્રમાણે હતીઃ— "ગવર્નર જનરલ ઈન કાઉન્સિલની પરવાનગી મેળવતાં સુધી તહનામાં કરવાનું મુલતવી રાખવા જરૂરી કારણસર ભયભરેલું લાગે, તે શિવાય" હિંદના રાજ્યકર્તાઓ જોડે સુલેહનાં કે બીજાં તહનામાં માટે મસ-લહત ચલાવવા તથા તે પૂરાં કરવા માટે "ગવર્નર જનરલ ઈન કાઉન્સિલની મંજૂરી અને પસંદગી" પ્રથમ મેળવવાં જોઈએ. વળી ગવર્નર જનરલને માથે સઘળા રાજકાર-ભારનાં કૃત્યોનો કોર્ટ આફ ડાઈરેકટરને રીપોર્ટ મોકલવા સામાન્ય ફરજ હતી. ત્યાર બાદ કંપનીના ઉપર આર્કટના નવાબે ચાન્સરી કોર્ટમાં એક મશહૂર ફરિયાદ માંડી. તેમાં કેટલીક શરતો અનુસાર સને ૧૭૮૧થી તે સને

૧૭૮૫ સુધીની સાલોમાં તેના મુલકમાથી વસુલ કરેલ લાભ અને ભાડાનો હિસાબ લેવાની દાદ તે નવાબે માગેલી. સને ૧૭૯૩ના જાન્યુઆરી માસમાં લોર્ડ કમિશનર એયરે તે ફરિયાદ કાઢી વાળી, એવું કારણ બતાવીને કે, એક બીજાથી સ્વતંત્ર એવાં બે રાજ્યો વચ્ચે થયેલા પરસ્પરના કોલકરારોનો એ કેસ છે તેણે એવો મત આપ્યો કે, એ તહનામુ બે રાજ્યસત્તાની દરમિયાન થયેલુ છે, "તેથી ખાનગી દિવાની હકુમતના અમલમાં તે આવતુ નથી." તેજ સાલના જૂન માસમાં જ્યોર્જ ત્રિજાના સ્ટાટ્યુટ ૩૩ના બાબ ૫૨ ની કલમ ૪૨ થી "લોકોના દાવાઓને નુકશાન ન થાય" એવી શરત નાખી કંપનીએ મેળવેલા મુલક ઉપર કંપનીનો હક્ક મંજૂર રાખ્યો. તે સાથે હિંદુસ્તાનની સર્વોપરિ સત્તાના અધિકારમાં ન્યૂનતા કરી એમ ફરમાવવામાં આવ્યુ કે, કોર્ટ ઓફ્ ધી ડાઈરેક્ટર્સ અને ગુપ્ત કમિટિની "ખાસ આજ્ઞા અને અખત્યાર વગર" ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે લડાઈ ન કરવી, અથવા અમુક બાબતો શિવાય લડાઈ કે બાંયધરીના કોલકરાર પણ ન કરવા. સ્થાનિક સરકારને પણ લંડન કે કલકત્તાથી હુકમ મેળવ્યા વગર તહનામાં કરવા મનાઈ કરી. ( તહનામું કરવાનુ મુલતવી રાખવાથી તાત્કાલિક ભય કે જબરી તાકીદ જેવુ ન હોય તે શિવાયની બાબતોમાં ) ત્યાર બાદ જ્યોર્જ ત્રિજાનો ૫૩ મો સ્ટાટ્યુટ [ધારો] પસાર થયો. તેના ૧૫૫ મા બાબથી "ધી યુનાઈટેડ કિંગ્ડમ ઓફ્ ગ્રેટ બ્રિટન એન્ડ આયરલાન્ડની ગાદીની નિઃસંદેહ સત્તા સદહૂ મેળવેલા મુલકોની અંદર અને ઉપર કાયમ રહી છે." એ વાતને બાધ લગાડ્યા વગર કોલકરારો કરવા માટે સર્વોપરિ દાબવાળી સત્તાની જવાબદારી જારી રાખી. તેનું કુદરતી ફળ એ થયુ કે, વાઈસરાયના ઉપર કાયદાની રૂએ જવાબદારી રહી. તેને લીધે હિંદુસ્તાન સરકારની મંજૂરી પ્રથમ લીધા વગર સ્થાનિક સરકારને દેશી રાજ્ય સાથે કોલકરાર કરવાની મસલહત ચલાવવાની છૂટ રહી નહિ. ઈન્ડિયન તહનામાં

કરવાની રીતિ અને તે રીતિના સબંધમાં કેટલાક નિયમો બાંધેલા છે, તેથી પાછળની તકરાર કે ગેરસમજુતિનો સંભવ દૂર થાય છે.

---

## ૨૮. તહનામાં કરવામાં પળાતી વિધિઓ.

વળી જાથુપણાના કાર્યોને તહનામામા દાખલ કરવાં એવો ચાલતો નિયમ છે. જે બાબતની હકિકતમા ફેરફાર થવા સંભવ રહેતો હોય, તે માટે તહનામાંમા દાખલ કરેલ કલમ અનુસાર નિયમો માત્ર કરવામાં આવે છે તહનામાની અંદર દેશી રાજ્યકર્ત્તા પોતે, પોતાના વારસને. અને ગાદી ઉપર પાછળ થનારાઓને બંધન થાય તેવી રીતે લખી આપે છે. બ્રિટિશ સરકારે સ્વીકારેલા ઇલકાબ પણ તેમાં પૂર્ણ રીતે દર્શાવે છે. દરેક તહનામાનો ખરો અધિકારવાળો અર્થ ઇંગ્રેજી ઉપરથી થાય છે. દેશી ભાષામાં તેની પ્રત માગે તો માત્ર સગવડતા ખાતર આપવામા આવે છે. આ સાવચેતી રાખવાનુ અનુભવસિદ્ધ વ્યાજબી છે. કેમકે જાડેજા અમીરોને બાંયધરીનું તહનામું કચ્છે કરી આપેલ છે, તેની બે પ્રતોમાં તફાવતને લીધે કંટાળાભરેલી તકરારો ઉપસ્થિત થઇ છે. વળી ઇન્ડિયાની ભાષાઓ ઘણી વખત ઇંગ્રેજી શબ્દોના યથાર્થ અર્થ માટે અપૂર્ણ છે. ઇન્ડિયન તહનામું ગવર્નર જનરલ સાહેબના નામનું થાય છે, રાણી સરકારના નામનું થતું નથી. તહનામાંને મથાળે તેની બાબત અને ઉદ્દેશ લખાય છે. કોલકરાર કરનારા પક્ષકારોનાં નામ લખાય છે, અને સ્પષ્ટ રીતે દર્શાવાય છે કે, ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ અને બ્રિટિશ સરકાર તરફથી બ્રિટિશ અમલદાર લખી આપે છે. પ્રથમ આટલી બાબતો દાખલ થાય છે ત્યાર બાદ દેશી રાજ્યકર્ત્તા સાથે સમજુત થયા પ્રમાણે ઇન્ડિયા સરકારે મંજૂર રાખેલી કલમો દાખલ થાય છે. બે પ્રતો યાને સ્થાનિક સરકારને જરૂર હોય તો ત્રણ પ્રતો ચર્મપત્ર ઉપર તૈયાર

કરવામા આવે છે. તેમાં પક્ષકારોની સહી લેવાયા બાદ વાઇસરાયની સહી માટે હિંદુસ્તાનની સરકારમાં તે મોકલાય છે. એક પ્રત રાજાને દેવામાં આવે છે. બીજી બે પ્રતોમાંથી એક સર્વોપરિ સરકારના અને બીજી સ્થાનિક સરકારના દફતરમાં રાખવામાં આવે છે. દેશી રાજાની ફરજો કે તેની સાથે કરેલા કોલકરારો વંશપરંપરા ચાલે એવા ન હોય, અને અંગત હોય, એટલે એકજ રાજાના વખતમાં બંધનકારક હોય, તો ઉપર પ્રમાણે તહનામું થતું નથી, પરન્તુ પત્રના રૂપ-માં ગવર્નર યાને ગવર્નર જનરલ તરફથી લખી મોકલવામાં આવે છે. આવા પત્રના બે દાખલા અત્રે આપીએ છિએ. એક તો લોર્ડ હાર્ડિંજે કાશ્મિરના મહારાજાને પત્ર લખ્યો હતો તે, અને બીજો સને ૧૮૫૦ માં ખંભાતનુ હુલ્લડ થયા બાદ ત્યાંના નવાબ ઉપર મુબઈના ગવર્નર લોર્ડ હેરીસે પત્ર લખ્યો હતો તે છે. પાર્લામેન્ટની પરવાનગીથી એ બન્ને પત્રો છપાઈ બહાર પડેલા છે. કોઈ બાબત કમતી અગત્યતાની હોય, તો ખબર દેવા માટે પોલિટિકલ એજન્ટને અખત્યાર આપવામાં આવે છે. જેમ ગ્વાલિયરનું રાજ્ય સને ૧૮૫૯ માં ભવાનસિંધને પાછું આપવામા આવ્યું હતું, તેમ કરતી વખતે સનદના રૂપમાં લખાણ કરવામાં આવે છે.

---

## ૨૧. ઈન્ડિયન તહનામાંની મુખતેસર તારીખો.

તહનામા કરવામાં સભાળ રાખવામાં આવે છે, તેથી તહનામાં માટે કેટલું માન છે તેનો ખ્યાલ થાય છે. ઈતિહાસના બનાવો અને સંબંધોને સાથે લઈ તેનો અર્થ કરવો, અને તેમ કરવામાં પાછળથી થયેલા ફેર-ફારો ઉપર નજર રાખવી. તેમનો અર્થ કાયદા પ્રમાણે થયેલા દસ્તાવેજની રીતે કરવો, એ ખરૂ છે, તોપણ હકિકત અનુસાર તે અર્થ કરવામાં મ્હોટુ મન રાખવું જોઈએ. તહનામાંનું ખરાપણુ પાર્લામેન્ટે સ્વીકારેલું હોવાથી તેની ગભી-રતા, વિધિ, તે કરતા પહેલા કરેલો ઊંડો વિચાર, રાણી સરકારના પ્રતિનિધિએ

આપેલી મંજૂરી. એ સપળાથી 'તહનામું એ એક મોક વસ્તુ છે. આ પ્રકરણના છેવટના ભાગમાં એક પત્રક જોડેલુ છે. તેમા જે રાજ્યો તહનામાથી બંધાઈ રક્ષણ નીચે યા દોસ્તીમાં ભળ્યાં છે, અને જેને તોપોનું માન મળે છે. તેના તારીખવાર અનુક્રમ બતાવેલો છે કેટલાક ખાલસા કરેલાં રાજ્યો, જેની પાસેથી બ્રિટિશને રાજ્યસત્તા પ્રાપ્ત થઈ છે, એનાં પણ તેમા દર્શાવેલા છે. બ્રહ્મદેશ અને ઇન્ડિયાની પેલી તરફના રાજ્યો, જેમકે વાયવ્ય તરફની સરહદ ઉપર આવેલ ખીલાતનો મુલક મૂકી દીધા છે હિંદુસ્તાનના રક્ષિત રાજ્યોમા નેપાળ નથી છતા તેને દાખલ કરવામાં આવ્યુ છે. તેનુ કારણ એ છે કે, તેની દ્વારાએ સિક્કિમની ઉપરની રાજકીય સત્તા બ્રિટિશ સરકારને પ્રાપ્ત થઈ છે. ઈ સ. ૧૮૧૬ મા નેપાળને દાખલ કર્યું એમ એ પત્રકમા બતાવ્યું છે, તેથી તે પત્રકની રચનાનુ બીજું એક ધોરણ છે તે પણ સમજાઈ જશે. તારીખ ૧ લી માર્ચ સને ૧૭૯૨ ની નેપાળની સાથેની પહેલી ત્રીટી, જોકે માત્ર વેપારને અર્થે હતી. તોપણ " એક સપીપણાના પાવારૂપ " હતી બીજી ત્રીટી લોર્ડ વેલસ્લિએ તારીખ ૩૦ મી અક્ટોબર સને ૧૮૦૧ ના રોજ મંજૂર કરી, તે પાછળથી રદ્દ થઈ હતી. સને ૧૮૧૫ ની ત્રીટી તે દરબારે ઈ. સ ૧૮૧૬ સુધી કબૂલ રાખી નહિ, માટે તે તારીખ દોસ્તી રાખનારા રાજ્યોના પત્રકમાં દાખલ કરી છે ગવર્નર જનરલની અથવા ગવર્નરની મંજૂરીની તારીખ નહિ, પણ રાજ્યની કબૂલતની તારીખ એ પત્રકમા દાખલ કરવામાં આવી છે. કેમકે તહનામાનો અમલ રાજની કબૂલતની તારીખથી થાય છે છેવટ સાવચેતીના બે બોલ કહેવાની જરૂર છે. આ કામને માટે તહનામાના ચિતારમા છેવટ દાખલ થયાની તારીખના અનુક્રમ પ્રમાણે રાજ્યોના વર્ગ કરેલા છે; અને તહનામાંનો ઉદ્દેશ પત્રકમા બતાવ્યો છે. પરન્તુ રાજ્યોના હક્ક અને ફરજોના પ્રકાર બ્રિટિશ સરકાર સાથે પ્રથમ સબંધ થયો તે મુદ્દત ઉપરથી બતાવી શકાય નહિ, તેમજ તે સંબંધ જે હકિકતો ઉપરથી થયો તે પણ બતાવી શકાય

નહિ કોઈ રાજ્ય જીતી લેવાથી કે મેળવ્યાથી બ્રિટિશ સરકારના હાથમાં આવ્યુ હોય, તેને ફરી બનાવી કંપનીએ પાછું આપેલું હોય, તો તે કારણસર બ્રિટિશ સરકારના કબજામાં નહિ આવ્યું હોય એવા મૂળથી બરોબરીના સબંધવાળા રાજ્ય કરતાં તે ઉતરતા દરજ્જાનું ગણાતુ નથી. કુર્ગનુ પરગણું ટિપૂ પાસેથી લેવામાં આવ્યું હતુ; તે રાજાને પાછું આપવામાં આવ્યુ. વળી બક્ષરના જય પછી અયોધ્યા જીતી લેવામા અને ફરી બનાવવામાં આવ્યું હતું. તોપણ તે બન્ને રાજ્યો હૈદરાબાદ અથવા ઇંદોર જેવા ગણવામાં આવતા હતાં. દોસ્તીવાળાં, ખંડણી આપનારાં, બનાવેલાં, અને રક્ષણ નીચે આવેલા, એવા એવા રાજ્યોના ભેદો છે, પરન્તુ તે ભેદો કલ્પિતજ છે. બધાને સરખું માન અપાય છે, અને તે બધાનું રક્ષણ પણ સરખીજ રીતે થાય છે તહનામાં અને કોલકરારના પ્રથક્કરણ માત્રથીજ રાજ્યોની ફરજોના વર્ગ થઈ શકતા નથી. તહનામાં કરવાનું કામ જેમા ચાલ્યુ તે બે મ્હોટી મુદ્દતોની અંદર વધારે અગત્યનાં દોસ્તી ધરાવનારા કે રક્ષિત રાજ્યો હતાં, તે જાણવા માટે નીચેનું પત્રક દાખલ કરેલુ છે. તે ઉપરથી એકદમ જણાઇ આવે છે કે, સને ૧૭૯૮ થી તે સને ૧૮૦૫ સુધી લોર્ડ વેલસ્લિના ચંચળ રાજવહિવટ છતા લગભગ આખું રજપુતસ્થાન, ઘણોખરો મધ્ય હિંદુસ્તાન, સિંધ સુધાન્ત મુંબઈ હાતાનો ઘણો ભાગ, અને સતલજની પેલી તરફનું પંજાબ તહનામાંના ચિતારમાં દાખલ થયા વગર રહ્યા. લોર્ડ હેસ્ટિંગ્ઝની ચંચળ કાર્કિર્દી પ્રસિદ્ધિ પામી તેના સબબ આ છે. તેના વખતમા નેપાળ સાથે ઐક્ય બંધાયું, હિલ રાજ્યો રક્ષણ તળે આવ્યાં, આખી રજપુતાણા એજન્સિ, અને મુબઇ હાતાના તથા મધ્ય હિંદુસ્તાનના સખ્યાબંધ રાજ્યો તહનામાના નકશામાં દાખલ થયા લોર્ડ ઓકલાન્ડ અને લોર્ડ હાર્ડિંજના કરેલ વધારા તેમની યોગ્ય જગ્યાએ દાખલ છે સને ૧૮૫૭ પછી કોલકરારો કરવાનો મોકો રહ્યો નહિ, એમ જણાઇ આવે, તો તેનુ કારણ એ છે કે,

રાજકીય પ્રબંધોમાં અસરકારક રીતે દાખલ થવાની તારીખ એ પત્રકમાંથી જણાઇ આવે છે; અને અંગ્રેજે પોતાની પવિત્ર ફરજ આખરે સ્વીકારી રાજ્યોનું રક્ષણ માથે લીધું, તે વખતે તેની જે સ્થિતિ હતી, તેમાં પાછળનાં તહનામાં, જમાના અને રિવાજથી રફતે રફતે જે અગત્યના ફેરફાર થયા, તેનો અનુક્રમ તે પત્રકમાંથી મળતો નથી. તેની સાથે એટલું પણ યાદ રાખવું જોઇએ કે, બેઉં બ્રિટિશ બ્રહ્મદેશ અને શાનના રાજ્યો રક્ષણ નીચે આવ્યા તેનો આ ગ્રંથમાં સમાવેશ કરેલો નથી.

---

રાજકીય સંબંધોમાં અસરકારક રીતે દાખલ થવાની જરૂરાઇ આવે છે; અને અંગ્રેજે પોતાની પવિત્ર રાજ્યોનું રક્ષણ માથે લીધું, તે વખતે તેની જે ( તહનામાં, જમાના અને રિવાજથી રકૂતે રહે તેનો અનુક્રમ તે પત્રકમાંથી મળતો નથી રાખવું જોઈએ કે, લોર્ડ ડફરિને બ્રહ્મદેશ આણ્યા તેનો આ ગ્રંથમાં સમાવેશ કૅ

## મુખ્ય રાજસ્થાનોને છેવટ તહનામાંના નકશામાં દાખલ પ્રથમની

| રાજ. | ક્યાં આવ્યું. | તહનામાનો પ્રકાર. |
|---|---|---|
| સાવતવાડી | મુંબઈ. | ચાંચીઆ આગરીઆ સાથે લડાઈ તથા બચાવ માટે દોસ્તી. |
| જંજીરા | સદર. | સામાન્ય દોસ્તી, વિશેષ કરી ચાંચીઆ-ખોરી સામે. |
| પુના (બાજીરા-ઓ) પેશવા | સદર. | દરિઆઈ. અને વેપાર સંબંધી તહનામું. |
| હૈદરાબાદ. | દક્ષિણ. | પરસ્પરના ત્રાહિતપણાની કબુલત. |
| જાફરાબાદ. | કાઠિયાવાડ, મુંબઈ. | દોસ્તી અને બ્રિટિશનું દરીઆઈ રક્ષણ. |
| તંજાવર. | મદ્રાસ. | કર્ણાટક અને તંજાવર વચ્ચે ખંડણીના ઠરાવની બાંયધરી. |
| મણિપુર. | આસામ. | રક્ષણની દોસ્તી. |
| મૈસુર, હૈદરઅલીના તાબામાં. | મદ્રાસ. | પરસ્પર મદદ. |
| અયોધ્યા. | વાયવ્ય પ્રાંતો. | મજબૂત એકત્રપણું. |
| હિલ ટિપેરા. | બંગાળા. | તાબાની સ્થિતિ જાહેર થઈ. |
| કોલાપુર. | મુંબઈ. | મજબૂત દોસ્તી. |
| ખંભાત. | સદર. | ચાંચીઆ કોલી સામે તહનામું. |

# કરવામાં આવ્યાં તેના તારીખો બતાવનારૂં પત્રક.

મુદ્દત

| તહનામાની તારીખ | ટીકા |
| --- | --- |
| ૧૨ જાન્યુઆરી ૧૭૩૦ | વારંવાર સુલેહ તોડવામા આવી હતી અને ત્યાર બાદના તહનામાથી ફરી સ્થાપિત થઈ હતી. |
| ૬ ડિસેમ્બર ૧૭૩૩ | |
| ૨૦ જુલાઈ ૧૭૩૯ | ૧૭૯૦માં ટિપૂ સામે ત્રણ રાજની દોસ્તીમા પુના પક્ષકાર થયુ, અને ૧૮૦૨મા સહાયકારી તહનામામા ભળ્યુ |
| ૧૪ મે ૧૭૫૯ | ૧૭૬૬મા સરકાર નામના મુલક માટે અને લશ્કરી ઐક્ય માટે તહનામુ |
| ૩ જાન્યુઆરી ૧૭૬૧ | જજીરાના તાબામાં કર્યું |
| ૧૨ અક્ટોબર ૧૭૬૨ | કંપની સાથે પ્રથમ ગીધા કોલકરાર ૧૭૭૬મા થયા; ઈલકાબી પદવી ૧૮૫૫મા બંધ થઈ. |
| ૧૭૬૨ | ૧૭૬૨નું તહનામુ ખોવાઈ ગયુછે પ્રથમનુ મોજુદ તહનામુ ૧૮૩૩નુ છે. |
| ૨૭ મે ૧૭૬૩ | મુબઈ સરકારે કર્યું. |
| ૧૬ ઓગસ્ટ ૧૭૬૫ | ૧૮૫૬મા ખાલસા થયું. |
| ૧૭૧૫ | તહનામુ આપેલુ નથી. |
| ૧૨ જાન્યુઆરી ૧૭૬૬ | ચાચીઆખોરી દબાવી દેવા ચઢાઈ કર્યા બાદ કરવામા આવ્યું |
| ૨૩ અપ્રિલ ૧૭૭૧ | કંપનીના નોકર દાખલ નવાબે લખી આપ્યુ છે. |

| તહનામાની તારીખ. | ટીકા. |
| --- | --- |
| ૫ અપ્રિલ ૧૭૭૩ | |
| ૨૫ અપ્રિલ ૧૭૭૪ | |
| ૨ ડિસેમ્બર ૧૭૭૯ | સાલબાઈના તહનામા પછી ધોલપુર છોડી દેવામા આવ્યુ તહનામાના નકશામાં તે જાણુને માટે ૧૮૦૬મા દાખલ થયું. |
| ૧૩ અક્ટોબર ૧૭૮૧ | સર્જેઅંજેનગાંઉતુ તહનામુ ૩૦ ડિસેમ્બર ૧૮૦૩ ના રોજ થયુ. |
| ૧૭૮૧ | |
| ૨૪ ફેબ્રુઆરી ૧૭૮૭ | ૧૭૫૪માં ફ્રેન્ચ સાથે તહનામું થયું, તેથી મહમદઅલી કર્ણાટકનો નવાબ રહ્યા નવાબે ૧૮૦૧ મા ગાદી છોડી દીધી |
| ૨૬ અક્ટોબર ૧૭૯૦ | લડાઈ પછી ૧૮૩૪ ના મે માસમાં રાજ ખાલસા થયુ. |
| ૬ જાન્યુઆરી ૧૭૯૧ | |
| ૧૩ ડિસેમ્બર ૧૭૯૪ | રોહીલ્લાની લડાઈ પછી કંપનીએ ૧૭૭૪ માં પણ બાંયધરી આપી. |
| ૧૭ નવેમ્બર ૧૭૯૫ | ૧૭૯૫નું તહનામું પાળવામાં આવ્યું ન હતું માટે તેમા ૧૮૦૫મા વધારા કર્યો. |
| ૮ જુલાઈ ૧૭૯૯ | |
| ૬ જુન ૧૮૦૨ | સાલબાઈના તહનામાથી ૨૬ જાન્યુઆરી ૧૭૮૦ નું પ્રથમનું તહનામુ રદ્દ કરવામાં આવ્યુ. |
| ૩૧ ડિસેમ્બર ૧૮૦૨ | |
| ૮ જુલાઈ ૧૮૦૩ | |

| રાજ. | ક્યાં આવ્યું. | તહુનામાનો પ્રકાર. |
|---|---|---|
| ભરતપુર. | પૂર્વ રજપુતસ્થાન. | જાથુની દોસ્તી. |
| અલવર. | રજપુતસ્થાન (દિલ્હિ પાસે) | લડાઈ અને બચાવની દોસ્તી. |
| સુંથ. | મુંબાઈ, રેવાકાંઠા એજન્સિ. | ખંડણીના કોલકરારની દોસ્તી. |
| ઓરિઆ. | સદર. | રક્ષણ. |
| દતિઆ | બુંદેલખંડ. | દોસ્તી અને તાબેદારી. |
| ચરખારી. | સદર. | તાબે થતાં રાજ આપ્યું. |
| ઇંદોર (હોલ્કર). | મધ્ય હિંદુસ્તાન. | સુલેહ અને મિત્રચારીનું તહનામું. |
| છતરપુર. | બુંદેલખંડ. | સનદથી સ્વીકાર કર્યો. |
| મૈહર. | બાઘેલખંડ. | સદર. |
| બઓની (મુસલમાન રાજ). | બુંદેલખંડ | પત્રથી સ્વીકાર કર્યો. |
| પન્ના. | સદર | સનદથી મંજૂરી આપી. |
| અજેગઢ. | સદર. | સદર. |
| કાઠિઆવાડનો બંદોબસ્ત (પહેલા વર્ગના રાજ્યો. જુનાગઢ, નવાનગર, પોરબંદર, ભાવનગર, ધ્રાંગધ્રા, મોરબી, ગોંડલ, | મુંબાઈ ઈલાકો | સને ૧૮૦૭માં જ્યારે બ્રિટિશ અને ગાયકવાડની સંયુક્ત ફોજો કાઠિયાવાડમાં દાખલ થઈ, ત્યારે મુખ્ય રાજાઓએ ગેરવર્તણુક ન રાખવા જામીનખતના સહી કરી આપી. |

| તહનામાની તારીખ | ટીકા. |
|---|---|
| ૩ સપ્ટેમ્બર ૧૮૦૩ | કબુલત તોડ્યાથી દોસ્તીમાં ભંગ પડ્યો હતો તેવો ૧૮૦૫મા ફરી કર્યું. |
| ૧૪ નવેમ્બર ૧૮૦૩ | |
| ૧૫ ડિસેમ્બર ૧૮૦૩ | લુણાવાડાની સાથેનું તેમજ આ તહનામુ લોર્ડ કોર્નવાલિસે બધ કર્યુ. |
| ૩૦ ડિસેમ્બર ૧૮૦૩ | સિંધિઆની સાથેના તહનામાથી |
| ૧૫ માર્ચ ૧૮૦૪ | ૧૮૧૮માં રક્ષણનુ તહનામુ થયુ. |
| ૨૯ જુલાઈ ૧૮૦૪ | |
| ૨૪ ડિસેમ્બર ૧૮૦૫ | લોર્ડ લેકના ફરમાવ્યા પ્રમાણે. |
| ૪ અપ્રિલ ૧૮૦૬ | |
| ૧૮ નવેમ્બર ૧૮૦૬ | |
| ૨૪ ડિસેમ્બર ૧૮૦૬ | |
| ૪ ફેબ્રુઆરી ૧૮૦૭ | |
| ૮ જૂન ૧૮૦૭ | |
| ૧૮૦૭ | |

| રાજ. | ક્યાં આવ્યું | તહનામાનો પ્રકાર. |
| --- | --- | --- |
| નાગોડ. | બાઘેલખંડ. | તાબેદારી, |
| લાહોર. | પંજાબ. | એટલેકે દોસ્તીનું તહનામું કર્યું |
| સતલજની આ તરફના રાજ્યો | સદર. | લાહોર તરફથી પેશકદમી ન કરવાનું વચન આપ્યાનું જાહેરનામું. |
| સિંધ નીચલું | હાલ મુંબઇ હાતામા. | ત્રણ અમીર, મીર ગુલામ અલી, મીર કરીમ અલી અને મીર મુરાદ અલી સાથે જાથુની દોસ્તી. |
| બિજાવર. | બુંદેલખંડ. | તાબે થતાં સનદ. |
| મહિકાંઠા એજન્સિ, ઈડર અને બીજા રાજ્યો. | મુંબઇ. | જામીનખતથી કરેલો બંદોબસ્ત. |
| નવાનગર. | કાઠિયાવાડ, મુંબઈ. | તાબેદારી. |
| રેવા. | બાઘેલખંડ. | રક્ષણ. |
| ઓર્છા. | બુંદેલખંડ. | તાબેદારીની દોસ્તી. |
| રાધનપુર. | મુંબઇ. | તહનામાથી વડોદરા સાથેના સંબંધ વચ્ચે રહી કરી આપ્યા. |

| તહનામાની તારીખ | ટીકા. |
|---|---|
| ૧૧ માર્ચ ૧૮૦૯ | |
| ૨૫ અપ્રિલ ૧૮૦૯ | ૧ જાન્યુઆરી ૧૮૦૬ ના રોજ હોલ્કર વિરૂદ્ધ ખાસ તહનામું થયું. |
| ૩ મે ૧૮૦૯ | પાછળથી જે મુખ્ય રાજ્યો સાથે કોલકરાર થયા તે પટિઆલા, ઝિન્દ, નાભા, કલ્સિઆ, મહેરકોટલા, અને ફ્રિદકોટ હતાં. |
| ૨૨ ઓગસ્ટ ૧૮૦૯ | ૧૮૦૦ના અપ્રિલમાં તાલપુરના રાજવંશને વેપારની છૂટો બક્ષી. |
| ૨૭ માર્ચ ૧૮૧૧ | |
| ૧૮૧૨ | આ બંદોબસ્તમાં કેટલાંક રેવાકાંઠાના રાજ્યોને સામેલ કરવામાં આવ્યાં હતાં. |
| ૨૩ ફેબ્રુઆરી ૧૮૧૨ | |
| ૫ અકટોબર ૧૮૧૨ | |
| ૨૩ ડિસેમ્બર ૧૮૧૨ | |
| ૧૬ ડિસેમ્બર ૧૮૧૩ | |

| રાજ્ય. | ક્યાં આવ્યું | તહનામાનો પ્રકાર. |
|---|---|---|
| પંજાબના શિખ રાજ્યો | ગોગરાથી સતલજ સુધીના મુલકો. | ઇલકાબની સનદ, જેવીકે મીરમરને આપેલી હતી. |
| પટિઆલા. | પંજાબ. | મુલક આપ્યાની સનદ. |
| કચ્છ. | મુંબઇ. | રક્ષણ અને તાબાની દોસ્તી. |
| નેપાળ. | હિંદુસ્તાનની ઉત્તર સરહદ. | સુલેહ અને દોસ્તીનું તહનામું. |
| સિકિમ. | બંગાળા. | તાબાની દોસ્તી. |
| ટોંક. | રજપુતસ્થાન. | બાપંધરી અને તાબાની દોસ્તીના કોલકરારો |
| કરોલી. | સદર. | રક્ષણ કરવાપણું. |
| સમથર. | બુંદેલખંડ. | તાબેદારી. |
| પાલણપુર | મુંબઈ. | મધ્યસ્થ રહીને તાબેદારીનું તહનામું કર્યું. |
| ભોપાળ. | મધ્ય હિંદુસ્તાન. | પત્રથી મળેલી તાબાની દોસ્તી. |
| કોટા. | રજપુતસ્થાન. | રક્ષણ કરવાપણું. |
| છોટા નાગપુરના ખંડણીઆ મહાલો. | બંગાળા. | આ મુલકો ૧૮૧૭ માં આપી દેવામાં આવ્યા હતા, અને રાજાઓ પાસેથી તાબેદારીના કોલકરારો કરાવી લેવામા આવ્યા હતા. |
| જાઓરા. | મધ્ય હિંદુસ્તાન. | હોલ્કર સાથેના તહનામાથી રક્ષિત થયેલ છે. |
| જોધપુર(મારવાડ) | રજપુતસ્થાન. | રક્ષણ કરવાપણું. |

મુદ્દત.

| તહુનામાની તારીખ. | ટીકા |
| --- | --- |
| ૨૧ સપટમ્બર ૧૮૧૫ | નેપાળની લડાઇનું પરિણામ. |
| ૨૦ અક્ટોબર ૧૮૧૫ | |
| ૧૫ જાન્યુઆરી ૧૮૧૬ | ચાંચીઆખોરી બંધ કરવા માટે ૧૮૦૯માં તહનામુ કર્યું હતું. |
| ૪ માર્ચ ૧૮૧૬ | ૧૮૧૫ મા આપેલું તહનામું કબુલ રાખતા નેપાળ તરફથી કેટલોક વિલંબ થયો. |
| ૧૦ ફેબ્રુઆરી ૧૮૧૭ | |
| ૯ નવેમ્બર ૧૮૧૭ | પિંડારી યુદ્ધનાં પ્રથમનાં પરિણામો. |
| ૫ નવેમ્બર ૧૮૧૭ | |
| ૧૨ નવેમ્બર ૧૮૧૭ | |
| ૨૮ નવેમ્બર ૧૮૧૭ | ૧૮૦૯ ના ખડણી બાબતના કોલકરારો માટે વચ્ચે આવવુ થયુ હતુ |
| ૨૩ ડિસેમ્બર ૧૮૧૭ | ૧૮૦૯ મા તહનામાની ના પાડી હતી. |
| ૨૫ ડિસેમ્બર ૧૮૧૭. | |
| ૧૮૧૭ થી ૧૮૨૫ | |
| ૬ જાન્યુઆરી ૧૮૧૮ | |
| ૬ જાન્યુઆરી ૧૮૧૮ | ૧૮૦૩નું પ્રથમનું તહનામુ બંધ કર્યું |

| રાજ. | ક્યાં આવ્યુ. | તહુનામાનો પ્રકાર. |
|---|---|---|
| ઉદેપુર (મેવાડ) | રજપુતસ્થાન. | રક્ષણ કરવાપણું |
| બુંદી. | સદર | સદર |
| બિકાનેર | સદર | સદર |
| કિશનગઢ | સદર | સદર |
| જેપુર | સદર | સદર |
| પરતાપગઢ. | સદર | સદર |
| અલીરાજપુર. | મધ્ય હિંદુસ્તાન | તાબેદારી નીચે લીધું |
| ડુંગરપુર. | રજપુતસ્થાન | રક્ષણ કરવાપણું. |
| દેવાસ | મધ્ય હિંદુસ્તાન | સદર |
| જેસલમેર | રજપુતસ્થાન | સદર |
| વ સવાડા | સદર | સદર |
| રતલામ / સીતામાઉ / સઈલાના | પશ્ચિમ માળવા. / મધ્ય હિંદુસ્તાન | તેમના રક્ષણ માટેના કોલકરારમાં સર જહોન માલ્કમ મધ્યસ્થ હતા. |
| ધાર | મધ્ય હિંદુસ્તાન | રક્ષણ કરવાપણું. |
| રતારા | મુંબઈ | લોર્ડ હેસ્ટિંગ્ઝે રાજ ઉત્પન્ન કર્યું |
| તેહ અથવા ગરહવાલ | વાયવ્ય પ્રાંતો | નેપાળની લડાઈ પછી પાછુ આપ્યાની સનદ. |

| તહનામાની તારીખ. | ટીકા. |
|---|---|
| ૧૩ જાન્યુઆરી ૧૮૧૮ | |
| ૧૦ ફેબ્રુઆરી ૧૮૧૮ | |
| ૯ માર્ચ ૧૮૧૮ | ૧૮૦૮ માં તહનામાની અરજ નામંજૂર કરી હતી. |
| ૨૬ માર્ચ ૧૮૧૮ | |
| ૨ અપ્રિલ ૧૮૧૮ | ૧૮૦૨નું પ્રથમનું તહનામું નિરર્થક કરવામાં આવ્યુ. |
| ૫ અક્ટોબર ૧૮૧૮ | પ્રથમનું તહનામુ બધ કર્યુ |
| ૮ ડિસેમ્બર ૧૮૧૮ | મધ્ય હિંદુસ્તાનના રાજકીય બંદોબસ્તનો ભાગ. |
| ૧૧ ડિસેમ્બર ૧૮૧૮ | |
| ૧૨ ડિસેમ્બર ૧૮૧૮ | ગવર્નર જનરલે અંગીકાર કર્યાની તારીખ આપવામાં આવી છે. |
| ૧૨ ડિસેમ્બર ૧૮૧૮ | |
| ૨૫ ડિસેમ્બર ૧૮૧૮ | ૧૮૧૨માં તહનામાની માગણી કંપનીએ કબૂલ રાખી ન હતી. |
| ૫ જાન્યુઆરી ૧૮૧૯ | |
| ૧૦ જાન્યુઆરી ૧૮૧૯ | |
| ૨૫ સપટમ્બર ૧૮૧૯ | ખાલસામાં ભળી ગયું |
| ૪ માર્ચ ૧૮૨૦ | ૬ સપટમ્બર ૧૮૫૯ની સનદથી પાછું આપ્યું. |

| રાજ. | ક્યાં આવ્યું. | તહનામાનો પ્રકાર. |
| --- | --- | --- |
| ઝાબુઆ | ભોપાવર, મધ્ય હિંદુસ્તાન | કોલકરારથી બાંયધરી રાખવામાં આવી. |
| રાજપીપળા | મુંબઈ, રેવાકાંઠા | બ્રિટિશ બ દોબસ્તને તાબે થવાની કબૂલત. |
| છોટા ઉદેપુર. | સદર. | તાબેદારીના કોલકરાર. |
| સીરોહી. | રજપુતસ્થાન. | રક્ષણ કરવાપણું. |
| આંવા. | બ્રહ્મદેશ. | સુલેહ અને દોસ્તીનુ તહનામું. |
| મહોરભંજ અને ઓઢીઆના બીજા ખંડણીઆ મહાલો. | બંગાળા. | તાબેદારીના કોલકરારો. |
| એરપુર. | સિંધ. | દોસ્તી અને વેપાર સંબધી તહનામું |
| ભાવલપુર | પંજાબ. | જાથુની દોસ્તી અને વેપારની વૃદ્ધિ. |
| ઝાલાવાડ. | રજપુતસ્થાન. | રક્ષણ. |
| કાસ્મિર. | ઉત્તર હિંદુસ્તાન | લાહોરનું રાજ્ય નષ્ટ થતાં ઉત્પત્તિ. |
| સતલજની પેલી તરફનાં રાજ્યો. | પંજાબ. | સ્વીકાર. |
| ઝિન્દ. | સદર. | પંજાબની લડાઇ પછી નવીન જહાગીરો આપી. |
| શાહપુરા. | રજપુતસ્થાન. | રક્ષણ. |

| તહનામાની તારીખ. | ટીકા. |
|---|---|
| ૨૨ ઓગસ્ટ ૧૮૨૧ | |
| ૧૧ અક્ટોબર ૧૮૨૧ | તારીખ ૩ અપ્રિલ ૧૮૨૦ ના રોજ વડોદરા રાજ્યે કબૂલ કર્યું કે, બ્રિટિશ સરકાર મારફતજ કાઠિયાવાડ અને મહિકાંઠાના રાજાઓ અને રહેવાશીઓ સામે દાવા કરવા. |
| ૨૧ નવેમ્બર ૧૮૨૨. | સદહૂ કબૂલત આ રાજને લાગુ કરવાની શકા થતા ફરી કરવામા આવી. |
| ૧૧ સપ્ટમ્બર ૧૮૨૩. | આ રાજનો દાવો જોધપુરે કર્યો હતો તેથી તેને રક્ષણ નીચે લેતાં વિલબ થયો. |
| ૨૪ ફેબ્રુઆરી ૧૮૨૬. | |
| જૂન ૧૮૨૯. | |
| ૪ અપ્રિલ ૧૮૩૨. | |
| ૨ ફેબ્રુઆરી ૧૮૩૩. | |
| ૮ અપ્રિલ ૧૮૩૮. | આ રાજ ટોકઆથી જૂદું પાડ્યું. |
| ૧૬ માર્ચ ૧૮૪૫. | |
| અક્ટોબર ૧૮૪૬. | સનદોની તારીખો જૂદી જૂદી છે. આહીં વેલી તારીખ મડીના રાજાની સનદની છે. |
| ૨૨ સપ્ટમ્બર ૧૮૪૭. | |
| ૨૭ જૂન ૧૮૪૮ | |

# પ્રકરણ ૩ જું

## મર્યાદાવર્તુલની રાજપદ્ધતિ.

### ૨૨. અને ૧૮૧૩ પર્યંત દરમિયાનગિરી નહિ કરવાની રાજ્યરીતિ ચાલી.

—————::-o※o-::—————

"તહનામાંનો ચિતાર" એવી સંજ્ઞા આગલા પ્રકરણને આપવામાં આવી છે, કેમકે હિંદુસ્તાનનાં રાજ્યો સાથેનો બ્રિટિશ સરકારનો સબંધ તપાસવામાં તેની સાથે થયેલાં તહનામાં તરફ માત્ર નજર રાખવાની નથી, પરન્તુ કંપનીએ દોસ્તીમાં લીધેલા સઘળા વિસ્તાર ઉપર જોવાનું છે. રક્ષિત રાજ્યો અને ખાલસા રાજ્યો બતાવનારો નકશો જોઈ કોઈ પણ વખત હિંદુસ્તાનના ઈતિહાસનો ચાનકવાળો અભ્યાસી કહી શકે કે. તે સમયે દોસ્તીવાળાં રાજ્યો સાથે સંબધ રાખવાનું બ્રિટિશોનું મુખ્ય વર્તન શી રીતનું હતું. બ્રિટિશ રક્ષણ દાખલ થાય, ત્યા દેશી રાજ્ય સાથેના સબધમાં એક નવીન બિના વધે છે તેની અસર રક્ષણ નીચે આવનાર રાજ્યોમાંજ અટકી રહે છે એમ નથી. પ્રથમ રક્ષણ નીચે આવેલાં રાજ્યોના ભવિષ્યના સંબંધમાં ફેરફાર અને અસર કરે છે. પ્લાસિની લડાઈ તા૦ ૨૩ મી જૂન ૧૭૫૭ માં થઈ. તેમાં જય મેળવ્યા પછી ક્લાઈવે કલકત્તાની આસપાસનાં પરગણાઓની જમીનદારી લીધી, ત્યાથી તે ૧૮૧૩ માં લોર્ડ મિન્ટોનું ગવર્નર જનરલપણું બધ થયુ, ત્યાં સુધી કંપનીએ દેશી રાજ્યોમાં દરમિયાનગિરી નહિ કરવાની, એટલે મર્યાદાવાળી જવાબદારીની રીતિ ચલાવી. ૧૮૧૩ સુધી રક્ષિત ઈન્ડિયાના નકશામાં સતલજની પેલી તરફનુ આખુ પંજાબ, લગભગ આખુ રજપુતસ્થાન, મધ્ય હિંદુસ્તાનનો

ઘણો ભાગ, વડોદરા અને તેને ખડણી આપનારા મુલકો શિવાયના મુંબઈના ચણાખરાં રાજ્યો, મધ્ય અને ઉપલું સિંધ, એ તહનામાંના [illegible] દાખલ ન થયાં, તે ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે, જૂદા જૂદા ગવર્નરોએ તથા ઈ. સ. ૧૭૭૪ થી માંડીને તે મુદ્દત સુધી નવ ગવર્નર જનરલો થયા, તેમણે પોતાની જાતને કેવી રીતે અંકુશમાં રાખેલી હતી કંપનીના રાજ્યની પેલી તરફના રાજ્યો સાથે તેઓએ એવી ઉમેદથી વ્યવહાર બંધ રાખ્યો કે, મ્હોટાં રાજ્યો ન્હાનાને પોતાની મેળે ગળી જશે, અને તે બધા વ્યવસ્થામા આવી જશે. એ ઉદ્યોગી છપન વર્ષોના બનાવો યાદ કરીએ, ત્યારે ઘણી ચોખ્ખી રીતે જણાઈ આવે છે કે, મુલકો જોડી દેવાનું અને દોસ્તી બાંધવાનું એ બન્ને કામથી દૂર રહેવા કંપનીએ ઘણી કાળજી રાખી હતી. સને ૧૭૬૪ માં બક્ષરની લડાઈ થઇ, ત્યારે અયોધ્યા મેજર મનરોને પગે પડેલું હતું; રોહીલાના યુદ્ધ પછી વોરન હેસ્ટિંગ્ઝે જીતેલા મુલકો અયોધ્યાના વજીરને આપ્યા; જમના નદીના કિનારાથી અમદાવાદ સુધી જનરલ ગોડાર્ડે ફતેહમંદીથી કુચ કરી, ત્યાર પછી મરાઠા સાથેની પહેલી લડાઈ બંધ થઈ, અને વસઇ પાછું આપ્યું, અને તારીખ ૧૭ માર્ચ સને ૧૭૮૨ ના રોજ સાલબાઈનું તહનામું કરી પૂર્વ સ્થિતિ સ્થાપિત કરી. છેવટે મૈસુરનાં ચાર યુદ્ધ થયા, તેને અંતે સને ૧૭૯૯ માં સેરિંગાપટમ લેવાયું. તેથી બ્રિટિશની સાથે દોસ્તી રાખનારાઓને મ્હોટો લાભ થયો, અને હાઈદરઅલ્લી અને ટિપૂના રાજ્યની શેષમાંથી એ હિંદુ વંશની મફતમાં સ્થાપના થઈ. મરેઠાના બીજા યુદ્ધના પ્રસંગનો અનિવાર્ય લાભ લઈ બ્રિટિશ રાજ્યકીય સત્તાની ચઢતી જતી સ્થિતિ ફેલાવને પામી, પરન્તુ તહનામાંની શરતો તો પ્રસિદ્ધ રીતે સામાન્ય રીતની રાખી હતી. લોર્ડ વેલસ્લિના ગયા પછી અને લોર્ડ મોઈરાના આવતાં સુધી ત્રણ ગવર્નર જનરલો થયા. તેઓ દરમિયાનગિરી નહિ કરવાની આગલી રીતને વળગી રહ્યા. સને ૧૮૦૯ માં રણજીતસિંહ સાથે તહનામું કર્યું. એ

એકજ બનાવ તે અરસામાં બનવા પામ્યો હતો આ પ્રમાણે વિલાયત સરકારના હુકમોને તાબે રહી તેઓએ તોફાનને પુષ્ટિ આપ્યા કરી. તેથી હિંદુસ્તાનમાંના રાજ્યની વૃદ્ધિ ઉપર પાર્લામેન્ટના કાનુનોથી, અગર કોર્ટ ઓફ ડિરેક્ટરો તરફથી જે અંકુશો લખાણથી કરવામાં આવ્યા હતા, તે ટુકડે ટુકડા થઈ આખરે ઉડી ગયા લોર્ડ વેલસ્લિએ થોડી મુદ્દત તો તેના પૂર્વાધિકારીઓ કરતાં રાજ્ય કરવાની તાજુબ થઇએ તેવી જૂદીજ રીત ચલાવી; અને સને ૧૮૦૪ ના જુલાઈમાં પોતાના ઉપરીઓની દેહેશતને શાંત કરવાના પ્રયત્ન તરીકે તેણે લખી જણાવ્યું કે, હવે વધારો કરવા જેવુ રહેતું નથી. તેણે લખ્યું કે, "બ્રિટિશ સરકાર અને હિંદુસ્તાનના આગેવાન રાજ્યો વચ્ચે સંબંધની સામાન્ય ગાંઠ એવી બંધાઇ ગઈ છે કે, દરેક રાજ્ય પોતાનો બ્રિટિશ સરકાર સાથેનો દોસ્તીનો સબંધ જાળવી રાખે એમાંજ તેનું હિત રહેલું છે." પરન્તુ તેની પાછળ થનારા ગવર્નર જનરલ લોર્ડ કોર્નવાલિસે શરૂવાતમાંજ પાછળ રહેવાની પદ્ધતિ ચલાવી. તેથી ગાઝીપુરમાં તેનું અકાળ મૃત્યુ થયા બાદ પણ એજ રાજ્યરીતિ તેની પછી થનારાઓએ ચલાવવી જારી રાખી. પોતાની ઉપર આવી પડેલા વગર વિચારના અંકુશો લોર્ડ મિન્ટોને પસંદ પડ્યા નહિ. મધ્ય હિંદુસ્તાનમાંથી બખેડાના નિરંતર ખબરો આવ્યા કરતા હતા. તેથી એક્રિફરાહની રાજ્યપદ્ધતિને ધક્કો પહોંચવાનો ડર છે તે તેને તરત માલમ પડી આવ્યું. પરન્તુ ઈરાન, અફઘાનિસ્તાન, અને લાહોર એ ત્રણ જગાએ એલચીઓ મોકલ્યા, અને જાવા ઉપરની ચડાઇમાં પોતે સામેલ થયો. તે ઉપરાંત તે વધારે કરી શક્યો નહિ. તેને પ્રાપ્ત થયેલી દરમિયાન નહિ આવવાની રીત તેણે સને ૧૮૧૩ ની સાલની આખર સુધી માંડમાંડ જારી રાખી. "પંજાબના સિંહ" સાથે તેણે તહનામું કર્યું, તેથી તે જમાનાના જુસ્સાને દ્રઢતા મળી. લોર્ડ મિન્ટો-અને તેના પૂર્વાધિકારીઓને દોસ્તીઓ વધારવાથી દૂર રહેવાનું અશક્ય

થઈ પડયું હતું તે દોસ્તીઓ સ્વરક્ષણ અને હિંદુસ્તાનના ઇતિહાસ ઉપર અસર કરનારી યૂરોપમા ફ્રાન્સ સાથે જાગેલી લડાઈથી ફરજ દાખલ કરવી પડી બાકીને માટે બ્રિટિશ અમલદારો તહનામાં અને દોસ્તીઓથી ચુસ્ત રીતે દૂર રહ્યા તે વાત ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે; કેમકે સને ૧૭૭૪ પહેલા થોડી મુદ્દતથી, જ્યારે વોરન હેસ્ટિંગ્ઝ પ્રથમ ગવર્નર જનરલ થયો, ત્યા સુધી સ્થાનિક ગવર્નરોની તહનામા વગેરે કરવાની સત્તા ઉપર કાંઇ અંકુશ રાખવામા આવ્યો ન હતો. સને ૧૭૭૪ પછી પણ વ્યવહાર ની મુશ્કેલી અને ફ્રેંચ લડાઈની અચાનક ગતિ અને દબાણથી સ્થાનિક સરકારોને વડી સરકારથી સ્વતંત્ર રહીને કામ કરવા ફરજ પડી હતી

——o *:o——

## ૨૩. મુદ્દતના ચાર વિભાગ.

હિંદુસ્તાનના ઈતિહાસની રંગભૂમિ ઉપરના દેખાવો એવી રીતે વારવાર બદલાતા જાય છે, અને ભાવ ભજાવનારા સાહસિક પુરૂષો, જે હાલની સદીના અંત વખતમાં નાટયભૂમિ ઉપર દ્રષ્ટ થયા, તેના રાજલોભ અને ચિત્રવિચિત્ર રાજ્યરીતિથી એવી રીતનો નાટય વસ્તુમાં ગુચવાડો થઇ ગયો છે કે, માત્ર તેવા થોડા મહાન્ પુરૂષોના અને મુખ્ય બનાવોના ઉપર અમો નજર કરી શકીએ તેમ છે. રાજકીય બંદોબસ્તનું કામ લોર્ડ હેસ્ટિંગ્ઝે માથે લીધું, ત્યા સુધી રજવાડાઓના કામોમાં ગુંચવાડો જારી રહ્યો. જે વર્ષોનું અમો બયાન કરવા ચાહિએ છિએ તે વર્ષોમાં જેવો ગુંચવાડો હતો તેવો હિંદના ઇતિહાસના કોઈ જમાનામા ન હતો. કંપની એ છેવટની સદીના અંત લગી લડાઈઓ અને તહનામાં કર્યાં. તેના સંક્ષિપ્ત હેવાલમાં ત્રણ મુખ્ય બાબતો નજરે આવે છે. પ્રથમ તો કંપની ને સ્વરક્ષણ માટે અમુક અમુક દોસ્તીઓ કરવા ફરજ પડી, બીજું બને ત્યાં સુધી દોસ્તીઓ કરવાથી કંપની દૂર રહેતી હતી, અને જરૂરીયાત

ઉપરાંત જવાબદારીઓ ઓઢી લેતી ન હતી. ત્રિજું પ્રજાઓના અંદર અંદર ના કાનુનોના ધોરણ મુજબ સ્વતંત્ર પ્રજાઓની દાખલ કંપની પોતાના દોસ્તોને ગણતી હતી ઈન્ડિયામાં રાજ્ય અને સત્તા મેળવવા બ્રિટિશ લોકોએ શરૂવાતમાં જે પ્રયત્નો કર્યા તેના સમુદાયમાંથી ચાર મધ્યસ્થ કાર્યો ચુંટી કઢાય તેમ છે. તેના ઉપર મુખ્ય તહનામાં અને તેના પ્રયત્નોના મુખ્ય પરિણામો આધારભૂત થઈ રહેલા છે. તેમાં તારીખ ૧૬ ઓગસ્ટ સને ૧૭૬૫ નું અયોધ્યાનું તહનામું પ્રથમ છે, તેથી બંગાળામાં કંપનીના રાજ્યનો વિસ્તાર ચોક્સ કરેલો છે. બીજું કાર્ય તારીખ ૧ જૂન સને ૧૭૯૦ નું ટિપૂ સુલતાન સામેનુ પેશવા અને નિઝામ સાથેનું ત્રેવડું તહનામું છે. તેના પરિણામ એ થયા કે, દક્ષિણમાં હૈદરઅલીનું રાજ્ય અસ્ત પામ્યું. હૈદરાબાદ, પુના, તંજાવર, ત્રાવનકોર, અને મદ્રાસ અને મુબઈ હાતાના બીજાં રાજ્યો સાથે અનુક્રમે દોસ્તી થઇ ત્રિજું કાર્ય તારીખ ૩૧ ડિસેમ્બર ૧૮૦૨ નુ વસઈનું તહનામું છે. મરેઠાના એકસંપના મુખીની સત્તા ફડી ભાગ્યાનુ તેથી પ્રગટ થયુ. વળી તે એકસંપના અગ્રેસર અંગભૂતો સાથે તાજી લડાઈઓ અને દોસ્તીઓ પેદા થઈ. ચોથું કાર્ય તારીખ ૨૫ અપ્રિલ સને ૧૮૦૯ નું લાહોરનું તહનામું છે. કલાઈવે પ્લાસિનો જય મેળવ્યો, અને લોર્ડ મિન્ટોનો રાજ્યકારભાર બંધ પડયો તેની દરમિયાનના અરસામાં આવતી મુદ્દતમાં આ ચાર દસ્તાવેજો પ્રસિદ્ધ રીતે નજરે આવે છે. લોર્ડ વેલસ્લિએ કરેલી સહાયકારી દોસ્તીઓનું બયાન આ પ્રકરણથી સમાપ્ત થાય છે.

---

## ૨૪. બંગાળા અને અયોધ્યાનો હેવાલ.

ઔરંગજેબના રાજમા હુગલીમાંથી જોબ ચારનોકને હાંકી કાઢયો. ત્યાર બાદ કલકત્તા ખરીદવાની પરવાનગી બ્રિટિશ લોકોએ મેળવી. ત્યારે

સતરમી સદી પૂરી થઈ ન હતી. ત્યાર પછી થોડી મુદ્દતે મરેઠાના ઘોડેસ્વારોએ ઠેઠ કલકત્તાની હદ સુધી મોગલના છેરેના પરગણાંમાં લૂટની ચટાઈઓ શરૂ કરી દીધી પાણિપતના લોહીવાળા રણક્ષેત્ર ઉપર ઉત્તર હિંદુસ્તાન સર કરવાના મરેઠાના મનસુબા પડી ભાગ્યા. તે પહેલાં પાંચમે વર્ષે એટલે ૧૭૫૬ માં બંગાળાના નવાબ અલીવરદીખાનની ગાદી ઉપર તેનો તરુણ પૌત્ર સુરાજ્જુદૌલા નશીન થયો તે પછી થોડા હફ્તામા તારીખ ૫ ઓગસ્ટના રોજ સુરાજ્જુદૌલાએ કલકત્તા ઉપર હલ્લો કર્યો; અને ૧૨૩ કેદીઓને કારાગ્રહમાં ગુગળાઈ મરી જવા દીધા. બાદશાહી દરીઆઇ ફોજની ટુકડી સાથે તેજ વખતે કર્નલ ક્લાઈવ મદ્રાસથી હંકારી ગયો અને તારીખ ૨ જાન્યુઆરી ૧૭૫૭ ને રોજ કલકત્તા પાછુ હાથ કર્યું, નવાબની ફોજને હરાવી, અને કંપનીને હેરાન નહિ કરવા વચન લીધું તે પછી તરતજ "સુલેહ અને પરસ્પર દોસ્તીનુ માનભરેલું તહનામુ" થયું ફ્રેંચ લોકોએ મિનોર્કા લીધું ત્યારથી શરૂ થયેલ ફ્રેંચ સાથેની લડાઈ, જેને ઇતિહાસમાં "સાત વર્ષની લડાઈ" એવી સજ્ઞા આપવામા આવેલ છે, તે હવે હિંદુસ્તાનમાં ફેલાઇ. તેથી ચન્દ્રનગરમા આવેલ ફ્રેંચ થાણા ઉપર ક્લાઇવે હલ્લો કર્યો. તહનામું તોડી સુરાજ્જુદૌલાએ ફ્રેંચ લોકોને સહાયતા આપી તેથી તેના હરીફ મીરજાફરઅલીને મદદ આપવા તહનામાથી કબૂલ થઈ ક્લાઈવે કલકત્તેથી આશરે આઠ મૈલ પ્લાસિ તરફ કુચ કરી તારીખ ૨૩ જૂનના રોજ ૩૬ માણસના જાનના જોખમ, અને ૩૬ માણસને જખમની વડે જય મેળવ્યો. યુદ્ધ વખત ભર ચોમાસાના વરસાદની મુશળધારા જારી હતી આ જયથી બગાળાના પરગણાનું બંધારણ કરવામાં આવ્યુ. ક્લાઈવ વિલાયતમાં હતો તેટલામાં મીરજાફરને ગાદીથી બરખાસ્ત કર્યો તેની જગોએ મીરકાસમને દાખલ કર્યો. તેની સાથે કરેલા કોલકરારો, તેને જો કે પસદ ન હતા, તોપણ કપનીને વધારે લાભકારી હતા. આ નવા નવાબે તરતજ બ્રિટિશ

સત્તાનો નાશ કરવા સારૂ અયોધ્યાના નવાબ વઝીર સાથે દોસ્તી કરી. તારીખ ૨૩ અકટોબર ૧૭૬૪ ના રોજ મેજર મન્રોએ બક્ષરની નિર્ણયકારક જીત મેળવી તેથી બંગાળા તેમજ અયોધ્યા કંપનીને પગે પડ્યાં. તેટલામાં અયોધ્યા ખાલસા કરવું કે કંપનીની સાથે દોસ્તીમાં લેવું ને મોટા અગત્યના મુદ્દાનો નિર્ણય કરવા લોર્ડ ક્લાઈવ પણ હિંદુસ્તાનમાં પાછો આવ્યો. દિલ્હિના બાદશાહ શાહાઆલમ પાસેથી બંગાળા, બહાર, અને ઓરિસાના દિવાનનો ઈલકાબ લઈ લઈને, બંગાળામાં પોતાની સ્થિતિ દૃઢ કરીને, મરેઠાના મનમાં રાજ્યલોભના મનસુબા સજીવન થયા છે તેની, અને મોગલના અમલની જડતા થયેલી છે તેની નોંધ લઈને, અયોધ્યા ખાલસા કરવાનો ક્લાઈવે બહાદુરીથી ઠરાવ કર્યો. તોપણ નવીન લડાઈ થયેલી તે ઉપરથી અયોધ્યા સાથે કાંઈક પણ પ્રકારનો રાજકીય સબંધ બાંધ્યા વગર બ્રિટિશ સરકારને ચાલે તેમ ન હતું. જીતી લીધેલા મુલકો નવાબને પાછા આપતાં બંગાળાના ગવર્નરને લાગ્યું કે, તેથી કરીને નવાબના મુલક અને બહારની દુનિયા વચ્ચે દોસ્તી થવા ન પામે તે માટે મજબૂત કિલ્લો થયો છે. તેણે તારીખ ૧૬ ઓગસ્ટ સને ૧૭૬૫ નું "પરસ્પર દોસ્તી" નું તહનામું અયોધ્યાના રાજ્ય સાથે કર્યું તે પ્રથમના પગલા પ્રમાણે કંપનીની પર રાજ્યો સાથેની રાજ્યનીતિ લગભગ અર્ધી સદી સુધી ચાલી. તે રાજનીતિનો ઉદ્દેશ એજ હતો કે, બ્રિટિશ રાજ્યસત્તાધારીઓએ મર્યાદાવર્તુલમાંજ રહેવું, અને તેની પેલી તરફ શું થાય છે તે માટે બેફાળજીથી જોયા કરવું. તરતજ કંપનીના નવા દોસ્તને તેની મદદની જરૂર પડી. મરેઠાઓએ અયોધ્યાની સરહદ ઉપર આવેલ રોહિલખંડને ભયભીત કરી મૂક્યું; અને નીતિના વિચારથી નહિ, પણ રાજ્ય પ્રકરણી વિચારથી, વોરન હેસ્ટિંગ્ઝે રોહીલાનો મુલક અયોધ્યા સાથે જોડી દેવા મન કર્યું. આમ કરી વચમાં ધક્કો ખાનાર રાજ્ય રાખવાની ક્લાઇવની રાજ્યરીતિ તેણે જારી રાખી, કે તેથી કરી તેની પેલી તરફના મુલકોમાં બનાવો પોતાની મેળે વગર હરકતે થયે જાય. દેશી

રાજ્યના પડદાની પેલી બાજુએ મરેઠા લોકો ભલે તોફાન ચલાવે, બાદશાહી રાજ્યના નાશની ત્વરિત ક્રિયા ભલે ચાલ્યા કરે, અથવા તો ભલે તરૂણ વયનો રણજીતસિંઘ પોતાની ચમત્કારી બુદ્ધિથી નવું મ્હોટું રાજ્ય સ્થાપે. બ્રિટિશ રાજ્યાધિકારીઓ તો સંતુષ્ટ રહી ખામોશ રાખી જોયા કરતા હતા કે જમાનો શું કરે છે. જ્યારે ૧૭૮૫મા વોરન હેસ્ટિંગ્ઝ હિંદુસ્તાન છોડી ગયો, ત્યારે ક્લાઈવના ગયા બાદ કંપનીને મુલકનો વધારો થયો. તે એટલોજ હતો કે બનારસ અને ગાજીપુર ખાલસા થયાં, અને મુંબઈ હાતામાંથી બે નાના રાજ્યો પ્રાપ્ત થયાં.

———::-૦*૦-::———

## ૨૫ મદ્રાસની રાજ્યકીય સ્થિતિ.

પરન્તુ આ વખતે મદ્રાસમાં ભારે ધમાલ મચી રહી હતી. દક્ષિણમાં પોતપોતાના બચાવ માટે જે કોશિસો ચાલી રહી હતી તેના ગોટાળામાં અગ્રેસર ભાવ ભજવનારાઓ હતા તેને અત્રે દાખલ કરવા જરૂર છે. તેથી " ત્રેવડી દોસ્તી "ની પૂરી અગત્યતા સમજાય તેમ છે. આ તાકડે આસ્ત્રિયાની ગાદી માટે યૂરોપમાં લડાઈ ચાલી રહી હતી. ૧૭૪૧ માં ડુપ્લે પોન્ડિશેરીનો ગવર્નર નિમાયો હતો. તેણે હરીફ કંપનીની હરીફાઈ દબાવી દેવા લોભની આકાંક્ષાવાળા મનસુબા રચ્યા. કરમંડળના કિનારા ઉપર ટૂંકી મર્યાદામાં બ્રિટિશ મુલક તે વખતે આવી રહ્યો હતો. સેન્ટ ડેવિડનો કિલ્લો અને સેન્ટ જ્યોર્જના કિલ્લા અથવા મદ્રાસની આસપાસનો દરિયા કિનારાનો પાંચ મૈલનો પ્રદેશ એક મૈલ ચોડો હતો. એટલોજ માત્ર બ્રિટિશ મુલકનો વિસ્તાર હતો. મદ્રાસની દક્ષિણ દિશાએ પોડિશેરીનું આબાદ શહેર, તે સાથે તેજ રેખાંશમાં મલબાર કિનારા ઉપર આવેલ માહી નામનું ગામ, અને તન્જાવર પાસેથી આ તરતજ ખરીદેલ કરિકલ, એટલાં ઉપર ફ્રેંચ લોકોનો કબજો હતો. અદ્યાપિ સિલોન એ વલંદા લોકોનું હતું, અને

મોરિશિઅસ ફ્રેંચ લોકોના હાથમાં હતું. યૂરોપમાં જાગેલ લડાઈથી બન્ને યૂરોપિયન કંપનીઓને અલગ રાખવા પ્રયત્ન કરવામાં આવ્યા હતા, તોપણ તે નિષ્ફળ ગયા. તરતજ ઈંગ્લાંડ અને ફ્રાન્સની બાદશાહી દરિયાઈ ફોજોનો હિંદી મહાસાગરમાં ભેટો થયો, અને લડાઈ (જે યૂરોપમાં ચાલતી હતી તેમાં) ચંચળ નિર્ણયકારક ભાગ લીધો. બન્ને કંપનીનાં લશ્કરો કોઠીઓ અને કિલ્લાના રક્ષણ માટે જોઈએ તેના કરતાં વધારે ન હતાં. માટે પોન્ડિશેરી અને મદ્રાસના ગવર્નરોને લડાઈ ટકાવી રાખવા સારૂ, અને દેશની અંદર પોતાની રાજ્યરીતિ નિભાવી રાખવા માટે બીજે ઠેકાણે નજર નાખવા જરૂર હતી. નજીકના રાજા, જેઓ રાજસત્તા માટે વાંધો રાખતા હતા, તેમાં દક્ષિણનો મૂળ બાદશાહી સુબેદાર હેદરાબાદનો નિઝામ, કર્ણાટકનો નવાબ, મૈસુરનો સુલતાન, તંજાવર અને ત્રાવનકોરના રાજા, અને પુનાનો પેશવા એટલા હતા થનારી લડાઈમાં આમાંના દરેકે ચંચળાઈથી ભાગ લીધો. જે બાદશાહી સત્તાના પડી ભાગવાની તૈયારીથી બંગાળામાં મુલકની પ્રાપ્તિ (ઇંગ્રેજને) થઈ હતી, અને અયોધ્યાનું વચ્ચમાં ધક્કો ખમનારૂં રાજ્ય સ્થાપ્યું હતું, તે બાદશાહી સત્તાનું પડી ભાગવું કુદરતી રીતે અંતના મુલકોમાં વધારે જણાઈ આવતું હતું. જ્યારે ડુપ્લે આવી પહોચ્યો ત્યારે હેદ્રાબાદમાં ઓરંગઝેબનો પ્રસિદ્ધ અમલદાર અને સુબો અસફજાહ પેસ્તરથીજ સ્વતંત્ર થઈ ચૂક્યો હતો. ઈ. સ ૧૭૪૮માં તે મરણ પામ્યો અને તેની ગાદી માટે લડાઈ જાગી. તેમાં મોઝુફ્ફરજંગના દાવાને ફ્રેંચ લોકોએ ટેકો આપ્યો. ઇંગ્રેજો નશીરજંગની તરફ થયા. નશીરજંગનું ખૂન થઈ ગયું તેથી મોઝુફ્ફરજંગે ફ્રેચ ટ્રુપને બુસિની સરદારી નીચે નોકરીમાં દાખલ કરી, અને તેના બદલામાં મુલક આપ્યો. તેની પછી સલાબતજંગ ગાદીએ બેઠો. તેણે આગળની બક્ષિસોમાં વધારો કરી ઉત્તર સરકારમાંના કેટલાંક પરગણાં

આવ્યો. આખરે સને ૧૭૫૬ માં ફ્રેંચ લોકોને આ પરગણામાંથી હાંકી કાઢવામા આવ્યા હતા, અને દિલ્હિના બાદશાહ તરફથી સને ૧૭૬૫ મા તેના ઉપર બ્રિટિશનો હક્ક મન્જૂર કરવામાં આવ્યો હતો, આ જગોએ બીજી સત્તાઓનો થોડો પાછલો હેવાલ આપવો જરૂરનો છે કર્ણાટકનો નવાબ એ દક્ષિણના સુબાના તાબામા હતો, અને ત્રિચિનોપલીનુ રાજ્ય તેના તાબામા હતું. કર્ણાટકમા સાદતઅલીને નિઝામે અખત્યાર આપ્યો હતો. તે ૧૭૩૨ માં મરણ પામ્યો. તેની ગાદીએ બેસનારને ત્રિચિનોપલીના હિંદુ રાજા સાથે તકરારમાં ગુથાવુ પડયુ તે હિંદુ રાજાએ મરેઠાની કુમક માગી. ચદા સાહેબને કેદ પકડી પોતાનો હેતુ પાર પાડી મરેઠાઓ પુને આવતા રહ્યા. ઘણા દાવાદારેને લડાઈમાં મારી નાખી ફ્રેચ લોકોએ ચદા સાહેબને ટેકો આપ્યો કર્ણાટકના નવાબની જગા માટે મરેઠાઓએ ચદા સાહેબને છોડાવ્યો તે ગાદી માટે મહમદઅલી પણ ઉમેદવાર હતો. તેને ઈંગ્રેજની સહાયતા હતી. ૧૭૫૪ માં મહમદઅલીનો દાવો ફ્રેંચ લોકોએ મન્જૂર કર્યો. આખરે ૧૭૬૩ માં પારિસના તહનામાથી તેનો અંગીકાર થયો. આથી ચાર મૈસુરના યુદ્ધ પેદા થયાં ત્રિચિનોપલીની સામે થવામા મૈંસુરના હિંદુ મહારાજાની ફોજનો સરદાર હૈદરઅલી હતો તેણે તેને ગાદીએથી ઉઠાડી મૂક્યો. તેણે હૈદરાબાદ અને તેની પડોશનાં બીજા રાજ્યો ને દબાવી જલદીથી પોતાનુ રાજ્ય વધાર્યું. તે પોતે જબરદસ્ત પુરૂષ હતો. વળી ટિપૂ સુલતાન જેવો કારીંદો બેટો તેને સારા ભાગ્યે પ્રાપ્ત થયેલો, તેથી અઢારમી સદીના છેવટના અર્ધ ભાગમાં મૈસુરના ચાર યુદ્ધ મદ્રાસની તવારીખનુ મધ્ય બિંદુ થઈ પડયાં તંજાવરમા મરેઠાઓએ રાજ્ય કરનાર કુટુંબ સ્થાપ્યુ હતુ. તેની પાસેથી ખંડણી લેવાનો દાવો કર્ણાટકનો નવાબ ધરાવતો હતો તે દાવો ઉઠાવવા માટે તંજાવરનો રાજા આ વખતે હૈદરઅલી અને મરેઠા સાથે કાવતરાં ચલાવતો હતો. બ્રિટિશોએ સને ૧૭૭૩ માં તંજાવર લીધુ,

પરન્તુ તે કૃત્ય કોર્ટ ઓફ ડિરેક્ટરોએ નામંજૂર કર્યું, અને ૧૭૭૪ માં તે રાજાને કંપનીની સાથે તાબેદારીની દોસ્તી કરાવી, એટલે કે તેને બ્રિટિશ લોકોએ તેના કહેવા પ્રમાણે પાળ્યો પોસ્યો. નાના રાજાઓ ઉપર ત્રાવણકોર નો રાજા પોતાની સત્તા મજબૂતિમાં લાવતો હતો. તે વખત હૈદરઅલીનો અમલ પણ વધતો જતો હતો. તે તો પોતાનું નશીબ બ્રિટિશોની સાથે સંયુક્ત કરી બેઠો હતો. આ કારણને લીધે તેના ઉપર હલ્લો કરવા ટિપૂ સુલતાનનું પણ મન લલચાયું. શ્રેષ્ટ સત્તા માટે આખરી યુદ્ધ આ પ્રમાણે ચાલેલું હતું. તેનો ચિતાર પૂર્ણ કરવા માટે હવે મરેઠાની સ્થિતિ તપાસવાનું બાકી રહે છે. શિવાજીએ, જે ચોથ ફરજથી લેવા માડી હતી, તેનો અંગીકાર તે વખતના નામના બાદશાહ પાસેથી પુનાના પહેલા પેશવા બાલાજીએ ૧૭૨૦ માં કરાવી લીધો હતો. ત્રિજા પેશવાએ એ ચોથનો દાવો હેદરાબાદ ઉપર ચઢાઈ કરીને અને કર્ણાટક ઉપર ફોજ મોકલીને અમલમા આણ્યો હતો પાણિપતની લડાઈ પછી મરેઠાનો એકસંપ ધીમેધીમે પડી ભાગ્યો; અને મધ્ય હિંદુસ્તાનની સત્તાઓ, તેમાં વડોદરા, ગ્વાલિયર, ઇંદોર, અને નાગપુર સ્વતંત્ર થતી ચાલી. આ બન્ને કારણોથી પુનાની સરકારમાં જે થોડું ઘણું કૌવત રહ્યું હતું તેનો ઉપયોગ દક્ષિણના દક્ષિણ ભાગમાં, અને કર્ણાટકમાં થયો બાદશાહી પદવિ પ્રાપ્ત કરીને કંપનીએ પોતાની સ્થિતિ બંગાળા અને ઉત્તર સરકારમા, તેમજ મદ્રાસમા દ્રઢ કરી હતી; પરન્તુ તે વખતે તે પેશવાના ચોથના દાવામાં તકરાર કરવા સમર્થ ન હતી. વળી બીજાં રાજ્યો સાથેના કરારોમાં આ ચોથનો હક્ક કબૂલ પણ થઈ ગયો હતો. ચોથના નાણા સંબંધી હિત ઉપરાંત દક્ષિણમાંના હિંદુ રાજ્યકુટુંબો વાસ્તે આ બ્રાહ્મણ પેશવાને દિલની લાગણી રહેતી હતી. નિઝામ સાથે તેને પરંપરાની અને વિજાતીય દુસ્મની હતી. તે શિવાય હૈદરઅલી—એ પોતાના હિંદુ માલેક સામે થઇ મરેઠાને ધક્કો પહોચાડી મૈસુરમાં પ્રબળતા સંપાદિત કરી હતી. તે માટે તેના મનમાં સ્વાભાવિક દ્વેષભાવ પેદા થયો હતો. બીજી

બાજુએ જોઈએ તો પુનાની દરબાર બ્રિટિશની વૃદ્ધિગંત થતી સત્તા તરફ શંકાની નજરથી જોતી હતી બ્રિટિશ સત્તાવાળા મરેઠાનો ખડણી લેવાનો હક કેટલેક દરજ્જે કબૂલ રાખતા હતા, તોપણ ચાચીઆખોરી દબાવી દેવા, અને દરીઆઇ રાજ્યો સાથે દોસ્તીના વ્યવહાર બાધવા કોશીસો કરતા હતા મરેઠાનાં એકસપી રાજ્યો સાથે પેશવાનો સંબંધ નાજુક હતો. તેથી તેને સાવધ રહેવા જરૂર હતી. વળી નિઝામની, હૈદરઅલીની. કે ઇંગ્રેજની વધુ બીક રાખવી તેની પણ શંકા પડી હતી તેથી એક સામે બીજાને રમાડવા અને અનુકૂળ તક આવે ત્યારે ખડણીની ચડત માટે માગણી કરવી; એવી એવી ઉમેદોથી પેશવાને આ સમયે મુગા બેશી રહેવાનુ હતુ.

---

## ૨૬. ફ્રેંચ સત્તાનું પડી ભાગવું અને તેનો વારસો.

બ્રિટિશ કંપની, જેણે સાવધપણાથી ચુપ બેસી રહેવાની રાજ્યરીતિ પસંદ કરવાનું રાખ્યું હતું, તેને ડુપ્લેની હરીફાઈથી રાજ્ય પ્રપંચના તોફાની સમુદ્ર ઉપર ખેંચાવુ પડયું. જો કે તે યુદ્ધનું તરતનુ પરિણામ તો ફ્રેંચ લોકો પડતી દશામાં આવ્યા એ થયું, તોપણ તેની રાજ્યનીતિથીજ ગુચવાડો થયો. તે તરત છૂટો થઈ શકે તેમ ન હતું ત્રણ દેશી રાજ્યો, જે રાજ્યસત્તાને માટે તાકી રહ્યાં હતાં, તે બાકીના બે શત્રુઓને નબળા જોવા ઇચ્છતાં હતાં, અને જાણતાં હતાં કે એકને દબાવી બીજું ચઢી જાય, તો તેથી પોતાના હિતને ફાયદો ન હતો. કર્ણાટક ઉપર નિઝામનો અખત્યાર સ્થાપિત થાય, અને હૈદરઅલીનો તે પરાજય કરે તો પેશવાનો પરંપરાનો દુશ્મન ફતેહથી મજબૂત થઈ જતાં તેને ખડણી આપે એવી ઉમેદ રહેતી ન હતી. એ દક્ષણના સુબાએ બાદશાહ સામે હુલ્લડ કરેલ, તે દિલ્હિના પુતળા પાસેથી બળાત્કારે મેળવેલા ચોથના અનિશ્ચિત હક્કને વળી માન આપે તેવું ન હતું. જો પેશવાનો જય થાય, તો મરેઠાથી શિકસ્ત

ખાઈ ગએલા નીઝામના ખજાના ઉપર ચઢી ગયેલી ખંડણીની માગણી આવે, અને લૂટ માટે ચઢાઈઓ થાય એમ હતું હૈદરઅલીએ પ્રસિદ્ધ લશ્કરી ચાલાકી બતાવી હતી ધારવાડ, બેડનોર, બાગલોરના કિલ્લા, અને ઘાટ અને દુર્ગોની કુદરતી મજબૂતાઈને લીધે તેના ઉપર કોઈ હલ્લો કરી શકે તેમ ન હતું તેથી તેની ફતેહ થાય, તો કાંતો દક્ષિણના સુબાના હોદ્દા માટે નિઝામને કોઈ દાવાદાર સામે ખડું રહેવાનું થાય, યાતો દક્ષિણમાં અધ્યાપિ નહિ જોવામાં આવેલ એવી છોટી પણ બળવાન્ મુસલમાન સત્તા સાથે પેશવાને શત્રુતા જાગે એમ હતુ શરૂઆતમાં તો યુરોપિયન કંપનીનાં આચરણ જોતાં નિઝામ, મૈસુરના સુલતાન, કે પેશવાને કોઈ પ્રકારનો મ્હોટો ડર ન હતો આ સમય પર્યન્ત ફ્રેંચ લોકો મોઝુફરજંગ અને સલાબતજંગને ઉપયોગી થયા હતા; અને હૈદરાબાદમાં તેમનો અમલ ઠીક રીતે સ્થાપિત થઈ ગયો હતો. પરંતુ કાવતરાની જગોએ હવે પાંશરી લડાઈઓ ચાલવાની હતી. લડાઈ જાગ્યા બાદ પાંચ વર્ષની અંદર ફ્રેંચ કંપની નિર્બળ થઈ ગઈ. ઈ. સ ૧૭૫૮ ના અપ્રિલમાં લાલી પોંડીશેરીમાં આવી ઉતર્યો હતો તેણે હૈદરાબાદમાંથી બુસીને બોલાવી લીધો. બ્રિટિશને તેમની કોઠીમાં તરતજ ઘેરી લીધા. સેન્ટ ડેવિડનો કિલ્લો સર થયો; અને મદ્રાસ (સેન્ટ જ્યોર્જનો કિલ્લો) ૧૬ મી ફેબ્રુઆરી ૧૭૫૯ ના રોજ બ્રિટિશ નૌકા ફોજના આવી પહોચવાથી બીજા હલ્લામાથી બચ્યું બુસી હૈદરાબાદમાથી હટ્યો. તેની ખાલી પડેલી જગોએ બ્રિટિશ સત્તા કુદરતી રીતે દાખલ થઈ. તારીખ ૧૪ મે સને ૧૭૫૯ના રોજ ફ્રેંચ લોકોને કાઢી મૂકવા સલાબતજંગે માથે લીધું. હૈદરાબાદને તહનામાના સંબંધમાં લાવવા આ પ્રમાણે અગત્યનું પગલુ લેવાયુ. વાન્ડેવાશને ઘેરો ઘાલ્યો, અને સર કર્યું તે વખતે કર્નલ કૂટની સરદારી નીચે ઈંગ્રેજના ઘોડેસ્વારના લશ્કરે ફ્રેંચ લોકોને હરાવ્યા. જો કે વિજયી કૂટની જગાએ મોનસન આવ્યો, તોપણુ પોન્ડીશેરીને ઘેરો

ઘાલી તે તારીખ ૧૪ જાન્યુઆરી ૧૭૬૧ ના રોજ સર કરવામાં આવ્યું. તેજ સાલમાં નિઝામઅલીએ સલાબતજંગને ગાદીએથી ઉઠાડી મેલ્યો. સને ૧૭૬૩ મા પારિસની માનવતી અને લાભકારી સુલેહ થઇ, ત્યારે કર્ણાટક ના નવાબ તરીકે ઇંગ્રેજના ઉમેદવાર મહમદઅલીને ફ્રેન્ચ સરકારે રીતસર મંજૂર કર્યો જો કે તેજ તહનામાંથી પોન્ડીશેરીનાં ખંઢેરો ફ્રેંચને પાછા સોપાયાં હતાં, તોપણ આખા યૂરોપની સાક્ષીએ કર્ણાટકના રાજ્ય ઉપર મહમદઅલીને ટેકો આપવા બ્રિટિશ કંપનીએ વચન આપ્યું હતું ફ્રાન્સની સાથેના યુદ્ધના વારસા દાખલ એક રાજ્ય ઇંગ્રેજના રક્ષણ તળે આવ્યું તે વાત હૈદરઅલી કે નિઝામને પસંદ ન પડી તે ફ્રેન્ચનો ફ્રેંચ લોકોના કાવતરાએ પૂર્ણ લાભ લેવાનું કર્યું કર્ણાટકના નવાબ પાસેથી બ્રિટિશોને એક જહાગીર મળી સને ૧૭૬૫ માં બાદશાહી ફરમાનથી તેને રીતસર મંજૂર રાખવામા આવી આ પ્રમાણે કર્ણાટક ઉપરનો હલ્લો એ મેળવેલા મુલક ઉપર ચઢાઇના રૂપનો થઇ પડયો; તેમજ બ્રિટિશના એક દોસ્ત પ્રત્યે લડાઇના રૂપનો જણાયો.

——:0:——

## ૨૭. મૈસુર સાથેનુ પહેલુ અને બીજુ યુદ્ધ.

કંપનીને આ પ્રમાણે પ્રાપ્ત થયેલી સ્થિતિને લીધે નિઝામ અને હૈદરઅલી સાથે અથડાઅથડી થઈ સલાબતજંગ પછી નિઝામઅલી ગાદીએ બેઠો હતો. તે કર્ણાટક ઉપર ચઢાઇ કરવાની તૈયારીમા હતો તેને તે બંધ રાખવા હુકમ કરવામા આવ્યો તારીખ ૧૨ મી નવેંબર ૧૭૬૬ ના દોસ્તીના તહનામાની રૂએ કંપનીની ધારણા પ્રમાણે બેશક તેને તે દેશનું રક્ષણ કરવાનુ હતું. તોપણ નિઝામે કરાર તોડયો, અને હૈદરઅલીને મળ્યો. તારીખ ૩ જી સપટેંબર સને ૧૭૬૭ ના રોજ તે બન્ને ચંગામા પાસે હાર્યા તે પછી ૧૭૬૮ ના તાજા તહનામાથી "હૈદર નાયક" ને રક્ષણ કે સહાયતા આપવામાથી અલગ રહેવા હૈદરાબાદ બંધાયું તે ઉપરથી હૈદરઅલીએ પોતાનુ કર્ણાટક સાથેનુ

ખાઈ ગયેલા નીઝામના બળના ઉપર મદાર ગયેલી અંગ્રેજીની મામાગ્રી આવે, અને દૂર માટે ચઢાઈઓ થાય એમ હતું. હૈદરઅલીએ મહિસુર જીતી આતકી બનાવી હતી. ધારવાડ. બેદનોર. બાગલોરના કિલ્લા, અને ઘાટ અને દુર્ગોના કુદરતી મજબૂતાઈને લીધે તેના ઉપર કોઈ હલ્લો કરી શકે તેમ ન હતુ તેથી તેની ફતેહ થાય, તો કાંતો દક્ષિણના સુબાના હોદ્દા માટે નિઝામને કોઈ દાવાગાર સામે ખડું રહેવાનું થાય, પતો દક્ષિણમાં અદ્યાપિ નહિ જોવામાં આવેલ એવી છેટી પણ બળવાન્ મુસલમાન સત્તા સાથે પેશવાને ઝગડવાનું બને એમ હતુ. શરૂઆતમાં તો યુરોપિયન કંપનીનાં આચરણ જોતાં નિઝામ, મૈસુરના સુલતાન, કે પેશવાને કોઈ પ્રકારનો મ્હોટો ડર ન હતો આ સમય પર્યન્ત ફ્રેંચ લોકો મોઝુફરજંગ અને સલાબતજંગને ઉપયોગી થયા હતા; અને હૈદરાબાદમાં તેમનો અમલ ઠીક રીતે સ્થાપિત થઈ ગયો હતો. પરંતુ કાવતરાંની જગોએ હવે પાશરી લડાઈઓ ચાલવાની હતી. લડાઈ જાગ્યા બાદ પાંચ વર્ષની અંદર ફ્રેંચ કંપની નિર્બળ થઈ ગઈ. ઈ. સ ૧૭૫૮ ના અપ્રિલમાં લાલી પોંડીશેરીમાં આવી ઉતર્યો હતો તેણે હૈદરાબાદમાંથી બુસીને બોલાવી લીધો બ્રિટિશને તેમની કોઠીઓમાં તરતજ ઘેરી લીધા. સેન્ટ ડેવિડનો કિલ્લો સર થયો; અને મદ્રાસ (સેન્ટ જ્યોર્જનો કિલ્લો) ૧૬ મી ફેબ્રુઆરી ૧૭૫૯ ના રોજ બ્રિટિશ નૌકા ફોજના આવી પહોંચવાથી બીજા હલ્લામાંથી બચ્યુ. બુસી હૈદરાબાદમાંથી હટ્યો. તેની ખાલી પડેલી જગોએ બ્રિટિશ સત્તા કુદરતી રીતે દાખલ થઈ. તારીખ ૧૪ મે સને ૧૭૫૯ના રોજ ફ્રેંચ લોકોને કાઢી મૂકવા સલાબતજંગે માથે લીધું. હૈદરાબાદને તહનામાના સંબંધમાં લાવવા આ પ્રમાણે અગત્યનું પગલું લેવાયું. વાન્ડેવાશને ઘેરો ઘાલ્યો, અને સર કર્યું તે વખતે કર્નલ કૂટની સરદારી નીચે ઇંગ્રેજના ઘોડેસ્વારના લશ્કરે ફ્રેંચ લોકોને હરાવ્યા. જો કે વિજયી કૂટની જગાએ મોનસન આવ્યો, તોપણ પોન્ડીશેરીને ઘેરો

ધાલી તે તારીખ ૧૪ જાન્યુઆરી ૧૭૬૧ ના રોજ સુપ્રત કરવામાં આવ્યું. તેજ સાલમાં નિઝામઅલીએ સલાબતજંગને ગાદીએથી ઉઠાડી મેલ્યો અને ૧૭૬૩ મા પારિસની આનવતી અને લાભકારી સુલેહ થઇ. ત્યારે કર્ણાટક ના નવાબ તરીકે ઇંગ્રેજના ઉમેદવાર મહમદઅલીને ફ્રેન્ચ સરકારે રીતસર મન્જૂર કર્યા જો કે તેજ તહનામાંથી પોન્ડીચેરીનાં ખંડેરો ફ્રેંચને પાછાં સોંપાયાં હતાં, તોપણ આખા યૂરોપની સાક્ષીએ કર્ણાટકના રાજ્ય ઉપર મહમદઅલીને ટેકો આપવા બ્રિટિશ કંપનીએ વચન આપ્યું હતું ફ્રાન્સની સાથેના યુદ્ધના વારસા દાખલ એક રાજ્ય ઇંગ્રેજના રક્ષણ તળે આવ્યું ને વાત હૈદરઅલી કે નિઝામને પસંદ ન પડી તે ફ્રેન્ચનો ફ્રેંચ લોકોનાં દાનતરાએ પૂર્ણ લાભ લેવાનું કર્યું. કર્ણાટકના નવાબ પાસેથી બ્રિટિશોને એક જહાગીર મળી. સને ૧૭૬૫ માં બાદશાહી ફરમાનથી તેને રીતસર મન્જૂર રાખવામા આવી. આ પ્રમાણે કર્ણાટક ઉપરનો હલ્લો એ મેળવેલા મુલક ઉપર ચઢાઇના રૂપનો થઇ પડયો; તેમજ બ્રિટિશના એક દોસ્ત પ્રત્યે બસાઇના રૂપનો જણાયો.

——0:——

## ૨૭. મૈસુર સાથેનું પહેલું અને બીજું યુદ્ધ.

કંપનીને આ પ્રમાણે પ્રાપ્ત થયેલી સ્થિતિને લીધે નિઝામ અને હૈદરઅલી સાથે અથડાઅથડી થઇ સલાબતજંગ પછી નિઝામઅલી ગાદીએ બેઠો હતો. તે કર્ણાટક ઉપર ચઢાઇ કરવાની તૈયારીમાં હતો તેને તે મધ્યે ગણવા હુકમ કરવામાં આવ્યો તારીખ ૧૨ મી નવેંબર ૧૭૬૬ ના દોસ્તીના તહનામાની રૂએ કંપનીની ધારણા પ્રમાણે બેશક તેને તે દેશનું રક્ષણ કરવાનું હતું. તોપણ નિઝામે કરાર તોડયો. અને હૈદરઅલીને મળ્યો તારીખ ૩ જી સપટેંબર સને ૧૭૬૭ ના રોજ તે બન્ને ચગામા પાસે હાર્યા તે પછી ૧૭૬૮ ના તાજા તહનામાથી 'હૈદર નાયક' ને રક્ષણ કે સહાયતા આપવામાથી અલગ રહેવા હૈદરાબાદ બંધાયું તે ઉપરથી હૈદરઅલીએ પોતાનું કર્ણાટક સાથેનું

યુદ્ધ ચાલુ રાખ્યું, પરન્તુ તેની નૌકાસેનાએ હાર ખાધી, તેથી કર્નલ સ્મિથને સુલેહનું કહેણ તેણે મોકલ્યું. તે તેણે માન્ય કર્યું નહિ. તેથી તારીખ ૨૯ મી માર્ચ સને ૧૭૬૯ ના રોજ તેણે ખુદ મદ્રાસથી પાંચ મૈલની અંદર દેખાવ દીધો. અચાનક ઉપરનો આ હલ્લો અટકાવવા કંપની તૈયાર ન હતી. તેથી તારીખ ૩ જી અપ્રિલ સને ૧૭૬૯ ના તહનામાથી ફરમાવેલી શરતો કબૂલ રાખી કેદી અને કિલ્લા પરસ્પર પાછા સોંપવાના કરારથી મૈસુર સાથેનું પ્રથમનું યુદ્ધ ખતમ કર્યું. તેણે વધારે એટલું પણ કબૂલ કર્યું કે, " કોઈ પણ પક્ષકાર ઉપર હલ્લો થાય તો દુશ્મનને હાંકી કાઢવા પરસ્પર પોતાના દેશમાંથી સહાય કરવી. " આ તહનામું થયું ત્યારે કંપનીના સ્ટોકનો ભાવ કિમ્મતમાં સાઠ ટકા કમતી થઇ ગયો. પરન્તુ ઘણી મોંઘી કિમ્મતે સુલેહ ખરીદવાનો એક પરિણામ એ થયો કે, એક નવીન ગુંચવડ આવી પડી. આ લાગ જોઈ નબળા પડી ગયેલા મૈસુર પાસેથી મરેઠાઓએ ખંડણી માગી; અને હૈદરઅલીએ મદદ માટે બ્રિટિશ લોકોને અરજ કરી. તે કંપનીએ મંજૂર રાખી નહિ. તેથી સુલેહનુ નિભવું સારૂ રીતે અશક્ય થઈ પડયું. ઈ. સ. ૧૭૭૮ માં અમેરિકાને ઉપર ઉપરથી ફ્રેન્ચ લોકોએ સહાયતા આપી હતી. તેનો સારાટોગા પછી અંત આવ્યો, અને ખુલ્લી દોસ્તી થઇ. તેથી ઇંગ્લાંડ અને ફ્રાન્સ દરમિયાન ફરી લડાઇ જાગી. ઇન્ડિયામાંના ફ્રેન્ચનાં બધાં શહેરો લીધા બાદ બ્રિટિશોએ માહી ઉપર હલ્લો કર્યો. હૈદરઅલી ફ્રેન્ચ લોકો તરફ હમેશાં સારૂં વલણ ધરાવતો હતો. તેણે સારું વાળવા કર્ણાટક ઉપર ચઢાઈ કરી. હૈદરઅલી, જો કે તે વખતે ૭૮ વર્ષની ઉમરમાં હતો, તેણે મૈસુર સાથેના આ બીજા યુદ્ધ માટે ભારે તૈયારીઓ કરી હતી. તે યુદ્ધ ઇ. સ. ૧૭૮૦ ના જુલાઇમાં શરૂ થયું, અને ૧૦ મી સપટંબરના રોજ બેલીની ફોજનો ઘાણ વળી ગયો. આ લડાઈ લડનારાઓના નશીબમા વારંવાર ફેરફાર થતા ગયા. તેનું બયાન આપવાની કે ટલિચેરી અને માંગલોર પાસેની ફતેહનો હેવાલ આપવાની જરૂર નથી.

મૈસુરમાં હિંદુ રાજ્યકુટુંબ પાછું સ્થાપન કરવા બ્રિટિશોએ યુક્તિઓ રચી. તે છતાં હૈદરઅલી સામે તેનાજ લોકોને ઉશ્કેરવા પ્રયત્ન કર્યો તે નિષ્ફળ ગયો; તેથી હૈદરઅલી ખુદની સત્તા સ્પષ્ટ રીતે દ્રઢ થઇ. તારીખ ૭ ડિસેમ્બર ૧૭૮૨ ના રોજ હૈદરઅલી મરણ પામ્યો. તેથી પણ લડાઈ બંધ થઈ નહિ. ફ્રેંચ લોકોનાં વચનોથી હિમ્મતમાં રહી ટિપૂ સુલતાને અડગ ઉત્સાહથી યુદ્ધ જારી રાખ્યું. ૩ જી સપ્ટેમ્બર ૧૭૮૩ નું પારિસનું તહનામું થયું. ત્યાર બાદ ૧૧ મી માર્ચ સને ૧૭૮૪ ની માંગલોરની સુલેહ થઈ ત્યારે આ લડાઈનો અંત આવ્યો. આ પ્રમાણે મૈસુરના સુલતાને ઇંગ્રેજ સામે બે યુદ્ધ કર્યાં. પણ તેથી તેના દરજ્જાને કાંઈ હાનિ પહોંચી નહિ. અલબત્તાં તેની સત્તાને જરાતરા હરકત પહોંચી હતી. કંપનીના મુલકનું તેણે ભયભીત રીતનું સત્યાનાશ વાળી દીધું હતું. તારીખ ૨૮ મી ફેબ્રુઆરી સને ૧૭૮૫ ના રોજ આર્કટના નવાબના કરજ વિષે એડમન્ડ બર્કે ભાષણ કર્યું હતું. તેમાં તેની અસરનો આબેહુબ ચિતાર આપેલો છે. તે ચિતારમાંના થોડા શબ્દો આ પ્રમાણે છે. "દેશને ખાલી કરી નાખવામાં આવ્યો હતો, અને તેને સંપૂર્ણ સત્યાનાશથી પાયમાલ કરી નાખવામાં આવ્યો હતો." સેન્ટ જ્યોર્જના કિલ્લાની આસપાસનો મુલક કંપનીના કબજામાં હતો. લડાઈ બાદ તેનું નામનિશાન કાંઈ રહ્યું ન હતું. જ્યાં જુઓ ત્યાં કતલ થયેલાં માણસોનાં હાડકાં, બાળી નાખેલાં ઘર, ચોરા, અને દેરાંઓની નગ્ન દિવાલો શિવાય બીજું કાંઈ નજરે પડતું ન હતું. આમની સભાના ફરમાનથી તારીખ ૨૮ જુલાઈ ૧૮૧૨ ના ઈસ્ટ ઈન્ડિયા કંપનીના વિષે "સિલેક્ટ કમિટિના" છપાયેલા પાંચમા રિપોર્ટમાં એનું સબળું બયાન આપેલું છે કતલ પછી દુકાળ પડયો. તેની કમકમાટીથી મુલક ઉજડ અને ખજાનો ખાલી થયાં. જે કિલ્લાઓ અને સ્થળો જમાં હતાં તે માંગલોરના તહનામાથી નવાબ ટિપૂ સુલતાનને

પાછાં પ્રાપ્ત થયાં; અને "ભવિષ્યમાં કર્ણાટક ઉપર કાંઇ પણ દાવો નહિ કરવા" તે કબૂલ થયો કંપનીના દોસ્તોની ગોઠવણમાં તંજાવર અને ત્રાવણકોરના રાજાઓને ખાસ કરી દાખલ કરવામાં આવ્યા. આ પ્રમાણે તાજી લડાઈ જાગવાનાં કારણોનો પાયો રોપાયો.

——.:*:.——

## ૨૯. ત્રણ રાજ્યોની દોસ્તી અને ત્રિજી મૈસુરની લડાઈ.

ફરીથી બ્રિટિશ સાથે સુલેહ થયાથી ટિપુએ બીજા તરફ લક્ષ આપ્યું. તે કેવો ધર્માંધ હતો તે તેના કૃત્યોથી પ્રગટ થયું હતું તેણે હિંદુનાં દેવળોનો નાશ કર્યો, અને એક લાખ માણસોને બળાત્કારે ઇસ્લામના દીનમાં વટલાવ્યા. તેના પિતાએ ડહાપણથી ધર્મની છૂટ અને મિલનસાર સ્વભાવ રાખ્યાં હતાં તેથી આ કેવું ઉલટું હતું? વળી ઈ. સ ૧૭૮૯ માં માંગલોરનુ તહનામું ખુલ્લી રીતે તોડી તેણે ત્રાવણકોરના મુલકમાં માગલોર અને જયકોટા ઉપર હલ્લા કર્યા; અને અગ્રેજો ઉપર ત્રિજી મૈસુરની લડાઇ ઓઢાડી દીધી; પુમામાં જે દુશ્મનીની લાગણી તેણે જાગૃત કરી હતી, તેનો લાભ લેવાને કંપનીના હોદ્દેદારો શક્તિમાન્ થયા પેસ્તરની લડાઈઓમાં થયેલી ભૂલોથી દૂર રહેવાની જરૂર હતી. તે બન્ને માટે અગ્રેજો પૂરી તૈયારીમાં ન હતા ખરૂં પૂછો તો લડાઇના મેદાનમાં તેમની ફોજોને ભૂખે મરવાનો દિવસ આવ્યો હતો. ઈ. સ. ૧૭૯૦ ના જુલાઈમાં હૈદરાબાદ તથા પેશવા સાથે દોસ્તીના કરાર થતાં ટિપૂ સામે એ ત્રણે રાજ્યે એકતા કરી આ દોસ્તીથી મર્યાદાવર્તુલની રાજનીતિ નબળી પડી પરન્તુ એ દોસ્તીઓ કર્યા વગર ચાલે તેમ ન હોતું. કેટલીક અનિશ્ચિત ચઢાઈઓ કર્યા બાદ લોર્ડ કોર્નવાલિસે સેનાધિપતિનો હોદ્દો ધારણ કર્યો; અને છેવટની લડાઈ વખતે કલકત્તે પૂછી મગાવવાથી નુકશાનકારક ઢીલ થઈ હતી, તેને આ ઠેકાણે બંધ રાખવામાં આવી બ્રિટિશ ફોજે દુર્ગો અને બાંગલોરનો કબજો

લીધો, મરેઠાઓએ પોતાના લાભ તરફ નજર રાખી ધારવાડ લીધું નિઝામના ઘોડેસ્વારોએ બાગલોરથી ઈશાન ખૂણમાં આવેલા કિલ્લા ઉપર હલ્લા ચલાવ્યા માટના રસ્તા રોકી રાખી અને દરિયા કિનારો ટિપૂ પાસેથી લઈ લીધાથી મોટા ઊંચાણવાળા રસ્તા ઉપર થઈ આખરે બ્રિટિશ લોકો ટિપૂના પાયતખ્ત તરફ કુચ કરવા શક્તિમાન્ થયા તે વખતે વગી બ્રિટિશોની મોદીખાનાની ગોઠવણ પડી ભાગી મરેઠાની સાથે ભળી જઈ આ મૂશીબતોમાથી તે નિકળ્યા; અને વણજારાની મદદથી ખોરાકી વગેરેનો સામાન લાવી શક્યા. સેરિંગાપટમ ઉપર છેવટની ચઢાઈ કરવાથી ટિપૂ સમજુતી ઉપર આવ્યો તારીખ ૧૮ માર્ચ સને ૧૭૯૨ ની સુલેહથી મૈસુરના ત્રિજા યુદ્ધનો અંત આવ્યો ટિપૂ સુલતાન અર્ધ રાજ ખોઈ બેઠો. તેના ત્રણ દોસ્તીવાળા રાજ્યોએ ભાગ કરી લીધા. તે તારીખથી કર્ણાટકમા પોતાના ભયંકર હરિફો તરીકે ઈંગ્રેજોને ટિપૂ માનવા લાગ્યો સેરિંગાપટમની સુલેહ કરવામાં જે ચતુરાઈવાળો છળભેદ કામે લગાડ્યો હતો તેની ટિપૂએ નોંધ લીધી. ફ્રેંચ લોકો સાથે તેણે તાગન પ્રપંચ કરવામા વખત ગુમાવ્યો નહિ, તેમજ પેશવા અને નિઝામ સાથે પણ કર્યું; પરન્તુ જો કે બ્રિટિશ લોકોની ચઢતી થતી જોઇ દેશી રાજાઓને ચટપટી થવા લાગી હતી, તોપણ ટિપૂ સાથે સામેલ થવા કોઈને તે વખત અનુકૂળ પડ્યુ નહિ

——.0*0:——

## ૨૯. મૈસુરનુ ચોથું યુદ્ધ અને તેની અંતે થયેલાં તહનામાં.

મરેઠાઓએ જોયુ કે હવે આપણે લાભ લઈ લેવાની તક આવી છે, અને તેમા ટિપૂની મદદ લેવી ઠીક પડશે નહિ તેથી તેઓએ હૈદરઅલી સામે ચોથનો દાવો સજીવન કર્યો. સર જ્હોન શોરે દરમિયાન નહિ આવવાની રાજરીતિ પકડી રાખવા ઠરાવ કર્યો હતો, તેથી બ્રિટિશોએ નિઝામને મદદ આપવા ના પાડી. તારીખે ૧૧ મી માર્ચ સને ૧૭૯૫ ના

રોજ મુસલમાનોને કુર્દલા પાસે મરેઠાઓએ સખ્ત શિકસ્ત ખવરાવી. તેથી મુલકાનીના ત્રણ કરોડ રૂપીઆ અને પાંત્રીસ લાખ રૂપીઆની વાર્ષિક આમદાની વાળો મુલક આપવા નિઝામને ફરજ પડી. કંપનીથી કંટાળી નિઝામ ફરીને ફ્રેન્ચ અમલદારોને મળ્યો. પરન્તુ ઈ. સ. ૧૭૯૮ માં હૈદરાબાદ સાથે નવું તહનામું થયું. તે અનુસાર સહાયકારી ફોજને વધારી ન્યુની કરવામાં આવી. સિંધિઆની વગથી પેશવાની ગાદીએ બાજીરાઓ બેઠો. તેથી પુનામાં કુસંપ જાગ્યો, અને ત્યાં ફ્રેંચ લોકો સાથે દોસ્તી કરવાની ગંભીર ચર્ચા ચાલવા લાગી. તેથી ફરી કર્ણાટકના બનાવોનો આધાર યુરોપમાં ફ્રાન્સનાં આચરણો ઉપર હતો. ટિપૂ ચંચળાઈથી ફ્રેંચ લોકો સાથે પત્રવ્યવહાર ચલાવતો હતો. એક સ્થાનિક મંડળીનો તે મેમ્બર પણ થયો. તેણે મિસર ઉપર નેપોલિયનની ચઢાઈની અફવાઓ સાંભળી. તારીખ ૧ ઓગસ્ટ ૧૭૯૮ ના રોજ નીલ નદીના જયથી હિંદુસ્તાન ઉપર ફ્રેન્ચ પાસે હુમલો કરાવવાની ઉમેદ તૂટી પડી. ૧૮૦૧ માં શિકંદરાબાદના જયથી ફ્રેંચ લોકોને મિસર દેશ ખાલી કરી ચાલ્યા જવા ફરજ પડી. ત્યાં સુધી ટિપૂના મનમાં ઉમેદ હતી કે, મારા નશીબમાં કાંઈક અગત્યનો ફેરફાર થશે. ફ્રેંચના ટાપુમાં તેણે એલચી મોકલ્યો, અને કાચે પાયે પતરાજી કરવા લાગ્યો કે, હિંદુસ્તાનમાંથી ઈંગ્રેજોને હાંકી કાઢવા છે. છેવટની લડાઈમાં જે કામ આરંભું સંપાદિત થયું હતું તે પૂર્ણ કર્યા સિવાય કંપનીને ઈલાજ ન હતો. હૈદરાબાદ સાથેની દોસ્તી મજબુત કરેલી હતી. તેથી નિઝામની મદદની તેને ઉમેદ રહેતી હતી. ભૂતકાળના અનુભવનો લાભ લઈ ખોરાકી વગેરે સામાનના પુષ્કળ જથાનો તેણે સંગ્રહ કર્યો હતો ટિપૂને કોઈ દોસ્ત હતા નહિ તેથી સેરિંગાપટમના કિલ્લા ઉપર તેના રક્ષણનો આધાર રહેલો હતો. તોપણ ટિપૂના ઘોડેસ્વારોને માલુમ પડ્યું કે, નશીબ બદલાઈ ગયું છે. ઘાટની બન્ને બાજુએ ઈંગ્રેજો બે લડાઈઓ જીત્યા. ત્યાર બાદ ટિપૂના માણસો તેને છોડી નાશી

જવા મંડયા. તારીખ ૪ થી મે સને ૧૭૯૯ ના રોજ જનરલ હેરિસે મ્હોટું પરાક્રમ કરી સેરિંગાપટમ લીધું આથી મૈસુરના ચોથા યુદ્ધનો અંત આવ્યો. આ પ્રસંગે તારીખ ૮ જુલાઇ સને ૧૭૯૯ ના રોજ દોસ્તીનું તહનામું થયું. તેથી કંપનીની સાથે આધીન દોસ્તીમાં હિંદુ મહારાજા નીચે મૈસુરનું રાજ નવીન રીતે સ્થાપવામાં આવ્યું. નિઝામને મુલકનો મ્હોટો વધારો અને તાજુ તહનામું મળ્યાં. કંપનીએ સહાયકારી દોસ્તી કરવાનું કહ્યું હતું તે કર્યા વગર પેશવાએ તો કાંઈ પણ શરતો કબુલ રાખી નહિ ત્યાર પછી તરતજ હોલ્કરે પેશવા અને સિંધિઆની સંયુક્ત ફોજોને હરાવી; તેથી પેશવા ઈંગ્રેજોની દરખાસ્તને ખુશીથી કાન દેવા મંડયો. તારીખ ૩૧ મી ડિસેંબર સને ૧૮૦૨ના બસઈના તહનામા ઉપર તેણે સહી કરી. તેથી ૭ ટુકડી લશ્કરની તેને મદદ મળી; અને તેના ખર્ચ માટે બુંદેલખંડ સહિત મુલક આપ્યો. નિઝામ અને ગાયકવાડ સાથેની તકરારો તેણે કંપનીની મુનસફી ઉપર સોંપવા, તથા ઈંગ્રેજને પૂછ્યા વગર કોઈ પણ બીજી સત્તા સાથે કરાર કરવાનો વ્યવહાર ન ચલાવવા માટે કબૂલત આપી. જે યૂરોપિયન પ્રજાને ઈંગ્રેજ સાથે લડાઈ થાય તે પ્રજાની રૈયતને પોતાની નોકરીમાંથી રજા આપવાની હતી. ફ્રેન્ચ અને બ્રિટિશ કંપનીઓના છેટાના મુલકો, જે ઈન્ડિયાની દક્ષિણમાં આવેલા હતા, તેમાં યૂરોપમાં જાગેલા તોફાનને લીધે, અને તે કારણને લીધે પૂર્વમાં જે લડાઈ ચાલી, તેના સબબથી આ પ્રમાણે ઉથલપાથલ થઈ. દરમિયાન નહિ આવવાની રાજ્યરીતિ જરૂરીયાતને લીધે છોડી દેવી પડી; અને ફ્રેન્ચ લોકોની સાથે હૈદરઅલી અને તેની પછી તેની ગાદી ઉપર થનાર, ટિપૂ સુલતાન ની દોસ્તીને લીધે સને ૧૭૯૦ નું ત્રણ રાજ્યોના ઐક્યનું તહનામું કરવા કંપનીને ફરજ પડી. હજુ સુધી ચાલે છે તે પ્રમાણે દક્ષિણ હિંદુસ્તાનમાં તહનામાં કરવાની ફરજ અદદૂ દોસ્તીના છેવટના પરિણામ તરીકે બ્રિટિશ લોકો ઉપર

આવી, પછી. હૈદરાબાદ તેમજ પેશવા સાથે નિકટ દોસ્તી થઈ. મરેઠાની સર્વોપરિ સત્તા તરીકે પેશવા ડોળ ઘાલતો હતો. તે પ્રમાણે તેનુ ખરું રૂપ હોત, તો થોડી મુદ્દત સુધી તો દોસ્તીઓ વધારવાનું કામ બંધ રહ્યું હોત, અને કંપનીને શાન્તિવાળો આરામ અને દક્ષિણમાં પોતાનો અમલ મજબૂત કરવા શ્વાસ નિચો બેસવા દેવાને વખત મળ્યો હોત. મદ્રાસનો બંદોબસ્ત પૂર્ણ થયો કે મુંબાઈ હાતામાં રાજ્યોની સુવ્યવસ્થા અને સ્થિરતા કરવા માટે તેના તરફ ફરીને ફરમાશ થઇ આ પ્રમાણે માગણી નહિ છતાં (ઇશ્વરકૃત). નિર્માણનું કામ કબુલ કરવા રફતે રફતે ગવર્નર જનરલો ને જરૂર પડી; અને હિંદુસ્તાન ઉપર અધિપતિપણું અને જવાબદારીઓ માથે લેવાં પડ્યાં. દરમિયાન તાજા અનુભવ અને કલ્પનાઓ પ્રાપ્ત થયાં તેથી અવશ્ય ફરીને તહનામાંના બંધનોના ઉદ્દેશમાં અને રૂપમાં, તેમજ વિસ્તારમાં ફેરફાર થયા; પરન્તુ તે વખતને વાસ્તે તો કંપનીએ તાત્કાલિક નહિ જોઈતી રાજકીય ફરજોથી દૂર રહેવાની રીતિને બને તેટલું વળગણ રાખ્યું.

---

## ૩૦ મુંબઇની સ્થિતિ; પહેલું મરેઠા યુદ્ધ.

બંગાળા અને મદ્રાસ હાતાના બનાવોના ક્રમથી આપણે હવે મુંબઇમાં ઉતરીએ છિએ ત્યા મરેઠાનાં ત્રણ એકમંપી મુખ્ય રાજ્યો સાથે લડાઇમાં અને ચોથા સાથે દોસ્તીમાં વસઈના તહનામાથી ગુંચાવું પડ્યું ઈ. સ ૧૬૬૮મા મુંબઈ કંપનીને મળ્યું હતું. જો કે તેનું બંદર મભકાદાર હતું, તથાપિ તેને માટે બાંધેલી ઉમેદો બર આવી ન હતી. ૧૬૮૭ માં બ્રિટિશ લેકોનું મથક સુરતથી મુંબઈ કરવામાં આવ્યું હતું; પણ પાંચ દરવાજાવાળો કિલ્લો અને મજબૂત ખાઈ પાછળથી કરવામા આવ્યાં તે આ વખત સુધી થયા ન હતાં મુંબઈનું દરિઆઇ રક્ષણ કરવાનુ કામ પ્રથમ માથે લેવામાં આવ્યું, કોલાબાના ચાચીઆનો

મુખી કાનોજી આંગરીઓ હતો. તેના ઉપર દરીઆથી અને જમીનથી હલ્લો કરવા સારૂ સાવંતવાડીના રાજકર્ત્તા સર દેસાઈ સાથે સને ૧૭૩૦ માં "અચળ સુલેહ અને દોસ્તી" કર્યા. મોગલ શેહેનશાહતની તરફથી બંદરોના સમાળનાર તરીકે જંજીરામા જે હબસી કુટુંબ સ્થાપ્યુ હતુ, તેની સાથે લડાઈ અને રક્ષણમા એકઠા રહેવાની દોસ્તી ૧૭૩૩ મા કરવામાં આવી. ૧૭૩૯ મા પેશવા સાથે પહેલું તહનામુ થયુ, તેથી ફિરંગીના હસ્તક હતી નેટકી હદે માહિમની નદી ઉપર બ્રિટિશોને માલિકી પ્રાપ્ત થઇ પેશવાની હકુમતમાથી નાશી ગયેલા ગુલામોને ફરજ તરીકે સોંપી દેવા એજ તહ-નામાથી ઈંગ્રેજો ઉપર બંધન થયું હતું. કંપનીની ખોટો માટે પણ પેશવા ની પરવાનગીની જરૂર રહેતી હતી ઈ. સ. ૧૭૬૬ મા ચાચીઆખોરી દબાવી દેવાની કબૂલત આપના કોલાપુરને ફરજ પાડી. ૧૭૭૧ માં તરાજાના ચાચીઆ કોળીને ઇંગ્રેજોએ તાબે કર્યા, અને ખંભાતના નવાબને તરાજું આપ્યુ. દેશી રાજ્ય તરફથી જે વર્ત્તણુક થઈ તેને લીધે સિંધમાં ૧૭૫૮ મા સ્થ-પાયેલી કોઠીઓ સને ૧૭૭૫ માં બંધ કરવામા આવી. આથી જણાઈ આવે છે કે, મુબઈનો વિસ્તાર કરવામા દરીઆ સબંધી કેટલીક મૂશીબતો હતી જમીન તરફથી જોતાં બ્રિટિશ લોકોની સ્થિતિ તેથી પણ કમતી નિર્ભય હતી, ઉત્તરની સરહદ તરફ વસઈ ગામ, શાસ્ટીનો ટાપુ, જે મુબઈ નો અભેદ્ય ભાગ હતો, તે લેના ઉપર અધિકારીઓની લોભની દ્રષ્ટિ રહેતી હતી મદ્રાસમાં હરીફાઈ કરનારી કંપનીઓને જે લડાઈથી ન મળે તે મુત્સ-દીગિરીથી લેવા મન લલચાયુ હતુ, તેવાજ પ્રસંગ આખરે સ્થાનિક સરકાર નુ મન લલચાવવા પુનાની ગાદીને માટે તકરાર ઉઠી તેથી પ્રાપ્ત થયા. બાજીરાઓ પેશવાનો એક દીકરો રાઘોબા ઉર્ફે રઘનાથરાઓ કરીને હતો તેણે પોતાના બે ભત્રિજાઓનુ નિકંદન કર્યું. પછી હવે પોતે પેશવા બનવાની ઈચ્છા રાખતો હતો તેથી તેણે ઇ સ ૧૭૭૫ માં બ્રિટિશ સાથે દોસ્તી

બાંધવાના બદલામાં મુંબઈના અધિકારીઓને વસઈ, શાસ્ટિ, કરંજ, કેનેરી, ધારીપુરી, હોગના મુંબઈના બંદરમાં આવેલા ટાપુઓ, અને ભરૂચમાંનો ગાયકવાડનો ભાગ આપવા વચન આપ્યું. તે તહનામું ગવર્નર જનરલે નામંજૂર રાખ્યું; અને ૧૭૭૬ માં પુરંધરના તહનામાના નામથી બીજું કર્યું. તેમાં રાઘોબાની સાથેની દોસ્તી છોડી. પરન્તુ શાસ્ટિ, કરંજ, ધારીપુરી અને હોગનો ટાપુ ઈંગ્રેજો પાસે રહ્યાં વસઈ અને બીજી જગાઓ પાછી આપવાનું ઠર્યું. પહેલા મરેઠા યુદ્ધનો વિગતવાર હેવાલ આપવા કે વારગામના કાચા કરાર વિષે બોલવા જરૂર નથી, કેમકે રાઘોબા સાથેની દોસ્તીના કરાર ફરી થયા. તે પછી ૧૭૮૨ માં સાલબાઈનું તહનામુ થયું તેથી છેવટે પુરંધરના તહનામા પ્રમાણે અમલ થયો. ત્યાર બાદ પુનાના રાજ્યકાર્યો પેસ્તર બયાન કરેલા મૈસુરના કાર્યો સાથે સંયુક્ત થઈ ગયાં. ઉત્તરમાં પણ અમલ વિસ્તારિત કરવા મુંબઈના અધિકારીઓએ પ્રયત્ન કર્યો. તે તેજ પ્રમાણે નિષ્ફળ ગયો. વડોદરાના ગાયકવાડો અચ્છી રીતે સમજતા હતા કે, પેશવાની ઈચ્છા તેમને નબળા પાડવાની હતી. જ્યારે દામાજીના મરણ પછી ગાદીની તકરાર ઉઠી, ત્યારે એક પક્ષે બ્રિટિશની મદદ માગી, અને બીજા પક્ષે પેશવાની મદદ મેળવવા મોટો બદલો આપ્યો. મુંબઈના અધિકારીઓએ જે કરાર કર્યા હતા તે સાલબાઈના તહનામાથી રદ થયા. ગાદીઓ માટે તકરારોની ગડબડ ચાલી, અને તેના પછી જે ખટપટ ચાલી તે છોડી દઈ તારીખ ૧૫ મી માર્ચ સને ૧૮૦૨ નું કાચુ તહનામુ, જેનો સમાસ તારીખ ૬ ઠ્ઠી જૂન ૧૮૦૨ ના ખંભાતમાં મંજૂર થયેલ તહનામામાં કરવામાં આવેલો છે, તેના ઉપર લક્ષ દેવું જરૂરનું છે. આ કરારથી આનંદરાઓ ગાયકવાડને રક્ષણ નીચે દાખલ કરવામાં આવ્યો, અને તેના સિપાઈઓના દાવા ચૂકવવામાં કંપનીએ મદદ આપી આ પ્રમાણે વડોદરા ઉપર બ્રિટિશોને સ્વતંત્ર લગામ મળી.

તારીખ ૩૧ મી ડિસેંબર ૧૮૦૨ ના વસઈના તહનામાથી તેમની ગોઠવણ મજબુત થઈ, અને નાણું સંબંધી કામકાજના ફડચામાં દરમિયાન નહિ આવવા કંપનીને ખાત્રી મળી. ઇ. સ. ૧૮૦૨ માં નીચે પ્રમાણે સ્થિતિ થઈ ગાયકવાડ તો બ્રિટિશ ઉપર આધારભૂત થઇ ગયો હતો. મરેઠાનાં બીજાં ત્રણ રાજ્યો, એટલે ગ્વાલિયર, ઈન્દોર, અને નાગપુર, એક બીજાની ઈર્ષા કરતાં હતા. દરેક પેશવાની સત્તા સહન કરી શકતુ ન હતુ. તથાપિ તે સત્તા બીજાના હાથમાં જાય એવી તેના મનમાં ઈચ્છા ન હતી. કિનારા ઉપર તેમજ તેની પેલી તરફ પોતાનું રાજ્ય વિસ્તારવા બ્રિટિશ લોકો તો મથી રહ્યા હતા; પરન્તુ આ વખતે એવો નિયમ સ્થાપિત થઈ ગયો હતો કે, સ્થાનિક સરકારને બદલે હિંદુસ્તાનની સરકારે પુનાની દરબાર સાથે વ્યવહાર રાખવાનું કામ સંભાળવું.

——:૦:——

## ૩૧. મરેઠા સાથેનું બીજું યુધ્ધ, અને મધ્ય હિંદુસ્તાનના બનાવો.

હૈદરાબાદ સાથે ઇંગ્રેજોને તહનામાં થયાં, તેમાંથી વસઇનું તહનામું ઉત્પન્ન થયું. તેનોજ તાત્કાલિક પરિણામ મરેઠાના બીજા યુદ્ધના રૂપમાં ઉત્પત્તિ પામ્યો. ઉત્તર અને દક્ષિણમાં સમાન ઉત્સાહથી યુધ્ધો ચાલ્યાં, ઇંગ્રેજોની મુત્સદ્દીગિરીના પરિણામોને જીતવા સિંધિઆ અને નાગપુરના રાજાજી ભોંસ્લાએ વૃથા ધૈર્ય કર્યું. તારીખ ૨૩ મી સપટમ્બર ૧૮૦૩ ની આસેયની ફતેહ, નવેમ્બરમાં આરગામની ફતેહ, અને તેજ માસમાં મેળવેલી લાસવારીની ફતેહ, અને ગવાલગઢનું સર થવું થયાં. તેને અંતે સરજેઅંજેનગાંમનું તહનામું ૩૦ મી ડિસેંબર ૧૮૦૩ના રોજ ગ્વાલિયર સાથે થયું, અને નાગપોર સાથે ૧૭ મી ડિસેંબર ૧૮૦૩ નુ દેવગામનું તહનામું થયું. ઉપર કહેલા પહેલા તહનામાંથી સિંધિઆએ કંપનીને મુલક આપ્યો. કંપની

સાથે જે રાજાને લડાઈ હોય તેનાં માણસો નોકરીમાં ન રાખવા કબુલ કર્યું, અને બાદશાહ ઉપરના સઘળા દાવા છોડી દીધા. બ્રિટિશ સાથે સહાયકારી દોસ્તી કરવાનું પણ તેણે પ્રથમ પગલું ભર્યું આ માટેની ગોઠવણ બીજાં બે વર્ષમા વૃદ્ધિંગત થઈ. નાગપુર સાથેના દેવગામના તહનામાની શરતો પણ એજ રીતની હતી. હોલ્કર, જેની ફોજ ઉત્તરમાથી લાવેલ લૂટોથી તૃપ્ત થઈ ગઈ હતી, તેણે સિંધિઆના કે નાગપુરના રાજાનો હવાલ થયો, તેથી નહિ ડરી કંપનીને પાયમાલ કરવા અફઘાન લોકો સાથે દોસ્તી કરવાનુ કર્યું. તેણે કર્નલ મોનસનની ફોજ ઉપર ફતેહ મેળવી અને દિલ્હિ લેવા હિમ્મતથી યત્ન કર્યો. તેનુ વેર દીગની લડાઈમાં લેવામાં આવ્યું. પરતુ કંપની સાથે કરેલા કરારો પાળવામાં સિંધિઆ ડગવા લાગ્યો. તેથી ઇંદોરના મહારાજાએ સુલેહ કરવા નાખુશી બતાવી. આખરે સીખ લોકોને પોતાની સાથે સામેલ કરવામા નિષ્ફળ જતા હોલ્કરને બીઆસમાં નાસવું પડ્યુ. તેની પાછલાગ થતાં તારીખ ૨૪ મી ડિસેંબર ૧૮૦૫ ના રોજ રાજપુર ઘાટના તહનામામા તેણે બીઆસના કિનારા ઉપર સહી કરી. ૧૮૦૩ ના તહનામાથી સિંધિઆ સાથે જે કરાર થયા હતા તેના કરતાં તેને વધારે જવાબદારીવાળા કરારો કરવા પડ્યા, પરતુ મરેઠા રાજાઓને લીધે કંપનીને જે લશ્કર સંબધી ખર્ચ કરવું પડ્યું હતું, તે ખ્યાલ માં લેતાં ત્રણે મરેઠા રાજ્યો સાથે કરેલા કોલકરારો નરમાશને માટે પ્રસિદ્ધ હતા. આ યુદ્ધ ચાલુ હતું તેટલામાં બ્રિટિશ સરકાર સાથે અલ્વર અને ભરતપુરને દોસ્તીમાં દાખલ કરવામાં આવ્યાં હતા. પુનાના તારીખ ૧૪ મે ૧૮૦૪ ના વિભાગ કરવાના તહનામાની રૂએ સિંધિઆ અને રાઘોજી ભોસ્લે પાસેથી મળેલા મુલકોમાંથી પેશવાને ભાગ મળ્યો. કંપનીને મળેલા મુલકો વિષે તેનો અગીકાર આ ગોઠવણથી પ્રાપ્ત થયો. એક જૂદા તહનામાથી નિઝામને પણ ભાગ મળ્યો. આ પ્રમાણે ૧૭૫૦ ના

ત્રણ રાજ્યોના એકસંપીપણાના કરારો કંપનીએ પાળ્યા. જો કે મૈસુરના યુદ્ધ અને મરેઠાની લડાઇથી મદ્રાસ અને મુંબઇ હાતાઓમા કંપનીના રાજ્યનું બંધારણ થયુ, તથાપિ પ્રથમત: એવા પરિણામોની કલ્પના કે ઇચ્છા પણ ન હતી જે યુધ્ધો થયાં તે રક્ષણને અર્થે હતા; અને દુશ્મનોને ચગદી મારનારી હાર ખવરાવ્યા બાદ જે શરતો કરાવી તે ઉદારતા માટે પ્રસિદ્ધ હતી. આ મુદ્દત સુધી પુના સાથેના સંબંધો સંતોષકારક હતા હવે મધ્ય હિંદુસ્તાન છોડી કંપનીના વાયવ્ય ખૂણાની સરહદના મુલકોમા શું ચાલતું હતુ તેના ઉપર દ્રષ્ટિ ફરીએ.

——::-०*०-::——

## ૩૨. પંજાબનો મામલો.

લાહોરનું રાજ્ય કરનારા સરદારો પાસેથી રણજીતસિંધે બલાત્કારે લાહોર લીધુ હતું, અને ૧૭૯૯ માં રાજાનો ઈલકાબ ધારણ કર્યો હતો. દીગની લડાઈમાં હાર્યા પછી બીજું મરેઠા યુદ્ધ ચાલતાની દરમિયાન હોલ્કરે તેની મદદ માગી. તારીખ ૩૦ મી ડિસેમ્બર ૧૮૦૩ ના સિંધિયા સાથેના તહનામાથી બ્રિટિશ લોકોને દિલ્હિ અને આગ્રાનો કબજો મળ્યો હતો. બ્રિટિશ રાજ્યના આ વિસ્તારથી અયોધ્યા સાથેની કલાઈવની ગોઠવણ અચોકસ તારીખની થઈ ગઈ. ઇંગ્રેજોને હવે કાંઇ મરેઠાના પડી ભાગવાથી વિભાગ પડી ગયેલા મરેઠાના એકસંપી રાજ્યો સામે ગોઠવણ કરવાની ન હતી, પરન્તુ વાયવ્ય કોણમાંના પહાડી રસ્તામાંથી આગળ ધસતી એક સત્તાની સામે થવાનું હતું. તેમાં અયોધ્યાને બદલે લાહોરને વચમા ધક્કો ખમનાર રાજ્ય તરીકે રાખવાનુ હતું. બેશક આ પરિણામના ખબર હોલ્કરને તો પ્રથમથીજ પડી ગયા હતા, અને તેણે લાહોરની દરબારને ચેતવણી પણ આપી હતી. મરેઠા સાથે લડાઈ થઈ ત્યારે સતલજની દક્ષિણે આવેલા માળવાના સીખ-લોકોએ બ્રિટિશ લોકોની સામે થવામાં ભાગ લીધો હતો, પરન્તુ ઝિંદ અને

ફુલકિયાના કુટુંબવાળાએ પાછળથી કંપની સાથે એકના રાખી હતી. સતલજ નદીના આ તરફના રાજકારભારમાં રણજીતસિંઘના દરમિયાન આવવાથી ૧૮૦૮ મા આ બન્ને કોમના મુખીઓ ડર ખાઈ ગયા હતા. તેઓએ દિલ્હિના બ્રિટિશ રેસિડેન્ટને આજીજીથી મદદ માટે અરજ કરી. ઉગતી શીખ સત્તાની બન્ને બાજુઓથી આ પ્રમાણે બેચેની અને દરમિયાનગિરી માટે કંપનીને કારણ હતુ. ફ્રેંચ લોકોનાં જે કાવતરાંથી દક્ષિણ હિંદુસ્તાનના નકશા ઉપરની બ્રિટિશ રાજ્યની જે લાલ લિટી બળવાન્ રીતે વિસ્તારને પામી હતી, તેની એવીજ અસર હવે બીજી દિશામાં થવી શરૂ થઇ હતી. નેલ્સનની ફતેહોથી બ્રિટિશોને સમુદ્રનું અધિપતિપણું હાંસલ થયું હતું. ફ્રેન્ચ કાફલા માટે ટિપૂ સુલતાને ફોકટ ઉમેદ રાખી રાહ જોઈ હતી, પરન્તુ ઈંગ્લાન્ડના કટ્ટા શત્રુઓને જમીન તરફથી પેશકદમી કરવાનો રસ્તો અદ્યાપિ ખુલ્લો રહ્યો હતો. ૧૮૦૭ માં પ્રશિઆની હાર થઈ, અને તિલસિતનુ તહનામુ થયું, તેથી સ્વાભાવિક રીતે ફ્રાન્સ અને રશિયા વચ્ચે દોસ્તી થઈ, અને હિંદુસ્તાનની વાયવ્ય સરહદ તરફ લોર્ડ મિન્ટોના ખ્યાલ દોરાયા. ઈરાન અને પેશાવર તરફ એલચીઓ મોકલવામાં આવ્યા. રણજીતસિંઘના લાહોરના દરબારમાં મુલાકાત માટે સર ચાર્લ્સ મેટકાફને મોકલવામા આવ્યો. મેટકાફ રસ્તામાં હતો એટલામાં ફુલકિઆ કુટુંબનો મુખી પટિઆળાનો રાજા, જે માળવાના શીખની મિસલમાં પ્રસિદ્ધ હતો, તેણે એવું જાહેર કર્યું કે, રણજીતસિંઘના બેધડક રાજ્યલોભને લીધે સતલજની આ તરફના સીખ લોકો ભયમાં છે. રક્ષણનાં ચિન્હ તરીકે તે રાજાએ તે એલચીને શેહેરની ચાવી આપવા માડી. તે લેવા તેણે વિવેકથી ના પાડી. ફ્રેન્ચ સામે રણજીતસિંઘ સાથે રક્ષણ અને યુદ્ધમાં સામેલ રહેવાની દોસ્તી કરવા તેને હુકમ હતો, તેથી તે ચર્ચામાં સતલજની આ તરફનાં રાજ્યકાર્યોને દાખલ કરવાથી ગુંચવાડો થઇ જાય, અને જે રાજાનો રાજ્યલોભ માળવાના અને મંઝાહના સીખ

લોકોને મળી જવાનો હતો, તે ખીજવાય તેમ હતુ પરન્તુ રણજીતસિંઘ વાત મનમાં રાખી મેલે એવો ન હતો તેણે તો ફ્રેન્ચ સામે દોસ્તીને વળગી રહેવાના બદલા તરીકે સતલજની ઉત્તર અને દક્ષિણના બધા સીખ લોકો ઉપરની રાજ્યસત્તાની કબૂલત કંપની પાસેથી માગી. જ્યારે મેટકાફે કલકત્તેથી હુકમ મગાવ્યો, ત્યારે પંજાબના ચતુર રાજાએ એક ક્ષણની પણ જેજ કર્યા વગર ફરિદકોટ અને બીજાં ફુલકીયાનાં રાજ્યો તરફ સ્વારી કરી, તે નજરે જોવા ઇંગ્રેજ એલચી ખુશી ન હતો છતાં તેને સાથે લીધો. પોતાના રાજ્યની મર્યાદાવર્તુલની બહારની કંપનીને દરકાર ન હતી તે ખરૂં છે. તેથી તેની પેલી તરફ શું થાય છે તેનો તે ખ્યાલ રાખતી ન હતી, એમ બતાવવામાં આવતું હતુ. પરતુ "પંજાબના સિંહ" ના આચરણથી ઉત્તર હિંદુસ્તાનના રાજા અને રૈયતને જે ભયભીત હાલત આવી પડી, તે દરમિયાન નહિ આવવાની રાજ્યરીતિનુ ફળ હતુ. તે લોર્ડ મિન્ટો પણ સહન કરી શકે તેમ રહ્યું ન હતુ. રણજીતસિંઘની છાવણીમાંથી નિકળ્યા બાદ યોગ્ય વખત વીત્યે મેટકાફને હુકમ આવ્યો કે, લાહોરના રાજાને યાદ દેવું કે, મરેઠાના યુદ્ધ વખતે તેણેજ સૂચના કરી હતી જે સતલજ નદીએ પંજાબનો સિમાડો રહેશે; અને બ્રિટિશોએ મરેઠા ઉપર જીત મેળવી છે એટલે સતલજની આ તરફના રાજાઓ તેમના રક્ષણ તળે આવેલા છે, તે તેમાનાંતેમ રાખવા વિચાર છે. આથી કરીને તે નદીની ઉત્તર તરફ પોતાની ફોજ લઇ જવા રણજીતસિંઘને કહેવામા આવ્યુ. લડાઇના હંગામ માટે બન્ને તરફથી તૈયારીઓ કરવામાં આવી. પરન્તુ પુખ્ત વિચાર કર્યા બાદ અને પોતાની મુશ્કેલીઓ અને કંપનીની સત્તા જોઇ ફરિદકોટ ખાલી કરવા, અને પોતાના સ્વારોનું લશ્કર પાછું બોલાવી લેવા તેનું મન લલચાયુ. તેથી તેણે તારીખ ૨૫ મી અપ્રિલ સને ૧૮૦૯ ના રોજ લાહોરના તહનામા ઉપર સહી કરી. સતલજની ઉત્તરે આવેલી તેની

રૈયતના કામકાજમાં દસ્તનદાજી ન કરવા બ્રિટિશ બંધાયા, અને તે નદીની દક્ષિણે 'આવેલા' સીખ રાજાઓના મુલકને માન આપવા તેણે કબૂલ કર્યું. હવે હિંદુસ્તાનના રક્ષિત રાજ્યોના નકશામાં સતલજની આ તરફનાં રાજ્યો રીતસર દાખલ કરવામાં આવ્યાં. ફ્રેન્ચના પગપેસારાના જૂના ડરથી અને પંજાબના રાજાની બહાદૂર રાજ્યનીતિથી આ તહનામું લૉર્ડ મિન્ટો ઉપર ફરજ દાખલ આવી પડયું. દરમિયાનગિરી નહિ કરવાની રાજ્યનીતિની પહેલી મુદ્દત આ પ્રમાણે યોગ્ય રીતે બંધ થાય છે. તોપણ આ તહનામું સરખાપણાની દોસ્તીનું હતું, મરેઠા રાજ્યો સાથે થયું હતું તેના જેવું આધીન જૂસરાનું કાંઇ ન હતું. સતલજની ઉત્તર તરફના રાજ્યોમાં છૂટથી વર્તવા લાહોરના મહારાજાને એથી પરવાનગી મળી, અને તેના લશ્કર ઉપર કોઇ રીતનો અંકુશ રખાયો ન હતો. ક્લાઇવે પ્રારંભેલી રાજ્યનીતિ યથાર્થ રીતે પાળી, પરન્તુ તેમાં દેશી રાજાઓના કામકાજમાં વધારે દસ્ત-નદાજી થવાનાં બીજ રહ્યાં હતાં

—:0:—

## ૩૩. દરમિયાનગિરી અથવા દોસ્તીથી દૂર રહેવાના યત્નો.

વિલાયત સરકારના હુકમ અને પોતાની ઈચ્છા ઉપરાંત અનિવાર્ય જરૂરી કારણોને લીધે કંપનીના હોદ્દેદારોને એટલું બધુ આગળ ધસવું પડયું કે, ઇ. સ. ૧૭૫૭ અને ૧૮૧૩ ની વચ્ચે રાજ્યનો જે ઉદ્ભવ અને ચઢતી થયા તેનુ બયાન કરતાં, તેઓએ પોતાના ઉપર દ્રઢતાથી ઘણોજ અંકુશ રાખ્યો, અને તહનામાંના નકશામાં રાજ્યો દાખલ કરવા વારંવાર ના પાડી, તે ખરીવાતનો ખ્યાલ કોઇને પણ રહે તેવુ નથી. શાન્તપણે બેશી રહેવાથી ઇન્ડિયાની બહાર કાંઇ પ્રાપ્તિ થવાની ન હતી. પેનાંગમાં ૧૭૮૬ માં, બ્રહ્મદેશમાં ૧૭૯૫ માં, સિલોનમાં ૧૭૯૬ માં કંપનીની સ્થિરતા થઇ ગઇ હતી. ઇરાન

અને અરબસ્તાનના કિનારા ઉપર તક મળવા પ્રમાણે બન્યું હતું. પરન્તુ ત્રિજા જ્યોર્જના ૩૩મા ધારાના ૫૨મા બાબમાં ફરમાવ્યા પ્રમાણેની રાજ્યનીતિથી સાવધ રહી હિંદુસ્તાનનું રાજ્ય કરનારાઓએ દૃઢતાથી રજપુતસ્થાનના રાજાઓને રક્ષણની ના પાડી. સિંધિઆને હરાવ્યા પછી પણ તારીખ ૨૨ મી નવેમ્બર ૧૮૦૫ ના તહનામાથી ભરતપુર અને અલ્વર શિવાય ઉદેપુર, જોધપુર, અને બીજાં રાજ્યો સાથે તહનામાં ન કરવા તેઓ બધાયેલા. બિકાનેર, વાસવાડા, અને ભોપાળે રક્ષણ માગ્યું, પરન્તુ ના પાડવામાં આવી; અને મુંબઈના અધિકારીઓએ ઘણા કોલકરારો કરવા માટે ભાંજગડ ચલાવેલી તે નામન્જૂર કરી. બુંદેલખંડમાના નાના રાજ્યોને બ્રિટિશ રક્ષણના સઘળા દાવા છોડી દેવા ફરજ પાડવામાં આવી. લોર્ડ લેકની આતુર તકરાર છતા પરતાપગઢ અને જેપુરને દોસ્તીમાથી કાઢી નાખી રખડતાં મૂકવામા આવ્યા. હાલ રજપુતસ્થાનમા ૧૩૦૨૬૮ ચોરસ મૈલનો મુલક, અને મધ્ય હિંદુસ્તાનમા ૭૭૮૦૮ ચોરસ મૈલનો મુલક રક્ષણ તળે છે. તેનો ઘણોખરો ભાગ તહનામાના નકશામા લખાયા વગરનોજ રહ્યો. ૧૬મી નવેંબર ૧૮૦૯ ના ટૂંકા અને અનિશ્ચિત તહનામાથી સિંધ તે નકશામાં ન વચાય તેવી રીતે કહેલુ હતું. આ દસ્તાવેજ ધ્યાન આપવા જોગ છે. કેમકે આગલા વર્ષમા કપતાન સેટને જે તહનામા માટે ભાજગડ ચલાવી હતી, તેમાં રક્ષણની બાબત વધારે દર્શાવી હતી, માટે તે મંજૂર કરવામા આવ્યુ ન હતું. પંજાબ અને કાશ્મિરમા સીખ લોકોને રાજ્યની મજબૂતિ કરવા દેવામાં આવી હતી. નેપાળને તહનામાના બંધનમાથી મુક્ત કરવામા આવ્યુ હતું. લોર્ડ વેલસ્લિ હિંદુસ્તાન છોડી ગયો, ત્યારે તેની પાછળ થનારાઓએ મર્યાદાવર્તૂલની રાજરીતિ પાછી ધારણ કરવા બનતી મહેનત કરી, પરન્તુ તેમના કરતાં બનાવો અધિક બળવાન્ હોવાથી લોર્ડ હેસ્ટિંગ્ઝનો કરેલો બંદોબસ્ત એજ અનિવાર્ય પરિણામ નિપજ્યું તોપણ નવીન પ્રકરણ શરૂ કર્યા પહેલા તેમનાં રૂપ, અને ભાવાર્થ, અને સહાયકારી

તહનામાનું સંક્ષિપ્ત બયાન આપી હિંદુસ્તાનના તહનામાની પહેલી મુદતનો હેવાલ પૂર્ણ કરવો જોઈએ

——::૪::——

## ૩૪ તે મુદતનાં તહનામાનું રૂપ, અને તેનો સામાન્ય ભાવાર્થ

ઉપર આપેલા બયાનથી ઈ. સ ૧૮૧૪ પહેલાં કરેલાં તહનામાંનો કેટલોક આભાસ થઈ આવે છે. લોર્ડ હેસ્ટિંગ્ઝને " તહનામાં કરનાર " ગવર્નર જનરલનો ઈલકાબ ઘટે છે તેણે કરેલા કોલકરારોની બાબત અને રૂપ બન્ને કેટલેક દરજ્જે લોર્ડ વેલસ્લિએ કરેલાં તહનામાંમાં યોજિત કરેલા છે પરન્તુ હાલની સદીની શરૂવાત સુધી બ્રિટિશ લોકો દેશી રાજાઓને દોસ્તી મા લાવવાનું કરતા હતા તેમાં સરખાપણાનો સ્વતંત્ર રાજ્યોનો સંબંધ ગણતા હતા. કોલકરારોની શરતો અને રૂપ પરસ્પરનાં હતાં. ક્લાઇવે પ્રારંભેલ તહનામામાં જેટલો દમનો દેખાવ હતો તેટલો આ પરસ્પરના સંબંધમાં ન હતો ક્લાઈવે કલકત્તા પાછું લીધું તે પછી એક હફ્તે ૯મી ફેબ્રુઆરી ૧૭૫૭ નું તહનામુ સુરાજુદોલા સાથે થયું તે ઉપર સહી અને શિક્કો કરવામાં " ખુદા અને તેના પેગબરની સમક્ષ " એવા શબ્દો હતા તેમજ કર્નલ ક્લાઈવે ૧૨મી ફેબ્રુઆરીના રોજ " ખુદા અને ક્રાઈસ્ટને હાજર જાણી " તે તહનામાની કલમો ઈંગ્રેજો પાળશે એમ જાહેર કર્યું હતું. કંપનીએ જાફરઅલીખાન સાથે કોલકરાર કર્યા તેમાં લખ્યુ છે, " બાઈબલ અને ખુદાની સમક્ષ, " અને જાફરઅલીખાએ " ખુદા અને તેના પેગબર " ના સોગન લીધા હતા. ચાંચીઆખોરી દબાવી દેવા માટે તારીખ ૧૨મી જાન્યુઆરી ૧૭૬૬ ના કોલાપુર સાથેના તહનામામાં એવીજ કબૂલતેના બદલામાં બ્રિટિશ સરકારે અંગીકાર કર્યો છે, અમારે કોલાપુરની રૈયતને નોકરીમાં ન રાખવી, અને નાશી આવેલા ગુલામોને પાછા સોંપવા. ઈ.

સ. ૧૭૯૨ માં એક બીજા તેહનામાના મરેઠીમાં કરેલ તરજુમાને તેજ રાજ્ય સાથે કરેલા અસલ તહનામા દાખલ ગણવામા આવ્યું. ટિપૂ સુલતાન સામે ત્રણ રાજ્યોએ ૧૭૯૦ માં કરેલ દોસ્તીના કરાર લખવામા આવ્યા, ત્યારે પરસ્પરતાનો ભાવાર્થ રાખવામાં આવ્યો હતો. કાંઈ મુલકની પ્રાપ્તિ થાય તો, "પક્ષકારોની ઇચ્છા અને સગવડતા તરફ" યોગ્ય લક્ષ આપવાનું હતું. એક બીજાની ફોજ સાથે સહી કરનારા રાજ્યોનો એક એક પ્રતિનિધિ રાખવાનો હતો, અને "કરાર કરનાર પક્ષકારોનુ પરસ્પર કહેવું સાભળવુ થાય તેના ઉપર યથાર્થ ધ્યાન આપવાનુ હતુ." જો સુલેહ કરવાનુ ડહાપણભરેલું જણાયતો "અન્યોન્ય કબૂલત લઈ તે કરવાની હતી." રફતે રફતે કંપનીના કોલકરારનો ભાવાર્થ અને રૂપ એ બન્ને બદલાતાં ગયાં, અને દેશી રાજ્યો સાથેના તેમના વ્યવહારની પહેલી મુદતના અંત પહેલાં તેમના પરસ્પર સબધ આ પ્રમાણે થયા. બરોબરીઆ મા કપનીનો પ્રથમ દરજ્જો હતો. તેમાથી તે ઉપરી સત્તા કહેવાવા લાગી. પર પ્રજાઓ અને દોસ્તી રાખનારાં રાજ્યો સાથેના વ્યવહાર રાખવાના હક્ક બધાં દોસ્તી રાખનારાં રાજ્યો તરફથી કપનીને સોપવા પડયા, પરન્તુ બીજા ખાસ રીતે ગણાવેલાં રાજ્યો (જેવા કે રજપુત અને સીખ) સાથે સબંધ રાખવા તેમને સપૂર્ણ છૂટ અદ્યાપિ રહી હતી. અયોધ્યા અને બીજાં કેટલાંક રાજ્યો શિવાયનો મરજી પ્રમાણે ફોજ રાખવાનો હક્ક કબૂલ રાખ્યો, અને તેમનાં બાકીનાં લશ્કરના બધારણનો બદલો આપવા માટે કપનીના હસ્તક સહાયકારી ફોજ રાખી. ખાસ કારણ વગર (જેમકે કચ્છમાં) અદરની સત્તા ઉપર કપનીએ દાવો રાખ્યો નહિ, એટલુંજ નહિ, પણ તે વાતનો રીતસર ઈનકાર કર્યો. તેની બહારની રાજ્યનીતિ તો લશ્કરી ફરજ અને ફ્રેન્ચ લોકોનાં કાવતરાં પ્રમાણે રાખવાની હતી માટે લડાઈ કે દોસ્તી કરવાના રાજ્યોના હક્ક ઉપર કંપનીએ દાબ રાખ્યો, અને

તેમના ઉપર કેટલીક લસ્કરી ફરજો નાખી. બ્રિટિશ રૈયત અને ઇંગ્રેજ સાથે લડાઈમા ગુથાએલી યૂરોપનાં રાજ્યોની રૈયતને તેમની નોકરીમાં ન રાખવાની પણ ફરજ તેઓના ઉપર મૂકી. પરન્તુ ૯૭ લગી આધીન બ્રુતુર્ગ અને આધીન ઐક્યનુ ધોરણ જાહેર રીતે બહાર પાડવામાં આવ્યું ન હતું. પેશવાની સત્તા નબળી થઈ ગઇ હતી, પણ રીતસર તેનો ત્યાગ કરવામાં આવ્યો ન હતો. દેશના રાજાઓના સ્વતંત્રપણા ઉપર અંકુશો મૂકવામાં આવ્યા હતા તેને બાધ લગાડ્યા વગર મહત્પ્રજાઓની અન્યોનાં રૂપ અને ભાવાર્થને અધ્યાપિ જાળવી રાખવામાં આવ્યાં હતાં. રાજાઓની પૂર્વાપર સ્થિતિનો ખરો અંતર જાણવા જે જિજ્ઞાસુ હોય તેણે તે વખતે હિંદુસ્તાનમાં એક શેષ રહેલી સત્તા (જેને રાજ્ય પ્રકરણી પત્ર વ્યવહારનું પૂર્ણ માન તે વખત મળતું હતું) ને તારીખ ૩૧ મી અકટોબર સને ૧૮૩૧ ના રોજ લોર્ડ વિલિયમ બેન્ટિન્કે લખેલો પત્ર વાંચવા અમો ભલામણ કરીએ છિએ. તેના કરતાં વધારે સારો દાખલો તેને મળવાનો નથી. તેજ અરસાના બીજા કોઈ તહનામાને કે કોલકરારને સાથે રાખી તે વાંચવાનો છે. તેમાં " પરસ્પર " અને " અન્યોન્ય " એ શબ્દો વારંવાર લખેલા છે તે ઉપરથી જણાઈ આવશે કે અયોધ્યાના રાજાને પણ અર્થાતર દાખલ ચઢતા દરજ્જાથી લખવામાં આવતુ હતું. કંપનીએ પ્રારંભમા કરેલા તહનામાંની લિજ્જત બતાવનારા દસ્તાવેજોમાંથી થોડાં વાક્યો આ જગોએ ટાંકવાથી બસ થશે. " મંગળ પ્રારભ અને સુખદાયક અતના આ દિવસોમાં, જ્યારે આનંદના જયજયકારના શબ્દોથી આકાશ આચ્છાદિત થઇ ગયું છે, ત્યારે એ પ્રૌઢ રાજ્યોના શિરછત્રોને શુભ ક્ષણે સાથે મળવાની ગોઠવણ થઇ છે. " ઉભય રાજ્યો વચ્ચેના પુરાતની સંબંધને લઈ અન્યોન્ય મિત્રતા અને ખરૂં હેત સ્થાપિત થયાં છે. પરસ્પર સતોષ આપનારી ઘણી મુલાકાતો થઇ છે. તેથી ઉભય પક્ષવાળાનાં હૃદયકમળ પ્રફુલિત થયાં છે. " અન્યોન્ય

કોલકરારો થયા છે, તેની રૂએ મહોબતના સંબંધ જુથાયા છે તેથી આપ સાહેબને ખાતર—જમાનો સ્તેબ હાંસલ થશે." "પરસ્પરના કોલકરારોથી સ્થાપિત થયેલા સંબંધો જાળવવા બધા અધિકારીઓ એટલુ ધ્યાન આપશે કે, રાજ્યો વચ્ચેના આપસઆપસના ઈતબારની અને માયાની દુનિયાને જાણ થાય." તારીખ ૨૯મી જૂન ઈ. સ. ૧૮૩૯ ના તહનામા બાદ સાત વર્ષ પર્યંત આવોજ પરસ્પરતાનો ભાવ ચાલ્યો ત્રિપક્ષી તહનામુ થયું, જેતું ૩૫ તેની પેસ્તરની સદીના તહનામાંના પાના જેવું લાગે છે, તેની છઠ્ઠી કલમમાં લખેલું છે કે "દરેક પક્ષે એક બીજા ઉપર સમાનતાના ધોરણથી લખાણ કરવુ."

—:0:—

### ૩૫. સહાયકારી ફોજો ઉત્પન્ન કરનારાં તહનામાં.

લોર્ડ વેલસ્લિએ ખાસ કરી પોતાનુ ધ્યાન સહાયકારી ફોજો ઉપર રાખ્યુ તેથી સાર્વજનિક રક્ષણુ જે લોર્ડ હેસ્ટિંગ્ઝના કારોબાર પહેલાં નરમ ન હતું, તેની જરૂરિયાત અકિત થાય છે એટલુજ નહિ, પરન્તુ તેથી દરમિયાનગિરી નહિ કરવાની રાજ્યનીતિ અને ઐક્યની રાજ્યરીતિ વચ્ચેનો મુકાબલે તફાવત જણાઇ આવે છે. સહાયકારી લશ્કરનું ધોરણ અને બાદશાહી નોકરી માટે ઘોડેસ્વારો રાખવાનું ધોરણ મુકાબલે ભિન્ન ભિન્ન લાગે છે. કારણ કે તે બન્નેની વચ્ચે એક સદીનો અતર હતો. એ દરેક બાબતમાં લશ્કરી રાજ્યરીતિ તે સમયની આજુબાજુની ઐતિહાસિક હકિકતોને રૂચે તેવી હતી. જે તહનામામાં પ્રથમ "દરબારના કામકાજના યોગ્ય અને બરાબર બદોબસ્ત માટે લશ્કર તૈયાર રાખવા" કંપનીએ કબૂલત આપી તે તારીખ ૧૨ નવેમ્બર ૧૭૬૬ નું હૈદ્રાબાદનું તહનામુ હતુ. તે વખતે હૈદ્રાબાદની સરકાર કર્ણાટક ઉપર ચઢાઇ કરવાનો વિચાર કરતી હતી. એવીજ રીતની ગોઠવણ કર્ણાટક, તંજાવર અને અયોધ્યા સાથે

કરવામાં આવી હતી. યુરોપિયન તોપખાનું અને માણુસો ઉપરાંત સિપાઈની ત્રણ ટુકડીઓ ત્રાવણકોરને આપવા ૧૭૯૫ માં કંપનીએ કબૂલત આપી, અને તેમની નોકરીની માગણી કેવી રીતે કરવી તેના નિયમ બાંધ્યા. એ ધોરણ ૧૭૯૯ માં મૈસુરમાં, ૧૮૦૨ માં વડોદરામાં, ૧૮૦૪ મા પુના અને ગ્વાલિયરમાં દાખલ કરવામાં લોર્ડ વેલસ્લિ ફતેહ પામ્યો. તેની પછી થનારા ગવર્નર જનરલોએ એ ધોરણ ઇંદોર, કોચિન, અને કચ્છમાં દાખલ કરાવ્યું જે રાજ્યોનું પર દેશના હલ્લામાથી રક્ષણ કરવા ઇરાદો હતો, તે રાજ્યો તરફથી તે લશ્કરનું ખર્ચ આપવામાં આવતું હતુ. પણ દેશી રાજ્યો વખતસરપણા અને ઇતબારમાં પછાત હોવાથી જરૂરના રસ્તા અને સાધનવાળો તેમજ ખર્ચ જેટલી પેદાશવાળો મુલક લશ્કરના પગાર માટે કંપની પોતાના હાથમાં લેતી. પોતાની સ્વતંત્રતા ઉપર ભય આવ્યો છે એવી નજરથી રાજ્યો આ ફોજને ગણવા લાગ્યાં. રૈયતને એમ લાગ્યું કે, અમારા રાજા અંધેર ચલાવે અને અમો સામા થઇએ ત્યારે આવા લશ્કર તો ઉલટાં અમને દબાવે. જો રક્ષણની શરતને બદલે સાર્વજનિક બચાવ માટે યથાશક્તિ વરાડ આપવાનુ વખતસર જાહેર કરવું થયું હોત, અને પોતાના અને પડોશીના મુલકને હેરાન ન કરે એવી રીતે પોતાની ફોજ ઉપર દાબ રાખ્યો હોત, તો સહાયકારી તહનામાંની જરૂરયાત ઉત્પન્ન થાતજ નહિ. પરન્તુ ઇન્ડિયાનું જનમંડળ હજી એટલું સમજે તેવુ ન હતું તેવીજ રીતે ઐક્ય રાખી પોતપોતાની નાની નાની ફોજો કરી બાદશાહી લશ્કર સાથે લડાઇમાં સામેલ રહેવાની રીતિ રાજ્યોને બતાવી હોત, તો બ્રિટિશ સંબંધની તે વખતે શરૂઆતને લીધે પરસ્પર વિશ્વાસની હવા ચાલતી હતી એટલે તેમ થવા પામત નહિ. મૈસુરનાં યુધ્ધોની સઘળી તવારીખથી ખુલાસો થાય છે કે, ધીમે ધીમે દોસ્તી ધરાવનારાં રાજ્યોનો ગેરભરોંસો કરવાની સ્થિતિ ધારણ કરવા કંપનીને ફરજ પડી હતી. જે જમાનામાં લડાઇઓ વારંવાર

થતી હતી, બ્રિટિશ રાજ્યનો અમલ અપૂર્ણ રીતે સ્થપિત થયો હતો, અને કંપનીની મર્યાદાવર્તુલની પેલી બાજુએ મહાન્ અચોકસ હદ્દવાળા પ્રદેશો તહનામાના નકશામા કોરા રહ્યા હતા, તે જમાનાના અગત્યના લક્ષણો સહાયકારી લશ્કરના ધોરણથી આ પ્રમાણે પ્રદર્શિત થાય છે.

——:-o※o-:——

# પ્રકરણ ૪ થું

## આધીન જૂદારાની રાજ્યનીતિ.

### ૩૬. ઈ. સ. ૧૮૧૩ અને ૧૮૫૭ વચ્ચે તહનામાંના નકશામાં થયેલા મુખ્ય ફેરફારો.

—— :o :——

પછી જે જમાનો આવ્યો તેમાં હિંદુસ્તાનના તહનામાંના નકશામા ઘણો ફેરફાર થયો, અને હાલનાં જમાનાની માહિતીમા છે એવી બાબતો દાખલ થઇ. હિમાલયની દક્ષિણે અને તેની આસપાસના દેશોમાં, અને હિંદુસ્તાનના દરિયા કિનારા ઉપર આવેલા મુલકોમા બન્ને ઠેકાણે ઈ સ. ૧૮૫૭ સુધી લોર્ડ હસ્ટિંગ્ઝે અને તેના ઉત્તરાધિકારીઓએ બ્રિટિશ રક્ષણ નીચે આવેલા રાજ્યમાં વૃદ્ધિ કરી. આટલોજ ફેરફાર થયો તેમ ન હતુ લોર્ડ મિન્ટોએ પર રાજ્યના મોટા મોટા દેશો, જેની બહારની સરહદ મુકરર કરી ન હતી, અને અંદરના ભાગ ચોકસ કર્યા ન હતા, તેનો હવે પ્રયત્નની સાથે બંદોબસ્ત કર્યો. સંખ્યાબંધ નાનાં રાજ્યો, જે અદ્યાપિ બ્રિટિશ સરકાર સાથે જૂનાં અને સીધી રીતના સંબંધ હોવાનો દાવો રાખે છે, તેના વર્ગો

પાડ્યા, અને તેને રક્ષણ તળે લીધાં. લૉર્ડ કાર્નવાલિસ દરમિયાનગિરી નહિ કરવાની રાજરીતિનો ગુપ્ત હિમાયતી અને ચલાવનાર હતો. તેણે રાખેલી ખાત્રીની ગંભીરતામાં કે નિષ્કપટીપણામાં શંકા લેવાય તેવું નથી. પિંડારી સાથેની લડાઈ કે રણજીતસિંહની બુદ્ધિના બળવડે ઉન્નત થયેલ ભભકાદાર રાજ્યનું પુરૂં નિર્બળપણું તે જોવા જીવ્યો હોત, તો કદાચ તેવી રાજ્યનીતિની નિષ્ફળતા તે પણ કબૂલ કરત. ૧૮૦૫ માં જ્યારે લૉર્ડ કાર્નવાલિસ હિંદુસ્તાનમાં ફરીને આવ્યો, ત્યારે લૉર્ડ વેલસ્લિના કરેલા ફેરફારના પ્રકારનો લાભ લઈ તેને તેનું ધોરણ ફેરવવા તક આપવામાં આવી હતી; પરન્તુ તે વખતે તેણે પોતાના વિચાર બદલાવ્યા નહિ. લૉર્ડ વેલસ્લિએ કરેલ સહાયકારી દોસ્તીઓ માટે તેણે વાંધો લીધો. તેનું કારણ એવું બતાવ્યું કે, તેથી નાહિમ્મત અને નિરંકુશ રાજાઓનું રક્ષણ કરવાની અને મહેનત લઈ તેઓને ઠટાર કરવાની જવાબદારી આવી પડે છે. બ્રિટિશ સરકારે દોસ્તીઓ વધારી હતી તેમાં પણ તેણે ભૂલ કાઢી. તેનું કારણ એ બતાવ્યું કે, તેથી મોટાં રાજ્યોની મજબૂતિ થતી અટકે છે. બ્રિટિશ સરકાર સાથે પરસ્પરનો સંબંધ રાખનારા સ્વતંત્ર રાજાઓના રાજ્ય તળે નાનાં રાજ્યોને ગળી જનારા મોટાં રાજ્યોને સંતોષથી જોવાને તે તૈયાર હતો. આવી ધારણા બાંધવામાં એશિયાના લોકોની સ્થિતિનો બરાબર ખ્યાલ તેણે કર્યો ન હતો. સામ્રાજ્યોનો આધાર નીતિના પાયા ઉપર જોઈએ એ ખ્યાલ ઉપર તેણે નજર કરી નહિ. લાંબા વખતની અંદર અંદરની લડાઈઓથી રાજાઓ ઈતબાર અને જવાબદારી રહિત થઈ ગયા હતા, અને જનસમૂહ કવાયત કે સંપ વગરનો થઈ ગયો હતો, તે વાત તે ભૂલીજ ગયો. બળાત્કારે બંદોબસ્ત થાય તો તે જાળવી રાખવા અનુક્રમે કાબેલ રાજ્યકર્તાઓ જોઈએ. વળી સારા અને સુધરતા રાજ્ય માટે સામા પક્ષમાં સારા ધર્મગુરુ, અમીરો અગર બીજાં સ્વતંત્ર બંધારણો જોઈએ. પંજાબ શિવાય બીજે ઠેકાણે તેઓ

આ માંહેનું કોઈજ ન હતું. સ્વતંત્ર સત્તા એજ જો દેશી રાજ્યનું શરૂ રૂપ હોય તો તે લોકકલ્યાણકારક હોવું જોઈએ તેની જરૂર છે, પરન્તુ રાજદરબારો જનાનાની દુરાચરણી કુટેવો, ખુશામત અને ખટપટથી ભરેલા હોવાથી સારા "રાજ્યબંધારણનું" સત્યાનાશ વળ્યું. તેથી ઈશ્વરદત્ત ફરજ બજાવવામાં વાંધો આવે તેમા શું નવાઇ! જોરજુલમ અને નામર્દાઇ એક પછી એક જારી રહ્યા. લોકોનાં રાજ્યકીય બંધારણની વૃદ્ધિ નિરંતર બંધ રહી. તેથી લોર્ડ કોર્નવાલિસનું કંપનીના મુલકની મર્યાદાવર્તુલની પહેલી તરફ મજબૂત દોસ્તીવાળાં રાજ્યો ઉત્પન્ન કરવાનું સ્વપ્નું ખરૂં પડે તેમ ન હતુ હાલ મધ્ય હિંદુસ્તાનના ૧૪૫ રજવાડા બ્રિટિશ સરકાર સાથે કોલકરારથી બંધાયેલા છે. ૨૦ રાજ્યો રજપુતસ્થાનમાં આવેલાં છે. તે બધા ૧૮૧૩ માં નકશામા અનિશ્ચિત મર્યાદાથી ખાલી પડેલાં હતાં "મોટા રાજ્યો" નાના રાજ્યોને ગળી જાય, અને મજબૂત થાય એમ છૂટાં રહેલાં હતા. પિંડારી સાથેની લડાઈનુ બયાન કરતા તેનુ પરિણામ આપણે હમણાજ જોઈશુ. સતલજની પેલી તરફનો દેશ ફતેહ અને નવા બંધારણનો દેખાવ થઈ પડયો હતો. મુલતાન ઉપર હુમલો કરવામાં આવ્યો હતો, પણ ૧૮૧૩ ની સાલ વીતયા સુધીમા તે સર કરવામાં આવ્યુ ન હતુ. કાંગરા અને તેના ડુંગરાક પરગણાઓ લાહોર સાથે જોડી દેવામા આવ્યાં ન હતા, એમ માનીએ તોપણ તેને જીતી લેવામાં તો આવ્યાં હતા. સતલજની ઉત્તરની સીખ મિસલોમાંની ઘણીખરીએ મહારાજા રણજીતસિંઘની લોહમય સત્તા કેટલીક મુદત થયાં કબૂલ રાખી હતી. ઈ. સ. ૧૮૩૯ના જૂનની ૨૭મી તારીખે તે મરણ પામ્યો. તે પહેલાં સીખ લોકોનું રાજ્ય સ્થાપિત થઈ ગયું હતુ. તેના બંધારણમા કાવતરાં, તરકટ, અને સખતાઈ રહેલાં હતાં, પણ ધર્મ ની મજબૂત ગ્રંથીથી તે બંધાયેલુ હતુ. પિંડારી લોકોમા તે વાતની ખામી હતી. મરેઠાના એકસંપમાં તે ગ્રંથી જાતીભેદના સબબથી નરમ થઈ

ગઈ હતી. મહારાજાના પુત્ર ખરકસિંઘની નામર્દાઈ, તેના પૌત્ર નવનિહાલ-સિંઘના દુર્ગુણ, અને મહારાજા શેરસિંઘની બદફેલી પછી પંજાબનું રાજ્ય સચેત રહી શક્યું નહિ. પંજાબ શિવાય બીજો કોઈ મુલક લોર્ડ કાર્નવાલિસના સ્વપ્નાના પળવા માટે પસંદ કરવા યોગ્ય ન હતો. કંપનીની સરહદ જેમાં નદીથી નક્કી થઈ ગએલી હતી તેવા એક દેશમાં ફતેહની અનુકૂળતા સહિત એક રાજ્યબંધારણનો અજમાયશી પ્રયોગ કરવામાં આવ્યો. તે વખતે વળી સિંધિયાનું રાજ્યકુટુંબ અને મરેઠા નબળા પડી ગયા હતા; અને અફઘાનિસ્તાન પોતાના ગ્રામમાંજ રોકાએલું હતું. પરન્તુ મધ્ય હિંદુસ્તાનમાં તેમજ ઉત્તરમાં દરમિયાનગિરી નહિ કરવાની રાજ્યનીતિ, અને રાજકીય બંદોબસ્ત કરવાથી દૂર રહેવાની રીતિ પડી ભાગી. તેનું પરિણામ એ થયું કે, ઇન્ડિયાનો આખો નકશો રક્ષણ નીચે લીધેલાં રાજ્યોથી ભરપૂર થઈ ગયો, અને મોટાં અને નાનાં રાજ્યોની મોટી સંખ્યાથી તેના વિસ્તારના વિભાગો કરી નાખવામાં આવ્યા.

——:o:——

## ૩૭. એ મુદતનું સમગ્ર અવલોકન.

સને ૧૮૧૪ અને ૧૮૫૬ ની વચ્ચેના ઇતિહાસમાં બે મોટા બનાવો ઘણી જગા રોકે એવા બન્યા. તેમાં એક પિંડારી સાથેની લડાઈ અને બીજો બનાવ સીખ લોકો સાથેની લડાઈઓ થઈ તે છે. પરન્તુ તેનો હેવાલ આપ્યા અગાઉ દેશી રાજ્યો સાથે ગદર પહેલાના બનાવોનો રાજકીય સંબંધ જે હતો તે ઉપર જરા ધ્યાન આપવાનું અનુકૂળ પડતું છે આ મુદતમાં બે વખત થોડી વાર ખાલી આંતરો રહ્યો તે બાદ કરતાં નવ ગવર્નર જનરલો થઈ ગયા ઈ. સ. ૧૮૧૩ પહેલાં કે પછી કોઈ રાજ્યકર્તાએ તહનામા માટે જેટલી કોશીસ નહિ કરી હતી, એટલી કોશીસ લોર્ડ હેસ્ટિંગ્સે કરી તે દશ વર્ષ સુધી હોદ્દા ઉપર રહ્યો તેમાં મોટા મોટા બનાવો બન્યા નેપાળ સાથેની લડાઈ, પિંડારી યુદ્ધના નામથી કહેવાતી લડાઈ, અને છેલ્લી મરેઠા સાથેની

લડાઈ, એ તેના વખતમાં થયાં. પેશવાના રાજ્યની શેષમાંથી તેણે સતારાનું નવું રાજ્ય કર્યું. બાકીના રાજ્યોમાંથી મુબઈ હાતાનું બધારણ કર્યું. તેમાં સિંધને પાછળથી ઉમેર્યું. તેની પછી લોર્ડ આમહર્સ્ટ થયો. તેણે બંગાળાના અખાત સુધી રક્ષિત રાજ્યનો ફેલાવ કર્યો; અને ૨૪ મી ફેબ્રુઆરી ૧૮૨૬ ના યંદાબુના તહનામાથી આવા અને બ્રહ્મદેશના રાજકાજને કંપનીની સત્તા તળે આણ્યા. છુડીઆને ૧૮૨૪ મા રક્ષણ નીચે લેવામા આવ્યુ. આવાના તહનામાથી મણિપુરને આવાના રાજ્યકારોબારમાથી અલગ રાખવામાં આવ્યું હતુ. ભરતપુરમાં ગાદીના વારસાની તકરાર થઈ. તેમા ગવર્નર જનરલે દરમિયાનગિરી કરી, તે ધોરણ પ્રમાણે ઈ. સ ૧૮૪૪ માં ઇંદોરની બાબતમાં વર્તન રહ્યુ મણિપુરના તાજા દાખલામાં તે ધોરણ પ્રસિદ્ધ રીતે જાહેરમા આવેલુ છે. તે પછી લોર્ડ વિલ્યમ બેન્ટિક થયો. તે તેની લાબી કારકિર્દી, કાબેલ કારોબાર, અને અંદરના સુધારા માટે પ્રસિદ્ધ છે. ઈ. સ ૧૮૩૧ માં મૈસુરના અધેરનુ છેવટ લાવવા તેણે દરમિયાનગિરી કરી, અને ૧૮૩૪ માં "લોકોની સયુક્ત ઈચ્છાથી" તેણે કુર્ગ ખાલસા કર્યુ. -એટલાજ ધ્યાન ખેચે એવા બનાવો તેના વખતમાં બન્યા. પરન્તુ ખરૂ જોઈએ તો તેની કારકિર્દી ઇન્ડિયાના રાજ્યપ્રકરણી ઇતિહાસમાંનો એક મુખ્ય ભાગ છે. તેણે સતી અને બીજા જંગલી ચાલ કાઢી નાખ્યા એટલુજ નહિ, પણ તેથી તેણે નવી રાજકીય ફરજો વધારી. તે ફરજો કુદરતના નિયમો કે સુધારાના ઉદ્દેશોમાંથી ઉત્પન્ન થયેલી હોવાથી દરેક દેશી રાજ્યના બ્રિટિશ સરકાર સાથેના સંબધને અસર કરનારી થઈ પડી. તેના વખતથી પૂર્વ તરફના દેશોની કેટલીક રશમો સત્તાની રૂએ અસલ્ય ગણવામા આવી; અને તે પ્રમાણે વર્તવા સઘળાં ઐક્ય ધરાવનારાં રાજ્યોને સમજુતી કરવામાં આવી. પરંતુ શરૂઆતમાં આ ફરજ ખાસ કબૂલત લઈને નાખવામા આવી. પરંતુ હવે તો બધી બાબતમા પ્રચાર અને રિવાજના ધોરણને લીધે એવુ

રાજકીય ધોરણ દાખલ થઈ ગયું છે કે, બ્રિટિશ સરકારના રક્ષણ તળે આવવાથી સુધરેલી પ્રજાની સામાન્ય અક્કલ જે દુષ્ટ રશ્મોનો તિરસ્કાર કરતી હોય, તેને છોડી દેવાની છે. બ્રિટિશ સરકાર અને ઈન્ડિયાની અંદરના રાજ્યો વચ્ચેના ચાલતા સંબંધને લોર્ડ ઓકલાન્ડના અફઘાનિસ્તાનના કામકાજમાં દરમિયાન આવવાને નિસ્બત નથી. તેના પછી લોર્ડ એલનબરો થયો તેણે ખેરપુરનું દેશી રાજ્ય કાયમ રાખી સિંધ ખાલસા કર્યું. તેને પોતાને અને પાસેના રાજ્યોને ભયનું સાધન થાય એવા કૌવતવાળી ફોજ રાખવાનો સિંધિઆનો હક્ક હતો તે વાતનો પણ તેણે છેવટ નિકાલ આણ્યો. જુદારાની રાજ્યરીત તળે એવું ધોરણ પળાવા લાગ્યું કે, દરેક રાજ્ય એક કુટુંબના એક અગભૂત જેવું થઈ રહ્યું, અને સાર્વજનિક રક્ષણ અને સાર્વજનિક શ્રેય એજ પ્રાપ્ત કરવા યોગ્ય પદાર્થો ઉપર લક્ષ ગયુ ઈ. સ. ૧૮૪૪ માં લોર્ડ હાર્ડિંજ ગવર્નર જનરલ થયો. પહેલુ સીખ યુદ્ધ ચલાવવાનું કામ તેના ઉપર આવી પડ્યું. તેને અંતે લાહોરનું રાજ્ય ઈન્ડિયાના રક્ષિત રાજ્યોમા આવ્યું. પરન્તુ ચુપચુપ બેસી રહેવાની રાજ્યનીતિ જેણે રાખી હતી તેના ડહાપણનો ભભકાદાર પુરાવો રણજીતસિંઘના રાજ્યનું બંધારણ એ હતો. તે હવે પડી ભાગવાથી અટકે તેમ ન હતું. જે કામ ૧૮૦૯ માં ફતેહમંદીથી પાર ઉતર્યું હોત, તે કામ ૧૮૪૫ માં પંજાબના પૂર્ણ નાશથી તેના દેશી રાજ્યની નીચેજ અશક્ય થઈ પડ્યું. રાજ્યકારોબારમાં તદ્દન ફેરફાર કર્યા વગર એ દુઃખનું નિવારણ થાય તેમ નં હતુ: મહારાજા રણજીતસિંઘની પાછળ જે ગાદીએ બેઠા તે જેવા અશક્ત હતા તેટલેજ દરજ્જે કાઉન્સિલ ઓફ રિજન્સિ સીખ લોકોની લશ્કરી સત્તાને અટકાવવા અશક્ત હતી મુલતાનમાં બે બ્રિટિશ અમલદારોનાં ખૂન થયાં તેનું વેર લેવાનુ, ખાલસાને દબાવી દેવાનું, અને તે દેશ જોડી દેવાનું કામ કરવાનું લોર્ડ ડેલહાઉઝીના નશીબમાં લખેલું હતું. લોર્ડ આમ-

હર્સ્ટે આરાકાન અને તેનાસરીમના પરગણા લીધા હતાં તેમાં બીજી બ્રહ્મદેશની લડાઈના ફળ દાખલ તેણે પેગુ વધાર્યું. પંજાબના રાજકારોબાર ના અનુભવથી તેને દૃઢ ખાત્રી થઈ હતી કે, બ્રિટિશ સરકારના સીધાં રાજ્યવહિવટથીજ રૈયતનુ કલ્યાણ છે. તેથી તેણે ઈ. સ. ૧૮૪૮ મા સતારાનો રાજા અપુત્ર ગુજરી જતા સતારા ખાલસે કરવામા આનાકાની કરી નહિ. ઈ. સ. ૧૮૫૩ માં તેજ પ્રમાણે ભોસલે કુટુંબનો છેલ્લો નાગ-પુરનો રાજા ગુજરી ગયો. તેથી તેને પણ જોડી દીધુ અયોધ્યાના રાજાઓ પવિત્ર કોલકરારો પાળવામાં નિષ્ફળ ગયા હતા, અને ગવર્નર જનરલોના કહેવા મુજબ જેણે "લાખો માણસોને દુ:ખદાયક" રાજવહિવટ ચલાવ્યો હતો, તેને (અયોધ્યાને)પણ ખાલસા કર્યું. આ મુદ્દતને અંતે યોગ્ય રીતે આટલા મુલકો બ્રિટિશ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યા. તે બધા દરમિયાનગિરી નહિં કરવાની રાજ્યનીતિ અને દોસ્તી ધરાવનારાં દેશી રાજ્યોના સ્વતંત્રપણાના ભૂલભરેલા વીચારોના છેવટના દાખલા થઈ પડયા. ગદર પછી વારવાર દરમિયાનગિરી કરવાની રીતિ ચાલી હતી. તેજ પ્રમાણે ઈ. સ. ૧૮૫૬ પહેલાં બ્રિટિશ સરકારે રાખ્યુ હોત, અને અંધેર રાજ્ય માટે હાલ છે તેમ નાલાયક રાજ્યકર્ત્તાને ગાદીએથી ઉઠાડી મૂકવાની, અને થોડી મુદ્દત માટે જપ્તી રાખવાની શિક્ષા કરવાનું રાખ્યું હોત, તો કરાર તોડવા બદલ મુલક ખાલસા કરી નાખવાની જરૂર રહેત નહિ. સાર્વજનિક રક્ષણ કરવાનુ કામ સર્વોપરિ સત્તા ઉપર હોવાથી લાખો માણસો નાં દુ:ખ નિવારણ કરવાનાં કરતાં બીજા વિચારોથી (દુશ્મનોના) હુમલ્લાને ખુલ્લા રહેલા મુલકોને લઈ લેવાની તેને ફરજ પડી હોત. પરંતુ હિંદુસ્તાનની અંદરના દેશોમાં જ્યાં અંધેર ચાલ્યું તેને માટે ખાલસા કરી દેવાના કરતાં કાંઈક નરમ ઇલાજ લીધો હોત તો ચાલત, અને તેનો જૂદો અર્થ થવા પામત નહિ.

## ૩૯. લૉર્ડ હેસ્ટિંગ્ઝનો રાજકારોબાર.

જે મુદ્દતના રાજ્યપ્રકરણી કારોબારોને અંતે મદદ મળી તેના આ ટૂંક હેવાલને જરા વિસ્તારથી કહેવા જરૂર છે ખાસ કરીને લૉર્ડ મોઇરા, જે લૉર્ડ હેસ્ટિંગ્ઝના નામથી વધારે પ્રસિદ્ધ છે, તેના રાજ્યકારોબાર ઉપર લક્ષ દેવું યોગ્ય છે. તે ઘણી અગત્યનાં દશ વર્ષ સુધી ચાલ્યો એટલુંજ નહિ, પણ તેના વખતમાં જૂદી રીત ચાલી તે ખસુસે કરીને જોવાનું છે. મુલકો જોડી દેવા માટે તે દેખીતી રીતે વિરૂદ્ધ હતો, તોપણ તેને લાગ્યું કે ઇન્ડિયાની અંદરના રાજ્યોની સ્થિતિ જુદારાની અને આધીન એકઠની છે. ચુંથાઈ ગયેલાં દેશી રાજ્યોમાં રાજકીય બંદોબસ્ત કરવો એ સર્વોપરિ સત્તાની ફરજ છે, એ વાતનો પૂરો ખ્યાલ તેને હતો. પોતાનાજ રસમાં પોતે રુએ એમ ઇન્ડિયાનું થવા ન દેવું એમ તેને લાગ્યું. નાનાં રાજ્યો મજબૂત રાજ્યો સાથે એકત્ર થઈ જશે, અને બ્રિટિશ રાજ્યના સારા પડોશીઓ થશે એવું લૉર્ડ કોર્નવાલિસનું સ્વપ્નું હતું, તેને તે માનતો ન હતો. તેમ વળી લોકકલ્યાણાર્થે મુલકો જોડી દેવાની લૉર્ડ ડેલહાઉઝીની રીતને પણ તે પસંદ કરતો ન હતો. આ પ્રકરણના બાકીના ભાગમાં તેના રાજ કારોબારના પ્રચાર અને પરિણામોનું બયાન કરવામાં આવશે. તેણે જુદારા ની રાજ્યનીતિ સ્થાપિ, તેથી બ્રહ્મદેશ અને અફઘાન લડાઈને લીધે હિંદુસ્તાન માં આવેલાં રક્ષિત રાજ્યો ઉપર કાંઇ અસર થઈ નહિ. બ્રિટિશ ઇન્ડિયા ના રાજકીય ઇતિહાસ ઉપર તેની જે અસરો થઈ તેના વિષે વધારે ચર્ચા કરવા હવે જરૂરયાત રહેતી નથી; પરંતુ મુલકો લેવાનું કામ જે લૉર્ડ ઓકલન્ડે શરૂ કર્યું, અને લૉર્ડ ડેલહાઉઝીએ પૂરૂં કર્યું, તેમજ સીખ લોકોનું પડી ભાગવું થયું, તેથી રાજપ્રકરણી સંબંધોમાં નવું ધોરણ લાગુ કરવું પડ્યું. આ વિષે જૂદા પ્રકરણમાં વિચાર દર્શાવવામાં આવશે.

---

## ૩૯ નેપાળનુ તહનામું

લોર્ડ મોઇરાએ પોતાના હોદ્દાનુ કામ સ્વાધીન લીધુ કે તરતજ ઉત્તર તરફની સરહદની મુશ્કેલીનો નિકાલ કરવાનું તેને માથે આવી પડ્યું. તેના પૂર્વાધિકારીઓએ શાન્ત રાજરીતિ ચલાવેલી, અને તેઓ આ કામથી જાણી જોઈ દૂર રહ્યા હતા. લોર્ડ વેલસ્લિની મજબૂત રાજ-પદ્ધતિને સામું જોર લાગવાથી ઈ. સ. ૧૮૦૪માં નેપાળ સાથેની દોસ્તી છોડી દેવી પડી હતી. તેની શરતોને અમલમાં લાવવાના ઈલાજથી આ પ્રમાણે તે છૂટો થઈ ગયો હતો. તે વખતથી અયોધ્યાનો વજીર જે કંપનીનો દોસ્ત હતો, તેની સરહદ ઉપર વારવાર પેશકદમી થતી જતી હતી. તેની તકરાર માટે કોઈ દાદ દેતુ ન હતુ. છેવટે મજબૂત પહાડી લોકો નશીઅત નહિ મળવાથી હિમ્મતમાં આવ્યા, અને પોતાના પડોશીઓની નરમાશને ભૂલથી બિકણપણું ગણવા લાગ્યા. તેમણે એક બ્રિટિશ જમીનદારનો મુલક પણ લઈ લીધો. પણ લોર્ડ મિન્ટોએ ફોજ મોકલી તે અલબતા પાછો લીધો, અને તે પહાડી લોકોને હાંકી કાઢ્યા. ત્યાર બાદ બીજી પેશકદનીઓ થવા લાગી, પણ કંપનીને લડાઈ કરવા મરજી ન હતી. તેથી તેણે થોડાં વર્ષોમાં વધી ગયેલી સરહદી તકરારોના ફડચા કરવા કમીશનરો નિમવા કબૂલત આપી. તેનો ફેસલો નેપાળની વિરૂદ્ધ ગયો. તે છતાં તેણે મુલક પાછો આપ્યો નહિ. તેથી પોતાની વ્યાજબી માગણીને હથિયારથી ટેકો આપવા શિવાય લોર્ડ હેસ્ટિંગ્ઝને ઉપાય રહ્યો નહિ જે લડાઈ થઈ તે ગુરખાને નામોશીભરેલી ન હતી. લડાઈને આગળ ચલાવવા તેઓને હિમ્મત આવી. પરન્તુ તેઓને તસલ્લી થઇ કે, કંપનીના લશ્કરને તેઓના કિલ્લા દુર્ગમ્ય ન હતા, અને ઈંગ્રેજોની ધીરજને વધારે છછેડવામાં ડહાપણ ન હતું. તારીખ ૨ ડિસેમ્બર ૧૮૧૫ ના રોજ ઘડી કાઢેલા સેગોલીના તહનામા ઉપર ચોડી આનાકાની કર્યા બાદ તારીખ ૪ માર્ચ

૧૮૧૬ ના મેજ સલીઓ થઈ. એ કોલકરારોથી મુલકની પ્રાપ્તિ થઈ. સિક્કિમના કામકાજમાંથી નેપાળને દૂર રાખ્યું. કંપનીની રજા વગર ગુરખાના રાજ્યમાં બ્રિટિશ કે પરદેશી બીજા યુરોપિયનો કે અમેરિકનોને નોકરીમાં ન રાખવાનું ઠર્યું, અને એક બીજાના દરબારમાં એલચી રાખવાનો ઠરાવ કર્યો. આ તહનામું પરસ્પર દોસ્તીનું હતું. તેથી પર રાજ્ય સાથેના રાજ સંબંધમાં નેપાળ ઉપર બંધન થયા, અને યુરોપિયનોને નોકરીમાં ન રાખવાનું ઠર્યું; અને એલચીની બાબતમાં પરસ્પર સંબંધ થયો. લોર્ડ હેસ્ટિંગ્ઝના હાથથી આગળ ઉપર આધીનતાના કોલકરારો થયા તેનાથી આ બધો દેખાવ ઉલટો હતો. બહુ પૂછો તો, ટિબેટના રાજ સાથે વિલક્ષણ સંબંધોને લીધે, તેમજ તેની સ્થાનિક સ્થિતિના કારણથી નેપાળનું રાજ હિંદુસ્તાનના અવલંબિત રક્ષિત રાજ્યોના વર્ગમાથી બહાર રહેલું છે. તેની સાથે પછીથી જે વ્યવહાર ચાલ્યો તેમાં આ તફાવત અક્ષરે અક્ષર પાળવામાં આવ્યો છે. ઈ. સ. ૧૮૩૯ માં હકુમતની ગોઠવણ થઈ, ૧૮૫૫ મા ગુન્હેગારો સોપવાનો બંદોબસ્ત થયો, અથવા ૧૮૬૦ મા સેગોલીના તહનામા પ્રમાણે છેવટ જમીન પાછી આપવામા આવી, ત્યારે આ ભેદ ધ્યાનમાં રાખવામા આવ્યો હતો. નેપાળની સાથે બંદોબસ્ત થયો તેના સ્વાભાવિક પરિણામ તરીકે ૧૦ મી ફેબ્રુઆરી ૧૮૧૭નું સિક્કિમ સાથે તહનામું થયું તેમા આ બાબતનો ખાસ તફાવત પાળવામાં આવ્યો હતો. લડાઈ કે તહનામાં કરવાનો રાજહક અને બધી તકરારો કંપનીની મુનસફી ઉપર સોંપવા સિક્કિમના રાજાને ફરજ પડી.

——::-0*0-::——

## ૪૦. પિંડારી લૂંટારાઓ.

ઇન્ડિયાની ઉત્તર તરફની સરહદ નક્કી કર્યા બાદ, લોર્ડ હેસ્ટિંગ્ઝે

ને મધ્ય હિંદુસ્તાન, અને રજપુતસ્થાનની અંદર મચી રહેલી ધાલમેલથ કંપનીના રાજ માટે ડર લાગ્યો. તેથી તેને તે તરફ ધ્યાન આપવા છેર પુરસદ લેવી પડી. ઈતિહાસમાં એનાએ બનાવો ફરી બને છે તેમ આ વખત પણ થયું બ્રિટિશના મુલક ઉપર પ્રથમ હુમલા થયા હતા તેનો કડવો અનુભવ લીધા પછી, અને જ્યારે ટિપૂએ કંપનીના દોસ્ત ત્રાવણકોરના રાજા ઉપર હલ્લો કર્યો, તે વખતે તેમનો મુલક લઈ લેવાનો ટિપૂનો તાજો ઈરાદો જણાયો હતો. ત્યારે ટિપૂ સામે સ્વરક્ષણ માટે ઈ. સ. ૧૭૯૦ માં બ્રિટિશ લોકોને ત્રણ રાજાઓની દોસ્તી બાંધી લેવા જરૂર જણાઈ. ટિપૂ અને તેના બાપને કંપની સાથે કટ્ટી શત્રુતા હતી. તેનું છેવટ પરિણામ આપણે આગળ કહી ગયા તે પ્રમાણે થયું. તે હાલ છે તે પ્રમાણેનું મદ્રાસ હાતાનું બંધારણ હતું. મૈસુર, હેદરાબાદ, પેશવા, ગાયકવાડ, અને મરેઠાના એકસંપી બીજા રાજાઓ સાથે દોસ્તી થઈ. તેથી મામલો એટલો બધો ગુચવાઈ ગયો કે, વિલાયતના લોકોના મતને લીધે હિંદુસ્તાનના અધિકારીઓને પાછું હટવું ન પડ્યું હોત. તો તે રાજ્યો જોડી દીધા હોત, અથવા તો તેના ઉપર રાજ પ્રકરણી સર્વોપરિ સત્તા સજ્જડ થઈ ગઈ હોત. કામ કરવા માટે ફરીને પણ સ્વરક્ષણ એજ અનિવાર્ય ઉદ્દેશ હતો. આ ટાંકણે લોકોના મતને લીધે ઈન્ડિયાના અધિકારીઓના હાથ રોકાઈ શકાણા નહિ, એજ ભૂલ ફરીને થવા દેવામાં ડહાપણ ન હતુ તેથી કરીને કર્ણાટકની લડાઈ પછી જે પરિણામો થયા તેના કરતા પિંડારી સાથેની લડાઈના પરિણામો વધારે ચોક્સ અને વિસ્તીર્ણ અસરવાળા હતા. મરેઠા કે સીખ લોકોની માફક પિંડારીઓમાં સામુદાયિક, કે ધર્મની એક ગાંઠ ન હતી. તેઓ તો મનુષ્યરૂપે શિઆળનો સમૂહ હતા. તેઓ લૂટ અને ખૂનના શોખથી એકઠા થયેલા હતા. ચોતરફથી રક્ષણને માટે કંપનીને અરજ થયા કરતી હતી નેપાળની લડાઈમાં ગવર્નર જનરલ રોકાયો હતો. ત્યારે પણ પિંડારીઓ નર્મદા નદી ઓળંગી નાગાની બીજુમાં

પસાર થયા, અને હૈદરાબાદના રાજ્યનાં અરક્ષિત ગામોમાંથી લૂંટ કરી ગોદાવરીને કિનારે કિનારે પાછા આવ્યા હતા. ઇ. સ. ૧૮૧૬માં તેઓએ મસલીપટણ પાસે દેખાવ દીધો. જ્યાં ગયા ત્યાં તેઓએ સ્ત્રીઓ ઉપર અંતર જુલમ અને અત્યંત ક્રુરતા વાપર્યાં. લોકોના દિલને તેઓએ એટલી દહેશત ખવરાવી દીધી કે, ગંતુરના રહેવાશીઓએ તો આવા નિર્દય હરામીહલાલી અને ગરણીઆના હાથમાં આવવાને બદલે પોતે સળગાવેલી અગ્નિની જ્વાળામા પોતાના ઘરબાર બાળી નાખ્યાં, અને પોતે તેમાં બળી મુવા. રક્ષિત હિન્દુસ્થાની પેલી તરફથી, રક્ષિત દોસ્તોના રાજ્યોમાથી. અને ખાલસા કરેલા પરગણાંમાથી મદદ માટે બ્રિટિશ સરકારને અત્યત દયામણી બૂમો આવવા લાગી પરન્તુ પિંડારીના ઘાતકીપણાનો ઉભરો, જેને ઇતિહાસમાં લડાઈનું રૂડું નામ આપેલું છે, તે મર્યાદાવર્તુલની રાજ્યપદ્ધતિ સાથે નિકટનો સબંધ ધરાવતો હતો. દરમિયાનગિરી નહિ કરવાની રાજ્યરીતિનો ત્યાગ કર્યા શિવાય તે દબાય તેમ ન હતો કપનીએ પોતાની હદમાનુ અધેર બેસારી દીધુ હતું, અને તેની બહારના રાજકાર્યો માટે ચિંતા રાખી ન હતી, તેથી ચક્રવર્તિ વ્યાજે આવી સ્થિતિ પેદા થઈ હતી પિંડારી લોકોને ફાંસીએ દેવા ઘટતા હતા. તેમ કર્યા પહેલાં લોર્ડ કોર્નવાલિસ અને તેના મતવાળાઓએ બાધેલી ગ્રન્થી છોડવાની હતી.

——::o·——

## ૪૨. દોસ્તી બહારના રાજ્યોએ આપેલો આશ્રય.

પેસ્તર કહી ગયા છિએ તે પ્રમાણે મજબૂત રાજ્યો નાનાં રાજ્યોને ગળત કરી જાય તે જોવાને લોર્ડ કોર્નવાલિસ તૈયાર થઇ રહ્યો હતો. મધ્ય હિદુસ્તાન અને રજપુતસ્થાન તેના મહાભારત પ્રયોગની રંગભૂમિ થવાને નિર્માણેલા હતાં. તારીખ ૨૨મી નવેંબર ૧૮૦૫ના સિંધિઆ સાથે મુસ્તફાપુરના તહનામાની આઠમી કલમથી હિંદુસ્તાનની સરકાર બંધાઇ હતી કે, “ઉદેપુર, જોધપુર, કોટા કે સિંધિઆને ખડણી ભરનારા માળવા, મેવાર,

અથવા મારવાડનાં બીજાં રાજ્યો સાથે તહનામું કરવું નહિ." અને "તે રાજા સાથે સિંધિઆ જે બંદોબસ્ત કરે તેમાં કોઇ પ્રકારે વચ્ચમાં આવવું નહિ." સતલજ ઉપર થઈને જસવંતરાઓ હોલ્કરને લોર્ડ લેકની વિજયી સેનાએ બિઆને કિનારે હાંકી કાઢયો હતો. તારીખ ૨૪મી ડિસેંબર ૧૮૦૫ નું હોલ્કર સાથે તહનામું થયું તે અનુસાર શાન્ત સર જ્યોર્જ બારલોએ કબૂલ કર્યું હતું કે, "ચંબલની દક્ષિણ તરફના રાજાઓ સાથે સબંધ રાખવો નથી." છેવટ પુનાના પેશવા સાથેના ચાલતા કોલકરારનો જે ભાવાર્થ હતો તેજ તેની સત્તાની કબૂલતનો ભાવાર્થ રહ્યો. કેમકે તારીખ ૩૧મી ડિસેંમર ૧૮૦૨ના વસઈના તહનામાને મથાળે લખેલા કારણ ભાગમા બન્ને સરકારના "દોસ્તીવાળાં અને અવલબિત રાજ્યો" એવા શબ્દો લખ્યા હતા. વળી ૧૪મી કલમમાં બ્રિટિશ સરકારે અર્ધી મારી માગ્યા જેવું કર્યું હતું; અને "રાવ પંડિત પ્રધાન બહાદૂરના વ્યાજબી હક્ક, કે દાવાને રદ્દ કરવાના ઇરાદા વગર યોજી કાઢેલ અને ઘડી કાઢેલ" ગાયકવાડ સાથેના તહનામા માટે મંજૂરી માગી. વળી જનરલ વેલસ્લિએ મહારાજા સિંધિઆને અચ્છી રીતે હરાવ્યો ત્યાર બાદ "સરજેઅ્જનગામના તહનામાથી આપેલા" સિંધિઆના કિલ્લા, મુલકો, અને હક્ક ઉપર કંપનીની હમેશની સત્તા મરેઠાના એકસપના મુખીએ તારીખ ૧૪મી મે ૧૮૦૪ના પુનાના વહેંચણના તહનામાથી કબૂલ રાખી. આ પ્રમાણે "સેટલમેન્ટો" કરવાનો હક્ક દોસ્તીવાળાં રાજ્યો પાસે કંપનીએ રહેવા દીધો હતો, અને પોતે આવા જૂદા જૂદા કોલકરારોથી હાથે પગે બંધાઈ ગઈ હતી. તાજા કોલકરારો ન થાય, તો દરમિયાનગિરીને અભાવે મર્યાદાવર્તૂલની બહારના વિસ્તીર્ણ દેશમાં રાજકીય સત્તાને માટે જોસભેર યુદ્ધ ચાલે તેમ હતું. પછી બ્રિટિશ મુલકોમાંથી કે સુધારાની અસર શરૂ થયેલા રક્ષિત રાજ્યોમાંથી હાંકી કાઢેલા નશીબદાર સિપાઈઓ, હરામીહલાલી અને લૂંટારાઓ મધ્ય

હિંદુસ્તાનના મુડદાની આસપાસ એકઠા થયા; અને અમીરખાન, ચિંતુ, કે બીજો કોઇ લડાઈની લૂટ અને સુલેહના સુખથી તાલેવર થયેલા પરગણાં માંથી ચોરેલો માલ આપવાનું વચન દેનાર સરદાર મળ્યો, તેની સાથે તેઓ સામેલ થયા, એમાં કાંઈ આશ્ચર્ય થવા જેવું નથી.

પિંડારીની અને છેવટની મરેઠાઓની લડાઇઓ આ પ્રમાણે અભેદ્ય રીતે જોડાયેલી હતી. રક્ષિત રાજની બહારના દેશ ઉપર હુમલો કર્યા-થીજ કંપની અને તેના દોસ્તોના મુલકો ઉપર હલ્લા કરનાર લૂંટારાઓ નાં ટોળાં ઉપર ચઢાઈ થઇ શકે તેમ હતું થોડા ભાગમાં બંદોબસ્ત કરવા થી કાંઈ ફળ ન હતું. મધ્ય હિંદુસ્તાનમાં બંદોબસ્ત કરવાની અવશ્ય જરૂર હતી. બંદોબસ્ત થયા પછી તે જાળવી રાખવા માટે રક્ષિત રાજ્યોને કબૂલ કરવા, કે તેથી વધારે કરીએ તો ઉત્પન્ન કરવા, અને રાજ્યો વચ્ચે જૂદાઇ રાખવા જરૂર હતી. હિંદુસ્તાનના તહનામાંના નકશા ઉપર ગ્વાલિયર અને ઇંદોર તો મોટે અક્ષરે લખ્યાં હતાં. પણ અલ્વર, ધોલપુર, અને ભરતપુર જે આગ્રાની પડોશમાં પૂર્વે રજપુતસ્થાનમાં આવેલા છે, તેજ માત્ર "ત્રીટિની બૂક" માં લખેલાં હતાં. બાકીનાંને હવે રજપુત રાજકુટુંબો માં લખવાની જરૂર હતી. તેમજ મધ્ય હિંદુસ્તાનના નકશાના વિભાગો બતાવવાની પણ જરૂર હતી. ઇલકાબ બક્ષવાનો દિલ્હિના બાદશાહનો હક્ક કાઢી નાખવામાં આવ્યો હતો. તેથી પેશવાના અખત્યારની છાયા માત્ર રહી હતી. તે પણ એકદમ નાબુદ કરવાની હતી. પાણીપતના અબ્દાલીઓ સામે મરેઠાના એકસંપનું કાંઈ ચાલ્યું ન હતું, પરંતુ હવે તો તેને વેપારીની મુત્સદીગિરીથી, અને લશ્કરી સત્તાથી મોટો ધક્કો પહોંચવાનો હતો. એક અનિવાર્ય રાજ્ય ફેરફાર થવાનો હતો, તેથી દરમિયાનગિરી નહિ કરવાની રાજ્યપદ્ધતિના ટુકડેટુકડા થવાના હતા, અને દક્ષિણમાં જેમ થયું હતું તેમ સ્વરક્ષણના જુસ્સાથી હિંદુસ્તાનની મધ્યમાં બ્રિટિશ

રાજની સર્વોપરિ સત્તા સ્થાપિત કરવાની હતી. ખરૂં કહિએ તો તેને પ્રસગ પિંડારી લોકોના તોફાનથી મળી આવ્યો ગણાય

——:0:——

## ૪૨. મરેઠા સત્તાધીશો સાથે થયેલા રાજકીય બદોબસ્તનો ક્રમ.

પુનાને મથકે આવેલા મરેઠાના એકસપના મુખી સાથે મસલહત ચલાવવી શરૂ થઈ. પેશવાએ માઉન્ટસ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન સાથે ૧૩મી જૂન ૧૮૧૭ ના રોજ તહનામું કર્યું. તેથી વસઈનું તહનામુ મન્જૂર રાખવામાં આવ્યું, ત્રિંબકજીને સોંપી દેવાનું માથે લીધુ, ગાયકવાડ સામેના સઘળા દાવા છોડી દીધા, અને "કંટિનજન્ટ" ફોજના બદલામા જમીન આપી. પરન્તુ હાલના હેતુ માટે તો ચોથી કલમ અગત્યની હતી. તેની અંદર તેણે "પોતાને માટે તેમજ પોતાના વારસ અને હવે પછી ગાદી ઉપર થનારા માટે મરેઠાના એકસપનું વિસર્જન કરવું બધી રીતે કબૂલ રાખ્યુ; અને મરેઠા રાજ્યના ઉપરી તરીકે અગર બીજા કારણસર મરેઠા રાજ્યો સાથેનો તમામ સંબધ છોડી દીધો." આ પ્રમાણે મુબઈ હાતામાં આવેલાં કોલાપુર અને સાવંતવાડીનાં રાજ્યોને, અને ગ્વાલિયર, ઇદોર, નાગપુર, અને વડોદરાના ચાર મોટાં રાજ્યોને એકસંપમાથી રીતસર અલગ કરી દેવામાં આવ્યાં. તેમાં સૌથી બલિષ્ટ રાજ્ય બેશક સિંધિઆનુ હતું. તેથી ચોમાસું બધ થતાં તરત એક જોરાવર ફોજ લઇ લોર્ડ હેસ્ટિંગ્ઝે તેના પાયતખ્ત તરફ કુચ કરી. તારીખ ૫મી નવેબર ૧૮૧૭ ના રોજ ગ્વાલિયરના તહનામા ઉપર સિંધિઆએ સહી કરી. ગવર્નર જનરલે તે પોતાના કંપુમાં ચોવીસ કલાકની અદર મંજુર રાખી. "બ્રિટિશ સરકાર અને મહારાજા આલીજાહ દોલતરાઓ સિંધિઆ બહાદૂરની પરસ્પર ઇચ્છા થઈ છે કે, પિંડારી લોકોની લૂંટફાટોને દબાવી દેવી, અને ઇન્ડિયાના દરેક ભાગમાં લૂંટનું ચાલતું ધોરણ પાછું સજીવન થવા ન પામે, અને નષ્ટ થાય માટે," કબૂલ કરવામાં આવે છે કે, બન્ને પક્ષકારો-

એ સાથે મળી બંદોબસ્ત કરવો, સિન્ધિયા અને અમીરગઢના કિલ્લાઓમાં બ્રિટિશ ફોજો દાખલ કરવી, મહારાજાને ખર્ચે ૫૦૦૦ સ્વારો રાખવા, અને તેના લશ્કરે ચોક્કસ ઠેકાણે થાણા રાખવાં. તે ઉપરાંત રજપુતસ્થાનમાં બ્રિટિશોના વ્યવહાર ઉપર અંકુશો હતા તે દૂર કર્યા. " ઉદેપુર, જોધપુર, કોટા, બુંદી, અને ચંબલ નદીના ડાબી તરફના કિનારા ઉપરના બીજાં રાજ્યો સાથે કોલકરારો કરવાને બ્રિટિશ સરકારને સદર પરવાનગી મળી," એ પણ નક્કી થયું. આ તહનામુ થયુ તેજ દિવસે કંપનીના મુલકોની મજબૂતી માટે, અને લશ્કરી સહાયતા માટે વડોદરાના રેઝિડેન્ટે એક તહનામા ઉપર સહી કરી. વળી તેજ દિવસે પેશવાએ છેલ્લો ધડાકો બોલાવ્યો. તેણે દગલબાજી કરી રેઝિડેન્ટ ઉપર હલ્લો કર્યો. તારીખ ૫ નવેંબર ૧૮૧૭ના રોજ ખડકી પાસે તેને હરાવ્યો. થોડા માસ પછી તેના નશીબ પ્રમાણે તે ઇંગ્રેજ સરકારનો પેનશનર થઈ ગયો. આ દાખલાનો ડર નહિ રાખી નાગપુરના રાજા આપાસાહેબે નાગપુરની રેઝિડેન્સિ ઉપર હલ્લો કર્યો; અને જો કે બન્નેની ફોજોમાં મોટો તફાવત હતો, તોપણ સીતાબલ્દીની લડાઇમાં તેણે મોટી શિકસ્ત ખાધી. તારીખ ૬ ઠ્ઠી જાન્યુઆરી ૧૮૧૮ના રોજ તેને એક કામચલાઉ તહનામા ઉપર સહી કરવા ફરજ પડી. તેની રૂએ ગવર્નર જનરલની મરજી જણાયા સુધી તેને મસનદ ઉપર કાયમ રહેવા દીધો. દરમિયાન રેઝિડેન્ટના ભરોંસાના કારભારીના હસ્તક રાજ્યવહિવટ રાખવા તેને જરૂર પાડી. મેહિદપુરની ભારે હાર ખાધા બાદ તેજ દિવસે મંદીસરના તહનામા ઉપર હોલ્કરે સહી કરી. તેથી રજપુત રાજાઓ ઉપરની તેની સત્તા બ્રિટિશને મળી. અમીરખાન સાથે થયેલા કોલકરારો તેને કબૂલ રાખવા પડ્યા, તે પણ લક્ષમાં રાખવું જોઈએ. આખરે હોલ્કરને આધીન જૂદારાની સ્થિતિનો અંગીકાર કરવો પડ્યો.

——oOo——

## ૪૩ રજપુતસ્થાન અને મધ્ય ઈન્ડિયાનો બંદોબસ્ત.

આવાં સાધનોથી લોર્ડ હેસ્ટિંગ્ઝે તે વખત માટે તો સિંધિઆને અલગ પાડી દીધો મ્હોટી ફોજની હાજરીને લીધે કહ્યા પ્રમાણે તેને શરતો મંજૂર કરવી પડી પેશવા અને તેના ઈંદોર અને નાગપુરવાળા બન્ને દોસ્તોને નાશવું પડયુ, અથવા તો તાબે થવુ પડયું. વડોદરાની અગત્યતા બીજા દરજ્જાની હતી. કેમકે તેની ફોજનો ડર તેના પડોશીઓ કરતાં તેને પોતાનેજ વધારે હતો આનંદરાઓ ગાયકવાડની જીંદગીનો અંત આવવાની તૈયારી હતી. તેને તેના પગારદાર આરબોએ કેટલાંક વર્ષો થયાં કેદ રાખ્યો હતો. બ્રિટિશ લશ્કરે તેઓને તાબે કર્યા, અને તેના ચડત પગારનો ચુકાવો કર્યો. ત્યાર બાદ આનંદરાઓ તેના દરબારી લોકોની ખટપટની રહેમ તળે આવી પડ્યા. તેથી તેની રાજ્યનીતિ બ્રિટિશ રેઝિડેન્ટના દોરવા પ્રમાણે ચાલવા લાગી. આ પ્રમાણે હોવાથી મરેઠા તરફથી તો કાંઈ ડર રાખવા કારણ રહ્યુ નહિ લોર્ડ હેસ્ટિંગ્ઝે પોતાની હમેશની ચાલાકીથી મધ્ય ઈન્ડિયા, અને રજપુતસ્થાનનો બંદોબસ્ત કરવાનું કામ તરતજ માથે લીધુ ભોપાળનો નવાબ, જેણે ઈ. સ. ૧૮૦૯માં બ્રિટિશ રક્ષણ માટે ફોકટ ઈચ્છા રાખી હતી, અને જેણે આગળ બતાવ્યા પ્રમાણે પોતાના શહેરનો બહાદૂરીથી બચાવ કર્યો હતો, તે તો ગુજરી ગયો હતો. સિંધિઆ અને ભોંસ્લેના હલ્લામાંથી બચાવ કરવા માટે અંગ્રેજો દરમિયાનગિરી નહિ કરતા હતા. તેથી તેને પિંડારીની મદદ લેવા જરૂર પડી હતી. તેના બેટા નઝરમહમદને ગવર્નર જનરલના પ્રતિનિધિએ તારીખ ૧૩મી અક્ટોબર ૧૮૧૭ના રોજ આ પ્રમાણે લખ્યુ:– "પિંડારીઓની લૂંટફાટ દબાવી દેવા, અને હિંદુસ્તાનના દરેક ભાગમાં લૂંટનું ધોરણ બંધ કરવા બ્રિટિશ સરકારે હવે મજબૂત ઠરાવ કર્યો છે. તે કામ માટે દરેક બાજુથી બ્રિટિશ લશ્કર માળવામાં એકઠું કરવામા આવે છે. તેથી દરેક રાજ્યે જાહેર કરવુ જોઇએ કે, તે દોસ્ત છે કે દુશ્મન

છે. આ કામમાં જે ખંતથી મદદ નહિ કરશે તેને દુશ્મન ગણવામાં આવશે." બ્રિટિશ દોસ્તીમાં દાખલ થવા તેને કહેવામાં આવ્યું, તે તેણે કબૂલ રાખ્યું. તારીખ ૨૬મી ફેબ્રુઆરી ૧૮૧૮ સુધી આધીન સહાયતાના તહનામામાં તેણે સહી કરી નહિ, તોપણ તારીખ ૨૮મી ડિસેમ્બર ૧૮૧૭ના લોર્ડ હેસ્ટિંગ્ઝના પત્રથી ભોપાળ બ્રિટિશ રક્ષણમાં આવ્યું. પિંડારી લોકો ઉપર તે પછી ઘા પડ્યો. તેની અસર ઈન્દોર ઉપર થઈ. અમીરખાં "નવાબ" કહેવાતો હતો. લૂટારાઓમાં તે મુખ્ય હતો. લોર્ડ કાર્નવાલિસ અને તેની પછી થનારા ગવર્નર જનરલોએ તેને છૂટો રાખેલો, તે વાતનો તેણે સારો ઉપયોગ કરી નવાબનો દરજ્જો હાલ ધારણ કરી લીધો હતો. વળી હથિઆરને બળે તેણે મ્હોટા મુલકનો કબજો પણ મેળવ્યો હતો. તેને તારીખ ૯મી નવેમ્બર ૧૮૧૭ના રોજ પોતાનું રાજ્ય સુધારવાની શરતે રક્ષણમા દાખલ કરવામાં આવ્યો. લૂંટફાટ કરવાની આદત છોડી દેવી, તેની અવ્યવસ્થિત ફોજને રજા આપવી, બ્રિટિશ સરકાર ફરમાવે તેમ રાજકીય સંબંધ રાખવો, અને કહે ત્યારે બાકીનું લશ્કર કંપનીને મરજી પડે તે પ્રમાણે ઉપયોગમાં લેવા આપવું, એ શરતોથી ટોંકના નવા રાજ્યકર્તાને, કંપનીને હોલ્કર પાસેથી મળેલો હતો તે મુલક આપ્યો, તે સાથે રામપુરાનો કિલ્લો અને પરગણું વધાર્યાં, અને ત્રણ લાખ રૂપીઆ રોકડાની બક્ષિસ આપી. આ પ્રમાણે તેણે કબૂલ રાખ્યું. તેથી પિંડારીઓને તોપો સહિત ત્રીશ હજાર માણસોની અને તેની બળવાન બુદ્ધિની ખામી આવી. ચિતુ પાસે એક વખત દશ હજાર લશ્કર હતું. આખરે તે જંગલમાં મરણ પામ્યો. કરીમ ખાને આવી શરણે થયો. તેનું સંખ્યાબંધ અવ્યવસ્થિત લશ્કર નાશ પામ્યું. તે બધાનો સવિસ્તર હેવાલ અત્રે આપવાની જરૂર નથી. માળવાના લોકોની સ્થિતિનો ઢંગ ન હોવાથી પિંડારીનું યુદ્ધ મહત્વતાવાળું થઈ પડ્યું. હમેશને ... તેનું મૂળ

કાઢી નાખવામાં સેનાપતિઓની ફતેહો કરતાં રાજકીય બંદોબસ્તનો ઈલાજ વધારે ઉપયોગમાં આવ્યો. પુનાના તહનામાના પરિણામ દાખલ રજપૂત રાજ્યો પૈકી કરોલીનુ રાજ્ય પ્રથમ રક્ષણ તળે આવ્યું. મરેઠા ફઉજે સાથેના ખંડણીના સંબધોને લીધે કોટાને ઘણું દુખ વેઠવું પડયુ હતું, તે પણ તારીખ ૨૫મી ડિસેમ્બર ૧૮૧૭ના રોજ રક્ષણમાં દાખલ થયું. તેની પછી જોધપુર પણ તારીખ ૬ ઠ્ઠી જાન્યુઆરી ૧૮૧૮મા દાખલ થયું ઉદેપુર, બુંદી, (જે ટોંકની દક્ષિણે હોવાથી પિંડારી લોકોને નાશી જવાનુ બધ કરવામાં મદદગાર થયું હતું) બિકાનેર, અને કિસનગઢ તહનામાન નકશામા અનુક્રમે દાખલ થયાં. જેપુરે જે નોકરી કરી હતી તે લોર્ડ ડેકના જાણવામા હતી તેના મજબૂત વાંધા છતાં સર જ્યોર્જ બાર્લોએ જેપુર સાથેની દોસ્તી તોડી નાખી હતી. તે ધ્યાનમાં રાખી રક્ષણ તળે આવવા જેપુરે આ વખતે આનાકાની કરી, પરન્તુ રાજ્યનો અખત્યા દબાવી પડનારા અમીરોની સત્તા, અને બીજાં રજપૂત રાજ્યોના દાખલાથ અપ્રિલ માસમાં મહારાજાના વહેમો દૂર થયા. તે વર્ષ પુરૂં થયા પહેલા પરતાપગઢ, ડુંગરપુર, જેસલમેર, અને વાંસવાડાના રાજાઓ પણ રક્ષણ તળે આવી ગયા. મધ્ય ઈન્ડિયામાં પણ તેટલીજ ત્વરાથી બંદોબસ્તનું કામ ચાલ્યું. ધાર અને દેવાસનાં રાજ્યોને તાબાના દોસ્તો તરીકે કબૂલ રાખ્યાં હોલ્કર સાથે તહનામુ થયુ, તેમાં જાઉરાના રાજ્યને અભગ રાખવા જામિનગતુ આપ્યુ હતું. રજપુતસ્થાનમાં તો સોળ રાજ્યો કબૂલ રાખવા લોર્ડ હેસ્ટિંગ્ઝને બસ લાગ્યુ હતુ તેમાં લોર્ડ આમહર્સ્ટે સિરોહી વધાર્યું. ટોંકથી ઝાલાવાડને અલગ રાખ્યુ હતું તે, અને બીજાં બે રાજ્યો ત્યાર બાદ ઉમેરવામા આવ્યાં હતાં. પરન્તુ મધ્ય ઈન્ડિયામાં તો તેનો બંદોબસ્ત એવો બારીક અને ચોકસ ન હતો. માંહોમાંહેની અને લૂટારાઓની લડાઈથી રાજકીય ચિન્હો જેમા નાબુદ થઈ ગયેલા એવા આ મ્હોટા દેશમાંના દરેક

બાગને સુવ્યવસ્થિત રાખનાર તરીકે મૂક્યો, એ તેની નીત હતી તેથી રાજપના ખોખામાંથી ૧૪૫ રાજ્યો પેદા થયાં. તે બધાં હાલ મધ્ય ઇન્ડિયાના ગવર્નર જનરલના એજન્ટના તાબામાં રાખવામા આવેલાં છે. બુંદેલખંડમાં પ્રસિદ્ધ રાજ્યો તેહરી, દતિઆ, અને સમથરનાં છે તેવા બાધેલખંડમા આવેલુ છે. તે સાથે બ્રિટિશનો સબંધ ઘણી મુદ્દત પહેલા જોડાઈ ગયો હતો. તેમાંથી પેશવાની સત્તા ગઇ હતી એટલે જરૂરયાત પ્રમાણે તેમની સાથેના કોલકરારોમાં વધારો કરવામા આવ્યો.

———::-o*o-::———

## ૪૪. ગુજરાતનો બંદોબસ્ત.

પિંડારીના યુદ્ધને મરેઠાઓએ ઉત્તેજન આપ્યુ, પરંતુ તેથી દરમિયાનગિરી નહિ કરવાની રાજ્યનીતિની પડતી દશા થઇ સિંધ અથવા દૂરના પંજાબ શિવાય બીજાં રાજ્યોને મજબૂત કરવા લોર્ડ કોર્નવાલિસ ઇન્તેજાર હતો, તથાપિ તેમ કરવા હિંદુસ્તાનના નક્શામાં જગો રહી ન હતી. લોર્ડ હેસ્ટિંગ્સે રજપુતસ્થાન સાથે તાબાની દોસ્તી કરી લીધી હતી એટલુજ નહિ, પણ મધ્ય ઇન્ડિયામાં આવેલા મુલકોમા તેણે હકુમતોની જાળ બાંધી દીધી હતી. મધ્ય ઇન્ડિયામા આવેલાં મધ્યસ્થ રાજ્યોમાં બંદોબસ્ત થયો તેની સુવિસ્તર હકીકત આપવા જરૂર નથી. સને ૧૮૧૮ના જૂન માસમાં પેશવાએ મરેઠાની સત્તા ઉપરથી હાથ ઉઠાવી લીધો હતો. તે સત્તા સજીવન ન થાય તે માટે અટકાયત તરીકે સખ્યાબધ રજપુત રાજ્યો રાખવાં એ ડહાપણ ભરેલી રાજ્યનીતિ હતી. તોપણ એ બધાના હક્ક કબૂલ રાખવાનું મુખ્ય કારણ એ હતુ કે, ઈ. સ ૧૮૧૮માં જે રાજ્યોએ બ્રિટિશ રક્ષણ માટે માગણી કરી તે મ્હોટા રાજ્યોની માગણી માફક વ્યાજબી હતી. તેથી તેઓએ રક્ષણની શરતો કબૂલ કરી. મ્હોટાં રાજ્યો સાથે સબંધ જોડનારો બીજી રીતનો બંદોબસ્ત થયો હોત, તો તેવા બંદોબસ્ત સામે તેઓએ ફતેહ-

મંદીથી તાબે થવાની તારીખ સુધી સામનો કર્યો હતો માટે સર્વ ઠેકાણે અઘેર ચાલત, અને તેની પણ સામે થાત. મધ્ય ઈન્ડિયામાં દાખલ થયેલ બંદોબસ્તનુ ધોરણ મુબઈ હાતામાના ગુજરાતનાં રાજ્યોમા દાખલ કરવામાં આવ્યુ. તેની અસર કચ્છ સાથેના બ્રિટિશ વ્યવહાર ઉપર પણ થઈ પુનાના તહનામાથી બ્રિટિશ સરકારને વડોદરા સાથેના વ્યવહારમા સને ૧૮૧૭માં છુટ મળી હતી, એ વાત પ્રથમ આવી ગઈ છે. તે ઉપરાત પેશવા પાસેથી તેને "એ તહનામાના પરિશિષ્ટમાં દર્શાવેલા મુલકો અને હક્કો પ્રાપ્ત થયા, અને તેમા લખેલા દેશો ઉપરના તમામ જાતના દાવા અને હક્ક, અને ત્યાના મુખી અને ભોમીઆ સાથેનો સબધ પેશવા સરકારે છોડી દીધા." તે પરિશિષ્ટમા આ પ્રમાણે પણ શરત લખી હતી "મહારાજા રાઓ પડિત પ્રધાન બહાદુરના અમદાવાદ અને ઓરપાડ, અને ગાયકવાડને અપાતી વાર્ષિક ખડણી શિવાયના ગુજરાતમાના સઘળા હક્ક અને દેશો." તે તહ- નામાની પદરમી કલમમાં લખ્યું હતુ કે "કાઠિયાવાડ ઉપરની ખંડણી બ્રિટિશ સરકારને આપવામા આવી છે." કાઠિયાવાડમાં ચાલતો બદોબસ્ત દેખીતી રીતે કામચલાઉ હતો પેશવાની ખંડણી ઉઘરાવવાનો ઈજારો ગાયકવાડે રાખ્યો હતો. તે શિવાય પણ ગાયકવાડ પોતાના સ્વતંત્ર હક્ક ઉઘરાવતા હતા. પુનાના દરબાર તરફથી તેને હરકત થાય તેમ હવે રહ્યુ ન હતુ, કેમકે કંપનીએ કરેલા તહનામાથી તેનુ રક્ષણ કરવાનુ હતું. મધ્ય ઈન્ડિયામા સર્વોપરિ સત્તા માટે યુદ્ધ ચાલ્યુ, તેમાં ગાયકવાડ ભાગ લઇ શકે તેમ ન હતુ, કારણકે પર્વતો અને જંગલોના લીધે માળવાથી તેનો મુલક અલગ પડેલો હતો વળી પોતાની નબળી સ્થિતિ પણ પોતાના જાણવામાં હતી. તેથી સાર્વજનિક શત્રુ સાથે ગાયકવાડે લડાઈ નહિ કરતાં જે રાજ્યોનુ રક્ષણ કરવાનું તેનું કામ હતું, તેજ ખંડણી ભરનારાં રાજ્યો સામે તેણે પોતાની ફોજો મોકલવાનું રાખ્યુ. દરેક સાલ મુલકગિરીની ફોજો તેના સરદારો લઈ જતા હતા. તેઓ ખેડુતો

તથા જમીનદારો પાસેથી અને તેટલી નાણાંની રકમો કઢાવતા હતા. ખંડણી અથવા ઘાસદાણો આપનારા રાજાઓ, લોકો, અથવા ગામડાનાં નામો ઉતારી ફોજના સરદારોને આપવામાં આવતાં હતાં. અરક્ષિત લોકો ઉપર પેઠ માફક પડેલી ફોજોને રાજી રાખવા, અને ખોરાકી પૂરી પાડવાનાં ખર્ચા તે ઉપરાંત વસૂલ લેવામાં આવતા હતાં. ખંડણીનો આંકડો મુકરર કરવા સને ૧૮૦૭ માં ઇંગ્રેજ અમલદારોએ કાઠિયાવાડમાં મુલકગિરીની ફોજ સાથે એક કમિશનર મોકલ્યો. તેણે ખંડણીઆ રાજ્યો પાસેથી ફેલજામિન નામના દસ્તાવેજો તેમની હદની અંદર તેમની સારી વર્તણુંક અને સુલેહ અને બંદોબસ્ત રાખવાને માટે કરાવી લીધા. ખંડણી વખતસર ભરવા સારૂં દશ વર્ષ માટે તેમની પાસેથી જામિન લીધા. ઈ. સ. ૧૮૦૮ મા પોરબંદર અને નવાનગરનાં દરીઆ કાંઠે આવેલાં રાજ્યોએ ચાંચીઆગીરી છોડી દેવા માટે કોલકરાર કરી આપ્યા ૧૮૧૭ માં પેશવાના હકો હસ્તગત કરી લઈ કાઠિયાવાડના સપૂર્ણ બંદોબસ્ત માટે નડતી પ્રથમની અડચણ દૂર કરી. ગાયકવાડને દરમિયાન આવતાં અટકાવવાને હવે કાંઈક કરવાનું મુંબઈ સરકારને બાકી રહ્યુ, તે કામ તારીખ ૩જી અપ્રિલ ૧૮૨૦ ના અગત્યના કોલકરારથી સંપાદિત થયુ માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટને તે કોલકરારો વડોદરા પાસે કબૂલ કરાવ્યા. તે આ પ્રમાણે હતા "દેશની આબાદી, સુલેહ, અને નિર્ભયતા વધારવા અને કાઠિયાવાડ અને મહીકાંઠાની ખંડણી વસૂલ કરવામા ગાયકવાડ સરકારને તકલીફ ન પડે અને સહેલાઈ થાય તે સારૂં બ્રિટિશ સરકાર સાથે એવી ગોઠવણ કરવામાં આવી છે કે, મહારાજા શિયાજીરાઓ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદૂરે કંપનીની સમત્તિ શિવાય એ બે દેશના રાજા પાસેથી ખંડણી ઉઘરાવવા ફોજો મોકલવી નહિ, અને કંપની સરકારની મંજૂરી વગર તે દેશોના જમીનદારો કે બીજાઓ ઉપર દાવા કરવા નહિ" બીજી તરફથી કંપનીએ કબૂલત આપી કે, બંદોબસ્ત પ્રમાણે મુકરર થયેલી ખંડણી વગર

ખર્ચે વસૂલ કરી ગાયકવાડને આપવી. દામોદર ગોરધન વિ. દેવરામ કાનજીના કેસમાં પ્રિવિ કાઉન્સિલ તરફથી લૉર્ડ સેલબર્નના વાપરેલા શબ્દોમાં બોલીએ તો, “ તે તારીખથી કાઠિયાવાડ ઉપરની સર્વોપરિ સત્તા ( પેશવા અથવા ગાયકવાડના હસ્તક પેસ્તર રહી હતી તેટલે દરજ્જે ) માત્ર બ્રિટિશ સરકારે ચલાવવાનું રાખ્યું. ” આ પ્રમાણે બ્રિટિશ સરકાર ગુજરાતમાં ધણીરણી થઈ. તેની ચાર પોલિટિકલ એજન્સિઓ કરેલી છે. તેનાં નામ કાઠિયાવાડ, મહિકાંઠા, રેવાકાંઠા, અને પાલણપુર છે. મધ્ય ઈન્ડિયાની માફક તેમા પણ ચાલતી સ્થિતિ કબૂલ રાખી. તારીખ ૨જી મે સને ૧૮૬૫ના સયુક્ત રિપોર્ટના શબ્દોમાં કહીએ તો, “ લોકો અને સયુક્ત મડળો તેમજ ગામો, જે તેમના પડોશીથી ભાગ્યેજ જૂદાં પડતાં હતાં, અને ઘાસદાણા નામની ખંડણીનો હિસ્સો આપતાં હતાં તે શિવાય બીજી રીતે ગાયકવાડ સરકારના તાબામાં હતાં, તે સઘળાં રાજ્યો દાખલ ગણાવા શરૂ થયાં. ગુજરાતમાં જબરદસ્ત રાજ્યનીતિ, કે ધકકો ખમનારાં રાજ્યો રાખવા માટે સવાલ રહ્યો ન હતો. જો લૉર્ડ કોર્નવાલિસના મનસુબાને યોગ્ય રીતે છેવટે પહોચાડવામાં આવ્યો હોત, તો બ્રિટિશ સરકારના વધારે મજબૂત બધારણમાં કાઠિયાવાડ અને મહિકાંઠા પૂરી રીતે ગળત થઈ ગયાં હોત. પરન્તુ લૉર્ડ હેસ્ટિંગ્ઝે શુદ્ધબુદ્ધિ અને સરખાપણું રાખ્યાં. તેની પછી થનારાઓએ ગુજરાતનાં નબળા અને સંખ્યાબંધ રાજ્યોને “ મહેનત લઈ ટેકો આપ્યો. ” ખાલસા સાથે જોડાઇ જવાની ભમરીમાં પડવામાંથી તેમને બચાવવા માટે દરેક જાતનો યત્ન કરવામાં આવ્યો. કાયદાને આધારે નહિ, પરન્તુ રાજકીય કૃત્યો અથવા અધિકારની રૂએ સ્થપાયેલી પોલિટિકલ કોર્ટોએ નાનાં રાજ્યોની કોરટો ઉપર દાબ રાખ્યો છે, અને તેમને મદદ કરે છે. મોટાં રાજ્યોનાં હિત રહેલાં હોય એવા અમુક કેસો સંયુક્ત, અથવા રાજસ્થાનિક કોર્ટને સોપવામાં આવે છે. તેના પ્રમુખ દાખલ કામ કરવા એક બ્રિટિશ અમલદાર આપવામાં આવે છે. આવી યોજનાથી

અને પોલિટિકલ અમલદારોની તત્પર સલાહની મદદથી સેંકડો નાનાં રાજ્યો લોર્ડ હેસ્ટિંગ્ઝના ધોરણની રૂએ તહનામાંના નકશામાં દાખલ થયાં છે તે બધા અદ્યાપિ પોતાની સત્તા જાળવી રહ્યા છે.

—:૦:—

## ૪૫. કચ્છનો બંદોબસ્ત.

કચ્છનો બંદોબસ્ત કરવો એ વધારે મુશ્કેલીભરેલું હતું તેનું પરિણામ આજ પર્યંત નક્કી થયું નથી. હિંદુસ્તાનના ઇતિહાસની કોઈ બીજી મુદ્દતે તે સવાલ નિરાકરણ માટે નિકળ્યો હોત તો તેનો ફડચો જુદીજ રીતે થઈ ગયો હોત પણ વાસ્તવિક રીતે જોઇએ તો બ્રિટિશ સરકારે ત્યાંના રાજા તેમજ અમીરોને બાંયધરી આપેલી છે, અને તેમની વચ્ચેની ગેરસમજુતીઓનું અદ્યાપિ સમાધાન થયું નથી. ૫દરમી સદીમાં જાડેજા રજપૂતો સિંધમાંથી કચ્છમાં આવ્યા. તેઓ ફ્રાન્સમાં ચાલે છે તેવો ભાયોભાગનો રિવાજ પોતાની સાથે લાવ્યા બીજાં નજીકનાં રાજ્યોમાં ગુંચવાડો ચાલ્યો તેમાંથી દરીઆ અને રણમાં આવેલા કચ્છને મુક્ત રહેવાનું થયું. તેથી તેમાં માહોમાહેની લડાઈ ચાલ્યા કરી. વગર હક્કે ગાદી પચાવી પાડવામાં આવતી હતી, અને બંડ થતાં. તોપણ ઇ. સ. ૧૮૦૯ સુધી વચ્ચે પડવાનો કંપનીને જોગ આવ્યો નહિ. ૧૮૦૯માં ચાંચીઆખોરી બંધ કરવા માટે કંપનીનું ધ્યાન તે તરફ ખેંચાયું. ૧૮૦૨માં કચ્છે દોસ્તી માટે માગણી કરી હતી, પણ બ્રિટિશ સરકારે તે નામંજૂર કરી હતી. તે વખતે સૂચવેલા તહનામાની બે કલમોની આ જગોએ નોંધ લેવી ઉપયોગી છે. તે ઉપરથી જણાઇ આવે છે કે, કેટલીક મુશીબતોનું નિવારણ કેવી યુક્તિ અને ડહાપણથી કરવામાં આવ્યું હતું, અને બ્રિટિશ સાથે ભાંજગડ નો વ્યવહાર ચાલતો રાખ્યો હતો. આઠમી કલમ આ પ્રમાણે હતી. "રાજાના ધર્મ પ્રમાણે પવિત્ર ગણાતાં જાનવરો, જેવાં કે ગાય, આખલા,

વાછડાં, ભેસ, પોપટ, અને કબુતરને વધ ઈંગ્રેજોએ કરવો નહિ " બારમી કલમ વળી આ પ્રમાણે હતી " માંડવી શહેર ધર્મનુ પવિત્ર સ્થળ છે, અને તેના રહેવાશીઓ જાનવરી ખોરાક વાપરતા નથી, માટે એ શહેરમા કંપનીના નોકરોએ રહેવું નહિ " પરન્તુ આ કરારોથી કંપની દોસ્તી કરવામાંથી અટકી નહિ. દોસ્તી થશે તો તે દેશમાં ગડબડ ઉઠતા વચ્ચે પડવા વારવાર મોલાવવાનુ થશે એમ ખરી રીતે કંપનીના મનમાં હતું. ઈ સ ૧૮૦૯માં ચાંચીઆખોરી બંધ કરી ભાગેલા વહાણો, અને તેના ખારવાને બચાવવાનો બંદોબસ્ત કરવા દરીઆઈ રાજ્યો સાથે વાતચીત ચાલી તે વખતે કચ્છ સાથે તહનામાનો સંબધ થયો. તે વખતે એકલા રાઓ સાહેબ સાથે કોલકરાર થયો એટલુજ નહિ, પણ માંડવીમાં સ્વતંત્ર રીતે રાજ્ય કરનાર તેના હરીફ હંસરાજ સાથે પણ કોલકરાર કરવામા આવ્યો. આવા અવ્યવસ્થિત દેશ સાથે થયેલા કોલકરારો પળાશે નહિ, એમ પ્રથમથીજ ધારવામાં હતું તેજ પ્રમાણે બન્યું તકરાર ચાલતી હતી તે દરમિયાન રાઓ ગુજરી ગયા. તેના પછી ગાદીએ થનાર રાઓ પણ તરતજ ગુજરી ગયા. ત્યાર બાદ ગાદી માટે લડાઈ ઉઠી તેમાં ભારમલજીની ફતેહ થઈ. તેના ધાતકી કૃત્યો અને પેશકદમીઓને લીધે સરકારને વચ્ચે આવવું પડયું થોડી મુદ્દત રાજ્યની સુવ્યવસ્થા ચાલી. પરન્તુ રાઓએ ફરીથી ખરાબ રસ્તા પકડ્યા. તેણે પોતાના કાકાના દીકરાને માર્યો અને અમીરો ઉપર જુલમ કરવા માંડયો. તેથી ઇ. સ. ૧૮૧૯ માં તેને ગાદીએથી ઉઠાડી મૂકી તેના સગીર કુંવર દેસલજીને ગાદીનશીન કર્યો હાલના રાજ્યકર્ત્તા તેના પૌત્ર છે. તારીખ ૧૩મી અકટોબર ૧૮૧૯ ના તહનામાથી દેસલજીના વંશને રક્ષણની પ્રાપ્તિ થઈ, અને પરદેશી સિપાઈઓ નહિ રાખવા તેણે કબૂલત આપી. " બ્રિટિશ સરકારની દિવાની અને ફોજદારી હકુમત " દાખલ નહિ કરવા વચન આપ્યુ. તે સાથે પ્રસિદ્ધ રીતે એટલુ પણ લખી આપ્યું કે, રૈયતને માથે જુલમ પતો હોય તો તેની કસુરો સુધારવા" "બ્રિટિશ સરકારના વિચારો"

અમલમાં લાવવા જોઈએ એ રાજ્યે રાજકીય જુમાગની સ્થિતિ અને લશ્કરી સહાયતાની ફરજ કબૂલ રાખી. દીકરીઓને દૂધ પીતી કરવાનો ચાલ બંધ કરવાનો હતો પરન્તુ એક કલમ દાખલ કર્યા શિવાય ન ચાલે તેમ હતું. તે કલમ વિષે તારીખ ૨૬મી જાન્યુઆરી ૧૮૨૧ના રોજ એલ્ફિન્સ્ટને એવો વિચાર જણાવ્યો કે, આપણે "તેના બંધનથી છૂટા થવા માટે એક રાજા અને ૨૦૦ અમીરોની કબૂલતની જરૂર હોવાથી તેને નાબુદ કરવી એ ઘણુંજ મુશ્કેલીભરેલું છે" એ સોળમી કલમ આ પ્રમાણે હતી "કચ્છની સંમતિથી બ્રિટિશ સરકાર કબૂલ કરે છે કે, જૂદા જૂદા દસ્તાવેજોથી જાડેજા ભાયાતો, અને સમગ્ર રીતે કચ્છ અને વાગડમાં આવેલા રજપુત રાજ્યકર્તાઓના તમામ ગરાસો જેના કબજા ભોગવટામાં હોય, તેને માટે તે બાંયધરી આપે છે." આ પ્રમાણે આ ફરજનો વારસો બ્રિટિશ સરકારે ખુશીથી શિર ઉપર લીધો નથી. એક મજબૂત દેશી રાજ્ય સાથે બાયધરીવાળા અમીરોના હક્ક જાળવી રાખવાનું કામ મુશ્કેલીભરેલું છે, જેવી સ્થિતિ માલમ પડી તેવીજ લોર્ડ હેસ્ટિંગ્ઝે માત્ર કબૂલ કરી લીધી. જાડેજા કોર્ટના સ્થાપન થવાની, અને "૧૮૭૫ના બંદોબસ્ત અને નિયમો" કહેવામાં આવે છે તેથી, અદ્યાપિ એ સવાલનું નિરાકરણ થયુ નથી. સાફ રીતે માલમ પડી આવે છે કે બ્રિટિશ રાજ્યના આગળના પ્રતિનિધિઓને કેવી જાતની મુશ્કેલીઓ નડતી હતી. તેથી વળી એમ પણ સાબીત થાય છે કે, પોતાના બંદોબસ્તમાં બ્રિટિશ સરકાર હમેશાં ચુસ્ત રીતે આગળની સ્થિતિને વળગી રહેવાની રીતિનેજ પસંદ કરે છે.

——.:-o-::——

## ૪૬. દેશી રાજનું જળવાઈ રહેવું.

લડાઈ. તહનામાં, અને બંદોબસ્ત માટે લોર્ડ હેસ્ટિંગ્ઝનો કારોબાર સમાન રીતે પ્રસિદ્ધ હતો. તે તહનામાંનો કરનારો હતો તેમજ રાજાએ

નો બનાવનાર હતો. આ વાત ઘણી વાર ભૂલી જવામા આવે છે એક કરતાં વધારે રાજ્યોને ખાલસા થતા તેણે બચાવ્યાં ૧૮૧૯માં તેણે અયોધ્યાના વજીરને રાજાની પદવીએ ચડાવ્યો. એમ કરી તેને જાહેર કર્યું કે અયોધ્યાના રાજાને દિલ્હિના બાદશાહ તરફથી હવે રાજ્ય ઉપર હક્ક રહ્યો નથી, એટલુજ નહિ, પરન્તુ જે બ્રિટિશ સરકારે તે બાદશાહને પેનશન કરી દીધુ હતું, અને પેશવાની રાજ્યસત્તાને દબાવી દીધી હતી, તેને રાજાનો ઈલકાબ આપી દેવા સત્તા પ્રાપ્ત થઈ હતી. તેણે વળી તારીખ ૨૫મી સપટેબર સન ૧૮૧૯ના જાથુની દોસ્તી અને ઐક્યના તહનામાથી સતારાના રાજાને " તેના કુટુંબના સુખચેનથી અને માનમર્તબાથી નિર્વાહ થાય તેટલુ રાજ્ય " આપ્યુ. તે રાજ્ય પેશવા પાસેથી જીતી લીધેલા મુલકનો ભાગ હતો આમાં પણ તેની હમેશની રાજ્યરીતિ પ્રમાણે તેણે તે રાજાને જુદારાની સ્થિતિમાં, અને બ્રિટિશ સરકાર સાથે તાબાની ઐક્યતાની હાલતમા મૂક્યો, પર હકુમતવાળાની સાથે તેનો વ્યવહાર બંધ કર્યો, તેની ફોજમાં વગર પરવાનગીએ ફેરફાર કરવાની મના કરી, અને તાબાના જહાગીરદારોને બાંયધરી આપી. તેણે નાગપોરના તોફાની રાજાને તખ્તબરખાસ્ત કર્યો, પરન્તુ સગીર વયના રાઘોજીનો ગાદી ઉપરનો હક્ક કબૂલ રાખ્યો. લોર્ડ હેસ્ટિંગ્ઝ હોદ્દો છોડી ગયા બાદ રાઘોજી સાથે તહનામુ થયુ તે લોર્ડ આમહર્સ્ટના હાથથી થયું. તેમા પણ લોર્ડ હેસ્ટિંગ્ઝના વિચારો શરૂવાતમા દર્શાવેલા છે. ખાલસા નહિ કરવાની અને ચાલતી સ્થિતિ કાયમ રાખવાની તેની રાજરીતિનો આ દૃષ્ટાંત છે. (તારીખ ૨૭મી મે ૧૮૧૬ નુ ) " તહનામું પૂરી રીતે અમલમા હતુ." "તથાપિ રાજા માધોજી ભોસ્લાએ વિશ્વાસનો અને પ્રજાઓના ધારાનો ભંગ કરી, બ્રિટિશ રેઝિડેન્ટ ઉપર અને પોતાના દોસ્તે પોતાનાજ રક્ષણ માટે નાગપુરમાં રાખેલા લશ્કર ઉપર એકદમ હલ્લો કર્યો; તેથી તહનામુ રદ થયુ. બન્ને રાજ્યો વચ્ચેનો સુલેહ અને ઐક્યનો સંબંધ હતો તેનો અંત આવ્યો. તેથી નાગપુરનુ ગર્વ બ્રિટિશ

સરકારની દયાં તળે આવ્યું, અને મહારાજાની ગાદીનું શું કરવું તે તેની મરજી ઉપર રહ્યું. આ પ્રમાણે તહનામામાં શબ્દો છે, તોપણ પૂર્વનો સબંધ યાદ કરી મહારાજાને પાછી ગાદી આપી. પુનમાં તો એકમંપને તોડી પાડી ખાલસા કરવાનું કામ કર્યા શિવાય ઈલાજ રહ્યો ન હતો. પરન્તુ ઈંદોર, ગ્વાલિયર, અને નાગપુરના જીતાયેલા રાજાઓ સાથે તો લોર્ડ હેસ્ટિંગ્ઝે નરમાશ રાખી, અને અયોધ્યાને જે સ્થિતિમાં પોતે જોયું હતું તેમાંજ રાખ્યુ. તેના બંદોબસ્તથી રજપુતસ્થાનની એજન્સિ બધાઈ, મધ્ય હિંદુસ્તાનના વિભાગોમાં શાન્તિ પ્રસારી, અને ગુજરાતમાંના નાનાં નાનાં રાજ્યોને પણ ખાલસે થવામાથી બચાવ્યાં. તે ઈન્ડિયા છોડીને ગયો ત્યારે આધીન જૂદાશ અને લશ્કરી સહાયતાનું ધોરણ દરેક સ્થળે સ્થાપિત થઈ ગયું હતું. હિંદુસ્તાનમાં માત્ર સિંધ અને પંજાબ બ્રિટિશ રક્ષણ તળે આવવાં બાકી રહ્યા હતાં.

—:0:—

## ૪૭. ચાલતાં રાજ્યો સાથે લોર્ડ હેસ્ટિંગ્ઝે કરેલાં તહનામાંનો પ્રકાર.

હવે પછીના પ્રકરણના હેવાલથી ખુદ હિંદુસ્તાનનો ચિતાર પૂરો થાય છે તેનું બયાન શરૂ કર્યા પહેલાં લોર્ડ હેસ્ટિંગ્ઝે દાખલ કરેલી આધીન જૂદાશની અને સહાયતાની ગજ્યરીતિની મુખ્ય બાબતો વર્ણવાની જરૂર છે. તેની પૂર્વે થઇ ગએલા ગવર્નર જનરલોએ રાજ્યો સાથે કરેલી શરતો તેણે કરેલી શરતો સાથે સરખાવીએ, અગર તેણે બ્રિટિશ દોરતીમાં રાજ્યોને દાખલ કર્યાં તેની શરતો જોઇએ, કે છેવટ તેણે કરેલ કોલકરારોનાં રૂપ જોઈએ, તો દરેક ઠેકાણે તેની ખામિઅત અને અપૂર્ણ યોજકબુદ્ધિ પ્રત્યક્ષ થયા વગર રહેતાં નથી. ઈતિહાસની જૂદી જૂદી હદતો બતાવવા યત્ન થયેલો છે. તે માટે એવો વાંધો લઈ શકાય કે, જૂની વ્યવસ્થાના અંતનુ બયાન કરનારાં લખાણોમાં હવે પછી થનારા ફેરફારની છાયા જોવામાં આવે છે, તેમજ નવા જમા-

નાના કોલકરારોમાં જરા અસ્ત થતી રાજનીતિના કીરણોનું પ્રતિબિંબ - પડેલું છે. લોર્ડ વેલસ્લિના ખ્યાલમાં પેસ્તરથીજ આવી ગયું હતું કે, તેની પછી થનાર હોદ્દેદાર કઇ તરફ વલણ રાખશે; પરતુ તેના તહનામાં અને લોર્ડ હેસ્ટિંગ્ઝના કોલકરારો વચ્ચે જમીનઆશમાનનો તફાવત છે. ઈ. સ. ૧૮૦૩માં અરેહાનુ યુદ્ધ થયું તે વખતે લોર્ડ લેકને સહાયતા આપનાર અલ્વરનું રજપુત રાજ્ય હતુ તેની સાથે લોર્ડ વેલસ્લિએ કરેલ તહનામાનો મુકાબલો લોર્ડ હેસ્ટિંગ્ઝે ૧૮૧૮માં ઉદેપુરના વધારે મોટા રજપુત રાજ્ય સાથે કરેલ તહનામા સાથે કરતાં વિલક્ષણતા અને બોધ હાંસલ થાય છે. અલ્વરના તહનામાની પહેલી કલમમા જાથુની દોસ્તીની શરત છે બીજી કલમમાં એકના મિત્ર તથા શત્રુને બીજાએ મિત્ર અને શત્રુ ગણવા એમ લખેલ છે. આ શરતો ગર્ભિત રીતની, અને રોમન લોકોને છાજતી રીતની હતી. આગળ ચાલતાં ત્રિજી કલમમાં દરમિયાનગિરી નહિ કરવાની અથવા મહારાઓ રાજા પાસે ખંડણી નહિ માગવાની બાયધરી છે. ચોથી કલમમા હલ્લાની વખતે સઘળી સેનાથી કપનીને મદદ આપવા રાજાએ કબૂલત આપી છે કલમ પાચમાં નીચેના શબ્દોથી બહારના વ્યવહાર ઉપર અંકુશ રાખેલો છે. "તેની અને બીજા કોઈ રાજ્યની દરમિયાન ગેરસમજુતી થાય, તો મહારાઓ રાજાએ પ્રથમ કપની સરકાર પાસે તે તકરાર રજુ કરવી, કે તેનું ઘરમેળે સમાધાન કરે; પરતુ જો સામા પક્ષકારની હઠીલાઈથી સમાધાની ન થઈ શકે, તો મહારાઓ રાજાએ કપની સરકારની મદદ માગવી." તારીખ ૧૩મી જાન્યુઆરી ૧૮૧૮નું ઉદેપુર સામે લોર્ડ હેસ્ટિંગ્ઝે જે નમુનદાર તહનામુ કર્યું, તેમાં એજ બાબતની શરત નાખી છે. તેની સાથે મુકાબલો કરતાં આ શરત વિલક્ષણ લાગે છે. જાથુની દોસ્તી, ઐક્ય, અને હિતનુ સયુક્તપણુ જાહેર કર્યા બાદ બીજી કલમમાં સાદ અને સક્ષેપમા જણાવ્યું છે કે, "ઉદેપુરના રાજ્ય અને મુલકનુ રક્ષણ કરવા બ્રિટિશ સર-

કાર બંધાય છે," તેના બદલામાં ત્રિજી કલમમાં ચોક્કસ રીતે શરતની ફરજને દર્શાવી છે. "ઉદેપુરના મહારાણા બ્રિટિશ સરકારના હમેશાં આધીન સહાયકારીપણામાં રહેશે, અને તેની સર્વોપરિ સત્તાનો અંગીકાર કરશે, અને બીજાં રાજ્યો સાથે કોઈ પ્રકારનો વ્યવહાર રાખશે નહિ." આ પ્રમાણે બહારનો સબધ બંધ કરવાથી દેખીતી રીતે કોઈ જાતની ગેરસમજુતી થાય તેમ ન હતુ. પરંતુ લોર્ડ હેસ્ટિંગ્ઝ એટલાથી સંતુષ્ટ રહે તેમ ન હતુ. વળી ચોથી કલમથી બ્રિટિશ સરકારની સંમત્તિ વગર બીજાં રાજ્યો સાથે વ્યવહાર રાખવા મના કરી. જૂદારો ( રાજ્યોને એક બીજાંથી અલગ રાખવાં ) એજ તેની રાજ્યનીતિની ચાવી હતી. અલ્વરની સાથેના તહનામાની પાંચમી કલમથી વળી આ તહનામાની પાંચમી કલમ વિલક્ષણ હતી. "ઉદેપુરના મહારાણાએ કોઇના ઉપર પહેલી ચઢાઈ કરવી નહિ, અને જો અકસ્માતથી કોઈ સાથે તકરાર ઉઠે, તો તે બ્રિટિશ સરકારની મુનસફી ઉપર સોંપવી, અને તે ઠરાવ કરે તે ખરો." એ કામ કંપનીએ કેવી રીતે અને કેવા યત્નોથી કરવું, તે બાબત કાંઈ બતાવ્યું નથી. તેની પાસે તકરાર રજુ કરવી, અને તેનો તેણે ફેસલો કરવો, પછી તે મહારાણાના લાભમાં થાય, કે ગેરલાભમાં. છઠ્ઠી કલમ ખંડણી વિષે છે. તેમાં પણ ફરીથી જણાવ્યું છે કે, "ખંડણી માટે પણ બીજી કોઈ સત્તા સાથે મહારાણાએ સંબંધ રાખવો નહિ" સાતમી કલમ ઉદેપુરને લગતી એક ખાસ બાબતની છે. તે એ છે કે અયોગ્ય સાધનથી તેની પાસેથી લીધેલો મુલક પાછો આપવો. આઠમી કલમમા તે રાજ્યની લશ્કરી ફરજો બતાવેલી છે. "બ્રિટિશ સરકાર માગે ત્યારે સાધન પ્રમાણે ઉદેપુરનું લશ્કર આપવું." અલ્વરની સાથે થયેલ તહનામામાં લખ્યું છે કે, "કંપની સરકારના કબજામાં હાલ મુલકો છે, તે અથવા તેના હિંદુસ્તાન માંહેના દોસ્તોના મુલકો ઉપર કોઇ દુશ્મન હલ્લો કરવા ઈરાદો રાખે તો." આ શરત ઉદેપુર સાથેના તહનામામાં નથી. બ્રિટિશ સરકાર

રૂફા ઉદેપુર પાસે માગણી કરે કે તેણે સાધન પ્રમાણે મદદ આપવી. છેવટ દરમિયાનગિરી નહિ કરવાની બાયધરીથી બ્રિટિશ કોર્ટો વચ્ચે ન આવે એ શરત સાફ રીતે બતાવેલી છે " મહારાણા પોતાના દેશના સ્વતંત્ર રાજ્યકર્તા રહેશે, અને તેની અંદર બ્રિટિશ હકુમત દાખલ કરવામા આવશે નહિ "

——::o:——

## ૪૯. નવાં રાજ્યો ઉત્પન્ન કરનારા કોલકરારોના નમુના.

બેશક જમાનાની અને રિવાજી કાયદાની અસરથી લોર્ડ વેલસ્લિના તેમજ લોર્ડ હેસ્ટિંગ્ઝના તહનામાની કિમ્મત ઘસાઈ જઇ સામાન્ય થઇ ગઈ છે. પરન્તુ જ્યારે તે પ્રથમ થતાં ત્યારે તો જૂદીજ રાજનીતિ અને જમાનાનાં તે સૂચવનારાં હતાં. તહનામાં કરવાની બન્ને મુદ્દતોમાં નવાં રાજ્યો પેદા થયાં. તેના સબધમા કરેલા દસ્તાવેજો અથવા તહનામાંમાં એવીજ રીતની વિલક્ષણતા જોવામા આવે છે. જેમકે લોર્ડ હેસ્ટિંગ્ઝે પેશવાની સત્તાના ખોખામાથી સતારા બચાવી કાઢ્યું, તેવીજ રીતે તેની આગળ થનારા હોદ્દેદારે ટિપૂના રાજ્યમાંથી કુર્ગ પેદા કર્યું. એકજ કૃત્યની નોંધ લેનારા બે કોલકરારોમાં જે તફાવત છે તેજ તફાવત લોર્ડ કોર્નવાલિસની અને પિંડારી યુદ્ધની પછી ચલાવેલી રાજ્યનીતિમા જોવામાં આવે છે. શિક્ષા દાખલ કુર્ગને પછીથી ખાલસા કરવું પડયુ, અને મરદ વારસને અભાવે રાજા ગુજરી જવાથી સતારાને ખાલસા કરી દેવું પડયું એ પ્રસિદ્ધ છે. તારીખ ૩૧મી માર્ચ ૧૭૯૩ના કોલકરારો જે કુર્ગ સાથે થયા, તેમાં રાજાએ કરેલી નોકરી અને લોર્ડ કોર્નવાલિસનો ઠરાવ કે, " ટિપૂથી તેને તદ્દન સ્વતત્ર કરવો અને કપનીના રક્ષણ નીચે તેને તથા તેના મુલકને લેવાં " એમ લખેલું છે. વાર્ષિક ખંડણી ભરવા રાજા ઉપર બંધન નાખેલું છે. બીજી સત્તાઓની સાથે તેના સંબધની બાબતમાં, કે બ્રિટિશ સલાહને તાબે રહેવા માટે એકે પણ શબ્દ નથી. કંપનીએ કબૂલત આપી છે કે, " ૬ઠ્ઠી કલમ:– રાજાનું દિલ મ્હોટું છે તેથી તે પોતાની

રૈયતના સુખ માટે હમેશાં ખ્યાલ રાખશે, એવો ભરોંસો જાણી તેના દેશની અંદરના રાજ્યવહિવટમાં કંપની તરફથી વચ્ચે આવવાનો કોઈ દિવસ ઇરાદો થશે નહિ" આ રાજ ફોકટ ભરોંસાથી અને અંકુશના અભાવથી ઈ. સ. ૧૮૮૪ માં અથડાયુ. સતારાનુ રાજ્ય વધારે અગત્યતાવાળું હતું. તેને તારીખ ૨૫ સપટેંબર ૧૮૧૯ના રોજ લાર્ડ હેસ્ટિંગ્ઝે જાથુની સત્તા સહિત નવું બનાવેલું રાજ્ય આપ્યુ, પરન્તુ રાજાની ઉપર બંધન રાખ્યું કે, "બ્રિટિશ સરકારની સાથે આધીન સહાયતાનો સંબંધ રાખવો, અને બધી બાબતમાં બ્રિટિશ એજન્ટની સલાહ પ્રમાણે ચાલવું." પરદેશી રાજ્યો સાથે વ્યવહાર બંધ કર્યો એટલુજ નહિ, પણ તેના તાબામા ન હોય એવા દક્ષિણના સરદારો અને જહાગીરદારો સાથે પત્ર વ્યવહારની મના કરી. "દેશનો સઘળો વહિવટ" સોપવામાં આવ્યો, પરન્તુ "સભાળ અને ડહાપણથી" તે ચલાવવાનો હતો પર રાજ્યને ગુન્હેગારો સોપવા તથા તેમની પાસેથી ગુન્હેગારોને લેવાની બાબત, જંગલના હક્ક વિષે, અને વેપાર સબંધી હક્ક વિષે બંદોબસ્ત કર્યો. તહનામાવાળા જહાગીરદારોને બાંયધરી આપવામાં આવી. આવા વધારે દ્રષ્ટાંતો આપી શકાય તેમ છે, પરંતુ આટલાથીજ જણાઈ આવે છે કે, લોર્ડ હેસ્ટિંગ્ઝે દાખલ કરેલ રાજનીતિમાં પ્રસિદ્ધ રીતનો તફાવત હતો. બ્રિટિશ દોસ્તો સાથેના સબંધોમા વધારે સુધારો કરવા તેને ઉમેદ હતી, એમ માનવા કારણ છે. "આધીન સહાયતા" એ શબ્દો તેણેજ યોજી કાઢ્યા હતા જો કે તેના વખતમાં તે સહાયતા લશ્કરી મદદનીજ ગણાતી હતી, અને રાજ્યોને એક બીજાથી અલગ રાખવા માટે જબરી ચુસ્તાઈ રાખવાની હતી, તોપણ જેમ જેમ કંપનીની સત્તા વૃદ્ધિગત થતી ગઈ, તેમ તેમ તેણે બેશક જૂદારા ઉપર કમતી જોર રાખ્યું હોત, અને સહાયકારીપણા અને ઐક્યને વધારે આગળ લાવવાનું કર્યુ હોત ખરૂ. સેક્રિત ડાઇરેક્ટરોએ તેની સાથે જે વર્ત્તણૂંક ચલાવી તેથી તે નાઉમેદ થઈ

ગયો. ઈ. સ. ૧૮૨૩માં તે હિંદુસ્તાન છોડીને ચાલ્યો ગયો તેની પછી થનારા ગવર્નર જનરલોએ રાજ્યોની અંદરના વહિવટ ઉપર જૂઠારાની અને દરમિયાનગિરી નહિ કરવાની જરૂરો નાખી મ્હોટો ગદર ઉઠયો ત્યાં સુધી તે પ્રમાણે ચાલ્યુ. જૂદીજ રીતની નવી રાજ્યનીતિ દાખલ કરવા અને રાજકીય સંબંધો ચલાવવાના વધારે ચોકસ નિયમો લાગુ કરવા માટે એ ગદરથી એક અચ્છી તક હાથ લાગી.

——:·-*-()*-·:——

# પ્રકરણ ૫ મું

## દરમિયાનગિરી નહિ કરવાની રાજનીતિ સાથે ખાલસા કરવાનો સંબંધ.

### ૪૯. તટસ્થપણાની અને જૂઠારાની રાજ્યરીતિઓ ખાલસા થવાનું દ્વાર છે.

——::*::——

લોર્ડ વિલ્યમ બેન્ટિક અને લોર્ડ ડેલહાઉઝીએ જે મુલકો ખાલસા કર્યા, તેની હકિકત વગર પિંડારી યુદ્ધથી શિખવાતો ધડો અપૂર્ણ રહી જાય. અવ્યવસ્થિત રાજ્યોને ખાલસા કરી દીધા, તેથી જૂઠારાની અને દરમિયાનગિરી નહિ કરવાની રાજ્યરીતિને નિયમિત લૂટો કરતાં પણ વધારે નાશકારક અસર થઈ એક ગવર્નર જનરલના ખાસ વિચારથી, કે તેની આગળના રાજ્યવહિવટની રાજ્ય બનાવવાની રીતિ સામેની ક્ષણિક પ્રતિક્રિયાથી માત્ર મુલક ખાલસા કરવાનો બનાવ બનતો હતો એમ ન હતુ તેનો આધાર

નો. એક ભિન્ન રાજ્યરીતિની મહત્વતા ઉપર હતો. જે સંખ્યાબંધ આલજી પડેલાં રાજ્યોના અંદરના કારોબારમાં દરમિયાન નહિ આવવું એ રાજ્યીય ધોરણમાં જરૂરની બાબત હતી, તો મુલકોને ખાલસા કરી દેવા એ પણ એક સુધારો કરનારો ધડો હતો. ખાલસા કરવાના જોખમને પૂરી રીતે સમજવાની જરૂર હતી. ત્રાણાનાં દોસ્તીવાળા રાજ્યો સાથેના રક્ષણ કરનારી સુધરેલી સત્તાના સંબધોમાં કાંઈ ફેરફાર કરવો જોઈએ, એમ બ્રિટિશ પ્રજા તેમજ ઈન્ડિયાના રાજાઓને તસલ્લી કરવા માટે જે દેશી રાજ્યમાં ગેરવ્યવસ્થા હોય, તેને ખાલસા કરી દેવાના સ્પષ્ટ પુરાવાને પણ સમજવાની જરૂર હતી. તેના ધડા કુર્ગ, અયોધ્યા, સતારા, અને નાગપુરના દાખલાથી મળી આવતા હતા. ગદર થયા પછી લોર્ડ હેસ્ટિંગ્ઝને પ્રાપ્ત થયેલી અફળ રાજ્યરીતિ, જે તેણે પછીથી સુધારી, તેના બદલામાં સહાયકારીપણા અને ઐક્યના વધારે બહોળા ખ્યાલ સાથે રાજાઓને આંગિક જવાબદારીનો પણ ખ્યાલ થવો શરૂ થયો. દરમિયાનગિરી નહિ કરવાની રીતને અયોગ્ય મર્યાદા સુધી ખેંચી જવામાં કંપનીના અમલદારો, તેમજ રાજાઓ ખુદના ઉપર જવાબદારી રહેતી હતી તેનો ઈલાજ મુલકો ખાલસા કરી દેવા શિવાય રહ્યો ન હતો. ઈ. સ. ૧૮૩૫માં ઇંદોરની મહેલાતમાં મહારાજા હરિરાઓની પાછળ તેની અસંતુષ્ટ રૈયતની એક ટુકડી પડી. તેને તથા તેના જુલમી દિવાનને મારી નાખવાનો તેનો ઈરાદો હતો. તોપણ તટસ્થ સ્થિતિમાંથી ગવર્નર જનરલ ચળ્યો નહિ. ઈન્ડિયા સરકારે કબૂલ કર્યું કે, તે રાજાનો રાજવહિવટ ઠપકાને પાત્ર છે, પરંતુ દરમિયાન આવવાથી રાજ્યની અંદરના કામકાજોમાં લાંબી મુદ્દત રોકાવું પડે, અને તેમ કરવું એ તેમના કહેવા પ્રમાણે "મહારાજાની સ્થિતિ અને સરકારની રાજ્યનીતિ" થી વિરૂદ્ધ હતું. આની દલીલનું વ્યાજબી પરિણામ એ થયું કે, બીજું પિંઢારી યુદ્ધ જાગ્યું ત્યાં સુધી એકાળજી રાખવી પડી, અથવા ગેરૂ-

બંદોબસ્તને ગદરનુ રૂપ ધારણ કર્યું તે પહેલાં અવ્યવસ્થા દૂર કરવા કેટલાક મુલકો ખાલસા કરવા પડ્યા ફરતી રાજ્યનીતિને લીધે જે ઈલાજો યોજવા પડ્યા તેનો દ્રષ્ટાન્ત ખંભાતના છેવટના મામલાથી સિદ્ધ થાય છે. તેના સંબંધના કાગળો પાર્લામેન્ટની આજ્ઞાથી છપાઈને બહાર પડ્યા છે તારીખ ૧૭ સપ્ટેમ્બર ૧૮૯૦ના રોજ હથિઆરબંધ ટોળાએ નવાબને શેહેર બહાર હાંકી કાઢ્યો, તેના અપ્રિય કારભારીના હૂકુમી કૃત્યો સહન નહિ થવાથી લોકોએ આ રસ્તો ગ્રહણ કર્યો હતો. નવાબે મદદ માગી. એવી સરતે તે મદદ આપવામાં આવી કે, બ્રિટિશ રાજની "દરમિયાનગિરી કાંઈ પણ કરાર કર્યા વિના કબૂલ રાખવી જોઈએ." લશ્કરની મદદથી પાછો બંદોબસ્ત સ્થાપિત થયો. નવાબને એક ખાસ પોલિટિકલ એજન્ટની સલાહ અને મદદ કબૂલ કરવા ફરજ પડી. તેમજ બ્રિટિશ અમલદાર જે સુધારા કરે તે કરવા દેવા તેને હા પાડવી પડી. રાજ્યની લગામ સાણી સરકારે હાથમાં લીધા તે પહેલાની, અને તેની પાછળની મુદ્દતના મ્હોટા અંતરથી આ બે ઐતિહાસિક બનાવો જૂદા પડે છે. ઈ. સ. ૧૮૩૫માં હોલ્કરની માગણી નામંજૂર કરી, ત્યારે બ્રિટિશ સરકારની મસલતોમાં દરમિયાનગિરી નહિ કરવાની રાજ્યનીતિનું પ્રાધાન્ય હતું ઈ. સ. ૧૮૯૦માં જ્યારે જાફરઅલીખાન સાહેબની માગણી સાંભળવામાં આવી, ત્યારે મુલકો ખાલસા કરવાની રાજ્યનીતિ વખોડાઈ હતી, અને સાણી સરકારના અને તેણીના દોસ્તોના ઐક્યને લીધે સુધારો કરવા માટે અસરકારક અને વખતસર મદદની જરૂર હતી. પણ યોગ્ય વખતે દરમિયાનગિરી નહિ થવામાં ઘણી વાર સરકારની સાથે દોસ્તી રાખનારાં રાજ્યોનો દોષ હતો. તેમાં કાંઈ સરકારનો દોષ ન હતો. દુર્ગુણી અને જુલમી રાજાઓ પોતાના રાજ્યની નૌકા અવશ્ય ખાલસે થવાની ખડક ઉપર હાંકી જશે, એમ જ્યાં સુધી કબૂલ કરવામાં આવ્યું ન હતુ, અને તે વખત પર્યન્ત એ બન્નેને છેવટને માટે વડસરાયની નવી રાજ્યનીતિથી

નો એક બિજા રાજ્યરીતિની મહત્વતા ઉપર હતો. જે સંખ્યાબંધ અલગ પડેલા રાજ્યોના અંદરના કારોબારમાં દરમિયાન નહિ આવવું એ રાજ્યીય ધોરણમાં જરૂરની બાબત હતી, તો મુલકોને ખાલસા કરી દેવા એ પણ એક સુધારો કરનારો ધડો હતો. ખાલસા કરવાના જોખમને પૂરી રીતે સમજવાની જરૂર હતી. તાબાનાં દોસ્તીવાળાં રાજ્યો સાથેના રક્ષણ કરનારી સુધરેલી સત્તાના સંબધોમાં કાંઈ ફેરફાર કરવો જોઈએ, એમ બ્રિટિશ પ્રજા તેમજ ઈન્ડિયાના રાજાઓને નસલ્લી કરવા માટે જે દેશી રાજ્યમાં ગેરવ્યવસ્થા હોય, તેને ખાલસા કરી દેવાના સ્પષ્ટ પ્રગ-ધાને પણ સમજવાની જરૂર હતી. તેના ધડા કુર્ગ, અયોધ્યા, સતારા, અને નાગપુરના દાખલાથી મળી આવતા હતા. ગદર થયા પછી લોર્ડ હેસ્ટિંગ્ઝને પ્રાપ્ત થયેલી અફળ રાજ્યરીતિ, જે તેણે પછીથી સુધારી, તેના બદલામાં સહાયકારીપણા અને ઐક્યના વધારે બહોળા ખ્યાલ સાથે રાજાઓને આંગિક જવાબદારીનો પણ ખ્યાલ થવો શરૂ થયો. દરમિયાનગિરી નહિ કરવાની રીતને અયોગ્ય મર્યાદા સુધી ખેંચી જવામાં કંપનીના અમલદારો, તેમજ રાજાઓ ખુદના ઉપર જવાબદારી રહેલી હતી તેનો ઈલાજ મુલકો ખાલસા કરી દેવા શિવાય રહ્યો ન હતો. ઈ. સ. ૧૮૩૫માં ઇંદોરની મહેલાતમાં મહારાજા હરિરાઓની પાછળ તેની અસંતુષ્ટ રૈયતની એક ટુકડી પડી. તેને તથા તેના જુલમી દિવાનને મારી નાખવાનો તેનો ઈરાદો હતો. તોપણ તટસ્થ સ્થિતિમાંથી ગવર્નર જનરલ ચળ્યો નહિ. ઈન્ડિયા સરકારે કબૂલ કર્યું કે, તે રાજ્યનો રાજવહિવટ ઠપકાને પાત્ર છે, પરંતુ દરમિયાન આવ-વાથી રાજ્યની અંદરના કામકાજોમાં લાંબી મુદ્દત રોકાવું પડે, અને તેમ કરવું એ તેમના કહેવા પ્રમાણે "મહારાજાની સ્થિતિ અને સરકારની રાજ્ય-નીતિ" થી વિરૂદ્ધ હતું. આવી દલીલનું વ્યાજબી પરિણામ એ થયું કે, બીજું પિંડારી યુદ્ધ જાગ્યું ત્યાં સુધી એકાળજી રાખવી પડી, અથવા ગેર-

બંદોબસ્તે ગદરનુ રૂપ ધારણ કર્યું તે પહેલાં અવ્યવસ્થા દૂર કરવા કેટલાક મુલકો ખાલસા કરવા પડ્યા. ફરતી રાજ્યનીતિને લીધે જે ઈલાજો યોજવા પડ્યા તેનો દૃષ્ટાન્ત ખંભાતના છેવટના મામલાથી સિદ્ધ થાય છે. તેના સબંધના કાગળો પાર્લામેન્ટની આજ્ઞાથી છપાઈને બહાર પડ્યા છે તારીખ ૧૭ સપ્ટેમ્બર ૧૮૯૦ના રોજ હથિઆરબંધ ટોળાએ નવાબને શેહેર બહાર હાંકી કાઢ્યો, તેના અપ્રિય કારભારીના હૂકુમી કૃત્યો સહન નહિ થવાથી લોકોએ આ રસ્તો ગ્રહણ કર્યો હતો. નવાબે મદદ માગી. એવી શરતે તે મદદ આપવામાં આવી કે, બ્રિટિસ રાજની " દરમિયાનગિરી કાંઈ પણ કરાર કર્યા વિના કબૂલ રાખવી જોઈએ. " લશ્કરની મદદથી પાછો બંદોબસ્ત સ્થાપિત થયો નવાબને એક ખાસ પોલિટિકલ એજન્ટની સલાહ અને મદદ કબૂલ કરવા ફરજ પડી. તેમજ બ્રિટિશ અમલદાર જે સુધારા કરે તે કરવા દેવા તેને હા પાડવી પડી. રાજ્યની લગામ રાણી સરકારે હાથમાં લીધા તે પહેલાંની, અને તેની પાછળની મુદ્દતના મ્હોટા અંતરથી આ બે ઐતિહાસિક બનાવો જૂદા પડે છે. ઈ. સ. ૧૮૩૫માં હોલ્કરની માગણી નામજૂર કરી, ત્યારે બ્રિટિશ સરકારની મસ્લતોમાં દરમિયાનગિરી નહિ કરવાની રાજ્યનીતિનું પ્રાધાન્ય હતું ઈ. સ. ૧૮૯૦માં જ્યારે જાફરઅલીખાન સાહેબની માગણી સાંભળવામાં આવી, ત્યારે મુલકો ખાલસા કરવાની રાજ્યનીતિ વખોડાઈ હતી, અને રાણી સરકારના અને તેણીના દોસ્તોના ઐક્યને લીધે સુધારો કરવા માટે અસરકારક અને વખતસર મદદની જરૂર હતી. પણ યોગ્ય વખતે દરમિયાનગિરી નહિ થવામાં ઘણી વાર સરકારની સાથે દોસ્તી રાખનારાં રાજ્યોનો દોષ હતો. તેમાં કાંઈ સરકારનો દોષ ન હતો દુર્ગુણી અને જુલમી રાજાઓ પોતાના રાજ્યની નૌકા અવશ્ય ખાલસે થવાની ખડક ઉપર હાંકી જશે, એમ જ્યાં સુધી કબૂલ કરવામાં આવ્યું ન હતુ, અને તે વખત પર્યન્ત એ ભયને છેવટને માટે વાઇસરાયની નવી રાજ્યનીતિથી

નો. એક બિજા રાજ્યરીતિની મહત્વતા ઉપર હતો. જે સંખ્યાબંધ અલગ પડેલાં રાજ્યોના અંદરના કારોબારમાં દરમિયાન નહિ આવવું એ રાજકીય યોગ્યતામાં જરૂરની બાબત હતી, તો મુલકોને ખાલસા કરી દેવા એ પણ એક સુધારો કરનારો ધડો હતો. ખાલસા કરવાના જોખમને પૂરી રીતે સમજવાની જરૂર હતી. તાબાનાં દોસ્તીવાળાં રાજ્યો સાથેના રક્ષણ કરનારી સુધરેલી સત્તાના સંબંધોમાં કાંઈ ફેરફાર કરવો જોઈએ, એમ બ્રિટિશ પ્રજા તેમજ ઈન્ડિયાના રાજાઓને તસલ્લી કરવા માટે જે દેશી રાજ્યમાં ગેરવ્યવસ્થા હોય, તેને ખાલસા કરી દેવાના સ્પષ્ટ પુરાવાને પણ સમજવાની જરૂર હતી. તેના ધડા કુર્ગ, અયોધ્યા, સતારા, અને નાગપુરના દાખલાથી મળી આવતા હતા. ગદર થયા પછી લોર્ડ હેસ્ટિંગ્ઝને પ્રાપ્ત થએલી અફળ રાજ્યરીતિ, જે તેણે પછીથી સુધારી, તેના બદલામાં સહાયકારીપણા અને ઐક્યના વધારે બહોળા ખ્યાલ સાથે રાજાઓને આંગિક જવાબદારીનો પણ ખ્યાલ થવો શરૂ થયો. દરમિયાનગિરી નહિ કરવાની રીતને અયોગ્ય મર્યાદા સુધી ખેંચી જવામાં કંપનીના અમલદારો, તેમજ રાજાઓ ખુદના ઉપર જવાબદારી રહેતી હતી તેનો ઈલાજ મુલકો ખાલસા કરી દેવા શિવાય રહ્યો ન હતો. ઈ. સ. ૧૮૩૫માં ઈંદોરની મહેલાતમાં મહારાજા હરિરાઓની પાછળ તેની અસંતુષ્ટ રૈયતની એક ટુકડી પડી. તેને તથા તેના જુલમી દિવાનને મારી નાખવાનો તેનો ઈરાદો હતો. તોપણ તટસ્થ સ્થિતિમાંથી ગવર્નર જનરલ ચળ્યો નહિ. ઈન્ડિયા સરકારે કબૂલ કર્યું કે, ને રાજાનો રાજવહિવટ ઠપકાને પાત્ર છે, પરંતુ દરમિયાન આવવાથી રાજ્યની અંદરના કામકાજોમાં લાંબી મુદત રોકાવું પડે, અને તેમ કરવું એ તેમના કહેવા પ્રમાણે "મહારાજાની સ્થિતિ અને સરકારની રાજ્યનીતિ" થી વિરૂદ્ધ હતું. આની દલીલનું વ્યાજબી પરિણામ એ થયું કે, બીજું પિંડારી યુદ્ધ જાગ્યું ત્યાં સુધી એકાળજી રાખવી પડી, અથવા ચેસ્-

## ૫૭ બાદશાહી અથવા સ્થાનિક હિતના કારણથી મુલકો ખાલસા કરવા પડયા હતા.

પણ જ્યારે મ્હોટા ગેરબંદોબસ્તના લાંબા ક્રમથી ખાલસા થવાનું પરિણામ ખરેખર નિપજ્યુ, ત્યારે માલમ પડયુ કે થોડી મુદ્દતની દરમિયાન ગિરી અને સુધારા દેશી રાજ્યના ટકાવ અને બચાવ માટે કાંઈ ભારે ન હતા હવે એટલુ તપાસવાની જરૂર થાય છે કે, આ ધડો રાજ્યોને કયા સાધનોથી શિખવવામા આવ્યો, અને બ્રિટિશ રાજને કેવી રીતે ખાત્રી થઈ કે તેના દોસ્તોના અંદરના કારોબારમાં તે બેફીકર રહ્યુ એ તેઓને તહનામાના નકશામાં દાખલ ન કર્યા એના જેટલુંજ ભૂલ ભરેલુ હતું. એ બાબતનો વિચાર કરતાં “લાંબો રૈયતનાં દુ:ખ” અને “રૈયતના કલ્યાણ” માટે મુલકો ખાલસા થયા તેની, અને બાદશાહી કારણોથી થોડે ભાગે કે પુરી રીતે ખાલસા થયા તેની વચ્ચેનો તફાવત સમજવો જોઈએ. આ વિષયના બીજી રીતે પણ વિભાગ થઈ શકે છે. તે એ છે કે, રાજ્ય કરનારૂં રાજકુટુંબ હોય તે છતાં જબરાઈથી કયા રાજ્યોને ખાલસા કર્યા, અને કયાં રાજ્યો રક્ષણ તળેથી પોતાની મેળે નિકળી જઈ ગળત થવાની નરમ ક્રિયાને તાબે થયાં. મુલકો ખાલસા કરવાનું કામ ગંભીર રાજનીતિનું પરિણામ હતું. તે કાંઈ આકસ્મિક કામ ન હતું આ વિભાગ પ્રમાણે વિચાર કરતાં એ મૂળ ધોરણ ઢંકાઈ જાય છે. સતારા, કોલાબા, ઝાંસી, અને નાગપુરનાં રાજ્યો ખાલસે કરી દેવામાં આવ્યાં હતાં. તેનુ કારણ એ ન હતુ કે, હિંદુ વ્યવહારશાસ્ત્રમા તેમજ ઈન્ડિયાના જનમંડળના મત પ્રમાણે ગાદીના વારસામા અસલ તફાવત રહેલો છે. તેમજ રાજ્યસત્તાના વારસા માટે દત્તક લેવાયછે, અને ખાનગી મિલકતના વારસા માટે અને ધર્મસબંધી કારણો માટે દત્તક લેવાય છે, તેમાં તફાવત છે એ પણ તેનો સબબ ન હતો. ઈ. સ. ૧૮૪૪મા ઇંદોરની

ગાદીની બાબતમાં, અથવા ઇ. સ ૧૮૫૨માં કરૌલીની ગાદીની બાબતમાં સત્તાધીશોને "રક્ષિત રાજ્યોના કારોબાર માટે ગોઠવણ કરવાનો" રસ્તો ખુલ્લો થયો. પૂર્વે હિંદુસ્તાનમાં જે સત્તાઓએ સર્વોપરિપણું ધરાવ્યું હતુ, તેમણે પણ તાબાના રાજાઓની ગાદીના વારસા માટે બદોબસ્ત કરવાનો હક્ક સ્વાધીન રાખ્યો હતો. કોઈ સગાને કે દત્તક લઇ, જેને રાજગાદી આપવામા આવતી હતી, તેને કબૂલ રાખવા સારૂ તેઓ શરતો કરતા હતા. મરજીમાં આવે તો રાજ્યો લોપવાના પ્રચારથી ફાયદો મેળવવા હિંદુસ્તાનની સરકારને કાયદા અને આગળના દાખલા પ્રમાણે ચોખો હક્ક હતો. વાસ્તવિક રીતે જોઇએ તો રાજકીય કામકાજે ચલાવવા અને તેનો નિર્ણય કરવા "કાયદો" છેજ નહિ, તેથી તેવા "કાયદા" ની ફોગટ મદદ માગવાનું બ્રિટિશ સરકાર અને તેના દોસ્તોના સબંધમાં બન્યુ જ નથી. રાજ્યનીતિ એ શબ્દમાં શુદ્ધબુદ્ધિ, કાયદાની સમાનતા, અથવા રિવાજને માન આપવાનો સમાવેશ થાય છે. તે અનુસાર કાર્યો થયે જાય છે. જબરાઈથી દરમિયાનગિરી કરીને કે હક્ક ડુબાવવાથી મુલકો ખાલસે થયા, તેનો વિચાર કરવો એ ગૌણ વાત છે. મુલકો તો જાહેર રાજ્યનીતિના સબબથીજ ખાલસે થયા. તેમા પણ જાણવા જોગ તફાવત આ છે. કેટલાંકને રાજ્યના અંધેર અને સ્થાનિક કારણોને લીધે ખાલસા કરવામા આવ્યાં, અને કેટલાંકને સામ્રાજ્યના લશ્કરી અને સાર્વજનિક હિતને માટે જોડી દેવામાં આવ્યાં. સિંધ અને પંજાબ બીજા પ્રકારમાં આવે છે. પરંતુ સીખ લોકોની સાથે સંબંધ બાંધ્યો, તેમાં "લોકહિત"નું કારણ હતુ. સ્થાનિક અને રાજકીય કારણો માટે જે મુલકો ખાલસા કરવામાં આવ્યા, તેમાથી ચર્ચા માટે કુર્ગ, અયોધ્યા, અને નાગપુરનાં રાજ્યો ચુટી કાઢવા જેવાં છે. સતારાને ખાલસે કર્યું તેમાં તો બન્ને પ્રકારના સબબો લાગુ થઈ શકે તેમ છે. રાજના કલ્યાણ અને જરૂરિયાત માટેજ હમેશનો ખ્યાલ રાખી સિંધ

અને પંજાબ ખાલસે કરવામાં આવ્યાં હતાં. બાકીનાં ખાલસે કર્યાં તેને તો અવ્યવસ્થિત રાજ્યવહિવટ અને લાખો લોકોના દુઃખની દરમિયાન નહિ આવવાની રાજ્યનીતિના પરિણામરૂપ રાજ્યપ્રકરણી કારણ લાગુ થાય છે. નાના નાના દેશો ઇંગ્રેજના રાજ સાથે જોડી દેવામા આવ્યા, તેનું બયાન કર્યા પહેલાં સિંધ અને પંજાબ વિષે બોલવું વધારે સુગમતાવાળું છે

——::-*-::——

## ૫૧. સિંધ ખાલસે કરવાનાં બાદશાહી કારણો.

સિંધ કબજે કરી ઈ. સ. ૧૮૪૩માં સર ચાર્લ્સ નેપિયરે એવું રમુજી વાક્ય કાઢ્યું કે, "મેં ખોટું કર્યું" સિઝરના વધારે પ્રસિદ્ધ વાક્યના કરતાં આમાં વધારે સંક્ષિપ્તપણું રહેલું છે. ઉપલું વાક્ય સર ચાર્લ્સ નેપિયરે દિલથી કહ્યું હોય, કે માત્ર મશ્કરીમાં કહ્યું હોય, તોપણ ઈતિહાસના ઈનસાફ ઉપર તેની ખરેખર અસર થઈ છે. બીજે સ્થળે કંપનીની જે રાજ્યપદ્ધતિ હતી તેનાં ધોરણોનું ઉલ્લંઘન કરી સિંધને ખાલસા કરવામાં આવ્યું હતુ, એમ કેટલાક ગ્રહણ કરી લે છે. તોપણ તેના બચાવમાં ઘણી દલીલ કરવાની છે. કંદહારના રાજ્યકર્તાની વતી સિંધ હકદાર સુબાઓના હસ્તક હતુ તેની સામે થોડા અરસા પહેલાં બંડ કરી જે રાજવંશ સત્તાએ ચડયો હતો, તેને મીઆણી અને ડબાની લડાઈઓ બાદ દૂર કરવામાં આવ્યો હતો. એટલુજ નહિ પણ તેમનામાંજ વિભાગ પડવાથી રાજ્ય બથાવી પડનારાની સત્તા ખંડિત થઈ ગઈ, અને સિંધના ત્રણ ટુકડા થયા. એ ત્રણ ટુકડામાથી નીચલા સિંધના પરગણા ઉપર નુરમહમદની વશિયતથી ચાર મીરની માલિકી થઈ હતી. ઈ. સ. ૧૮૩૬માં શિકારપુરના ઉત્તર પરગણા ઉપર "પંજાબનો સિંહ" છાપો મારનાર હતો, એટલામાં કંપની વચ્ચે પડી; અને ઈ. સ. ૧૮૩૮માં લોર્ડ આકલાન્ડે રણજીતસિંઘ તથા શાહ સુજાઉલમુલ્ક સાથે સંયુક્ત તહનામું કર્યું. તેથી અફઘાનના રાજ્યકર્તાએ કબુલત આપી કે,

"શિકારપુર અને સિંધના મુલક માટે સિંધુ નદીમા જમણા કિનારા તરફ જે ન્યાયસર મુકરર કરવામાં આવશે તે પ્રમાણે વર્તવું." જે પગપેશગ સામે મીરો કદાપિ પણ થઈ શક્યા નહિ હતા, તેમાંથી તેમને બચાવવા બ્રિટિશ સરકારે તે કારણસર બને તેટલો યત્ન કર્યો. ઈ. સ. ૧૮૦૯માં હૈદરાબા સાથે કંપનીએ તહનામાથી સંબંધ બાંધ્યો. ઈ સ. ૧૮૩૨માં ખેરપુર શાખા સાથે વેપાર સબંધી તહનામુ થયુ. તેથી અફઘાનિસ્તાન સાથે લડા કરવાનો મામલો જાગતાં સિંધની સરહદ ઉપરનાં રાજ્યો તરફથી ચંચળ સહાયતા અને ઐક્ય માટે વ્યાજબી રીતે કંપનીના મનમાં ઉમેદ રહેતી હતી. ઈતિહાસ પુનરાવૃત્તિ કરે જાય છે. જેમ ઇ સ. ૧૫૯૧માં અકબરે શેહનશાહત સાથે સિંધ જોડી દેવું પડયું હતું, અને ત્યાર બાદ ત્રણ વ પછી કંદહારનો કબજો કર્યો હતો, તે પ્રમાણે બાદશાહી હિતને અર્થે સિં ઉપર અસરકારક દાબ બેસારવાની જરૂર હતી. ઈ. સ. ૧૮૩૯માં બોલનન પહાડી રસ્તામાં થઈને શાહસુજાહને કુચ કરવાનું થયું, ત્યારે તેની સાથે એક બ્રિટિશ ફોજ આપવામાં આવી હતી. વળી ઇ. સ. ૧૮૪૧માં કાબુલમાંથી મુશીબતની સાથે પાછું ફરવું પડયું હતું, તેનુ વેર વાળવાનું હતુ. આ કારણસ તો સિંધનો કબજો મેળવવા ખાસ આવશ્યકતા હતી. ઇ સ ૧૮૪૨મ સિંધના મીરો સાથે તહનામું કરવાનુ કર્યું હતું. તેમા એવા કરારો હતા કે, સિંધુ ઉપર છૂટથી વહાણો ચલાવવાં, ખંડણીના બદલામાં મુલક આપવો શિક્કાના ચલણ ઉપર દાબ રાખવો, અને ભાવલપુરના રાજાને કેટલી મહેરબાની બતાવવી. આ શરતો ભારે લાગે તેવી હતી. તોપણ તેઓ વ્યાજબી કારણ વગરની ન હતી. એક વાર એ કબૂલ થઈ ગઈ એટલે મેજર ઉટરામની ફોજ ઉપર હલ્લો કર્યાથીજ માત્ર લડાઈ જાગી. તેના પરિણામે સિંધ ખાલસા થયું, અને મુશ્કેલીનું નિવારણ થયું. તેનો ભેદ પ્રગટ કરવામાં મુત્સદીગિરી પણ નિષ્ફળ થઇ છે. એ કૃત્યથી જે દેશ બાદશાહી

હિત જાળવનારો છે તે ઉપરના વહેંચાઈ ગએલા દાબથી અને ગેરઅદોબસ્તથી રહેતા ભય દૂર થયા. તે વાતની સચ્ચાઈ છેવટના ચાળીશ વર્ષના ઈતિહાસથી સ્થાપિત થઈ છે સિંધ કંપનીના હાથમા ન આવ્યું હોત તો તેને અફઘાનિસ્તાને કે લાહોરે ખાલસા કરી લીધું હોત તે વાત નિર્વિવાદ છે.

——::-o*o-::——

## પર. સીખ સત્તાની યોજના ગંભીર વિચારથી ઘડી કાઢવામાં આવી હતી.

પંજાબને ખાલસા કરી દીધું તેની હકિકત વળી વધારે ગુંચવણવાળી છે. સતલજની આસપાસ એવું કાંઈ બન્યું ન હતું, કે જેથી કેટલેક દરજ્જે કંપનીની અગમબુદ્ધિને કે તેના પોલિટિકલ ખાતાના મનસુબાને ગેરવ્યાજબી ગણવામા આવે. એક ધક્કો ખમનારૂં રાજ્ય રાખવા ખાતર જ્યારે ઇ. સ. ૧૭૬૫માં ક્લાઈવે અયોધ્યા પાછું આપ્યુ, ત્યારે અફઘાનો સાથે એક ચોક્સ સ્થળ ઉપર લડાઈ થઈ ચૂકી હતી, અને અહમદશાહે પટિઆલાના રાજ્યકર્ત્તાને રાજા તરીકે કબૂલ રાખ્યો હતો. ઈ. સ. ૧૭૬૨માં સીખ લોકોએ સિરહિંદ જીતી લીધુ હતુ. ઈ. સ. ૧૮૦૫માં જ્યારે લોર્ડ કોર્નવાલિસે ઈન્ડિયાના રાજકીય ભવિષ્યનો વરતારો કાગળ ઉપર કર્યો હતો, અને મોટા રાજ્યો નાના રાજ્યોને ગળીત કરી જશે એવુ પોતાનું સ્વપ્નુ સાચુ પડશે એવી ઉમેદ રાખી હતી, ત્યારે રણજીતસિંહની ઉમર ૨૫ વર્ષની હતી. તે વખતે તેણે લાહોર લઇ રાજાનો ઈલકાબ ધારણ કર્યો હતો, અને પોતાનું રાજ્ય મજબૂત કરવા જૂદાં જૂદા રાજ્યોની મિસલ એટલે તેમનો એકસપ કરવા માંડયો હતો. ઇ. સ. ૧૮૦૯મા પૂરો વિચાર કરી કંપનીએ તહનામાથી સતલજની પેલી તરફનો મુલક રાજ્યને મજબૂત પાયા ઉપર લાવવા તેની પાસે રાખ્યો હતો. તે રાજાની પેશકદમીઓ ઉપર લાહોરના તહનામાથી અંકુશ રાખવામાં આવ્યો હતો. તેની નાઉમેદીની લાગણીઓ મહારાજાના મનમાંથી

દૂર થઇ, અને તે તહનામા પ્રમાણે ચાલવા તેણે નક્કી કર્યું ત્યારથી તે ઈ. સ. ૧૮૩૯ના જૂનની ર૭મી તારીખે તે ગુજરી ગયો, ત્યાં સુધી તે બ્રિટિશ સરકારનો દૃઢ અને વફાદાર દોસ્ત રહ્યો. ફિરોજપુરમાં બ્રિટિશ લશ્કર એકઠું કરવામાં આવતું હતું, તેથી બેશક તેને ધીરજ રહેતી ન હતી. અફઘાનિસ્તાનમાં તે ફોજે જે રીત ચલાવી તે પણ તેને પસંદ ન હતી. તોપણ તે દોસ્તીમાંથી ચળ્યો નહિ. પોણી સદી સુધી એ રાજનીતિ ફતેહમંદ ઉતરી. તેથી તે નિષ્ફળ ન થઈ તેનો પુરાવો આટલાથી કદાચ બસ થાય છે. લોર્ડ કોર્નવાલિસ જીવ્યો હોત, તો તેણે પોતાના રાજકીય મનસુબાને પિંડારીના યુદ્ધથી કે સીખ લોકોના યુદ્ધથી વધારે મ્હોટો ધક્કો લાગ્યાનું ગણ્યું હોત, તે વિષે આપણને શંકા રહી જાય છે. સીખસત્તાના અળગાપણાથી, સંસ્થાનોને રણજીતસિંઘે ગળત કરી દીધા તેથી, પંજાબની હિંદુમુસલમાન પ્રજા ઉપરના જુલમથી, સને ૧૮૪૩માં જનરલ વેનચુરાએ રાજીનામું આપ્યું, ત્યારે લશ્કરને નિરંકુશ છૂટ મળી. તેથી બ્રિટિશ અને સીખ વચ્ચે મરણયુદ્ધ ચાલ્યું. મરેઠાની સાથે થએલી લડાઈઓ કે પિંડારી યુદ્ધ તેની બરાબરી કરી શકે તેમ ન હતાં.

——:o:——

## ૫૩. સીખ, મરેઠા, અને પિંડારીનો મુકાબલો.

હિંદુસ્તાનમાં અંગ્રેજોએ રક્ષિતપણું ધારણ કર્યું તેની બીજી મુદતમાં બ્રિટિશ સરકાર સાથે ત્રણ કોમોએ યુદ્ધ કર્યાં તે દરેકમાં પરસ્પર ઘણી ભિન્નતા હતી તેમાંની દરેક ખાસ સ્થળમાં જોરાવર થઈ, અને ત્વરાથી દુશ્મની ધરાવનારી સેના બની ગઇ એટલે દરજ્જે તો તેમાં સમાનપણું હતું. ત્રણે કોમોએ બહાદૂરી બતાવી તે પણ ખરૂં છે. સીખ લોકોમાં ખરી લડાયક પ્રેરણાઓ રહેલી હતી તેનામાં મુક્તિસ્થાનની પ્રાપ્તિ માટે ધૈર્ય હતું, તેમજ મુક્તિસ્થાન સામે લગાડવાની હિમ્મત પણ કમતી ન હતી.

મરેઠાઓ લડાઈમાં ચપળ હતા, પણ તેઓમાં લૂંટફાટ કરવાનું મજબૂત વલણ હતુ. પિંડારીઓ હિમ્મતવાન્ કરતાં છકેલા બેદરકાર વધારે હતા. તેઓ જેટલે દરજ્જે લૂટમાં હુશિઆર હતા, તેટલે દરજ્જે લડાઈમાં હુશીઆર ન હતા મરેઠા અને સીખ લોકો રાજ્યની સ્થિતિએ પહોચી ગયા હતા, પરન્તુ પિંડારીઓ તો ધાડ પાડનારાઓનાં ટોળાંજ હતા: ભોપાળ સાથે દોસ્તી કરવાની તેઓએ માગણી કરી હતી, અને અમીરખાનની સરદારી નીચે તેઓમાં કાંઈક ઐક્ય જોવામાં આવ્યુ હતુ. તે વખતે તેઓ કાંઈક રાજ્યની રીતમા આવેલા હતા ખરા. લૂટના લોભથી પિંડારીઓ એકઠા મળ્યા હતા. મરેઠા માંડલિક અને ધાર્મિક ગ્રંથીઓથી સાથે મળેલા હતા, પણ તેઓમાં જ્ઞાતિભેદની અસર રહી હતી. તે ઉપર તે ઘણુ લક્ષ આપતા હતા તેથી સમગ્ર થઇ કામ કરવામાં વાંધો આવતો હતો. લડાઈ કે સલાહ મસ્લહતમાં તેઓ એક થઈ શકતા હતા નહિ મરેઠાઓ સ્વદેશમાં સુધારો થવા દેતા ન હતા, તેમ બહારથી તેમ થાય તે પસંદ કરતા ન હતા. માંડલિક કે સ્થાનિક ગ્રંથી કરતાં ધાર્મિક ગ્રંથી સીખ લોકોમાં વધારે મજબૂત હતી. તેઓમા જ્ઞાતિના ભેદ ન હતા. ધર્મનું ઝનુન અને ધર્મ વાસ્તે થયેલ જુલમની યાદિ તેઓના મનમાં તાજી હતી. સર્વે માણસો તેનીજ રીતે તેઓની સેના ઈશ્વરનાં હતાં. સીખ ખાલસાનો અર્થજ એ હતો કે ઈશ્વરની ખાસ મિલકત: મહારાજા રણજીતસિંઘે બાર મિસલો મજબૂતિ ઉપર આણી હતી: તેમાં એકનુ નામ સાહિદ અથવા ધર્મચુસ્ત એ હતું. તેનો સ્થાપનાર મુસલમાનો સાથે લડતાં લડતાં મરણ પામ્યો હતો. એ પંથાનુયાયીનો ધાર્મિક ઉત્સાહથી ઘણી લડાઈઓનાં પરિણામ નિપજ્યાં હતાં. બીજી મિસલો સીખની મિલકત હતી. તેમજ તે તેમને વારસામા પ્રાપ્ત થયેલી હતી. ધર્માંધ બાદશાહ ઔરંગઝેબે ગુરુ ગોવિંદસિંહના બાપને તેની નજર આગળ રીબાવીને મારી નખાવ્યો હતો. તેજ બાદશાહે તેના

બે દીકરાને સિરહિંદમાં જીવતા ગાડી દીધા હતા. તેને પોતાને પણ ઘર છોડી નાશી ગયા બાદ બળાત્કારે મરવું પડ્યું. ગુરૂ ગોવિંદસિંઘની પાછળ થનાર બાન્દાને પોતાના દીકરાનુ ખૂન કરવા ફરજ પાડવામાં આવી; અને તેને પોતાને દિલ્હિમાં રીબાવીને મારી નાખવામાં આવ્યો. શીખ લોકોની ધર્મક્રિયા અને મત એવાં હતાં કે, આ બધાનું વેર લેવા તેઓમાં જુસ્સો આવ્યો. ધર્મની તીક્ષ્ણ લાગણી સાથે મહારાજા રણજીતસિંઘનુ મજબૂત બંધારણ, વેન્ચુરા, આલર્ડ અને કોર્ટના જેવા યૂરોપની લડાઈમાં પ્રસિદ્ધ થયેલા પરદેશી અમલદારોની લશ્કરી તબિઅત, અને ૩૮૧ તોપો સહિત ૭૨૦૦૦ માણસનું ઈ. સ. ૧૮૪૫માં એકઠું કરેલું લશ્કર, એ સઘળાં સાથે મળ્યાં તે ઉપરથી સહજ રીતે સમજી શકાશે કે, સીખ લોકોની સાથે વિગ્રહ કરવાનો હેતુ, પિંડારી વર્ગનો સમૂળો નાશ કરવા કરતાં અથવા મરેઠાના એકસપી રાજ્યોના વિભક્ત અંગભૂતોને અનુક્રમે જીતવા કરતાં કાંઈક વધારે બળવાન હતો. પોતાની ઉત્સાહથી જેટલી મર્યાદા રોકી શકે તેટલી મર્યાદામાં છેવટે લાહોરના તહનામાથી સીખ લોકોનો જમાવ કરવામાં આવ્યો નિરકુશ સત્તા વાળા નામનાજ રાજવિસ્તારથી મરેઠા તો નબળા પડી ગયા હતા.



### ૫૪. પંજાબની સાથે અથડાઅથડી અને તેનું ખાલસા થવું.

મહારાજાની પછી થનારાઓના વખતમાં સીખરાજ્ય નબળું પડી ગયું. તે દરમિયાન તે કાયદા કે વ્યવસ્થાના અંકુશમાં રહ્યું નહિ. તેનું બંધારણ ધર્મની એક લાગણીથી એકઠા થયેલા લશ્કરના જેવુ હતું. જન-મંડળની સમગ્ર સ્થિતિ તેમા ન હતી બારિકીને વખતે યૂરોપીયન અમલદારો ચાલ્યા ગયા હતા તેથી સીખ લોકોનું લશ્કર તો નબળું પડી ગયું હતું. લશ્કરના આગેવાનો હમેશાં દંગાથી ડરતા હતા. રાજ્યના અમલદારો પાસે સિપાઈઓનો પગાર આપવા પૈસા ન હતા. તેથી સિપાઈઓ ઉપર મહેરબાની

શીખવા તેઓને ફરજ પડતી હતી. તે કારણસર તેમના મનસુબામાં કાંઈ નિશ્ચિતપણું જોવામાં આવતુ ન હતું. " કાંઈક કરવુ " એ રીત હાલ સુધરેલાં રાજ્યોમાં દાખલ થઈ છે તેમ તેઓમાં પણ દાખલ થઈ. શું કરવું તે અંદરખાને નક્કી કરી રાખેલુ છુપા ભેદ તરીકે રહેતુ. બધી તરફનો મામલો ગંભીરપણું ધારણ કરી રહ્યો હતો. તે વાતની બ્રિટિશ લોકને ખબર ન હતી કારણ દરમિયાનગિરી નહિ કરવી એજ તેમની એ જમાના વાસ્તે રાજ્યરીતિ હતી પરંતુ અવ્યવસ્થાના ખબર સાંભળવાની રાહ જોઇ બ્રિટિશોએ સરહદ ઉપરના સ્થળોમાં લશ્કર જમા કરવાનું શરૂ કર્યું હતું. આ શાન્ત હિલચાલની અગત્યતામા બજારના ગપાથી વૃદ્ધિ થઈ. છેવટે સતલજ નદી ઓળંગીને સીખ લોકોએ કંપનીના મુલક ઉપર ધસારો કર્યો, તેથી તેનો શક દૂર થયો. આગલા ગવર્નર જનરલો તોફાનીપણા અને ધર્માંધપણાનો વારસો મૂકી ગયા હતા, તેની હવે ખબર પડી આમ છતા પણ ઈ. સ. ૧૮૪૫ના ડિસેંબરની ૧૩મી તારીખે જે ઢંઢેરો પ્રસિદ્ધ કરવામા આવ્યો, તેથી બ્રિટિશ સરકારના ગત સમયના ઈરાદા અને ઉદ્દેશો ગવર્નર જનરલે જાહેર કર્યા પંજાબમા સીખનું રાજ્ય પોતાની ફોજના ઉપર અંકુશ રાખે, અને રૈયતનું રક્ષણ કરે એવુ મજબૂત થયેલુ જોવાને અંગ્રેજોની અંતઃકરણની ઈચ્છા હતી. " હાલના વખત સુધી ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે એ દેશના રાજા અને રૈયતની દેશકલ્યાણાર્થે કરેલી કોશીસથી એ હેતુ પાર પડેલો જોવાને ઉમેદ છોડી ન હતી. " બ્રિટિશ ઉપર હવે હુમલો થયો તેને બ્યાજબીપણાનું રૂપ દેવા તેના તરફથી એવુ કાંઈ કૃત્ય થયુ ન હતુ. તેમ કોઈ કામમા દરમિયાનગિરી પણ થઈ ન હતી. " તહનામાં અને સુલેહના ભંગ કરનારાઓને " શિક્ષાની જરૂર હતી માટેજ લડાઈ જાગી. મહાભારત કોશીસ અને ચાર ઠઠ સંગ્રામો થયા બાદ સીખલોકો સતલજ ઓળંગી પાછા હટયા. તે પછી થોડા અરસા સુધી ખુલ્લા મેદાન ઉપર તે આવી શકયા નહિ ઈ. સ ૧૮૪૬ના ફેબ્રુઆરીમાં લાહોર સ-

કરવામાં આવ્યું અને લઘુ વયના ધુલિપસિંઘને કબૂલ રાખવામાં આવ્યો. સતલજ નદીના આ તરફના લાહોરના મુલકને ખાલસા પણ કરવામાં આવ્યો. વળી બાકીના પરગણાઓનો વહિવટ હેન્રિ લારેન્સના અધ્યક્ષપણા હેઠળ એક રાજ્યસભાને સોંપરત થયો. ઇ. સ. ૧૭૫૨મા એક અફઘાન સુબાએ કાશ્મિર જીતી લીધું હતું. તેની પાસેથી ઈ. સ. ૧૮૧૯માં તે મહારાજા રણજીતસિંઘે પાડી લીધું હતું. તે જમ્મુના હિંદુ રાજ્યકર્તા રાજા ગુલાબસિંઘને આધીન સત્તા સહિત તારીખ ૧૬મી માર્ચ સને ૧૭૪૬ના અમૃતસરના તહનામાથી આપવામાં આવ્યું. આ નવા હિંદુ રાજાએ પ્રથમ રણજીતસિંઘની ફોજનાં સ્વાર તરીકે નોકરી કરી હતી. બહાદૂરીના બદલામાં મહારાજાએ ઇનામ દાખલ તેને જમ્મુ આપ્યું હતું. તેને સીખ ખાલસાનો પ્રધાન નિમવામાં આવ્યો. તેથી સોબ્રાઉનની લડાઈ પછી જે વ્યવહાર ચાલ્યો તેમાં તેણે અગ્ર ભાગ લીધો. તેણે અને તેના પેટના મરદ વારસોને કાશ્મિરનો "સ્વતંત્ર કબજો" આ વખતે આપવામાં આવ્યો. આ સ્થળે કહેવું જોઈએ કે, તેના મરદ વારસોનેજ માટે ગાદીનો હક્ક રાખ્યો હતો. તેનું કારણ એ હેતું કે, ઈન્ડિયા સરકારમાં આ પ્રસંગે બિનવારસી ગાદીનો હક્ક જવાનો સવાલ અને દત્તકનો સવાલ ઉપસ્યા હતા. કાશ્મિર જવાથી અને બ્રિટિશ રક્ષણમાં પંજાબ આવવાથી સીખલોકો અસંતોષ પામ્યા હતા. રણજીતસિંઘની પાછળ થનારાઓની માફક રાજસભા પણ સીખલોકોના તોફાની જુસ્સા ઉપર કાંઈ દાબ રાખી શકી નહિ. મુલતાનમાં ઈ સ. ૧૮૪૮ મા બે બ્રિટિશ અમલદારોનાં ગુપ્ત ખૂન કરવામાં આવ્યાં. તે નિશાની સીખ ખાલસાની ફોજને ફરીવાર અને છેવટને માટે જમા થવાની હતી. સીખલોકોએ પેદા કરેલાં આ મરણયુદ્ધના પરિણામોનો તેઓને સારી રીતે અનુભવ થયો. ચિલિઅનવાલાની ખૂનરેજીવાળી લડાઈમા મચ્યા ત્યારે અને ઈ સ. ૧૮૪૯ના ફેબ્રુઆરી માસમાં ગુજરાતની નિર્ણયકારક

લડાઇમાં છેવટે બ્રિટિશ સાથે તેઓ ભેટયા, ત્યારે તેઓ જાણતા હતા કે આપણો પરાજય થશે. અને મુલક બેશક ખાલસે થશે આવી રીતે મરેઠા અને સીખલોકોના પડી ભાગવાનુ સમાનપણું પૂર્ણ થયુ. જેમ પેશ્વાએ પ્રથમ કર્યું હતુ, તેમ ઈ સ. ૧૮૪૯ ના માર્ચની ૨૯મી તારીખે મહારાજા ધુલિપસિંઘે પોતાના, પોતાના વારસના અને પાછળ થનારાના તરફથી રાજ્યસત્તાના હક્ક અને દાવાનું રાજીનામુ આપ્યુ.

———:o:———

### ૫૫. ખાલસે થવાથી બચેલાં પંજાબનાં ઉપરાજ્યો.

તોપણ કંપનીએ કેટલાક ઉપરાજ્યોને પોતાના રાજ્ય સાથે નહિ જોડી દેતાં બાકી શેષ રાખ્યાં. પુના તોડી સતારાના રાજ્યને બનાવ્યું હતુ તેવીજ રીતે સીખના રાજ્યમાંથી ઈ સ. ૧૮૪૬માં કાશ્મિર ઉત્પન્ન કર્યુ. ઈ. સ. ૧૮૦૯માં સતલજ નદીની આ તરફનાં સંસ્થાનોને રણજીતસિંઘના પંજામાંથી બચાવ્યાં હતાં. પટિઆલા, ઝીંદ, નાભા, કલિસઆ, ફરિદકોટ, અને માલરકોટલાના રાજ્યો કંપનીના રક્ષણના ટકાઉ અસરકારકપણાના અદ્યાપિ પુરાવારૂપ રહેલા છે. કપૂરથલા, ચંબા, મંદી, અને સુકેટ ઇ. સ. ૧૮૪૬મા બ્રિટિશ સરકારના કબજામાં આવ્યાં હતાં, પરંતુ તે તેમના રાજ્યકર્તાઓને પાછા આપવામાં આવ્યા. ચંબા, મંદી, અને સુકેટ એ ત્રણ રજપુત રાજ્યો છે. તેની સાથે કરારો થયા તે નોંધ લેવા યોગ્ય છે. કેમકે તેથી બીજાને મુલક હસ્તગત કરવાની મનાઈ થઇ હતી. તેમજ અમુક રશમો, જેમકે ગુલામગિરી, સતી, પુત્રીહત્યા, અને કોઢીઆને બાળી નાખવાની રીત, એ પણ બંધ કરી. સિરમર અને બશહરના પહાડી રાજ્યો, અને બીજાં જે ઈ. સ. ૧૮૧૫ના નેપાળના તહનામા પછી તે વર્ષમા સનદની રૂએ

રાજાઓને આપવામાં આવ્યાં હતાં, તે બ્રિટિશ રક્ષણ તજી આવવાથી બચી જઈ જેમનાંતેમ રહ્યાં હતાં. ૫ જાળમાનું હવે એક રાજ્ય નોંધ લીધા વગર રહ્યું છે તે રાજ્ય બાવલપુરનું છે. તેના રાજાએ રણજીતસિંઘ સામે થવા ઈંગ્રેજોનું રક્ષણ સ્વીકાર્યું હતું. ઇ. સ. ૧૮૩૩માં ત્યાંના નવાબે દોસ્તીનું તહનામું કર્યું તેથી તેના અંદરના રાજ્યવહિવટનો કારોબાર નક્કી કરી દેવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૮૩૮માં તેને રક્ષણ માટે વચન દેવામાં આવ્યું હતું તેને એક સ્વતંત્ર સત્તા રહેવા દીધી હતી. "એ રાજ્યમાં બ્રિટિશ હકુમત દાખલ કરવામાં નહિ આવે," એવી કલમ દાખલ કરવામાં આવી હતી. ઇ. સ. ૧૮૫૦માં અંદરના કારોબારમાં દરમિયાનગિરી નહિ કરવાની પદ્ધતિ હદ ઉપરાંત પહોચી ગઈ હતી. પરંતુ કેટલીક મુશિબતો છતા તે રાજ્યનો માનમર્તબો અને સ્થિતિ જાળવી રાખવામાં આવ્યા છે.

——.:-0-:.——

## ૫૬. કુર્ગને ખાલસા કર્યું તે ઉપરથી લેવાના ધડા.

બ્રિટિશ સરકારે કુર્ગના રાજ્ય સાથે વર્તન ચલાવ્યુ, તેનો હેતુ "કુર્ગની રૈયતને ન્યાયી અને હક્કદાર રાજ્યનાં સુખ આપવાનો" જ હતો. તે શિવાય બીજો કાંઈ હતો નહિ કંપનીના રાજ તરફથી જે લાભની ઉમેદ રાખવામાં આવતી હતી, તે તેને આપવાના હતા, અને તે શિવાય બાદશાહી હિત કાંઈ હતુ નહિ. ત્યાના રહેવાશીઓ મજબુત બાંધાના અને લડવૈયા હતા એ ખરૂ છે; પરતુ તેની વસ્તિની સખ્યા ૧૭૩૦૫૫ હતી, અને તે મૈસુર અને બ્રિટિશ મુલકથી ઘેરાયેલુ હોવાથી તદ્દન નજીવુ ગણાતુ. પરતુ ઇન્ડિયા સરકાર અને જાહેર આલમના મત પ્રમાણે દરમિયાનગિરી નહિ કરવાની રીત પ્રબળ હતી. કારણો પેદા થઇ ચૂકેલાં એટલે તેને ખાલસા કરવાનુ કામ ન્યાયસર હતુ. દેશી રાજ્ય જ્યાં સુધી

દેશી રાજ્યની હાલતમાં રહે ત્યાં સુધી તેના અંદરના કારોભારમાં વચ્ચે આવવું ન જોઈએ. બ્રિટિશોએ વચ્ચે આવી કુર્ગના નિહિત ગેરબંદોબસ્તને દૂર કરવાનો હતો. આ કારણોને લીધે તે હવે દેશી રાજ્ય તરીકે કાયમ રહી શકે, તેમ ન હતું. કુર્ગની બાબતમાં ખાલસા નહિ કરવાની અને દરમિયાનગિરી નહિ કરવાની રાજ્યરીતો વચ્ચેનો અગત્યનો સંબંધ સ્પષ્ટ રીતે સ્થાપિત થયો હતો. ઉપર દર્શાવેલાં બે કારણોની સચ્ચાઈ માટે કુમનશીએ શકા લેવા કાંઇ સબબ ન હતો. લોર્ડ કોર્નવાલિસ હૂદ્દા ઉપર આવ્યો કે તરતજ કુર્ગને "દ્રઢ અને હમેશની દોસ્તીમાં" લીધું તેની સાથે દરમિયાનગિરી નહિ કરવાની રાજ્યનીતિનો, અને તેને સબંધ રાખનાર પ્રજાઓના પરસ્પરના વ્યવહારનો સર્વત્ર અંગીકાર થયો. ઈ સ. ૧૭૯૩ના માર્ચમાં માગણી પ્રમાણે ત્યાંના રાજાને ખાત્રી કરવામાં આવી કે, " તેના દેશની અંદરના વહિવટમાં કંપની કદાપિ પણ વચ્ચે આવવા ઈરાદો રાખતી નથી. " તે રાજાને આ પ્રમાણે પોતાના સ્વતંત્રપણાની ખાત્રી મળી પૈસાના રૂપમાં તે ખંડણી ભરતો હતો, તેના બદલામાં વફાદારીના અંગીકાર દાખલ દર વર્ષ તેની પાસેથી માત્ર એક હાથીની ભેટ લેવાનું ઠર્યું, તેથી તે ફુલાઇ ગયો. ખરાબ રીતે રાજ્ય ચલાવવા દેવતાઈ હક્ક છે, એમ તેના મનમાં અંકુર આવ્યો તે વખતોવખત ગાંડપણનાં ચિન્હો બતાવતો તે વાત ખરી છે. પરન્તુ ઈ સ ૧૮૦૯માં તે ગુજરી ગયો, ત્યાં સુધી એક હિંદુસ્તાનના રાજાના ગાંડપણને લીધે પણ સત્તાધીશો તટસ્થપણાની સ્થિતિમાથી ચળવા લલચાયા નહિ તેની પાછળ તેની વિધવા ગાદીએ બેઠી, પણ તેણીને તેના ભાઈએ ગાદીએથી ઉઠાડી મૂકી. તેણે ઈ. સ. ૧૮૨૦ સુધી એક જુલમગાર માફક રાજ્ય ચલાવ્યું. તેના મૃત્યુ બાદ વીરરાજેન્દ્ર વડિયરના હાથમાં રાજ્યસત્તા આવી. તેણે ફાંસી દેવાનું કામ પોતાના હાથથીજ કરવાનો ધંધો ગ્રહણ કર્યો, એટલો માત્ર પોતાના પૂર્વગામીઓની

રીતમાં સુધારો કર્યો ! ! પોતાના નિકરના મગાવનારાઓને પોતાને હા-થેથીજ મારી નાખવાના તે મોજમજા માનતો બ્રિટિશ સરકારના રક્ષણની માગણી કરવામાં આવી તેણે પ્રજાઓના માંહોમાંહેના સંબંધનું આખરે ફારસ કરી બતાવ્યું. સમજુત આપવા એક એલચીને મોકલવામાં આવ્યો હતો, પણ તે પોતાના કામમાં નિષ્ફળ ગયો. ફરીથી કહેવાસાંભળવા એક દેશી અમલદારને મોકલવામાં આવ્યો, પણ એથી રાજાએ અપમાન થયું ગણી તેને કેદ કર્યો. રાજ્યોની અંદર ચાલતા વહિવટના ધોરણમાં વચ્ચે નહિ આવવું એવો નિયમ હતો, તોપણ આ બનાવ સહન કરી બેઠી રહેવાય તેમ ન હતું. તેથી બ્રિટિશ સરકારે તેના ઉપર આરોપ રાખ્યો કે, "સુધરેલી પ્રજાઓ દૂતોને હમેશાં અવધ્ય અને પવિત્ર ગણે છે એવો નિયમ છે. તેને તોડી આ જુલમ થયો છે." આ સુંદર શબ્દોનો તે રાજાએ "ઘણા અપમાન ભરેલા પત્રોથી" જવાબ વાળ્યો છેવટે ગવર્નર જનરલે પ્રજાઓના પરસ્પરના ધારાની મદદ લીધી. ઈ. સ ૧૮૩૪ના માર્ચની ૧૫મી તારીખે લડાઇ કરવાનું જાહેર કર્યું. તે વખતે એવો ઢંઢેરો કાઢયો કે, "રાજ્યકર્તા તરીકે પોતાની ફરજનો અનાદર કરી ઈસ્ટ ઇન્ડિયા કંપનીના તાબાના દોસ્તની ફરજો આ રાજાએ ગણકારી નથી" તેથી પ્રજાના પરસ્પરના ધારાને માન આપી આ ગુન્હાઈત રાજા શરણ થયો, અને પેનશન કબૂલ કરી ફારક થયો. ઈ. સ. ૧૮૩૪ના મે માસની ૭મી તારીખે જાહેરનામાંઃ કાઢી ઈન્ડિયા સરકારે તેનો મુલક ખાલસે કર્યો. લોર્ડ વિલ્યમ બેન્ટિકના વિચારો આખરે સાચા પડ્યા. "બ્રિટિશ રક્ષણ તળે આવવાની કુર્ગની રૈયતની સંયુક્ત ઈચ્છા દર્શાવી" જાહેરનામામાં એટલું પણ ઉમેરવામાં આવ્યું કે, "હવે પછી રૈયતને દેશી રાજ્યના તાબામાં રાખવામાં આવશે નહિ," ઈત્યાદિ. રાજ્યો ખાલસા કરવાની રીતિ એકલા લોર્ડ ડેલહાઉઝીના વિચારને મળતી હતી એમ માનવામાં આવે છે, માટે કુર્ગની બાબતમાં વધારે હકિકત

આપવાની જરૂર છે. જે બનાવોનુ આપણે વર્ણન કરી ગયા છિએ, તેથી બેશક માલમ પડે છે કે, કોઈ બરાબરી કરનારી પ્રજા સાથે પ્રજાની અંદર અંદરના ધારાને અનુસરીને વર્તન કરવામાં આવે એ રીત શિવાય દરમિયાનગિરી કરવાનો બીજો ઈલાજ ઈન્ડિયા સરકારના જોવામાં આવ્યો નહિ. દેશી રાજ્ય વિષે બ્રિટિશ સત્તાધીશો જે મત ધરાવતા હતા તે પણ આ દાખલાથી સ્પષ્ટ થાય છે. બગાબ રાજાના હાથમા પાછા નહિ સોપાવાની કુર્ગની રૈયતને ખાત્રી કરવામાં આવી એટલુંજ નહિ, પણ દેશી રાજ્ય કોઈ દિવસ તેમના ઉપર રાજ્ય નહિ કરે એવી તસલ્લી કરી. "દેશી રાજ્ય" લડાઈ કર્યા શિવાય સુધરે નહિ એવું તે ખરાબ હોય, તો વારસોના આકસ્મિક અભાવને લીધે રાજ્યો ગળત કરવાં એવો લોર્ડ ડેલહાઊઝીના પૂર્વગામીઓનો વિચાર હતો. તેજ તે અમલમાં લાવતો હતો. હિંદુસ્તાનના રાજાઓને મરજી માફક રાજ્ય કરવાનો હક્ક છે એવો વિચાર રાખવામાં માત્ર ગવર્નર જનરલોજ ભૂલ કરતા હતા એમ ન હતું. લંડનમાં તેના ઉપરી અધિકારીઓ હતા તેનો પણ એવોજ વિચાર હતો.

——::-*-::——

## ૫૭. ખાલસે કરવાનો માત્ર એકજ ઈલાજ રહ્યો હતો તે વિલાયત સરકારે નામંજૂર કર્યો.

હાલના જમાનાના વિચાર પ્રમાણે કુર્ગના કરતાં અયોધ્યાને ખાલસા કરવામાં કમતી વ્યાજબીપણું હતું કેમકે ત્યાંના રાજા સારી રીતે રાજ્ય કરવાને અને સલાહ કબૂલ રાખવાને તહનામાથી બંધાયેલો હતો. થોડા વખત માટે રાજાને દૂર કરી દીધો હોત, તો તે અમારા વિચાર પ્રમાણે યોગ્ય હતું. એમ કરવા દેવા તે ખુશી હોય કે નહિ, તોપણ તેનો કારોબાર સુધારી દેવો જોઈતો હતો. પરંતુ પ્રજાઓની અંદર અંદરના ધોરણના શોખીઓને એ રસ્તો પસંદ આવે તેમ ન હતું. કારણ કે સારો રાજ્યવહિવટ હોય તોજ દેશી રાજ્ય કાયમ થવા પામે, અને તકરાર કરવા

કરતાં સખ્ત ઉપાયથી દરમિયાનગિરી કર્યા શિવાય રાજાનું અમલનું ધોરણ સુધરી શકે નહિ. એ બિનાઓથી તે અણુવાકેફગાર હતો. ઈ. સ ૧૮૫૬માં આ બાબત જે ખ્યાલ થાય તેમ હતું, તે પ્રમાણે જોતાં રાજાએ સારી રીતે રાજ્ય ચલાવવા ખાસ કરાર કરી આપ્યો હતો, તે બિનાથી ખાલસા કરવાના કારણોમાં વૃદ્ધિ થઇ. કારણ કે રાજ્ય ચલાવનારી ઉપરી સત્તાના ખાલસા કરવાના ઈલાજ શિવાય બીજો કોઈ ઈલાજ અંધેર મટાડવાને સુઝતો ન હતો. અયોધ્યાના રાજ્યને ધક્કો ખમનારૂં રાજ્ય બનાવવા ક્લાઈવે કેવી રીતે નિશ્ચય કર્યો હતો, તે આપણે આગળ દર્શાવી ગયા છિએ. તેમજ તેના પછી થનારા ગવર્નર જનરલે રોહિલા વિગ્રહમાથી આણેલી લૂંટોથી અયોધ્યાને કેવી રીતે તાલેવર કરી દીધું તેનું બયાન પણ પ્રથમ કરી ચૂક્યા છિએ. શાન્ત મિજાજી ગવર્નર જનરલ સર જોહન શોરે ઇ. સ. ૧૭૯૭માં સુધારા માટે અયોધ્યાના વજીરને દાબ દીધો હતો. ૧૮૦૧ના નવેંબરની ૧૦મી તારીખના લખનૌના તહનામામાં લોર્ડ વેલસ્લિએ એક કલમ (છઠ્ઠી) દાખલ કરી હતી. તેની રૂએ નવાબ સાદતઅલીએ આપેલ અમુક પરગણાઓ ઉપર માત્ર એકલી કંપનીનો કબજો રહ્યો હતો, અને બાકીના માટે આ પ્રમાણે ધોરણ મુકરર કરવામાં આવ્યું હતું:– "વજીર એવી કબૂલત આપે છે કે, તેના બાકી રહેલા રાજ્યમાં હું મારા પોતાના અમલદારોથી એવો રાજકારોબાર રાખીશ કે તેથી મારી રૈયતની આબાદી વધે, અને તેના જાનમાલનું રક્ષણ રહે, અને માનવંતી કંપનીના અમલદારોને પૂછી તેમની સલાહ પ્રમાણે વર્તન રાખીશ." આમાં "મારા પોતાના અમલદારોથી" એ શબ્દો વાપરેલા છે તે ધ્યાન બહાર રહેવા ન જોઇએ. દેશી રાજાના અમલદારોથી રાજકારોબાર ચલાવવો એ તે જમાનાનું મુખ્ય ધોરણ હતું, તે આમાં નજરે આવ્યું હતું. તેટલા ઉપરાંત માણસની અક્કલ કામ કરી શકી નહિ: નવાબના અમલદારો સલાહનો અમલ ન કરી શકે; તો ખાલસા

કરવાનો માત્ર છેવટનો ઈલાજ રહ્યો હતો આ બાબત ગેરસમજુતી થવા કારણ રહ્યું ન હતુ ગવર્નર જનરલ સાથે તહનામું નક્કી કરવા નવાબે પરવાનગી માગી, તે તેને આપવામાં આવી. તેનું પરિણામ લખી લેવામાં આવ્યુ. નવાબે પોતાની તરફથી આ પ્રમાણે કહ્યું-“ન્યાયની કોર્ટોનો અખત્યાર, તકરારોના ફડચા, ફરિયાદોની દાદ, દિવાનીફોજદારી શિક્ષાનુ અમલમાં લાવવુ, અને ન્યાયના વહિવટની બીજી બાબતો એ બધું લખનૌ, અને ફૈજાબાદના શેહેરોમાં મારા હુકુમ અનુસાર થવાં જોઈએ. તેવીજ રીતે સઘળી જહાગીરોમાં પણ વહિવટ રહેવો જોઈએ. કારણ કે આ સઘળી બાબતો રાજાનું કામ દરેક પ્રકારનો જુલમ બધ કરવાનું છે તેને લગતી છે.” વળી સલાહ વિષે નવાબે એવી દલીલ કરી કે, “કોઈ અમુક કામમાં અમલ કરતાં મને અટકાવવાની રેસિડેન્ટની મરજી થાય, તો તેણે પોતાના વિચારો મને ખાનગીમાં કહેવા જોઈએ.” તેના જવાબમાં ગવર્નર જનરલે તેને ખાત્રી આપી કે, “રાજ્યનું ધોરણ નવાબના અમલદારો અને નોકરોએ ચલાવવાનું છે, અને તે પણ તેના અખત્યારમાં રહીને.” પક્ષકારો સરખા દરજ્જાના હોત, તો આવા કોલકરારો અને સમજુતો કરવામાં કાંઈ વાંધો ન હતો. પ્રજાઓની માંહોમાંહેના ધારાનુ મૂળ ધોરણ એ છે કે, અમુક પ્રજાને પોતાના મુલકની અદર હકુમત અને રાજ્યસત્તા એ બન્ને પૂરી રીતે ચલાવવાનો હક્ક છે. હાલના જમાનામાં રાજ્યસત્તા વિભાજ્ય છે એમ ગણાય છે. તેમજ ખાલસા થવામાંથી કોઈ મુલકને બચાવવો હોય, તો વખતસર અને સીધી રીતની દરમિયાનગિરી કરવી જોઈએ. બ્રિટિશ રાજ્ય આધીન દોસ્તી રાખનાર રાજા સાથે આવો વ્યવહાર રાખે છે. આ બન્ને બાબતો તે વખતે જાણવામાં આવી ન હતી. ઈ. સ. ૧૮૦૧ના નવેંબરની ૧૦ મી તારીખનું તહનામું વિલાયત સરકારના ધ્યાન ઉપર મૂકવામાં આવ્યું. તે ફરી ઘડી કાઢવાનું હતું. તેમાં બતાવેલો ઈલાજ તે

સરકારે નામંજૂર કર્યાં. તેથી ખાલસા કરવાની જવાબદારી તેણે કેવી રીતે વ્હોરી લીધી તે હવે જોવાનું છે. ઇ. સ. ૧૮૧૪માં સાદતઅલીખાં ગુજર્યા ગયો, પરન્તુ મરેઠાની સત્તા ત્યાં સુધી પડી ભાગી ન હતી. અયોધ્યા ધક્કો ખમનાર રાજ્ય તરીકે હજી જારી રહ્યું હતું. નવા વઝીર ગાઝીઉદ્દીન સાથે ચાલતા તહનામાં અને કોલકરારો લોર્ડ મોઇરાએ ફરીને મંજૂર રાખ્યાં. કંપનીએ પોતાના લેણદારને ભારે માન બતાવ્યું. તેને રાજાની પદવીએ ચડાવી દીધો. આથી કેટલીક શંકાઓ ઉત્પન્ન થઈ. પરન્તુ બહુધા પ્રકારે તે ગેરવ્યાજબી હતી. તે રાજા તાલેવર હતો, અને કંપનીને પૈસા ધીરતો હતો. તેને બદલે નેપાળ પાસેથી જીતી લીધેલા પરગણાઓ આપી કેટલુંક કરજ કંપનીએ વાળ્યું. ઇતિહાસ પોતાનું વેર લેવાને ચૂકતો નથી. બળવો થયા બાદ અયોધ્યામાં બંડ થયેલ તે સમાવવામાં મદદ કર્યા માટે એ પરગણાઓ નેપાળને પાછાં આપવામાં આવ્યાં. ગાઝીઉદ્દીન પછી તેનો દીકરો ગાદીએ બેઠો. તેણે દશ વર્ષ રાજ્ય કર્યું. તેણે કંપનીને વધારે નાણું ધીર્યાં ત્યાર બાદ તેનો ભાઇ મહમદ અલીશાહ થયો. આ પ્રસંગે ઈ. સ. ૧૮૦૧ના તહનામાની ૬ઠ્ઠી કલમમાં ફેરફાર કરવા લોર્ડ ઓકલાન્ડે વિચાર કર્યો. ઘણી મહેનતે ઈ. સ. ૧૮૩૭ના સપટંબરની ૧૧મી તારીખે ન્યાયખાતું સુધારવા બ્રિટિશ રેસિડેન્ટ સાથે મસલહત કરવા રાજાને સમજાવ્યો. તેથી ઠરાવ કરવામાં આવ્યું કે, “ખુદાનાખાસ્તા અયોધ્યાના મુલકોમાં કોઈ વખત ભારે જુલમ, અંધેર અને અવ્યવસ્થા ચાલે, અને તેથી લોકોની સુલેહને માટે મોટી દહેશત લાગે, તો બ્રિટિશ સરકારને પોતાના અમલદારો નિમવા હક્ક છે,” અને તેઓ જરૂરયાતના સુધારા કરે, તેમજ દેશીખાતાં અને વહિવટના રીત કાયમ રાખવાં. “અયોધ્યાને મુલક પાછો આપવાનો યોગ્ય વખત આવે, ત્યારે તે પ્રમાણે કરવાનું સુલભ પડે. માટે શરતોમાં આટલો ઉમેરો કરવામાં આવ્યો હતો.” આટલું થયા પછી અયોધ્યા સરહદ

ઉપરનું રાજ્ય રહ્યું નહિ. કુર્ગને તાજેતર ખાલસા કરવામાં આવ્યું હતું. પિંડારી યુદ્ધનો ધડો સરકારના મનમાં તાજોજ હતો. ઈન્ડિયા સરકારની દરખાસ્તો પક્કા પાયાની હતી. અયોધ્યાના નાલાયક રાજાને ગાદીથી બરખાસ્ત કરી તેને ખાલસા થવામાંથી બચાવ્યું હોત; પરન્તુ વિલાયત સરકારને નવા ધોરણનો ડર લાગ્યો. તેથી તેણે તહનામું નામંજૂર કર્યું. ઇન્ડિયા સરકારની સામે આ પ્રમાણે વગર વિચારે ઠરાવ કરવામાં આવ્યો, તેનું ફળ યોગ્ય મુદ્દતે પ્રાપ્ત થયું. તેથી અયોધ્યા અને બીજાં સંસ્થાનો ખાલસા કર્યા શિવાય ઈલાજ રહ્યો નહિ.

---

## ૫૮. અયોધ્યાને ખાલસા કરવામાં આવ્યું.

તહનામાનું શું થયું તેના ખબર રાજાને આપવામાં આવ્યા નહિ. તેના મૃત્યુ બાદ તેની પછી ગાદી ઉપર થનાર ગુજરી ગયો, ત્યાં સુધી એનીએજ હાલત જારી રહી. ત્યાર કેડે વાજિદ અલીશાહ ગાદીએ આવ્યો. અયોધ્યાના દરબારમાં રાખેલા દરેક રેસિડેન્ટે અવ્યવસ્થિત રાજ્ય, ખરાબી, અને જુલમના ખબરો દીધા કર્યા. તટસ્થપણાની પદ્ધતિનાં ફળો પહેલા સીખ વિગ્રહમા લોર્ડ હાર્ડિન્જને ચાખવાં પડયાં હતાં. તેને અગમચેતીથી માલમ પડયું કે, પંજાબમાં દોવતની અજમાયશ જરૂર થવાની. અયોધ્યાના ગેરબંદોબસ્તથી કંપનીની મુશિબતોમાં વૃદ્ધિ થાય તેમ હતું, તેથી ઇ. સ. ૧૮૪૭ના નવેંબરમાં તે લખનૌ ગયો, અને રાજાને છેવટની ચેતવણી આપી કે, ચોવીશ માસમાં સુધારા થવા જોઈએ. કાંઈ પણ સુધારાનાં ચિન્હ વગર બે વર્ષો વીતી ગયાં. પરન્તુ પંજાબમાં અને ત્યારબાદ પેગુમા લડાઇઓ જાગવાથી લોર્ડ ડેલહાઉસી એટલો બધો કામમાં હતો કે, અયોધ્યાના મુશ્કેલીભરેલા સવાલને હાથમાં લઈ શક્યો નહિ રાજા તો રાજ્ય ચલાવે જતો હતો, અને રૈયતના દુઃખની સિમા ન હતી. દરમિયાન વધારે બિગતવાર

રિપોર્ટો ગગાવ્યા, અને રાજાના કારોબારની હાલત જાણવામાં આવી તહનામું કરવા કહેણ મોકલવામાં આવ્યું. તે રાજાએ કબૂલ રાખ્યું નહિ. તેમા દર્શાવ્યું હતું કે, લાંબો કાળ અંધેર ચાલવા દીધાથી "તે દેશની રૈયત પ્રત્યેની માથે લીધેલી ફરજને નહિ બજાવવાનો કલંક સરકાર ઉપર આવે તેમ છે" યોગ્ય નિમનોક સાથે તેને, તથા તેની પાછળ થનારાઓને માટે રાજાનો માનમર્તબો જારી રાખવો; પરન્તુ ત્યારથી અયોધ્યાના મુલકનો સિવિલ અને મિલિટરી વહિવટ કંપનીના હસ્તક રહેવાનો હતો. વર્તમાન પત્રોમાં ઈન્ડિયા સરકારની અને વિલાયત સરકારની નિંદા થઈ, તે એ બન્ને સરકાર છુપાવી શકી નહિ ઈ. સ. ૧૮૩૮માં "બ્રિટિશ અને ફોરેન રિવ્યુએ" એક આર્ટિકલ છાપ્યું હતું. તેમાં આપણે આગળ દર્શાવી ગયા છિએ, તે નાણાંની ધીરધારને લીધે સરકાર તટસ્થ બની ગઈ હતી એમ બતાવી લખ્યું છે કે, "બ્રિટિશ લોકોની દરમિયાનગિરી માટે લોકો પોકાર કરી રહ્યા હતા બંડ, લૂંટફાટ, ખૂનરેજી દેશમાં પ્રબળ થઈ ગયાં હતાં. મહેસૂલ અર્ધી ઉઘરાવાતી હતી ભારે કરથી લોકો ચગદાઈ ગયા હતા. જાનમાલની નિર્ભયતા હતી નહિ. સ્વચ્છંદીપણે રાજ્યવહિવટ ચાલતો હતો. લશ્કર નિરંકુશ અને બંડખોર બની ગયું હતું. આવું છતાં કંપનીનું રાજ્ય ચુપચુપ જોયા કરતું હતું, અને વખતે જુલમથી થયેલા બળવાને દબાવી દેવા લશ્કરની મદદ આપતું હતું. તે બધુ આપણે જાણીએ છિએ. આમ શા વાસ્તે કર્યુ?" "હિંદુસ્તાનનો દરેક વતની કહેતો હતો કે, અયોધ્યાના દિવાન મારફત કંપનીએ મોટી રકમો ઉપાડી તે તેની કરજદાર બની હતી. તેથી તેના કૃત્યોમાં મદદ આપવા કંપની ના કહી શકે તેમ ન હતું આ ખરૂં હતું શુ? અમને અંદેશો છે કે આ પ્રમાણે હશે ખરૂ." આ પ્રમાણે લખનારો કાનો ખરો નહિ હતો, કિંવા લોર્ડ આકલાન્ડે સૂચવેલા તહનામાથી તે અજ્ઞાન હતો. તે તહનામું વિલાયત સરકારે નામંજૂર નહિ કર્યું હોત,

તો અયોધ્યામાં દેશી રાજ્ય જારી રહેવાની સાથે ત્યાંની રૈયતને દુઃખની દાદ મળી હોત પોતાને ગાદીથી બરખાસ્ત કરનારા તહનામા ઉપર રાજાએ સહી ન કરી, તેમા કાંઇ આશ્ચર્ય થવાનું ન હતું પ્રજાઓની માંહોમાહેના ધોરણના માનની સાથે કુર્ગના રાજાએ પણ પેનશન લીધું હતુ અયોધ્યા છતી લેવા, કે અમલની રૂએ તેના રાજાને તખ્તબરખાસ્ત કરવા કંપનીની ઈચ્છા થઈ હોત, તો તે તેમ કરી શકત પરન્તુ અયોધ્યાના રાજ્યકર્ત્તા અને કંપની પોતે જે કઢંગી હાલતમા આવી પડયાં હતા, તેમાંથી કંપનીને મુક્ત કરવા મહમદ વાજિદ અલીશાહ મદદગાર થવાનો હતો નહિ તેથી કરીને તહનામું કબૂલ રાખવા-માટે આપેલી મુદ્દત વીતી ગઇ ઈ સ ૧૮૫૬ ના ફેબ્રુઆરીની ૧૩મી તારીખે ગવર્નર જનરલે પોતાની લાબી મુદ્દત સુધી મુલતવી રાખેલ કબૂલત આપી; અને અયોધ્યાનો સીધો રાજ્યકારોબાર હાથમા લીધો. કેમકે " લાખો લોકોને દુઃખદાયક રાજ્યવહિવટ જારી રાખવા થી ઈશ્વર અને મનુષ્યની નજરમાં બ્રિટિશ સરકાર દોષવાન્ ઠરે "

——:o:——

### ૫૯. લોર્ડ ડેલહાઉઝીએ ચલાવેલી રાજ્યનીતિ એ એક સ્વાભાવિક પરિણામ હતો.

કુર્ગમાં વારવાર લડાઈ થવાથી દેશી રાજ્યને હરકત થઈ હતી તેથી જૂદા વહિવટવાળા અયોધ્યાના રાજ્યકર્ત્તાને તખ્તબરખાસ્ત કરવામાં આવ્યો તે ઉપરથી સાફ રીતે માલમ પડે છે કે, રાજનું અંધેર મટાડ-વાનો ઉપાય ખાલસે કરવામાં રહ્યો હતો આ ખાત્રી દિવસે દિવસે મજબૂતિને પામતી ગઈ. એક તરફથી આ ખાત્રી હતી, અને બીજી તરફથી દેશી રાજ્યમા અંદરના કામોમા દરમિયાનગિરી નહિ કરવાની રીત હતી. તેથી લોર્ડ ડેલહાઉઝી અને તેની કાઉન્સિલે ઠરાવ કર્યો કે, રાજ્યો ઉપર કોઈને હક્ક ન રહે ત્યારે, અને દત્તકના સબંધમાં આપણે લાભ લેવો. આથી

કાંઇ આશ્ચર્ય પામવાનું નથી. દેશી રાજ્યોનો વહિવટ તેનાજ અમલદારોથી છેવટ સુધી કરવો, એ અસલ અને પ્રજાની માંહોમાંહે ચાલતા ધોરણને અનુસરીને હતુ. અંધેર દૂર કરવા દેશી રાજ્યને ખાલસા કરવુ, એ તેનો ઉપાય હતો. એ બે બિનામાં જે નિકટ સબંધ રહ્યો છે, તે સ્થાપિત કરવાનો આ પ્રકરણનો મુખ્ય ઉદ્દેશ છે. એ બાબતમાં ઘણાખરા ઈતિહાસ કર્ત્તાઓએ લોર્ડ ડેલહાઉઝીને ગેરઈનસાફ કરેલો છે, એમ હમોને લાગે છે. કુર્ગનો દાખલો ભૂલી જઈ તેઓ એમ ગણે છે કે, ખાલસા કરવાનું કામ તેનું ઘરઘરાઉ હતુ. ગવર્નર જનરલ ઈન કાઉન્સિલનું ધોરણ રાખીને રાજ્ય-વહિવટ ચલાવવામાં આવે છે. તેને લીધે જે રાજ્યરીતિ ચાલુ રાખવી જોઈએ, તેનો એ ઈતિહાસકર્ત્તાઓ ખ્યાલ કરતા નથી. બીજું ખાલસા કરવાની સાથે દરમિયાનગિરી નહિ કરવાની રીતને જે નિકટ સબંધ છે તેનો, અને તેના માત્ર એક ઇલાજને કોર્ટ ઓફ ડિરેક્ટરોએ નામંજૂર કર્યો, તેનો ખરો ખ્યાલ તેઓને ભાગ્યેજ આવેલો છે. દરમિયાનગિરી નહિ કરવાના ધોરણમાં સુધારો નહિ કરવા માટે લોર્ડ ડેલહાઉઝીનો, કે ખરૂં કહીએ તો કોર્ટ ઓફ ડિરેક્ટરોનો વ્યાજબી રીતે વાંક કાઢી શકાય. પરંતુ ખાલસા કરવાની રાજ્યરીતિનો દોષ કાઢવો એ વાસ્તવિક નથી. તે તો ન્યાયસર અને અનિવાર્ય હતી જે સંકુચિત ધોરણ ચાલતું હતું તેનું તે નિર્ભય દ્વાર કે સુધારક વસ્તુ હતી. દોસ્તીવાળા રાજા અસહ્ય અને જાશુનો ગેરબંદોબસ્ત ચલાવે જાય, તેને મદદ કે લશ્કર આપી સહાયતા કરે એ એક સુધરેલા રાજ્યને માટે વ્યાજબી ન કહેવાય. "રાજ્યસત્તા ઉપર થોડા વખત માટે જપ્તિ કરવી" એ ચાલતા ધોરણને લીધે ન બને તેમ હતું; તેથી જાણી જોઇ અંધેર ચલાવ્યા માટે રાજસત્તા છિનાવી લીધા શિવાય બીજો ઉપાય ન હતો. વારસના અભાવે રાજ્યો ખાલસા થયાના ઘણા દાખલા છે. તેમાથી એક ચુંટી કાઢીએ છિએ. તે ઉપરથી સિદ્ધ થાય તેમ છે કે,

ખાલસા કરવાની રાજ્યનીતિમાંથી રાજ્યકર્તાઓની આંગિક જવાબદારી શીધી રીતે ઉત્પન્ન થઈ છે. ઈ. સ. ૧૮૫૩ના ડિસેમ્બરની ૧૧મી તારીખે રાઘોજી ભોંસ્લે ગુજરી ગયો. તેના મરણુ બાદ નાગપુર ખાલસા કરવામાં આવ્યું હતું. આ દ્રષ્ટાંતને ઉપલુ ધોરણુ લાગુ કરવામાં આવેલુ છે.

——::-*-()-*-..——

## ૬૭. વારસને અભાવે ખાલસા કરવાની રીતિનું વ્યાજબીપણું.

લોર્ડ ડેલહાઉઝીના જમાના પહેલાં માત્ર ઝાંસી તથા સતારાને વારસને અભાવે ખાલસા કરવાની રીતિનું વ્યાજબીપણું અને રાજ્યપ્રકરણી યોગ્યતા લાગુ કરવામાં આવ્યાં હતાં એમ ન હતું. બીજા પણુ એવાં રાજ્યો હતાં; જેમકે ઈ. સ. ૧૮૩૯માં માંડવી, ઈ. સ. ૧૮૪૦માં કોલાબા અને જલાઉન, અને ઈ. સ ૧૮૪૨માં સુરત. ઉપલા વિચારો સાથે આ બાબતનો ઈનસાફ કરવો જોઈએ. કાયદાની રૂએ જોઈએ તો તે ઉપર કેટલીક ટીકા થાય તેમ છે. હિંદુશાસ્ત્ર પ્રમાણે પુત્રને અભાવે દત્તક લેવા ફરમાન છે. " પુત્ર " શબ્દનો અર્થ એ છે કે, " પુત " નરકમાંથી પિતાના આત્માને તારનાર. મૃત્યુ પહેલાં પિતા એ ક્રિયા ન કરી શકે તો વિધવાની ઉપર દત્તક પુત્ર લેવાની પવિત્ર ફરજ આવી પડે છે. આ પ્રમાણે દત્તક લેવાયેલો પુત્ર કુદરતી વારસની કાયદેસર સ્થિતિ એકદમ ધારણુ કરે છે. તે તેના પિતાની મિલકતનો વારસો લે છે. તે સાથે ખાનગી મિલકતમાં અને રાજ્યમાં હિંદુશાસ્ત્રે અસલનો ભેદ રાખલો છે. કુટુંબની મિલકતમાં સઘળા પુત્રોનો ભાગ છે. તેના વિભાગના નિયમો પ્રમાણે ખાનગી અને જાહેરાંત મિલકતની વહેંચણુ થાય છે. કુટુંબની મિલકતમાંથી ભાગ લેવા પુત્રો પોતાના પિતા વિરૂદ્ધ પણુ દાવો કરી શકે છે. પરન્તુ રાજ્યની બાબતમાં એ પ્રમાણે બની શકતું નથી. રાજ્યને તો રાજ્યની કામગિરીની જવાબદારી સાથે અમુક બોજા ઉઠાવવા પડે છે. રાજ્યના વિભાગ અને ટુકડા કરી નાખવા દેવામાં આવે, તો

નામનો પણ કારોબાર ચાલી શકે નહિ. તેથી ખાનગી માણસોના પુત્રો કરતાં રાજાના નાના પુત્રોની હાલત ઉતરતી છે. દત્તકનો વિચાર કરતાં પણ એજ ધોરણ લાગુ કરવું જોઈએ, એમ દલીલ કરવામાં આવે છે. ગાદી માટે દત્તક વારસ લેવાનો નિયમ તો તદ્દન ભિન્ન છે. પોતાના પતિના આત્માના કલ્યાણાર્થે અને ધર્મક્રિયા કરવા માટે કોઈ રાજાની વિધવા બેશક દત્તક લઈ શકે છે. દત્તક લીધેલા પુત્રને પોતાના મૈયત પિતાની ખાનગી મિલકત લેવા હક્ક થાય છે એમાં શક નથી. પરન્તુ રાજ્યનો વારસો લીધા પહેલાં જે સર્વોપરિ સત્તા રાજ્યને આબાદ રાખવા રક્ષણ કરતી હોય, તેની સમ્મતિની જરૂર છે. આ બાબતમાં પેશવાએ પોતાના તાબાના રાજ્યો સાથે ચલાવેલું વર્તન ઉપયોગી છે. બ્રિટિશ રાજ્યનું આ મુલકમાં આવાગમન થયું તે પહેલાંનાં રાજ્યોના રાજાઓને ગાદીએ બેસાડતી વખત બ્રિટિશ સરકારની મંજૂરીની જરૂર છે, એ સચુ હોય તો, બ્રિટિશ સરકારે કુર્ગ, મૈસુર જેવા ઉત્પન્ન કરેલાં રાજ્યોમાં અથવા બલવા કર્યા બાદ સતારા અને નાગપુરનાં પાછાં આપેલાં રાજ્યોમાં વધારે મજબૂત કારણથી એમ થવા જરૂર છે આવી આવી દલીલોથી અપુત્ર રાજાઓના મૃત્યુ બાદ તેમનાં રાજ્ય ખાલસા કરવા માટે સ્થાનિક અમલદારો મત આપવા લાગ્યા. આવા કારણો લોર્ડ કાનિંગે પણ મંજૂર રાખ્યાં. ઈ. સ. ૧૮૫૯ના સપ્ટેમ્બરની ૬ઠ્ઠી તારીખે તેણે ગઢવાલનો મુલક ત્યાંના હિંદુ રાજાને પાછો આપ્યો. તેણે ચોખ્ખી રીતે જાહેર કર્યું કે "કાયદેસર વારસ મૂકી ગયા વગર રાજા મરણ પામ્યો છે, માટે સદરહૂ મુલકનો હક્ક સરકારને પ્રાપ્ત થાય છે.

——:o:——

**૬૧. નાગપુરનું ખાલસા થવું, અને અંગત જવાબદારીનો મત.**

નાગપુરને લાગુ કરવામાં આવેલી દલીલ બેશક મજબૂત હતી.

કેમકે રાઘોજીની પાછળ કોઇ પુત્ર કે મરદ વારસ હતો નહિ. તે ખાલસે કરવાની વાત ટુંકીજ છે. આપાસાહેબે બંડ કર્યું, અને હાર ખાધી. તેને ઈ. સ ૧૮૧૮માં એક હંગામી કોલકરાર ઉપર સહી કરવી પડી હતી એ વાત આગળ આવી ગઈ છે તેણે પોતે કરી દીધેલા કોલકરારો તોડયા. તેથી તેને પકડવામાં આવ્યો. પરન્તુ તે નાસી ગયો. તેથી નાગપુરની ગાદી ઉપર નવો રાજા સ્થાપિત કરવામાં આવ્યો આ પ્રમાણે રાઘોજીનું નામ ધારણ કરનારને એ રાજય પાછું આપવામાં આવ્યુ. પોતાના મૃત્યુ પર્યંત તેણે રાજ્ય ચલાવ્યું બાદ વારસને અભાવે તે રજય સરકારને પ્રાપ્ત થયુ. તેથી તે ખાલસે કરવામાં આવ્યું નાગપુરના રાજ્યમાં નાના નાના રાજાઓ હતા તેમને આબાદ રાખવા બ્રિટિશ સરકારે જૂદે જૂદે પ્રસંગે બાંયધરી આપી હતી. ઈ સ ૧૮૨૯ના તહનામાથી છેવટનો રાજા "સઘળા કોલ-કરારો અને કબૂલતો, જે ગોન્ડ અને બીજા ખડણીઆ જમીનદારો સાથે થયાં હતાં", ને અભેદ્ય રાખવા બધાયો હતો જે મોટા રાજ્યના તાબામાં તે જહાગીરો ભોગવતા હતા, તે ખાલસા થયું તો પછી એવાં અર્ધસત્તાધીશોનું શુ થાય? તે પ્રશ્નનો ઉત્તર બ્રિટિશ રાજ્યને માન અપનારો હતો, તેમજ આ પ્રકરણમાં ચર્ચેલી બાબતોને સર્વ પ્રકારે ઉપયોગી હતો. તે જહાગીરોને "પર રાજ્યો" તરીકે કાયમ રાખવામાં આવી પરન્તુ અંધેરના સબબથી કોઈ રાજ્ય તેના રાજાની વતી બ્રિટિશ અમલદારોએ ન ચલાવવું. એ વાતનો તો લોપજ થઈ ગયો. બળવો થયા બાદ દત્તકની સનદો આપવામાં આવી. તે પછી બસ્તર અને ખેરગઢના રાજાઓ પાસેથી કોલકરારો લેવમાં આવ્યા. તેમજ બીજાં તેર રાજ્યો સાથે પણ કોલકરારો કરવામાં આવ્યા. તેમાં આ પ્રમાણે કલમ નાખવામાં આવી હતી. "જો કોઈ વખતે મારી, કે મારી પછી થનારની ગેરવર્તણુંકથી મારા રાજ્યમાં અંધેર ચાલે કે મોટો જુલમ થાય, તો મારી કે મારા પાછળ થનારની રાજ્યસત્તા બંધ થાય." લોર્ડ

એકદમાનો અંધેર અને ખાલસે થવામાંથી અયોધ્યાને બચાવવા જે ફરજ નાખી હતી, તેની આ માત્ર પુનરૂક્તિ હતી. આથી અગત જવાબદારીની રીતિ દાખલ થઈ. પરન્તુ ખાલસા કરવાના ખરા અનુભવ વગર દરમિયાનગિરી નહિ કરવાના અસલ ધોરણથી આવી રીતે અળગું થવાનું થયું, તે " લાખો લોકોનાં દુઃખો " છતા એક આગળ ઉપસ્ના જમાના સુધી મુલતવી રહે એમ સભવિત હતું.

—————·:·o·*·c·:·—————

# પ્રકરણ ૬ ઠું.

## અર્વાચીન ઐક્યની રાજ્યનીતિ.

### ૬૨. ઇ. સ. ૧૮૧૭ પછી દેશી રાજ્યોમાંના મુખ્ય બનાવોનો હેવાલ.

————:·:·:————

પ્લાસિના જય પછી એક સૈકાનો વિવિધ અનુભવ મળ્યો તેમાં જે ફતેહો મેળવી, તેના કરતાં તેમાં જે હાર થઈ, તે કાંઈ ઓછી બોધકારક નથી. હિંદુસ્તાનનો વધારે સારો વહિવટ ચલાવવા માટે પસાર કરેલા ધારા, એટલે સ્ટાન્યુટ ૨૧ તથા ૨૨ ના ૫૬મા વિક્ટોરિયા ચાપટરની રૂએ પ્રથમના વાઇસરાયને જ્યારે બ્રિટિશ સરકારે રક્ષિત રાજ્યો સ્વાધીન કર્યાં, ત્યારે તે અનુભવ ઉપયોગમાં લીધો. હંગામી નિમનોકો બાદ કરીએ તો લોર્ડ કાનિંગથી તે આજ પર્યંત ગ્રેટ બ્રિટન્ અને આયર્લાન્ડની મલિકામાઆઝમાના નામથી નવ વાઇસરાયો હોદ્દા ઉપર આવી ગયા છે. કંપનીના મુલકમાંથી બીજાને

આપેલા મુલકોમાં તેમજ કંપનીના કબજામાં વધારે આવેલા મુલકોમાં, જે દ્રવ્ય અને કેળવણી વૃદ્ધિંગત થયા છે તેથી આશ્ચર્ય પામિયે એવું છે. તથાપિ આગલી મુદ્દતોમા કેટલાંક રાજ્યો બન્યાં, કેટલાક પડ્યા, અને કેટલાંકને દોસ્તીમા કે રક્ષણમાં લઈ બચાવ્યાં, એ મનોરંજક બનાવોની એ વખતના ઈતિહાસમાં ખામી જોવામા આવે છે. સામ્રાજ્યની સરહદ શિવાય તકનામાનો તમામ નકશો તો ભરપૂર બની ગયો હતો. અફઘાન, બલુચ, અને શાનના રાજ્યકાર્યો આપણા તપાસની બહાર અધાપિ રહેલા છે તેમજ છેલ્લાં ત્રીશ વર્ષના અરસામા દેશની અંદરના પ્રદેશોમાં બ્રિટિશ સરકાર સાથેના સબંધથી થોડાજ પ્રસિદ્ધ બનાવો થયેલા જોવામાં આવે છે. લોર્ડ કાનિંગે જે દત્તકની સનદો આપી હતી, તેમાં સર જ્હોન લારન્સે તથા લોર્ડ લાન્સડાઉને વધારો કર્યો. ઈ. સ. ૧૮૬૪માં સર જ્હોન લારન્સે ભૂતાન રોકયું. ઇ સ ૧૮૬૧ ની અને ત્યાર બાદ થયેલી સિક્કિમ સાથેની લડાઈઓનુ બયાન થોડી લીટિઓમાં કરી નાખવું યોગ્ય છે બ્રિટિશ મુલક ઉપર પગપેસારો થયો હતો તેનો બદલો લેવામાં આવ્યો ભૂતાનમાં એલચી ઉપર જોરજુલમ વાપરવામાં આવ્યો હતો અને તેની પાસેથી એક કોલકરાર કરી લેવામા આવ્યો હતો, પણ ઈન્ડિયા સરકારે તે મંજૂર રાખ્યો ન હતો. ઇ સ. ૧૭૭૪મા ખંડણી બાબત કરાર થતાં ભૂતાન સાથે બ્રિટિશોને સંબંધ થયો હતો ઈ. સ. ૧૮૧૭ના નેપાળના વિગ્રહના બનાવોમાંથી સિક્કિમ સાથેનો સંબંધ ઉત્પન્ન થયો. પરન્તુ આ બન્ને રાજ્યોની સ્થાનિક સ્થિતિ એવી છે કે, બહુધા તે ખરા સંયુક્તપણાની મર્યાદાની બહાર રહી જાય છે. માટે સરહદ ઉપર સુલેહ તથા બંદોબસ્ત મજબૂત થાય તેટલે દરજ્જે "ફોરન (પર રાજ્યો સબંધી કામ કરનાર) ઓફીસ" તેના કામકાજમાં દરમિયાનગિરી કરે છે. આ શેહનશાહતના છેક જૂદા જૂદા ભાગમાં, અને જૂદે જૂદે વખતે ત્રણ બનાવો બન્યા, તે બનાવો અંધેર રાજ્યવહિવટમાં બ્રિટિશે દરમિયાનગિરી કરી ગાદીના

વારસા નક્કી કરી દીધા, તેમજ દેશી રાજ્યોને મજબુત રાખવા અગત્યની ઈન્તેજારી બતાવી, તેના પડારૂપ હોવાથી ધ્યાનમાં લીધા જેવા છે. ઈ. સ. ૧૮૭૫માં લોર્ડ નાર્થબ્રુકે વડોદરાના ગાયકવાડને તખ્તબરખાસ્ત કર્યા, અને ત્યાર બાદ તેની ગાદી ઉપર બેસાડવા બીજાને ચુંટી કાઢયો. ઈ. સ ૧૮૮૧માં લોર્ડ રિપને મૈસુરના હાલના મહારાજાને રાજ્ય સોંપ્યુ. ઈ. સ. ૧૮૯૧માં લોર્ડ લાન્સડાઉને મણિપુરની ગાદી વિષે બંદોબસ્ત કર્યો. એ ત્રણ બનાવોથી રાણી સરકારના પહેલા વાઈસરાયે જે રાજ્યનીતિનો ફેરફાર દાખલ કર્યો હતો, તેને શેહનશાહતની પશ્ચિમમા, દક્ષિણમાં, અને ઈશાનમાં મજબૂતિ મળી. પાર્લામેન્ટના વિકટોરિયા ચાપટર ૧૦, સ્ટાચ્યુટ ૩૦ની રૂએ મહારાણી સરકારે કેસરેહિંદનો ઇલકાબ ધારણ કર્યો; અને ઈ. સ. ૧૮૭૭ની ૧લી જાન્યુઆરીના રોજ દિલ્હિના દરબારમાં લોર્ડ લિટને એ પ્રસંગે ભાષણ કર્યું. તેમાં રાજ્યના ઈલકાબોમાં વધારો કર્યો તે ઉપર ધ્યાન ખેંચવામાં આવ્યું હતુ. એમા આવા બોલ હતા. " તેથી હિંદુસ્તાનના રાજા અને રૈયતના હિતો બ્રિટિશ રાજ્ય સાથે ઐક્યના જોડાણમા હવેથી આવ્યાનુ ગોયા એક ચિન્હ થયુ. " હિંદુસ્તાનના લોકોના પ્રચારમાં ચચળ વધારો થાય, અને તેમનુ કલ્યાણ વૃદ્ધિગત થાય તે મારે તેઓનો સંયોગ કરવો એ આમ કરવાનો સામાન્ય હેતુ હતો. લોર્ડ લિટને પોતાના ભાષણમાં કહ્યું કે, " હે શેહનશાહતમાના રાજાઓ અને રાજ્યકર્તાઓ ! મહારાણી સાહેબ પોતાનાં હિત આપનાં હિતની સાથે જોડાયેલાં માને છે, અને બ્રિટિશ તખ્ત અને તેના દોસ્તો તથા તાબાના રાજાઓ સાથે ઈતબારનો નિકટ સંબધ સાગ નશીબે થયો છે તેને મજબૂત કરવા તથા જાહેર કરવાના ઉદ્દેશથી આજે જાહેર કર્યા પ્રમાણે કેસરેહિંદનો ઇલકાબ ધારણ કરવામાં આવે છે. " ઈ. સ. ૧૭૮૦ના ઓગસ્ટની ૩જી તારીખે કપતાન પોપહામે મરેઠા વિગ્રહ વખતે ગ્વાલિયરનો કિલ્લો સર કર્યો હતો તે ઈ. સ.૧૮૮૬મા લોર્ડ ડફરીને સિંધિયાને

પાછો સોંપ્યો. ત્યાર બાદ પણ તેના સંબંધમાં ઘણો પત્રવ્યવહાર ચાલ્યો અને ઠરાવો થયા. "હિંદુસ્તાનની ચાવી" એવી સંજ્ઞા તે ઢાળવાળા કિલ્લાને આપવાના આવતી હતી તેનું આમ બનવાથી નક્કી થયું કે, કંપનીની લશ્કરી હાલતનો આધાર તેના ઉપર નથી, પણ સર્વોપરિ રક્ષણ કરનારની સાથે મહારાણીના દોસ્તોના ઐક્યથી ઉત્પન્ન થનારા ઇતબાર ઉપર તે આધાર રાખે છે. એજ વાઈસરાયે "ઇમ્પીરિયલ" લશ્કરનું ધોરણ શરૂ કર્યું. આગલી મુદ્દતમા સહાયકારી દોસ્તીઓ કરવામાં આવી હતી, તેની સાથે આથી એક વિશેષ મુકાબલાનું ચિન્હ થયું દેશી રાજ્યો સાથે સંબંધ રાખનારા અગત્યના બનાવોનો તેમા સમાવેશ થાય છે. તે બનાવોનું બયાન કરવાની અત્રે જરૂર છે.

——::-*-::——

## ૬૩. બ્રિટિશ વહિવટના ક્રમથી હાલમાં દેશી રાજ્યો ઉપર અસર થાય છે.

પરન્તુ એટલું યાદ રાખવું જોઈએ કે ગદર સમાવી દીધા બાદ જે રાજ્યરીતિ ચાલી તે આધીન જૂદારાથી અલગ હતી. સહાયકારી પણાના અને ઐક્યના ભાવથી તે રાજ્યરીતિ ચાલવા લાગી. દેશી [illegible] રાજ્યોમાં જવાબદારી અને માનમર્તબાનો વધારો થયો. ત્યાર [illegible] રાજ્યો સાથેના રાજકીય સંબંધનો પ્રચાર બતાવવા હવે બ્રિટિશ હિંદુસ્તાના અંદરના રાજ્યવહિવટના ઈતિહાસમા જૂદો ભાગ [illegible] કરવાની જરૂરીઆત રહેતી નથી. સંયુક્ત રાજ્યોના સંરક્ષિત રાજ્યો હવે શાહી સરકારના ભાગીઆ જેવા થયા છે. રાજ્યના રક્ષણ અર્થે અને પર રાજ્યો સાથેના તહનામાંમાં અને પ્રજાઓની અંદર અંદર [illegible] કાર્યોમાં તેઓ ભાગીઆ થયા છે, એમ માત્ર નથી. સંયુક્ત દેશના [illegible] સંબંધી અને [illegible] સંબંધી પ્રચારમાં પણ તેઓ ભાગીઆ થયા છે. ગદર પહેલાં તે [illegible]

હતો, તેના કરતાં ન્યારોજ સબંધ સ્થાપિત થયો છે. એ સબંધની ત્રિજી મુદતમાં જે વિચક્ષણતા દાખલ થઇ, તે એ છે કે સાર્વજનિક કલ્યાણ માટે અધિક લક્ષ આપવાનુ શરૂ થયું. બ્રિટિશના એક પરગણાથી બીજા પરગણા સુધી દેશી રાજ્યોમા રેલવે થઇ. દેશમાં દુષ્કાળ પ્રવેશ કરે, તો સંયુક્ત મહેનતથી તેની સામે ટક્કર લેવામાં આવે છે; અથવા દેશી રાજ્યોના મુલકમાં નેહેરોના મથક હોય, તોપણ ખેતીને પાણી પૂરૂં કરવાની યોજનામાં સૌ સહાયકો સામેલ થાય છે. ઘણી સરકારના દોસ્તોએ એક સામાન્ય રીતની નાણા સબંધી રીતિ ગ્રહણ કરી લીધી છે, તેથી જકાતના દર માટેનુ યુદ્ધ, અને મ્હોટા ખર્ચથી રાખેલી જકાતની ચોકીઓને નિભાવવાનુ બંધ થયું છે. એક બીજાને ગુન્હેગારો સોંપવાના ધોરણમાં સુધારો થતાં ન્યાય સારા પાયા ઉપર આવ્યો છે. બ્રિટિશ અને પર રાજ્યોની કોર્ટોનાં ઈનસાફી કૃત્યોનો અંગીકાર જેટલે દરજ્જે દેશી રાજ્યોની અપૂર્ણ કોર્ટો કરી શકે તેટલે દરજ્જે થયો છે. શિક્કાનુ ચલણ અને વેપાર સબંધી કામકાજોમાં જૂદારો હતો તેથી થતું નુકશાન દૂર કરવા સાર્વજનિક ગોઠવણ થઈ છે. આ પ્રમાણે મહાગણીની, અને દેશી રાજ્યોની રૈયતની હમેશની જીદગીમાં સહાયકારીપણાનો જુસ્સો અને સામાન્ય હિતનો ખ્યાલ જોવામા આવે છે. નવી ઉત્સાહથી પ્રેરિત થયેલાં દેશી રાજ્યોનાં બંધન વધે તેમ છે એટલુંજ નહિ, પણ તે બ્રિટિશ રાજકારોબારના પ્રચાર સાથે જોડાયેલા રહે છે. આ ઉપરથી નક્કી થાય છે કે, બ્રિટિશ રાજ્ય અને દેશી રાજ્યો વચ્ચેના સબંધોના અભ્યાસીએ દરેક જૂદા દેશી રજવાડાના અંદરના ઈતિહાસ ઉપરજ માત્ર લક્ષ આપવુ દુરસ્ત નથી. જૂદારાના બંધનો તૂટતાં જાય છે, અને વધારે નિકટ ઐક્યને લીધે રક્ષિત રાજ્યોના હક્ક અને ફરજો કૌવત અને વિસ્તાર પામતાં જાય છે.

———:0:———

## ૬૪. લોર્ડ કાનિંગની સનદોથી ગેરભરોંસો અને અદેશો દૂર થયા.

ઈ સ. ૧૮૫૮ના કાનુનથી હિંદુસ્તાનનો રાજ્યકારોબાર સરકારને સોંપાયો, તે એક પ્રસિદ્ધ અગત્યતાનો બનાવ હતો. તેના પરિણામો ઉપર દર્શાવ્યા પ્રમાણે થયા તેટલુંજ નહિ, પરન્તુ તેથી કરીને રાજ્યનીતિમાં અજાયબ જેવો ફેરફાર કરવાની એક સરસ તક હાથ લાગી. બેઈતબારેની હવામાં અતઃકરણનું ઐક્ય આબાદી પામે નહિ. બળવાના જુસ્સાની ભરતી પાછી વળી ગઈ હતી, પરન્તુ તે વખત વપરાએલા હથિઆરના ખણખણાટમાં અને તેના ભયભીત દેખાવમાં રાજ્યો ખાલસા અને ગળત થયા, તેની યાદદાસ્તો નાબુદ થઇ ન હતી. એથી ઉલટું બ્રિટિશ સત્તા બેધડક અને સર્વોપરિ થઈ ગઈ. તેથી સ્વાભાવિક રીતે આધીન દોસ્તીમાં આવેલા રાજ્યોને બ્રિટિશ સરકારના રાજકારોબારમા નિરતરની ચંચળાઈ પ્રવર્તી રહી હતી તે દેશી રાજાઓના જાણવામાં હતું. હિંદુસ્તાનના શેહેરોની બજારોમા ક્રિમિઆની લડાઈનો પ્રચાર તીક્ષ્ણ ઉસ્કેરણીથી જોવામાં આવતો હતો વેપારની છૂટ, કેળવણીનો પ્રચાર, રાજકીય સુધારા, અને હિંદુસ્તાન સાથે ત્વરિત વ્યવહારનો ફેલાવો એ બ્રિટિશ રાજ્યનાં મુખ્ય ધોરણો પ્રસિદ્ધ રીતે સૌના જાણવામાં હતાં. અયોધ્યાનો રાજા પોતાનું રાજ ખોઇ બેઠો, તેનુ કારણ એ હતુ કે રૈયત તરફ રાજાની ફરજ બ્રિટિશોની કલ્પના પ્રમાણે તે નિભાવી શકયો નહિ. તેથી મહારાણીના વાઈસરાય સાથે વધારે નિકટ સબધો કરવાથી રાણી સરકારના દોસ્તો ડરતા હતા, કે રખેને તેથી ન બને તેવા અંદરના રાજવહિવટમાં સુધારા કરવાની અનિશ્ચિત્ જવાબદારી તેઓના ઉપર આવી પડે. રાજાઓને ફરી તસલ્લી કરવા માટે કાંઈક કરી બતાવવાની જરૂર હતી. પરસ્પરના ઈતબારના પુખ્ત પાયા વગર ઐક્યની રાજ્યનીતિ અમલમાં આવી શકે તેમ ન હતુ. હિંદના ઈતિહાસમાથી રાજનીતિના ઘણા નવા ફેરફારોના દ્રષ્ટાંતો નિકળી આવતા હતા, પરન્તુ તે સાથે તેમના ઉપર પ્રતિક્રિયા

પણ જારી રહેતી હતી. લોર્ડ વેલસ્લિના તરફથી લેવાયેલા ઇલાજોને નબળા અને ન્યૂન કરવા લોર્ડ કોર્નવાલિસે અને લોર્ડ ટેનમથે પોતાથી બને તેટલું કર્યું હતું, પરન્તુ તાબાનામાંના નકશામાં લોર્ડ વેલસ્લિએ રક્ષિત રાજ્યોની લિટી ઝાંખી રીતે ખેંચી હતી, તેને લોર્ડ હેસ્ટિંગ્સે પૂરી કરી. જો જૂદે રસ્તે જવાનું શુરૂ થયુ હોત, અથવા રાજ્યો લોપ કરવાના લોર્ડ ડેલહાઉસીના મતના અર્થને છોડી દેવાયો હોત, તો કાંઇ ભૂલ થાય તેમ ન હતું, કિંવા પ્રતિક્રિયાની શક્યતા ન હતી. તેથી કરી લોર્ડ કાનિંગે દ્રઢતાથી પગલું ભર્યું. હિંદુસ્તાનમાં ચોતરફ મોટા મોટા રાજ્યકર્ત્તાઓને તેણે દત્તકની સનદો આપી. તેથી કરીને તેઓનાં રાજ્યો કાયમ રાખવાની મહારાણી સાહેબની ઈચ્છાની તેણે તેમને ખાત્રી કરી. આ સનદોની શરતો બારિકીથી તપાસવાની જરૂર હવે પછી પડશે. આ પુસ્તકમાં ગ્રહણ કરેલ ધોરણ પ્રમાણે આ જગોએ તેની ઐતિહાસિક ગોઠવણીની ચર્ચા કરવી એટલુંજ બસ છે. એ સનદોથી નવીન રાજનીતિ જાહેર થઈ. તેથી વફાદારી અને તાબેદારીની શરતો સાથે એક ઘણો કિમતી લાગ પ્રાપ્ત થયો. એક નવીન પ્રતિઆળાના જેવો પરસ્પરનો વિશ્વાસ અને ભરોસો પેદા થયા. હિંદુસ્તાનના રાજાઓની ખાત્રી થઈ કે, તેમના કુટુંબના કલ્યાણમાં સર્વોપરિ સત્તા હિત રાખે છે. તેમજ તેમની રૈયતના સંતોષ માટે તેમને કાંઈ કહેવામાં આવે, તો તે તેમનાજ શુભ માટે છે એમ પણ તેઓને હવેથી ખાત્રી થઈ.તેમનું શુભ મહારાણી સાહેબ પણ કાંઈ ઓછું ચાહતાં નથી આ સનદોથી આંગિક હકની પ્રાપ્તિ થઈ છે, એટલે એ હકનો અમલ રાજકર્ત્તાએ પોતેજ કરવાનો છે. પરંતુ લોર્ડ કાનિંગના લખવા પ્રમાણે બેવફાદારીથી કરારની શરત તોડવામાં આવે, તો તેથી સરકારની દરમિયાનગિરી, કિંવા રાજ્યનું ખાલસા થવું અટકી શકે તેમ નથી. આ સનદોથી હિંદુ રાજાઓને ઉપરી સત્તા જોડે નિકટનો સંબંધ બંધાયો, અને તેઓને ફરીથી તસલ્લી થઈ. એ

સનદ નીચે પ્રમાણે છે મુસલમાન રાજ્યકર્ત્તાઓની બાબતમાં "કુદરતી વારસો" એ શબ્દોને બદલે આ પ્રમાણે ફેરફાર કરેલો છે "મુસલમાની શરેહ પ્રમાણે તમારી ગાદીનો જે કાયદેસર વારસ હશે તેને કાયમ રાખવામા આવશે."

### સનદ

હિંદુસ્તાનના રાજાઓ અને રાજ્યકર્ત્તાઓનુ રાજ્ય કાયમ રાખવા રાણી સરકારની ઇચ્છા છે, અને તેમના વંશ જાથુ રહે, અને તેમનો દરજ્જો જળવાઈ રહે, માટે તે ઈચ્છા અનુસાર આ લેખથી હું ખાત્રી આપું છું કે, કુદરતી વારસોને અભાવે હિંદુશાસ્ત્ર અને આપની કોમના રિવાજ મુજબ આપ, કિંવા આપના રાજ્ય ઉપર હવે પછી રાજ્ય કરનાર કોઈને દત્તક લેશે, તો તેને કબૂલ રાખી બહાલ રાખવામા આવશે સરકાર પ્રત્યે આપ વફાદાર રહેશો, અને બ્રિટિશ સરકાર સાથે થયેલા તહનામાં, સનદો, અને કરારો પાળશો, ત્યા સુધી આ સનદની શરતનો ભગ કરવામા આવશે નહિ તેની ખાતરજમા રાખજો.

——:-:-o-:-:——

### ૬૫. તે સનદો અને ઐકયની રાજયનીતિ વચ્ચેનો સંબધ.

ચાદ, ઈલકાબો, તોપોના માન, અને મુલકની બક્ષિશથી ગદર બાદ બાદશાહી સત્તાનો અમલ કરવામાં આવ્યો હતો પરન્તુ ૧૬૦ દત્તક અને ગાદીના વારસા સંબધી સનદો આપવામાં આવી, તેથી હિંદુસ્તાનના રાજાઓને ઘણો ઉત્સાહ થયો. જેને તે સનદો મળી નથી તેના ઉપર પણુ તેની અસર થઈ. તે સનદોમા કેટલાક વચનો આપેલાં છે તે સનદો જેને મળી નથી તેની સાથેના સંબધમાં તેનો ભાવાર્થ તો સરકારને કેટલીક બાબતમાં માર્ગસૂચક થઈ પડયો છે. એક આગળના પ્રકરણમાં કહી ગયા છિએ તે પ્રમાણે હિંદુસ્તાનના રાજ્યકુટુંબના એક અંગભૂત સાથેનો

બ્રિટિશ સરકારનો સંબંધ ને રાજ્યની બાબે થયેલા કોલકરારો કે તહનામાં માત્ર જોઈને નક્કી કરવાનો નથી. ખાંધીનાઓની સાથે વ્યવહાર રાખવામાં મુખ્ય રાજ્યકર્ત્તા સાથેની રિવાજી વર્તણુંક ભૂલી જવાની નથી. જેને દત્તકની પરવાનગી નથી એવા રાજાઓને રાજકીય કારણુસર સરકારની મંજુરીથી કુદરતી વારસને અભાવે ગાદીના વારસા માટે વખતસર ગોઠવણ કરવા દેવામાં આવે છે દરમિયાનગિરી નહિ કરવાની રાજ્યપદ્ધતિનો મુલક ખાલસે કરવાની રીતિ સાથેનો નિકટ સંબંધ આપણે ચર્ચી ગયા છિએ લોર્ડ કાનિંગે પણ સ્પષ્ટ રીતે જણાવ્યું હતું કે, દત્તક લેવાની પરવાનગીથી મુલક ખાલસે થવાનો ડર દૂર થાય છે ખરો, પણ તેથી કરીને આધીનતા બંધ થતી નથી, કે અંધેર રાજ્યનો બચાવ પણ થતો નથી. સનદમા રાજ્યકર્ત્તાને દત્તક લેવાનો હક્ક આપેલો છે, તેથી ગાદીએથી ઉઠાડી મૂકેલા રાજા, કે વિધવાને તે હક્કનો દાવો રાખવાનો નથી. તોપણ એ વાત લોર્ડ કાનિંગે તારીખ ૩૦મી અપ્રિલ સને ૧૮૬૦ના રોજ નીચે પ્રમાણે સ્પષ્ટ કરી બતાવી છે " કોઈ દેશી રાજ્યમાં એવી ભારે અવ્યવસ્થા ચાલે કે, તેથી અંધેર અથવા તોફાન પેદા થાય, તો આથી કરીને સરકારને વચ્ચે આવવાનું બંધ રહેશે નહિ; કિંવા પુરતા કારણસર કોઇ દેશી રાજ્યનો કારોબાર થોડી મુદ્દત માટે લઈ લેવાનું પણ આથી અટકશે નહિ." આ પ્રમાણે લાંબો વખત થયાં પ્રચાર ચાલ્યો જાય છે રાજ્યના મુખ્ય અધિકારીની સંમતિથી, અને કેટલીક વખત તેની ઈચ્છાથી આપણે આ સત્તાનો વારવાર અમલ કરેલો છે. તે સત્તાનો ઉપયોગ જો સારા વિચારથી અને નરમાશથી થાય, તો તે જારી રાખવી એ સ્પૃહણીય છે. ધારેલી ખાત્રી કર્યા બાદ તેનો આજ પર્યંત અમલ કર્યો છે, તે કરતાં વધારે સહેલાઇથી અમલ થઈ શકે તેમ છે. એમા જરા પણ શક નથી. બેવફાકારી કે કરારનો ખુલ્લો ભંગ કરવામાં આવે, ત્યારે ભારે શિક્ષા ( રાજ્યને ખાલસા કરવાનું પણ ).

કરવાનો આપણને હક્ક છે, તે તો બેશક ન્યૂન થતો નથી." સનદો આપ્યા પહેલા પણ આ નવીન રાજનીતિ લાગુ કરવાની એક તક મળી હતી. ગર્હવાલ, અગર તેહરીનો રાજા કાયદેસર વારસ મૂક્યા વગર ઈ. સ. ૧૮૫૯માં ગુજરી ગયો. તેનું રાજ ખાલસે કરવા બ્રિટિશ સરકારને તે કારણસર સાફ રીતે હક્ક હતો. તોપણ તેના અનૌરસ પુત્ર ભવાનસિંઘને રાજ્ય આપવામાં આવ્યું હતું. તારીખ ૬ઠ્ઠી સપટેમ્બર સને ૧૮૫૯ની સનદની શરતોથી વધારે નિકટ સંબંધ સ્થાપવાનું થયું એ રાજ્યનો કોઇ હકકદાર નથી તેથી ખાલસે થવું જોઇએ એમ વાઇસરાયે જણાવ્યું. તેથી લોર્ડ ડેલહાઉઝીના ધારવા પ્રમાણે તે હકક વ્યાજબી હતો એમ બતાવ્યું, અને તે વિષે સવાલ ઉઠાવ્યો નહિ. એટલુ લખી મહૂમ રાજાની દ્રઢ વફાદારીનો એ દસ્તાવેજમાં ઇસારો કર્યો; અને ત્યાર બાદ તેથી ભવાનસિંઘને અને તેના કાયદેસર મરદ વારસોને રાજાનો ઇલકાબ, અને ગર્હવાલનું રાજ્ય આપ્યાં. વધારામાં એટલુ લખ્યુ કે. "વળી પણ જાહેર કરવામા આવે છે કે; વેપાર અર્થે અને બીજા કારણસર તે રાજમા દેશી કે યૂરોપિયન બ્રિટિશ રૈયતને છૂટથી આવજાવ કરવા દેવામા આવશે, રાજ્યની રૈયતના જેટલીજ મહેરબાની અને રક્ષણના તેઓને હક્કદાર માનવા. ગર્હવાલના મુલકમાં રસ્તાઓ બનાવવા સરકારને સત્તા રહેશે; અને ગાદીની આ બક્ષિશ સારી ચાલની શરતે, તથા ભય અને તોફાનના વખતમાં લશ્કરી અને રાજકીય નોકરીની શરતે કરવામાં આવી છે." આ પ્રમાણે નવીન મુદ્દતના પ્રારંભમાંજ જુદારાની અડચણો દૂર કરવામાં આવી હતી, અને બ્રિટિશનાં તેમજ તે રાજાની રૈયતોનાં હિતની એકતા પ્રગટ કરવામાં આવી હતી. એ પણ જણાવવું જોઈએ કે, ઈ. સ ૧૮૬૧ના માર્ચ માસમાં આ રાજાને દત્તકની સનદ ઇનાયત થઈ. તેથી એમ અનુમાન થાય છે કે, હિંદુઓમાં દત્તક લેવાનો હક્ક કેટલાકના કહેવા પ્રમાણે વંશપરંપરાનો છે, તેનો સમાવેશ ઈ. સ.

૧૮૫૭ની ગદરમાં ગયો ન હતો. લોર્ડ કાનિંગે આપેલી એક બીજી સનદ પણ એજ રીતે બોધકારક છે. ગદરની વખતે નોકરી કર્યાના બદલામાં હૈદરાબાદ, ગ્વાલિયર, નેપાળ, ભોપાળ, પટિઆલા, ઝિંદ, નાભા, રામપુર અને બિકાનેર જેવા ઘણા રાજ્યોને બક્ષિશમાં મુલકો આપવામાં આવ્યા હતા. આ પૈકી તારીખ ૫મી મે સને ૧૮૬૦ની પટિઆલાને આપેલી સનદ સૌથી વધારે અર્થસૂચક છે મહારાજા તથા તેના વારસોને પોતાના તાબાના મુલકોમાં પૂર્ણ રાજ્યસત્તા ચલાવવાનો અખત્યાર છે તેઓને તેમની રૈયત ઉપર જાનના બચાવથી માંડીને મોતની શિક્ષા સુધીનો કુલ અખત્યાર આપેલો છે. મહારાજાની કોઈ પણ રૈયતની ફરિયાદ બ્રિટિશ સરકારે સાંભળવી નહિ, અને તેમના ઘરસંસારની અને કુટુંબ સંબંધી ગોઠવણમાં વચ્ચે આવવું નહિ આટલું બ્રિટિશ સરકારે માથે લીધું. તેના બદલામાં મહારાજા બંધાયા કે, “અદલ ઈનસાફ આપવો. અને રૈયતનાં સુખ અને કલ્યાણમાં વૃદ્ધિ કરવી.” અમુક ગુન્હાઓને માટે સખ્ત શિક્ષા કરવી એ પણ કબૂલ કરાવ્યું. હમણાં કહી ગયા તે કોલકરારો તથા આ ફરજોથી જણાઈ આવે છે કે, ઐક્યને લીધે બ્રિટિશ સરકારને ધીરજથી સહનશીલતા રાખવાની છે, અને ઉછાંછળી દરમિયાનગિરીથી દૂર રહેવાનું છે. બીજી તરફથી રાજ્યો ઉપર સારા રાજકારોબારની સીધી જવાબદારી રહે છે, અને રાજ્યો તેમ કરવામાં સુસ્તિ કરે તો એ જવાબદારી બ્રિટિશ સરકાર તરફ રહે છે. સ્વિસના એકત્ર રાજ્યોના જાહેર કરેલા ઉદ્દેશો આ પ્રમાણે હતા. “પરદેશી સામે દેશનું સ્વતંત્રપણું જાળવી રાખવું, મુલકોમાં સુલેહ અને બંદોબસ્ત કાયમ કરવાં, સંયુક્ત રાજ્યોની સ્વતંત્રતાનો અને હક્કનો બચાવ કરવો, અને તેમના સાર્વજનિક કલ્યાણમાં વૃદ્ધિ કરવી ”. સતલજ નદીની આ તરફના રાજ્યોને બક્ષેલી સનદોથી આ ઉદ્દેશો તો ભાગ્યેજ પ્રાપ્ત થાય છે, તોપણ તેમાં લાંબો તફાવત રહેતો નથી, એટલું કહિયે તો ચાલે ખરું. “ એક

બ્રિટનના રાજ્યકર્ત્તા તરફ વફાદારી અને રાજ્યભક્તિ " માટે આ સનદોમાં ભાર દીધો છે તેના બદલામાં મહારાજા અને તેના કુટુંબનો માનમર્તબો અને દરજ્જો જાળવવાની સરકારે કબૂલ કરેલી ફરજ પણ યોગ્ય રીતે દર્શાવેલી છે સંક્ષેપમા કહિએ તો દત્તકની સનદોથી અને પહેલા વાઈસરાયે બ્રિટિશ રક્ષણ નીચે રાજ કરવા રાજાઓને હકક આપી જે સનદો આપેલી છે, તે સનદોથી સાફ રીતે જણાય છે કે, મહારાણી સાહેબ અને તેના રક્ષિત દોસ્તો વચ્ચે વધારે નિકટના સબધો સ્થાપિત થયા છે, અને એક પતિઆળાની માફક ફરજો અને ફાયદામા તેઓ જોડાઈ ગયા છે

——:0.0:0·——

## ૬૬. અગત્યના ત્રણ બનાવો.

ઈ સ. ૧૮૫૭ પહેલાં જે રાજ્યરીતિ ચાલતી હતી, તેથી જૂદીજ રાજ્યરીતિ ત્યાર બાદ ચાલી તેનો તફાવત બતાવવા ત્રણ બનાવો ચુટી કાઢવામા આવે છે, તેમાં સમાનપણા જેવું જોવામા આવતુ નથી. ટૂંકી મુદતના અતરાય અને ઉચ્ચાટ પછી વડોદરા, મૈસુર, અને મણિપુરમાં દેશી રાજ્યો પાછા સ્થાપવામા આવ્યા હતા, એ ખરી વાત છે. પરતુ બીજી બાબતોમા હકિકતો ભિન્ન ભિન્ન છે. ગેરવફાદારીના કારણથી નહિ, પણ રાજ્યના ગેરબદોબસ્તના સબબસર ગાયકવાડને તખ્તઅર-ખાસ્ત કર્યો, એ વડોદરાના કિસ્સાનો બોધકારક બનાવ છે. મૈસુર પાછું આપ્યુ તે સાથે કરારો કર્યા, તેના સારથી લોર્ડ રિપને જે ધડો શિખવ્યો તે જૂદોજ છે મણિપુરનો મામલો વધારે ગુચવણભરેલો હતો, તેથી ગેરવફાદારી માટે થયેલી શિક્ષાઓ પ્રદર્શિત થાય છે, અને તેથી વળી મહારાણી સરકારની સાથે દેશી રાજ્યોના સબધને લગતા ઘણાં ધોરણને મજબૂત કર્યાની તક મળેલ છે. બ્રિટિશ ઇન્ડિયાના ઇતિહાસ લખનારાઓ ચોતરફથી જૂદી જૂદી, અને બારે બારે હકિકતોથી વિટાએલા

રહે છે. તેથી દેશી રાજાઓની સાથે બ્રિટિશ સંબંધના ઈતિહાસના બનાવો નજર બહાર રહી જાય છે, એ અનિવાર્ય છે. ઈન્ડિયાના શ્રેષ્ટ ઈતિહાસોમા સામાન્ય રીતે એમ જણાવ્યું છે કે, સને ૧૮૭૫માં વડોદરા ના મરેઠા ગાયકવાડને રાજ્યના ગેરબંદોબસ્ત અને બેવફાદારી માટે તખ્ત બરખાસ્ત કર્યો હતો. આમ થવાનું કારણ પણ સહૃદ વલણુજ છે. બેવફાદારીનો આરોપ સાબિત થયો હોત, તો એ ધડાની અર્ધ કરતાં વધારે કિમ્મત ઘટી જાત. દરમિયાનગિરી નહિ કરવાની રાજ્યનીતિ સાથે મુલકોને ખાલસે કરવાની પદ્ધતિને અગત્યનો સબંધ છે. તેની સાથે વડોદરાની આ બાબત ઈન્ડિયાની રાજકીય તવારીખમા નિસ્બત ધરાવનારી છે ગાયકવાડને તખ્તબરખાસ્ત કર્યો તેના સબબ વિષે કાંઈ ગેરસમજુતી થતી હોય તો તેને દૂર કરવી એ જરૂરનુ છે.

——·o:——

## ૬૭. ગાયકવાડનું તખ્તબરખાસ્ત થવું, અને તે ઉપરથી લેવાના ધડા.

મરેઠાના એકસંપ ઉપરની, તેમા ખસુસ કરીને ગાયકવાડો ઉપરની પોતાની સત્તા ઉપરથી પેશવાએ હાથ ઉઠાવ્યો. તે પહેલા બ્રિટિશ કંપનીએ વડોદરા સાથે સીધો સબંધ બાધ્યો હતો. તે આપણે આગળ કહી ગયા છિએ. તારીખ ૬ઠ્ઠી જૂન સને ૧૮૦૨ના તહનામાથી ( જેનો પેશવાએ પછીથી વસઈના તહનામામા અગીકાર કર્યો છે ) કંપનીએ ગાયકવાડને "બધાં જાહેર કામકાજમાં ન્યાયને, અને લોકકલ્યાણને અનુસરી રક્ષણ" નો હક્ક આપ્યો. "લોકકલ્યાણની બાબતમા ગાયકવાડે કંપનીની સલાહ માનવાની હતી" પરતુ ઈ. સ. ૧૮૨૦મા માઉન્ટસ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટને વડોદરાના રાજ્યકર્ત્તાને આ પ્રમાણે રીતસર ખાત્રી આપી. "બ્રિટિશ સરકાર જે પોતદારોની બાયધરીદાર થયેલ છે, તે પોતદારો પ્રત્યેના કરારો આપ

પાળશો, તો આપના અંદરખાનાના કાર્યોમાં આપને નિરંકુશ રાખવામાં આવશે. " જરૂરને સમયે બ્રિટિશ સરકાર પોતાની સલાહ પણ આપશે, એ પણ વધારામાં જણાવવામાં આવ્યું હતું મુંબાઈના ગવર્નરે ઈ સ ૧૮૪૧ મા ગાયકવાડને એક પત્ર લખ્યો તેમા જણાવ્યું કે, " આપના રાજ્યના અંદરના કારોબારમાં બ્રિટિશ સરકાર વચ્ચે આવવા કોઈ પ્રકારે ઈચ્છતી નથી. આપ રાજ્યના સ્વાંગ રાજ્યસત્તાધીશ છો એમ બ્રિટિશ સરકાર કબૂલ કરે છે. " આ પ્રમાણે વડોદરાનુ રાજ્ય હિંદુસ્તાનના બીજા કોઈ પણ મહત્વના રાજ્યના જેવી સ્થિતિમાં હતુ. કદાચ અંદરના વહિવટની બાબતમાં અયોધ્યા કે સતારા કરતા તે જરા કમતી બંધનમા હતું. ઇ. સ. ૧૮૫૬ ના ડિસેમ્બરમા ખંડેરાઓ ગાદીએ બેઠા તેનો રાજ્યકારોબાર બરાબર ન હોવાથી બ્રિટિશ સરકારે વાંધો ઉઠાવ્યો, પરંતુ દરમિયાન આવવાનું કર્યું નહિ. ઈ. સ. ૧૮૭૦મા તેની પછી મલ્હારરાઓ થયા તેના ખરાબ રાજ્યવહિવટથી ગેરવ્યવસ્થા વધી, તેથી છેવટે ૧૮૭૩મા હિંદુસ્તાનની સરકારને એ બાબત તપાસ કરવા એક કમિશન નિમવા ફરજ પડી તેના રિપોર્ટ ઉપરથી અયોધ્યાના રાજાની માફક ગાયકવાડને ચેતવણી આપવામા આવી કે, અમુક જાતના સુધારા કરવામાં નહિ આવે તો તેનો અખત્યાર છિનાવી લેવામાં આવશે. અજમાયશની મુદ્દત વીત્યા પહેલાં સરકારના વડોદરા ખાતાના પ્રતિનિધિને ઝેર દેવાની કોશિશ થયાના ખબર મળ્યા. મહારાજા ગાયકવાડે તે ગુન્હામા મદદગારી કરી છે એવી શંકા લેવામાં આવી. આ પ્રમાણે અવ્યવસ્થિત રાજ્યકારોબારના આરોપની સાથે બેવફાદારીનો આરોપ પણ વધ્યો. તેથી તારીખ ૧૩મી જાન્યુઆરી સને ૧૮૭૫ના ઢંઢેરાથી સર્વોપરિ સત્તાએ એ બાબતમાં પોતાના વિચારો આ શબ્દોમાં જાહેર કર્યા:—" આવા ગુન્હાની ઉશ્કેરણી કરવી એ મહારાણી સરકારની સામે ગંભીર તકસીર કરી ગણાય, અને મલ્હારરાઓને વડોદરાના રાજ્યકર્ત્તા

તરીકે કબૂલ રાખવામાં આવેલ છે તે વફાદારીની શરતની ઉપર કરેલો તેણે ભંગ કર્યો કહેવાય, અને વળી એવો પ્રયાસ બ્રિટિશ સરકાર સામે દુશ્મની કર્યાનું એક કૃત્ય ગણાય, માટે " આ ઉપરથી ગાયકવાડને "સસ્પેન્ડ" કરવામા આવ્યા, અને તેની જાહેર રીતે તપાસ ચાલી તેમા કમિશનરોની સાથે હિંદુસ્તાનમાંના બે પ્રસિદ્ધ રાજાઓ, એક ગ્વાલિયરવાળો અને બીજો જેપુરવાળો બેઠા કમિશનરોનો મત મળતો આવ્યો નહિ. તારીખ ૧૯મી અપ્રિલ સને ૧૮૭૫ના ઢંઢેરાથી સર્વોપરિ સરકારે બેવફાદારીનો આરોપ જાહેર રીતે અને રીતસર છોડી દીધો " કમિશનરોમાં મતભેદ થવાથી તેમના રિપોર્ટ ઉપરથી તપાસનો ફેસલો મહારાણી સરકારે કરવાનું બંધ રાખ્યું, તેમજ એમ પણ ગ્રહણ કરી લીધું નહિ કે, એ તપાસનું પરિણામ મહારાજા સામે મુકાયેલ આરોપની સચ્ચાઈ સાબીત થયાનું નિપજ્યું છે. " બેવફાદારીનો ગંભીર આરોપ છોડી દઈ બ્રિટિશ સરકારે વડોદરાની રાજ્યસત્તા ઉપરથી મલ્હારરાઓને ઉઠાડી મૂક્યો. તેને, " અને તેના વારસો " ને પ્રસિદ્ધ ગેરવર્તણુંક, રાજ્યની ભારે અવ્યવસ્થા, અને સુધારા કરવાની દેખીતી નાલાયકી માટે સર્વ હક્ક, માનમર્તબા અને છૂટમાથી બાતલ કર્યા પરન્તુ બ્રિટિશ અધિકારીઓની ઈચ્છાથી દેશી રાજ્ય ફરી સ્થાપવાનું તેઓએ નક્કી કર્યું. તેથી ખાસ મહેરબાની દાખલ તેઓએ મહારાજા ખંડેરાઓની વિધવાની અરજ મંજૂર રાખી. તેમાં એક અગત્યનો કરાર એવો કર્યો કે, બ્રિટિશ સરકાર જેને લાયક ગણી પસંદ કરે તેને તેણીએ દત્તક લેવો.

તે ઉપરથી સરકારે એક કુંવરને પસંદ કર્યો તેને ખંડેરાઓની વિધવાએ દત્તકપુત્ર કર્યો. તેની સગીર વયમાં બ્રિટિશ સરકારની નોકરીમાંથી ઘણી સંભાળથી ચુંટી કાઢેલા હુદ્દેદારોની મોટી સખ્યા રાખી રેસિડેન્ટની સીધી નજર તળે વડોદરાનો રાજ્યકારોબાર લાંબી મુદ્દત ચાલ્યો. બ્રિટિશ રાજ્યવહિવટના ધોરણ પ્રમાણે રાજ્યનો કારોબાર ઉત્તમ સ્થિતિએ પહોચ્યો.

મહારાજાને પ્રાગે સત્તા અને અખત્યાર મળ્યા પછી પણ એ ધોરણ ધોડુ-ઘણુ જાળવી રાખવામા આવેલ છે ગદર પહેલા મુલકો ખાલસે કરવામા આવતા હતા, તેના વિરૂધ્ધનો વડોદરાના સબધનો આ કિસ્સો વડોદરા માટે બોધકારક હિત ધરાવનારો છે આથી અગત જવાબદારી અને એકનુ નવુ ધોરણ અમલમા આવ્યુ "લાખો દુ:ખી લોકોના કલ્યાણ" અર્થે દેશી રાજ્ય બધ પાડવાનુ થાય, ત્યા સુધી વચ્ચે આવવા આગ્રહથી ના પાડીને નહિ, પરન્તુ સુધારા માટે સત્તાની રૂએ કરેલ હુકમથી. અને તે સુધારા કરવા શકિત નહિ હોવાથી ગાદીએથી ઉઠાડી મૂકીને બારે અધેર રાજ્ય વહિવટ માટે, અને બધાયા પ્રમાણે ગાયકવાડે સલાહ ન માની તે સારૂ તેને શિક્ષા કરવામાં આવી. વડોદરાના તહનામામાં કાંઈ ફેરફાર કરવા જરૂર ન હતી. નવા રાજ્યકર્ત્તા પાસેથી રક્ષણ બદલ નવા કરારો કે શરતો, કે તેનો અગીકાર કરાવી લેવામાં આવ્યો ન હતો દરમિયાનગિરીના નવા ધોરણને જાહેર રીતે પ્રદર્શિત કર્યા પછી તરતજ નવા રાજ્યકર્ત્તાએ પોતાની ફરજો બજાવવાનું શરૂ કર્યું તેથી બદલાએલી શરતો પ્રમાણે તહનામાના કરારોનો અર્થ કરવામા આવ્યો, તે પણ સ્પષ્ટ સમજવામા આવ્યુ છે તહનામા અને રિવાજી કાયદાથી સામ્રાજ્ય સાથે વડોદરાનો રાજ્યકર્ત્તા બધાયોછે. તેની અને ઉપરી સત્તા વચ્ચેના સબધ માટે તે શિવાય કોઇ પ્રકારની નવીન ગ્રન્થીની જરૂર ન હતી વડોદરા સાથે થયેલાં પેસ્તરના તહનામામાં કાંઈ ફેરફાર કરવામા આવ્યા નથી પેસ્તર લક્ષમા લઈ ગયા છિએ તે પ્રમાણે અર્થ કરવાના નિયમોને આ બિનાથી મજબૂતિ મળે છે.

—— -*-0-*- ——

## ૬૯. મૈસુરની સ્થિતિ.

લોર્ડ રિપને મૈસુર દેશી રાજકર્ત્તાને સોંપ્યુ તે વાસ્તવિક રીતે જોતાં એક પુન: ફરેલી બક્ષિશ હતી. અમુક રાજકર્ત્તાના અગત દુર્ગુણો

તગીરે કબૂલ રાખવામા આવેલ છે તે વફાદારીની શરતની ફરજ ફરમાના તેણે ભંગ કર્યો કહેવાય, અને વળી એવી કોશિશ બ્રિટિશ સરકાર સામ દુશ્મની કર્યાનુ એક કૃત્ય ગણાય, માટે " આ ઉપરથી ગાયકવાડને "સસ્પેન્ડ" કરવામા આવ્યા, અને તેની જાહેર રીતે તપાસ ચાલી તેમા કમિશનરોની સાથે હિંદુસ્તાનમાંના બે પ્રસિદ્ધ રાજાઓ, એક ગ્વાલિયરવાળો અને બીજો જેપુરવાળો બેઠા કમિશનરોનો મત મળતો આવ્યો નહિ તારીખ ૧૯મી અપ્રિલ સને ૧૮૭૫ના ઠરાવથી સર્વોપરિ સરકારે બેવફાદારીનો આરોપ જાહેર રીતે અને રીતસર છોડી દીધો " કમિશનરોમાં મતભેદ થવાથી તેમના રિપોર્ટ ઉપરથી તપાસનો ફેસલો મહારાણી સરકારે કરવાનું બંધ રાખ્યું; તેમજ એમ પણ ગ્રહણ કરી લીધું નહિ કે. એ તપાસનું પરિણામ મહારાજા સામે મુકાયેલ આરોપની સચ્ચાઈ સાબીત થયાનુ નિપજ્યું છે. " બેવફાદારીનો ગંભીર આરોપ છોડી દઈ બ્રિટિશ સરકારે વડોદરાની રાજ્યસત્તા ઉપરથી મલ્હારરાઓને ઉઠાડી મૂક્યો તેને, " અને તેના વારસો " ને પ્રસિદ્ધ ગેરવર્તણુક, રાજ્યની ભારે અવ્યવસ્થા, અને સુધારા કરવાની દેખીતી નાલાયકી માટે સર્વ હક્ક, માનમરતબા અને છૂટમાંથી બાતલ કર્યા. પરંતુ બ્રિટિશ અધિકારીઓની ઈચ્છાથી દેશી રાજ્ય ફરી સ્થાપવાનું તેઓએ નક્કી કર્યું. તેથી ખાસ મહેરબાની દાખલ તેઓએ મહારાજા ખંડેરાઓની વિધવાની અરજ મંજૂર રાખી. તેમા એક અગત્યનો કરાર એવો કર્યો કે, બ્રિટિશ સરકાર જેને લાયક ગણી પસંદ કરે તેને તેણીએ દત્તક લેવો

તે ઉપરથી સરકારે એક કુંવરને પસંદ કર્યો. તેને ખંડેરાઓની વિધવાએ દત્તકપુત્ર કર્યો. તેની સગીર વયમા બ્રિટિશ સરકારની નોકરીમાથી ઘણી સભાળથી ચુટી કાઢેલા હુદ્દેદારોની મોટી સખ્યા રાખી રેસિડેન્ટની સીધી નજર તળે વડોદરાનો રાજ્યકારભાર લાંબી મુદ્દત ચાલ્યો. બ્રિટિશ રાજ્યવહિવટના ધોરણ પ્રમાણે રાજ્યનો કારોબાર ઉત્તમ સ્થિતિએ પહોંચ્યો.

સરકારને પૂર્ણ સત્તા અને અખત્યાર મળ્યા પછી પણ એ ધોરણ થોડુ-ઘણુ જાળવી રાખવામા આવેલ છે ગદર પહેલા મુલકો ખાલસે કરવામા આવતા હતા, તેના વિરૂધ્ધનો વડોદરાના સબંધનો આ કિસ્સો વહેવાર માટે બોધકારક હિત ધરાવનારો છે આથી અગત જવાબદારી અને એકત્વનુ નવું ધોરણ અમલમા આવ્યુ "લાખો દુખી લોકોના કલ્યાણ" અર્થે દેશી રાજ્ય બંધ પાડવાનુ થાય, ત્યા સુધી વચ્ચે આવવા આગ્રહથી ના પાડીને નહિ, પરન્તુ સુધારા માટે સત્તાની રૂએ કરેલ હુકમથી. અને તે સુધારા કરવા શક્તિ નહિ હોવાથી ગાદીએથી ઉઠાડી મૂકીને બારે અંધેર રાજ્ય વહિવટ માટે. અને બંધાયા પ્રમાણે ગાયકવાડે સલાહ ન માની તે સારૂ તેને શિક્ષા કરવામાં આવી. વડોદરાના તહનામામાં કાંઈ ફેરફાર કરવા જરૂર ન હતી. નવા રાજ્યકર્ત્તા પાસેથી રક્ષણ બદલ નવા કરારો કે શરતો, કે તેનો અંગીકાર કરાવી લેવામા આવ્યો ન હતો દરમિયાનગિરીના નવા ધોરણને જાહેર રીતે પ્રદર્શિત કર્યા પછી તરતજ નવા રાજ્યકર્ત્તાએ પોતાની ફરજો બજાવવાનું શરૂ કર્યું તેથી બદલાએલી શરતો પ્રમાણે તહનામાના કરારોનો અર્થ કરવામા આવ્યો, તે પણ સ્પષ્ટ સમજવામાં આવ્યુ છે. તહનામા અને રિવાજી કાયદાથી સામ્રાજ્ય સાથે વડોદરાનો રાજ્યકર્ત્તા બંધાયોછે. તેની અને ઉપરી સત્તા વચ્ચેના સંબંધ માટે તે શિવાય કોઇ પ્રકારની નવીન ગ્રન્થીની જરૂર ન હતી વડોદરા સાથે થયેલાં પેસ્તરના તહનામામાં કાંઈ ફેરફાર કરવામા આવ્યા નથી પેસ્તર લક્ષમાં લઈ ગયા છિએ તે પ્રમાણે અર્થ કરવાના નિયમોને આ બિનાથી મજબૂતિ મળે છે.

-*-0-*-:

## ૬૮. મૈસુરની સ્થિતિ.

લોર્ડ રિપને મૈસુર દેશી રાજકર્ત્તાને સોપ્યુ તે વાસ્તવિક રીતે જોતાં એક પુન. કરેલી બક્ષિશ હતી. અમુક રાજકર્ત્તાના અગત દુર્ગુણો

અને નાલાયકીને લીધે થોડી મુદત માટે અંતરાય પડેલા હોય, અને પછી રાજ્ય પાછું સોંપવામાં આવે છે, તેમ આ કામમાં બનેલું નથી આ દેશના રાજાઓ આવેલા બ્રિટિશ વ્યવહાર દરમિયાન જુદે જુદે વખતે આગલા ગવર્નર જનરલોએ આ પ્રમાણે રાજ્યો પાછાં સોંપ્યાં તેને મુકા-બલે આ મોટા ઐતિહાસિક બનાવની કિમ્મત જોવાની છે. આ કૃત્યથી જે પ્રશ્નનો ઉત્તર હાસલ થાય છે તે પ્રશ્ન આ છે. "કુર્ગ, સતારા અને મૈસુરના રાજકર્તાઓને કરારપત્રો અનુક્રમે લોર્ડ કોર્નવાલિસે, લોર્ડ હેસ્ટિંગ્ઝે અને લોર્ડ રિપને લખી આપ્યા હતાં, તેમાં ઈ. સ. ૧૭૯૩, ૧૮૧૯, અને ૧૮૮૧માં દેશી રાજાઓની ફરજો અને હક્ક વિષે ભિન્ન ભિન્ન કેવી રાજ્યનીતિને અનુસરી વિચારો બાંધવામાં આવ્યા હતા?" કુર્ગના રાજાની સાથે થયેલા કરારપત્રની છ કલમોમાં "માનવંતી ઈસ્ટ ઈન્ડિયા કંપની સાથે તેનો સબંધ હતો તેનું બયાન કરેલું છે. તેમાં પહેલી ત્રણ કલમોમાં બ્રિટિશ સાથે બરાબરીને દરજ્જે લશ્કરી નોકરી માટે નક્કી કર્યું છે. ચોથી કલમથી તેને રક્ષણ બક્ષેલું છે. એ રક્ષણ બદલ ખંડણી આપવાનું પાંચમી કલમમાં લખેલ છે. છેલી કલમ છઠ્ઠી છે, તેમાં તેના રાજ્યના બંદોબસ્તમાં વચ્ચે નહિ આવવા બાયધરી આપેલી છે. ઈ. સ. ૧૮૧૯માં લોર્ડ હેસ્ટિંગ્ઝે સતારાના રાજા સાથે કરારનામું કર્યું છે તેની રૂએ તે રાજા બ્રિટિશ સરકાર સાથે આધીન સહાયકારીપણાની સ્થિતિમાં આવેલ છે. તેને રક્ષણની તસલ્લી કરેલી છે, અને તેની લશ્કરી ફરજો પણ ચોક્કસ કરવામાં આવી છે. કિમ્મત લઈ લશ્કર માટે જોઈતી ચીજો તાબડતોબ પૂરી પાડવી જોઈએ. બ્રિટિશ સરકાર મુકરર કરી આપે તેટલું લશ્કર એ રાજ્યે રાખવાનું છે. બીજાં રાજ્યો સાથે તેણે પત્રવ્યવ-હાર રાખવો નહિ માગે ત્યારે ગુન્હેગારોને એ રાજ્ય તરફથી સોંપી દેવા જોઈએ. વેપાર સંબંધી તહનામું કરવાનું વચન આપવામાં આવ્યું છે. જકાત તથા

જમાબખાતાની કેટલીક ગોઠવણની કબૂલાત પણ, આપવામાં આવી. ઈ. ઈ. સ. ૧૭૯૯ અને ૧૮૧૫નાં કરારપત્રોની વાત છોડી દઈ ઈ. સ. ૧૮૮૧ના કરારપત્ર તરફ નજર કરીએ, તો માલમ પડે છે કે મૈસુર સાથે ઐક્યની ગાંઠ વધારે મજબૂત થયેલ છે. તેમાં સામાન્ય રક્ષણની બાબત કરતાં સાર્વજનિક કલ્યાણની વધારે બાબતો આવેલી છે. મૈસુરના તરુણ મહારાજાને રાજ આપતાં કરેલા કોલકરારો ઉપર વધારે સંભાળથી લક્ષ આપવા જેવું છે. કેમકે તેમાં બતાવેલી શરતો ઘણી ધીરજથી વિચાર કરી કરવામાં આવેલી છે. ઈ. સ. ૧૭૯૯માં લોર્ડ વેલસ્લિએ મૈસુરમાં હિંદુ રાજ્યસત્તાની પુનરુત્પત્તિ કરી: તેણે મહારાજાને બ્રિટિશ રક્ષણની ખાત્રી આપી. સારો રાજ્યવહિવટ રાખવા તેને આગ્રહથી કબૂલ કરાવ્યું. ચાલતા વખતમાં ૪૦૦૦ ઘોડેસ્વારો રાખવા સર જ્યોર્જ બાર્લોએ ૧૮૦૭માં નક્કી કરી આપ્યું હતું; એટલી શેહનશાહતના રક્ષણ માટે મદદ આપવાનું મહારાજા પાસે કબૂલ કરાવ્યું. કમનસીબે મહારાજા નાલાયક નિવડ્યો અને દુરાચરણનાં કૃત્યોમાં એટલો ચુસ્તાઈથી નિમગ્ન રહ્યો કે, અંતે તેની રૈયતને બળવો કરવો પડ્યો. કુર્ગમાં જેમ બન્યું તેમ મૈસુરના લોકોએ પણ જો તે રાજ્ય ખાલસે થયું હોત, તો તે ઉપકારથી સ્વીકારી લીધું હોત. ઈ. સ. ૧૮૩૧માં અર્ધ ખાલસા કરવા જેવો રસ્તો કાઢવામાં આવ્યો, અને દેશનો વહિવટ બ્રિટિશ અમલદારોના સીધા કારોબારમાં સોંપ્યો. મહારાજાને માત્ર નામનોજ દરજ્જો રહ્યો. તેના ભરણપોષણ માટે મોટી રકમ ઠરી. મહારાજાનાં કરજો વારંવાર અદા કરવામાં આવ્યાં. પરન્તુ ગાદીના વારસા માટે દત્તક લેવા તેણે અરજી કરી તે તો દઢતાથી નામંજૂર કરવામાં આવી. સરકારના અમલદારોને હાથે રાજ્યવહિવટ ઘણે દરજ્જે સુધર્યો. તેની આબાદીનો પાયો એવો નિર્બંધ થયો કે, આખા હિંદુસ્તાનમાં અદ્યાપિ મૈસુરનો રાજ્યવહિવટ ઉત્તમ

પ્રકારનો ગણાય છે. તખ્તનશિનખાસ્ત કરેલો મહારાજા ઈ. સ. ૧૮૬૮માં ગુજરી ગયો. સરકારે તેના દત્તકપુત્રને કબૂલ રાખ્યો. તેની સાથે એવી શરત કરી કે, જ્યારે તે લાયક ઉમરે પહોંચે, અને મહારાજાની ફરજ બજાવવા લાયક જણાય તો, તે વખતે નવા કરાર કરી તેને રાજ્ય સોંપવું તેની કેળવણી માટે દરેક પ્રકારની કાળજી રાખવામાં આવી. રાજ્યમાં સારા કાયદાનો સંગ્રહ, મહેસુલ ખાતાનું અને હિસાબી ખાતાનું સારું ધોરણ, અને જોઇએ તેવી ન્યાયની અમલનો દાખલ કરવામાં આવ્યાં. રાજ્ય સોંપતી વખતે તારીખ ૧લી માર્ચ સને ૧૮૮૧ના રોજ લોર્ડ રિપને કરારપત્ર કરેલું છે. એ અગત્યના દસ્તાવેજમાં બ્રિટિશ સરકાર સાથેનો બધો સંબંધ સક્ષેપમાં આવી જાય છે. પાર્લામેન્ટના હુકમથી તે છપાયેલ છે. વાચકવૃંદ માટે તે અસલ પ્રમાણે અમે નીચે આપીએ છિએ:—

## રાજ સોંપ્યાનું કરારપત્ર.

ઘણી મુદ્દત થયાં મૈસુરનો મુલક બ્રિટિશ રાજ્ય હસ્તક છે, અને તેમાં પસંદ પડે તેવો રાજ્યવહિવટ દાખલ કરેલો છે. વળી મર્હૂમ મહારાજાના મૃત્યુ પછી સદહું સરકારની એવી ઇચ્છા હતી કે, દાખલ કરેલા રાજ્યવહિવટને જારી રાખવાની શરતે હિંદુવંશથી રાજ્ય ચલાવવું, તેથી જ્યારે મર્હૂમ મહારાજાના દત્તકપુત્ર, મહારાજા ચામરાજેન્દ્ર વડીઅર બહાદુર, અઢાર વર્ષની ઉમરે પહોંચે, ત્યારે તે લાયક માલમ પડે તો તેને રાજ્ય સોંપવું, અને જે કરારો કરવામાં આવે તેને અનુસરીને તે રાજ્ય ચલાવે. હાલ સદહૂ મહારાજા ચામરાજેન્દ્ર વડીઅર બહાદુર અઢાર વર્ષની વયના થયા છે, અને મજકુર હોદ્દાનું કામ ચલાવવા લાયક માલમ પડે છે, તેથી તેને રાજ્ય સોંપવાની તૈયારી છે. માટે મજકુર મહારાજા ચામરાજેન્દ્ર વડીઅર બહાદુરને લખિતવાર દસ્તાવેજ કરી આપવાની જરુર છે. તે કારણસર નીચે પ્રમાણે

જાહેર કરવામાં આવે છે:—

૧. તારીખ ૨૫મી માર્ચ સને ૧૮૮૧ના રોજ મહારાજા ચામરાજેન્દ્ર વડીઆર બહાદૂરને મૈસુરનો મુલક કબજે સોંપવામાં આવશે, અને તેના રાજવહિવટ ઉપર તેને નશીન કરવામાં આવશે.

૨. સદહૂ મહારાજા ચામરાજેન્દ્ર વડીઆર બહાદૂર, અને હવે પછી બતાવેલી રીત પ્રમાણે તેના પછી જે ગાદીએ થશે, તે સદહૂ મુલકનો કબજો અને રાજ્યવહિવટ આમાં લખેલી શરતો પાળશે, ત્યાં સુધી ભોગવવાને હક્કદાર છે.

૩. સદહૂ રાજ્યનો વહિવટ મજકુર મહારાજા ચામરાજેન્દ્ર વડીઆર બહાદૂરના સીધી લિટીના વારસોમાં ઉતરશે–પછી તે વારસ તેના વંશનો હોય, કે દત્તક કરેલ હોય. રાજ્ય કરવાની દેખીતી નાલાયકી શિવાયની બાબતમાં તેના કુટુંબના નિયમો અને રિવાજ ઉપર ધ્યાન આપવામાં આવશે

ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ મંજૂર ન કરે ત્યાં સુધી ગાદીનો વારસો કાયદેસર ગણાશે ; નહિ.

સદહૂ મહારાજા ચામરાજેન્દ્ર વડીઅર બહાદૂરનો સીધી લિટીનો, તેના વંશનો કે દત્તક લીધેલો કોઈ વારસ હશે નહિ, તો ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ પોતાની મરજી માફક પસંદ પડે તેવા આજુબાજુના સગાને ગાદીને માટે પસંદ કરશે.

૪. મહારાજા ચામરાજેન્દ્ર વડીઅર બહાદૂર, અને તેની પછી ગાદીએ થનારા ( જેને હવેથી મૈસુરના મહારાજાની સંજ્ઞા આપવામાં આવશે ) ગ્રેટ બ્રિટન અને આયર્લાંડની રાણી સરકારને અને હિંદુસ્તાનની મહારાણી સરકારને, તેના વારસ, અને ગાદીએ થનારાને હમેશાં વફાદાર અને આધીન રહેશે; અને વફાદારી અને આધીનતાની

ફરજો આગ્યા પ્રમાણે બજાવે જશે.

૫. બહારના સબળા દુશ્મનો સામે સદરહૂ મુલકોને બચાવવા તથા તેનું રક્ષણ કરવા બ્રિટિશ સરકારે માથે લીધું છે, અને જોઇએ ત્યારે બ્રિટિશ સરકારની ફોજ સાથે નોકરી કરવા લશ્કર તૈયાર રાખવાની ફરજમાંથી મહારાજાને મુકત કરવા કબૂલ કરેલું છે, તેના બદલમાં તેણે બ્રિટિશ સરકારને એ મુલકોની પેદાશમાંથી ઇઆદિ બે હપ્તાથી તારીખ ૨૫મી માર્ચ ૧૮૮૧થી પાંત્રીસ લાખ રૂપૈઆ દર વર્ષે આપવા જોઈએ.

૬. મૈસુરના મુલકોનો કબજો મહારાજા લે તે તારીખથી સેરીંગાપટ્ટમના ટાપુ ઉપરનો બ્રિટિશ રાજ્યસત્તાનો કબજો બંધ થશે; અને તે ટાપુ સદરહૂ મુલકોનો ભાગ ગણાશે. બીજા મુલકોની માફક તેજ શરતોથી તે પણ મહારાજાના કબજામાં રહેશે.

૭. ગવર્નર જનરલ ઇન કાઉન્સિલની પ્રથમ પરવાનગી લીધા શિવાય મૈસુરના મહારાજાએ સદરહૂ મુલકોમાં કોઈ નવીન કિલ્લા કે ગઢ બાંધવા નહિ, અથવા તો સમારવા નહિ.

૮. ગવર્નર જનરલ ઇન કાઉન્સિલની પરવાનગી વગર મૈસુરના મહારાજાએ સદરહૂ મુલકોમાં હથિઆર, યુદ્ધસામગ્રિ, અથવા લશ્કરી સામાન લાવવો નહિ, કિંવા કોઈને લાવવા દેવો નહિ. વળી સદરહૂ મુલકોમાં કે અમુક જગોમાં ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ ફરમાવે ત્યારે હથિઆરો, યુદ્ધસામગ્રિ, અને લશ્કરી સામાન બનાવવાની મહારાજાએ મના કરવી.

૯. જે જગોએ ગવર્નર જનરલ ઇન કાઉન્સિલને જરૂર જણાય, ત્યાં અને ત્યારે મૈસુરના મહારાજાએ સદરહૂ મુલકોમાં બ્રિટિશ છાવણીઓ કાયમ રાખવા, કિંવા સ્થાપવા દેવામાં વાંધો લેવો નહિ

એવી છાવણીઓ માટે જોઇએ તેની જમીન તેણે કાંઈ પણ લીધા વગર મફત આપવી, અને એ પ્રમાણે અપાય તે જમીન ઉપરથી પોતાની હકુમત છોડી દેવી. સદહૂ મુલકોમાં બ્રિટિશ છાવણીઓની નજીકના પોતાના સ્થળોમાં મહારાજાએ ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ જરૂરના જણાવે તેવા લોકોની તંદુરસ્તિ જાળવવાના ઈલાજો લેવા. એવી છાવણીઓમાંના લશ્કર માટે જોઈતી ચીજો, અને ખોરાકી સામાન પુરો પાડવામાં તેણે દરેક જાતની સગવડ કરી આપવી. એ કામ માટે લાવવામાં આવે એવા કોઈ જાતના માલ ઉપર કાંઈ જકાત કે કર બ્રિટિશ સરકારની સમ્મતિ વગર લેવો નહિ.

૧૦. અંદરના બંદોબસ્ત અને મહારાજાની જાતના દબદબા માટે, તેમ જ ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે મંજૂર કરેલા બીજા કોઈ કામ માટે મૈસુરના રાજ્યમાં લશ્કર રાખેલું હોય, તેમાં ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ વખતોવખત નકકી કરે તેના કરતાં વધારો કરવો નહિ. ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ હમેશાં ફરમાવે તે પ્રમાણે લશ્કરી નોંધ, લશ્કરી બંધારણ, અને સામાન તેમજ કવાયત કરાવવાનું રાખવું જોઇએ.

૧૧. કોઈ બીજા રાજ્ય કે સત્તાના કામકાજમાં વચ્ચે આવવાથી મૈસુરના મહારાજાએ દૂર રહેવું. તેમજ ગવર્નર જનરલ ઇન કાઉન્સિલની પ્રથમ મેળવેલી મંજૂરી વગર, અને તેનાથી પરબારા કોઈ બીજા રાજ્ય કે સત્તા સાથે, કિંવા બીજા રાજ્ય કે સત્તાના એજન્ટ કિંવા અમલદાર સાથે સંબંધ, કિંવા પત્રવ્યવહાર રાખવો નહિ.

૧૨. ગવર્નર જનરલ ઈન કાઉન્સિલની પ્રથમ પરવાનગી મેળવ્યા

વગર મૈસુરના મહારાજાએ હિંદુસ્તાનનો વતની નહિ હોય એવા કોઈ શખ્સને પોતાની નોકરીમાં રાખવો નહિ, અને એવા શખ્સને નોકરીમાં રાખ્યો હોય, તો ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ ફર-માવે ત્યારે તેને નોકરીથી દૂર કરવો.

૧૩. ઈન્ડિયા સરકારના જે સિક્કા ઇન્ડિયા સરકારના મુલકોમાં અમુક વખતે ચાલતા હોય, તે સદ્દહૂ મુલકોમાં કાયદેસર ચલણના સિક્કા ગણવા. બ્રિટિશ ઈન્ડિયામાં ચલણ માટે વખતોવખત જે ધારા અને નિયમો કરવામાં આવે, તે બધા સદ્દહૂ મુલકોમાં ચાલતા સિક્કાને લાગુ કરવા. મૈસુરના રાજ્યના જૂદા ચલણના સિક્કા બંધ થયા છે, તેને ફરીથી પાડવા દેવામાં આવશે નહિ.

૧૪. ગવર્નર ઈન કાઉન્સિલ જ્યારે માગે ત્યારે સદ્દહૂ મુલકોમાં તાર કરવા તથા ચાલવા જોઇએ તેટલી જમીન મૈસુરના મહારાજાએ કાંઈ પણ લીધા વગર આપવી; એ તારની લાઈન કરવા તથા ચલાવવામાં દરેક પ્રકારની બને તેટલી સગવડ તેણે કરી આપવી. બ્રિટિશ સરકાર તરફથી કે મૈસુરના સદ્દહૂ મુલકોની આમદાનીમાંથી જે તારની લાઈનો બાંધવામાં આવે, તે બ્રિટિશ તારની લાઈનનો ભાગ ગણાશે. તેનો વહિવટ બ્રિટિશ સરકારના તારખાતા તરફથી ચલાવવામાં આવશે. બ્રિટિશ સરકાર અને મૈસુરના મહારાજા વચ્ચે કબૂલત થાય તો અમુક બાબતમાં અપવાદ રાખવામાં આવશે. બ્રિટિશ ઈન્ડિયામાં તારખાતાના જે ધારા અને નિયમો હશે, તે આ બધા તારને લાગુ થશે.

૧૫. સદ્દહૂ મુલકોમાં બ્રિટિશ સરકાર કોઈ વખતે પોતાની તરફથી, કે બીજી રીતે રેલવે બાંધવા કે ચલાવવા ધારશે, તો તે કામ માટે જોઈતી જમીન મૈસુરના મહારાજાએ મફત આપવી. તે જમીન

ઉપરની સંપૂર્ણ હકુમત ગવર્નર જનરલ ઈન કાઉન્સિલને સ્વાધીન કરવામાં આવશે. સદહૂ મુલકોમાં એ રેલવેની દ્વારાએ જે માલ વજન તોડયા વગર લઈ જવામાં આવશે તેના ઉપર કાંઈ જકાત કે કર વસૂલ થઈ શકશે નહિ.

૧૬. બ્રિટિશ ઈન્ડિયામાં ગુન્હો કર્યાનો કોઈ સખ્સ ઉપર આરોપ હશે, અને તેની માગણી મૈસુરના બ્રિટિશ રેઝિડેન્ટ તરફથી કરવામાં આવશે, તો તેવા સખ્સને મૈસુરના મહારાજા પકડાવી બ્રિટિશ સરકારના યોગ્ય અધિકારીને સોંપાવી દેશે તેમજ સાક્ષિઓને હાજર રખાવી તથા બીજાં જરૂરના સાધન વડે એવા સખ્સોના તપાસના કામમાં મહારાજાએ દરેક પ્રકારની મદદ આપવી જોઈએ.

૧૭. સદહૂ મુલકોમાં યૂરોપિયન બ્રિટિશ રૈયત ઉપરની પૂર્ણ ફોજદારી હકુમત ગવર્નર જનરલ ઈન કાઉન્સિલના હાથમાં કાયમ રહેશે; અને યૂરોપિયન બ્રિટિશ રૈયતના સંબંધમાં માત્ર ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ જેટલી હકુમત આપશે તેટલી મૈસુરના મહારાજા ચલાવી શકશે.

૧૮. નિમક, અફીણ, અને ખસખસનું વાવેતર બંધ કરવા, કિંવા કમી કરવાની બાબતોમાં, તેમજ નિમક, અફીણ અને ખસખસના ઊડવાની નિકાશ, અને આયાત માટે યોગ્ય લાગ્યા પ્રમાણે જે ધારાઓ બંધાય, તેને અમલમાં લાવવા સારૂ મૈસુરના મહારાજા ગવર્નર જનરલ ઈન કાઉન્સિલની ઇચ્છા પ્રમાણે વર્તશે.

૧૯. સદહૂ મુલકોમાં જે ધારા અને નિયમો અમલમાં હોય, તે તે મુલકોનો કબજો લીધા પછી મહારાજા ચામરાજેન્દ્ર વડીઆર બહાદૂરે કાયમ રાખવા, અને બરાબર રીતે અમલમાં લાવવા. તે ધારા અને નિયમોનું પત્રક આ સાથે સંયુક્ત રાખ્યું છે.

ગવર્નર જનરલની પ્રથમ સમ્મતિ લીધા વગર મહારાજાએ એ ધારા કે નિયમો રદ કરવા નહિ, કિંવા તેમાં ફેરફાર કરવો નહિ, કિંવા તેનાથી વિરૂદ્ધના કાંઈ ધારા કે નિયમો પ્રચાર કરવા નહિ.

૨૦. મહારાજા ચામરાજેન્દ્ર વડીઆર બહાદૂરને સદહૂ મુલકોનો કબજો મળે, ત્યારે જે રાજ્યવહિવટ સ્થાપિત થયેલો માલમ પડે તેમાં તેમણે ગવર્નર જનરલ ઈન કાઉન્સિલની સમ્મતિ વગર કાંઈ પણ અગત્યનો ફેરફાર કરવો નહિ.

૨૧. સદહૂ મુલકો ઉપર બ્રિટિશ સરકારના રાજકારોભારની દરમિયાન જે લેખ, કિંવા જમીનની મેહેસુલના સંબંધમાં ઠરાવ કરી દેવામાં આવ્યા હોય, અને જે તારીખ ૧૭મી માર્ચ સને ૧૮૮૧ના રોજ અમલમાં હોય, તે તેની શરતો પ્રમાણે પાળવા જોઈએ; પરંતુ ન્યાયની યોગ્ય અદાલતથી, કિંવા ગવર્નર જનરલ ઈન કાઉન્સિલની સમ્મતિથી તે રદ થઈ શકશે, તેમજ તેમાં ફેરફાર થઈ શકશે.

૨૨. નાણાં સંબંધી વહિવટ, મેહેસુલ નક્કી કરવા કે વસુલ કરવાની બાબત, કર નાખવાની બાબત, ન્યાય આપવાની બાબત, વેપારની વૃદ્ધિ કરવાની બાબત, ધંધોરોજગાર, ખેતી, અને ઉદ્યમને ઉત્તેજન માટે, અને મહારાજાના હિતની વૃદ્ધિની, કિંવા તેની રૈયતના સુખની અને બ્રિટિશ સરકાર સાથેના તેના સંબંધની કોઈ પણ બાબત ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ વખતોવખત જે સલાહ આપે, તે પ્રમાણે મૈસુરના મહારાજાએ ચાલવું.

૨૩. આ કરારોમાંનો કોઇ કરાર મૈસુરના મહારાજા તોડશે, કિંવા પાળશે નહિ, તો સદહૂ મુલકનો કબજો પાછો લઇ લેવા, અને

તેના ઉપરનો સીધો રાજ્યવહિવટ ચલાવવા, કિંવા મૈસુરના લોકો ઉપર સારૂં રાજ્ય ચાલે તેનો યોગ્ય બંદોબસ્ત કરવા, કિંવા તે મુલકોમાં બ્રિટિશના હક્કો અને હિત જાળવવા, ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ મુખ્ત્યાર છે.

૨૪. સદરહૂ મુલકોમાં બ્રિટિશ સરકારના સંબંધને લઈને જે દસ્તાવેજો પેસ્તર થયા હશે, તે બધા રદ સમજી આ દસ્તાવેજ અમલમાં લાવવામાં આવશે. સદરહૂ કરારો પૈકી અમુક કરાર બરોબર રીતે અમલમાં આવ્યો છે કે નહિ, કિંવા અમુક સખ્સને ગાદીએ બેસવા હક્ક છે કે નહિ, કિંવા સદરહૂ મુલકોના રાજ્યકારોબાર માટે તે લાયક છે કે નહિ, એવો સવાલ ઉત્પન્ન થાય, ત્યારે તે બાબત ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ જે ફેસલો કે ઠરાવ કરે તે છેવટને માટે થયો એમ સમજવાનું છે.

કિલ્લે વિલ્યમ
તા. ૧ માર્ચ સને ૧૮૮૧ } (સહી) રિપન,
વાઈસરાય અને ગવર્નર જનરલ.

——:o:o:o:——

## ૬૯. મણિપુરની બાબતોથી સ્થાપિત થયેલાં ધોરણ.

હિંદુસ્તાનના રાજ્યકર્ત્તાઓની સંખ્યામાં મણિપુરનું રાજ્ય ટુંકઅરસે અપ્રસિદ્ધ હતું. આસામના મુખ્ય કમિશનર, મિસતર કિવન્ટનના અને તેની સાથેની ટુકડીનાં બીજાં માણસોના ખૂન થવાનાં દિલગિરીભરેલા બનાવોથી તે ખરાબ રીતે નામાંકિત થયું. તેથીજ તે રાજ્યપ્રકરણી સંબંધો વિષેના અગત્યના ધોરણની જાહેરાત માટે મોખરે આવ્યું પ્લાસિની લડાઈ પછી તરતજ બ્રિટિશ લોકોને તે સાથે સમ્બંધ બંધાયો હતો, તોપણ ઈ. સ. ૧૮૨૬માં લોર્ડ આમહર્સ્ટે આવાનું તહનામું કર્યું ત્યાં સુધી મણિપુરને રક્ષિત રાજ્યોમાં દાખલ કરવામાં આવ્યું ન હતું. મણિપુરમાં ગંભીરસિંઘ

પાછો આવે, તો તેને ત્યાંના રાજા તરીકે કબૂલ કરવા એ પ્રસંગે આવાના રાજાએ હા પાડી હતી. અને ઇ. સ. ૧૮૩૩માં બ્રિટિશોએ કેટલોક ડુંગરાઉ પ્રદેશ મણિપુરની સાથે જોડી દીધો હતો; તોપણ મણિપુર દૂર અને અલગ હેવાથી, તેમજ સુધારામાં પછાત હોવાથી, તે સાથે બ્રિટિશ રાજ્યનો વધારે સંબંધ ન હતો. મણિપુરના રાજકર્તાઓ બ્રિટિશને તાબે હોવાનો અંગીકાર કરતા હતા. વગર હક્કે ગાદી બથાવી પડનારાઓને દૂર કરવા બ્રિટિશો પ્રસંગોપાત વચ્ચે આવતા, કિંવા મહારાજાના રાજ્યને કાયમ રાખવા તેના જે સગા તરફથી ભય રહેતો, તેને દેશનિકાલ કરવામાં આવતા હતા આથી વધારે દરમિયાનગિરી કરવામાં આવતી ન હતી ઈ. સ. ૧૮૯૦ના સપ્ટેમ્બરમાં મહારાજા સુરચંદ્રસિંહ પોતાના રાજ્યમાંથી નાશી ગયો. તેથી તેનો નાનો ભાઈ સેનાપતિ રાજમહેલ તથા સિલીખાનાનો કબજેદાર થયો. તેણે વળી ખરા રાજકર્તાને પાછો આવતા અટકાવવાને તૈયારી કરી. રાજ્યમાં આ ફેરફાર થયો, ત્યારે યુવરાજ અથવા પાટવી કુમાર ગેરહાજર હતો તે તરતજ મણિપુરમાં આવ્યો બળવાખોર સેનાપતિની મદદથી તેણે રાજ્ય કબજે કર્યું. મહારાજાએ બ્રિટિશ મુલકમાં જઈ આશ્રય લીધો હતો. તેણે પોતાનું રાજ્ય પાછું મેળવવા અંગ્રેજોની મદદ માગી બ્રિટિશ સરકારે મહારાજાનો હક્ક કબૂલ રાખ્યો હતો, અને બંડ સામે મદદ આપવા હા પાડેલી હતી, તોપણ સુરચંદ્રસિંહ રાજ્ય ચલાવવા નાલાયક હતો એ દેખીતું હતું તે સલાહ પ્રમાણે ચાલે એવો ઈતબાર આવતો ન હતો. ગાદીનો ત્યાગ તો તેણે ફરેલોજ હતો. તે તેણે પાછો ખેંચી લીધો પરન્તુ બ્રિટિશ સરકારની ખાતરજમા ન હતી, કે તેને રાજ્ય પાછું આપવાથી લોકોનું કલ્યાણ થાય, કે સુલેહ રહે. જબરદસ્તીથી તેને રાજ્ય પાછું અપાવે તે તેની પ્રજા અદા કરે તેમ સંભવ લાગતો ન હતો. તેથી યુવરાજને મહારાજા

તરીકે કબૂલ રાખવાનું નક્કી કરવામાં આવ્યું. બંડ ઉઠયું હતું તેને પણ લાંબો વખત ચાલવા દેવાનું ન હતું તેથી સેનાપતિને મણિપુરમાંથી દૂર કરવાનો હુકમ કરવામાં આવ્યો. ઈ. સ. ૧૮૯૧ના માર્ચ માસમાં આ હુકમનો અમલ કરવા આસામના મુખ્ય કમિશનરને ફોજ સાથે મોકલવામાં આવ્યો. સેનાપતિ અને યુવરાજ સામા થયા. મસલહત કરવા બોલાવેલા અમલદારોને દગાથી મારી નાખ્યા. તેનું સવિસ્તર બયાન કરવાની અત્રે જરૂર નથી. મહારાજાના અખત્યાર સામે સિપાઈઓએ જે બંડ કર્યું હતું, તે દબાવી દીધા પછી તેનો તપાસ ચાલ્યો. બ્રિટિશ લશ્કરે તે મુલકમાં સુલેહ કરી. આ ઉપરથી બ્રિટિશ રાજ્યના બાદશાહી અખત્યાર સામે થવાના ધોરણને સ્થાપિત કરવાની તક હાંસલ થઈ. આગેવાનોને તકસીરવાન્ ઠરાવ્યા, અને તેઓને ખૂનના ગુન્હા બદલ ફાંસીએ દેવામાં આવ્યા આ ઉપરથી ચોખ્ખી રીતે અજવાળામાં આવે છે કે, તેઓની ગેરવર્તણુંક એક રાજ્યદ્વારી ગુન્હા જેવી હતી. હક્કદાર રાજકર્તા સામે બળવો થયેલો માટે મણિપુરના રાજ્યને ખાલસે કરવામાં આવ્યુ નહિ. જરૂરના સુધારા દખલ કરવા પુરતી જામિનગિરી લેવામાં આવી. પરન્તુ રક્ષિત રાજ્યોના નકશામાંથી મણિપુરને બાતલ નહિ કરતાં કાયમ રહેવા દેવામાં આવ્યું છે. તોપણ મણિપુરના કિસ્સાની અગત્યતા દેશી રાજ્યને કાયમ રાખવાના ધોરણમાં રહેલી નથી, પરન્તુ સર્વોપરિ અધિકારીઓએ વ્યાખ્યા કરેલા અને પસંદ કરેલા ધોરણોમા તેની અગત્યતા સમાયેલી છે. એ ધોરણો એ છે કે, રક્ષિત રાજ્યોને રાજ્યોની અંદરઅંદરનો ધારો લાગુ કરવાનું ઇન્ડિયા સરકારે બંધ કર્યું છે, ગાદીનો વારસ કોણ છે તે નક્કી કરવા તેને હક્ક છે, અને રાજ્યકર્તાની સાથે બંડ ઉઠે, ત્યારે વચ્ચે આવવાનો પણ હક્ક છે, બાદશાહી હુકમ સામે કોઈ થાય તો તે કૃત્ય બંડ કર્યા બરાબર ગણાય એવો સિદ્ધાન્ત છે, તેમજ કાયદેસર ફરજ બજાવતાં જેને મારી નાખવામાં આવે તેને માટે દેહાંત

શિક્ષા કરવા સર્વોપરિ સત્તાને અખત્યાર છે. ફુર્ગની સામે લડાઈ કરવામાં આવી હતી, અને તેને ખાસ સે કરવાની સજા કરવાનો હુકમ થઈ ચૂક્યો હતો. તેને લાગુ કરેલા નિયમોથી આ ધોરણો એટલા બધાં ફેલાંટાં છે કે, ઈન્ડિયા સરકારના ગેઝેટમાં આ બાબત જે ઠરાવ છપાઈ બહાર પડ્યો છે તેના શબ્દે શબ્દ અહીં ટાંકવાની જરૂર છે. તારીખ ૨૪મી જુલાઈ સને ૧૮૯૧ના સેક્રેટરી આફ સ્ટેટના ડિસપાચમાં મહારાણી સરકારે આ પ્રમાણે લખ્યું હતું. "મહારાજાને જબરાઈથી કાઢી મૂક્યા પછી ઈન્ડિયા સરકારને વચ્ચે આવવાનો બેશક હક્ક છે. તેમાં કંઈ સવાલ રહેતો નથી. હિંદુસ્તાનનાં રક્ષિત રાજ્યોમાં ગાદીનો હક્ક નક્કી કરી આપવાને બેશક સરકારને એકંદર રીતે હક્ક છે, અને તેમ કરી દેવા તેના ઉપર ફરજ છે." આગળ કરતાં તે રાજ્ય અને તેની રૈયત સાથે હાલ વધારે નિકટ સંબંધ થયા છે, તેથી બ્રિટિશ સરકારનું હિત જાળવવા ખાતર પણ આપે વચ્ચે આવવાની જરૂર હતી. એ રાજ્યમાં અવ્યવસ્થા ચાલે તે સહિસલામતીથી સરકાર થવા દે નહિ." તારીખ ૫મી જૂન સને ૧૮૯૧ના તારથી મોકલેલા ડિસપાચમાં ઈન્ડિયા સરકારે વળી વધારે ચોક્કસ શબ્દો વાપરેલા છે. "ગાદીએ બેસવાના દરેક દાખલા માટે બ્રિટિશ સરકારની કબૂલત જોઈએ, અને તેવો અંગીકાર ન થાય ત્યાં સુધી ગાદીએ બેસાડવાનું કૃત્ય કાયદેસર ગણાય નહિ આ ધોરણ પૂર્ણ રીતે સમજવામાં આવેલું છે, અને તે હમેશાં પળવામાં આવે છે." તારીખ ૨૨મી ઓગસ્ટ સને ૧૮૯૧ના ઈન્ડિયા સરકારના ગેઝેટને પાને ૪૮૫મે આ જાહેર ખબર છપાઈ બહાર પડેલી છે. તેથી ખુલાસો થાય છે કે, એક તરફથી મહારાણી સરકાર અને બીજી તરફથી તેમના તાબાના દેશી રાજ્ય વચ્ચે પ્રજાઓની માંહોમાંહેનો ધારો લાગુ થઈ શકનો નથી. બ્રિટિશ સરકાર સર્વોપરિ સત્તા છે, તેથી દેશી રાજ્યો તેના તાબામાં છે એમજ ધારવું જોઈએ, અને અર્થ કરવો જોઈએ.

બીજાં રક્ષિત રાજ્યોમાંથી, તેમજ મણિપુરમાંથી કોઇ વાંધાવાળા સખ્સને હાંકી કાઢવાનું ફરમાવવા ઊંચી સત્તાની રૂએ હિંદુસ્તાનની સરકારને બેશક અધિકાર છે. માટે એવો નિયમ કરવામાં આવ્યો કે " એવા સખ્સને પકડતાં કોઈ હથિઆર બંધ થઇ જબરદસ્તીથી સામે થાય, તો તેવું કૃત્ય બળવો કર્યા બરોબર ગણાશે. બ્રિટિશ ઇન્ડિયામા માજીસ્ટ્રેટના વારંટવાળા પોલીસ અમલદારની સામે કોઇ થાય, તો તેમાં ખાનગી બચાવનું કારણ ચાલતું નથી. તેમજ આવા કામમાં તે કારણ વ્યાજબી ગણવામાં આવશે નહિ. " એવો ગેરવ્યાજબી સામનો કરવાથી સરકારના કોઈ એજન્ટનું મૃત્યુ થશે, તો તે મૃત્યુ નિપજાવનારા ખૂનના તકસીરવાન ગણાશે. તે માટે તારીખ ૧૩મી ઓગસ્ટ સને ૧૮૯૧ના રોજ મણિપુરમા એવું જાહેરનામું કરવામાં આવ્યું હતું કે " મણિપુરની રૈયતને આ જાહેરનામાથી ખબર આપવામાં આવે છે કે, જૂન માસમાં ખાસ કમિશન નિમી તેંદ્રજિત ટીકેંદ્રજિત વીરસિંહ, ઉર્ફે મણિપુરના યુવરાજનો તપાસ ચલાવવામાં આવ્યો. તેના ઉપર મહારાણી સરકાર સામે યુદ્ધ કર્યાનું, અને બ્રિટિશ અમલદારોમાં ખૂન કર્યાનાં તહોમતો સાબિત થયાં છે. તે ઉપરથી તેને ફાંસીની શિક્ષા કરવામાં આવી છે. તે શિક્ષા ઇન્ડિયા સરકારે મંજૂર રાખી છે, અને તે યોગ્ય રીતે અમલમાં લાવવામાં આવશે. " ત્યાર બાદ જીંદગી પર્યંત દેશનિકાલની અને તેની સાથે મિલકત જપ્ત થયાની બીજી શિક્ષાઓ લખેલી છે. તે જાહેરનામાને અંતે આ વાક્ય હતું " બળવા કર્યાના અને ખૂન કર્યાના સદર્હૂ સખ્સો ગુન્હેગાર ઠર્યા છે, તેને થયેલી શિક્ષા ઉપરથી મણિપુરની રૈયતને ચેતવણી લેવાની છે. " કુર્ગના કિસ્સા અને આ કિસ્સા વચ્ચેનો તફાવત ઘણો બોધકારક છે. " ઇ. સ. ૧૮૩૪માં જે જાહેરનામું કાઢવામાં આવ્યું હતું તેમાં એમ જણાવ્યું હતું કે, સર્વોપરિ સત્તાનો દબદબો બેસાડવા માત્ર લડાઇ એજ સાધન છે. " " કુર્ગના મુલક ઉપર બ્રિટિશ ફોજે

ચઢાઇ" કરી, અને ફુર્ગની નોકરીઆંની, "જે બ્રિટિશ રૈયત દુશ્મનોને કોઈ પ્રકારે મદદ કરશે, તે રાજદ્રોહી ગણાશે." આ પ્રમાણે ફુર્ગને લડાઇના હક્ક પ્રાપ્ત થયા, અને પ્રજાઓની માંહોમાંહેના ધારા પ્રમાણે શિક્ષા પણ થઇ. લોર્ડ કાનિંગની સનદોથી પ્રસિદ્ધ થયેલો ઐક્ય અને જામિનગિરીના નવીન જમાનાનો જુસ્સો મણિપુરની બાબતમાં જાદી સ્થિતિ ઉત્પન્ન કરનારો નિવડયો. પ્રજાની માહોમાંહે ચાલતા સંબંધોના છેવટ ટુકડેટુકડા કરી નાખવામાં આવ્યા. તેકેન્દ્રજિત વિરસિંધના બંડ અને ખૂનથી શિખવાનો ધડો માત્ર બ્રિટિશ રૈયતનેજ મળ્યો એટલુંજ નહિ, પણ મણિપુરના રાજ્યની રૈયતને પણ હાંસલ થયો.

——:·'·o·:·:——

### ૭૭. તે જમાનાના કોલકરારો વિષે સામાન્ય વિચાર.

છેવટના ત્રીશ વર્ષના બનાવોથી ઐક્યની અને દેશી રાજ્યોના કાયમપણાની નવીન રાજ્યનીતિના વૃદ્ધિગત થયેલા સ્પષ્ટાબધ ચિન્હો ગણાવવાની ભાગ્યેજ જરૂર છે. વિક્ટોરિયા ચાપટર ૧૦, સ્ટાચ્યુટ ૩૯ વાથી બાદશાહી ઇલકાબ ધારણ થયો. તેથી કોઇ એવો ફેરફાર નથી થયો, કે જે વાસ્તવિક રીતે જોતાં ઇતિહાસમાં બની ચૂકયો ન હતો. દામોદર ગોરધન વિ. દેવરામ કાનજીના કેસમાં પ્રિવિ કાઉન્સિલે એવું ધોરણ મુકરર કર્યું છે કે, "ઇ. સ. ૧૮૫૮ના ધારાથી કંપનીનો સોંપસ્તથી ચાલતો રાજ્યવહિવટ બધ થયો, અને પ્રથમ નહિ હતો એવો કોઈ નવો હક્ક સરકારને પ્રાપ્ત થયો નહિ. તે પહેલાં પણ લાંબી મુદતથી રાણી સરકાર હિંદુસ્તાન ઉપર સર્વોપરિ સત્તા ધરાવતી હતી." તેથી મહારાણી સરકારના બાદશાહી ઈલકાબમાં ઈ. સ. ૧૮૭૬માં વધારો થયો એમ માનવાનું નથી. તેથી માત્ર એક અવલથી હસ્તિમાં હતી એવી બાબત ઉપર લોકોનું ધ્યાન ખેંચેલું છે. લોર્ડ લિટને એ પ્રસંગે બ્રિટિશ સરકાર

સાથે દેશી રાજ્યોની થયેલી એકતાને વધારે પ્રસિદ્ધિમાં આણી; કેટલાકને મહારાણી સાહેબના સલાહકાર બનાવ્યા, એટલુંજ નહિ પણ આગલા ગવર્નર જનરલો, જેણે ઘણાં થોડાં રાજ્યોને કંપનીની દોસ્તીમા લીધા હતાં તેના મનમાં નહિ આવેલા શબ્દોથી વાઈસરાયે બાદશાહી સદેશો જાહેર કર્યો ગ્રેટ બ્રિટ્ન અને આયર્લાન્ડના રાજ્યકુટુંબના અગબૂતોની હિંદુસ્તાનમાં પધરામણીએ, ઈ સ. ૧૮૯૩માં ઈમ્પિરીયલ ઈન્સ્ટિટયુટ ખુલ્લુ કરવામાં આવ્યુ તેમાં, અને લડનમાં બીજે પ્રસગે હિંદુસ્તાનના રાજાઓએ ભાગ લીધો, તેથી ઐક્યની ચર્ચાઓ વધારે મજબૂત થયેલી છે. વાઈસરાયના તાબના હિંદુસ્તાનની તવારીખની તે મુદ્દતનાં તહનામામાં અને કોલકરારોમાં આ પરિણામોને લખિતવાર દાખલ કરવામાં આવેલા છે. પહેલા વાઈસરાયે ૧૬૦ દત્તકની સનદો બક્ષી, તેમાં લોર્ડ લાન્સડાઉને ઇ. સ ૧૮૯૦માં ૧૭નો વધારો કર્યો. તે બાદ કરતાં બાકીના ઘણુંખરા કોલકરારો, જે છેવટના ત્રીશ વર્ષમા થયેલા છે, તે અંદરની રાજ્યસત્તાને લગતા છે તે સબધમાં રાણી સરકારના દોસ્તોએ સામ્રાજ્યનું સામાન્ય કલ્યાણ વધારવામા બ્રિટિશ સરકારને મદદ આપી છે. ગદરની ભીડ વખતે હૈદરાબાદ, નેપાળ, ગ્વાલિયર, ભોપાળ, પટિઆળા, ઝિંદ, નાભા, રામપુર, અને બિકાનેરનાં રાજ્યોએ વફાદારીથી સહાયતા કરી હતી. કેટલાક દસ્તાવેજોમાં તો આ બાબતની નોધ લીધી છે, પરંતુ કોલકરારોનો મોટો ભાગ તો દાણચોરી બધ કરવાની, વેપારની છૂટની, રેલવે, તાર, અને નેહરો બાધવાની, ટપાલનું ધોરણ વધારવાની, ટપાલના રક્ષણની, આરોગ્યતાના સ્થાનો અને સિવિલ સ્ટેશનો માટે આપવાની જમીનની, જંગલોના રક્ષણની, ગુન્હેગારો સોપવાની, હકુમતની, કિંવા કાયદેસર કૃત્યોના અંગીકારની પરસ્પરની ગોઠવણની સાથે નિસ્બત ધરાવનારો છે. કાશ્મિર, સતલજની આ તરફનાં રાજ્યો, ભાવલપુર, જોધપુર, જેપુર, ગ્વાલિયર, રામપુર, મૈસુર, ભાવનગર, અને બીજાં રજપુતાણા અને કાઠિયાવાડનાં

રાજ્યોએ શેહનશાહતના રક્ષણ માટે લશ્કરો રાખવા ખુશીથી અરજ કરી છે. તે વિના લોર્ડ વેલસ્લિએ દોસ્તીવાળા રાજ્યો ઉપર મદદકારી ફોજો રાખવા દાખલ કરેલ તેની સાથે કેવો ઉલટી રીતનો મુકાબલો બતાવે છે! શેહનશાહતના રક્ષણ માટે રાખેલ લશ્કર દેશી રાજ્યોનાજ તાબામાં રહેલાં છે, અને તે તેનાજ અમલદારોના ઉપરીપણા નીચે છે એ કામમાં સલાહ આપવા અને લશ્કરને હુશિઆર બનાવવા આપેલા બ્રિટિશ અમલદારો હિંદુસ્તાનના કમાન્ડર-ઇન-ચિફના તાબામાં નથી. તેઓ લડાઈને વખતે માત્ર તેના હુકમમાં રહે એવી ગોઠવણ છે. સંક્ષેપમાં કહિએ તો તહનામાં કરવાની ત્રિજી અને પહેલી મુદતોમાં જે તફાવત છે, તે આ બાબતમાં બની શકે તેટલો મોટો અને લક્ષ આપવા યોગ્ય છે. કેમકે લોર્ડ ડફરીને દાખલ કરેલી રાજનીતિ, જે ઈ. સ. ૧૭૮૮માં ત્રાવનકોરના રાજાએ સૂચવેલી હતી, અને બ્રિટિશ કપ્તાનોએ નામંજૂર કરી હતી તેના સરખી છે. તે વર્ષની તારીખ ૧૯મી જૂનના રોજ એ રાજાએ બ્રિટિશ ગવર્નરને પુછ્યું કે:—"ચાર અમલદારો અને બાર સારજંટો જે લશ્કરી કવાયતના કામમાં કાબેલ હોય તેવા હમારી નોકરીમાં રાખવા મહેરબાની અને દોસ્તી દાવે આપો". તેનો જવાબ તારીખ ૧૨મી ઓગસ્ટના રોજ ગવર્નરે એવો આપ્યો છે, "હમારી નોકરીમાં રહી હમારો પગાર ખાતા હોય અને હમારા અખત્યારમાં હોય, તે શિવાયના લશ્કરો ઉપર અમલદારી કરવા હમારા અમલદારો આપવા એ કંપનીના ધોરણથી ઉલટું છે. આ અસલ ધોરણ અલગત જુદાઇની અને દરમિયાનગિરી નહિ કરવાની રાજ્યપદ્ધતિને અનુસરીને હતું, પરન્તુ હવે તો વાઈસરાયોના તાબામાં હિંદુસ્તાનનું રાજકીય તેમજ લશ્કરી ધોરણ ચાલ્યું છે, તે ઉપર ઐક્ય અને ઈમારતની છાપ પડેલી જોવામાં આવે છે.

## ૭૧. પરોપકારી ફરજનું જોખમ.

એટલુ તો કબૂલ કરવુ જોઈએ કે દેશી રાજ્યો સાથેના સંબંધની દરેક મુદ્દતમા કોઈ કાંઈક ભય પણ ખાસ કરીને રહેલો છે. પોતાની સ્થિતિની અનિવાર્ય, અને વધતી જતી જવાબદારીઓ કબૂલ કરવા બ્રિટિશ અમલદારોએ રફતે રફતે નાખુશીથી આગળ પગલું ભરેલું છે. ઇ. સ. ૧૭૭૩મા પાર્લામેન્ટે જાહેર કર્યું હતું કે, " હિંદુસ્તાનમાં મુલકો જીતવાના મનસુબા કરવા, અને મુલક વધારવો એ (ઇંગ્રેજી) પ્રજાની ઇચ્છા, આબરૂ, અને રાજ્યનીતિથી વિરૂદ્ધ છે. " તોપણ દેશી રાજાઓમાં અંદર અંદર લડાઈઓ ચાલતી હતી, અને ફ્રેન્ચ કંપનીની ઉશ્કેરણીથી બ્રિટિશોને તકરાર-માં કરી લેવા ફરજ પડી હતી. કંપનીની ઇચ્છા ખરેખરી દેશી રાજાઓને કાયમ રાખવાની હતી. તેથી તેના મનમાં પ્રથમ આવ્યું કે, તેમને સ્વતંત્ર ગણવાથી, અને પોતાના મુલકોની મર્યાદાની બહાર જવાથી પોતાનો હેતુ પાર પડશે. અનુભવથી સિદ્ધ થયુ કે, કંપનીના " બરોબરીઆ દોસ્તો " તેની બરાબરીના નથી. પ્રજાઓની માંહોમાંહેનો વ્ય-વહાર ઇતબારની જે લાગણીઓ ઉપર આધારભૂત છે, તે તેમનામાં ન હતી. છેવટનો કિસ્સો મણિપુરનો બન્યો. તે આ અનુભવનો દાખલો છે એટલુંજ નહિ. શરૂવાતમાં તેઓને અનુભવ ન હતો, તેમજ " સામ્રાજ્યમાં જોઈએ તેવું કૌવત " પણ ન હોતું. તેમના કાર્યોથી પંજાબમાં લશ્કરી બખેડા જાગ્યાં, અયોધ્યામાં દુઃખ અને પીડા થયાં, અને મધ્ય હિંદુસ્તાનમાં જનમંડળની પૂર્ણ અવ્યવસ્થા થઇ. કંપની દેશી રાજ્યોને કાયમ રાખવાની ઇચ્છાને વળગી રહી. પરન્તુ પ્રજાઓની અંદર અંદર ચાલતા ધારાથી તેના હાથપગ સકડાએલા હતા, તેથી આધીન જુદારાની રાજ્યપદ્ધતિ દાખલ કરવા કંપનીને જરૂર પડી. આ રાજ્યપદ્ધતિથી લડાઇ કરવાનો અને બીજા રાજ્યો સાથે મસલહત કરવાનો રાજ્યોને હક્ક હતો તે બધ

થયો, તેમની સરહદો નક્કી થઇ ગઇ, અને હિંદુસ્તાનનો તમામ અંદરનો ભાગ રક્ષણુ તળે આવી ગયો. પરન્તુ રાજ્યોના અંદરના વહિવટ ઉપર સીધો અંકુશ રાખવાનુ કંપનીએ યોગ્ય ધાર્યું નહિ. વારંવાર ચેતવણી આપ્યા છતાં, રાજાઓ સારી રીતે રાજ્ય ચલાવી ન શકે તો તેમની રૈયતને "દેશી રાજ્યમાંથી છૂટી કરવી". દરમિયાનગિરી નહિ કરવાના મતને લીધે મુલકો ખાલસે કરવાનુ પરિણામ નિપજ્યું, તેમજ પ્રજાઓની અંદર ચાલતા ધારાના ખાલી ખોખાને વળગી રહેવામાં આવ્યું. આથી બ્રિટિશાને પોતાની રાજ્યનીતિમાં ફેરફાર કરવા ચેતવણી મળી. રાજ્યોને ખાલસા કરતાં બચાવવાં, એ વાત તેમના હિત વિરૂદ્ધ હતી તોપણુ ચલાવી. રક્ષણુ કરનારી સત્તાએ વખતસર દરમિયાનગિરી કરી જુલમને ટેકો નહિ આપવાના ઠપકામાંથી દૂર રહેવુ, એ પણુ ધ્યાનમાં રાખવાનુ હતું. લૌકિક મત જોતાં, અને સુધરેલા બ્યવહારના સાધનોથી અને સુલેહ જાળવવાથી વધારે નિકટ થયેલી ગ્રંથીઓને લીધે સચેત ઐક્ય રાખવાનુ હતું. પ્રથમની મુદતમાં અંધેર રાજ્યનો ભય હતો. તે પછીની મુદતમાં રક્ષિત રાજ્યોનો વિસ્તાર થયો, તેમાં નિષ્ફળતાનો ભય હતો, અને તોફાનમાંથી બચેલા અને અંદરનાં વહિવટની સ્વતંત્રતાની ખાત્રી થયેલા રાજાઓના મનમાં ગેરજવાબદારીનો અંકુશ છુટયો હતો. સંબંધોના હાલના જમાનાનો ભય પરોપકારી ફરજમાંથી ઉત્પન્ન થયો છે. બ્રિટિશ રાજ્યમાં 'લોકહિતના, અને સુધારાના વિચારોનો ચચળ પ્રવાહ ચાલે છે. તે સુસ્તમાં સુસ્ત દેશી રાજ્યોમાં ફુટી નિકળી ચાલવો શરૂ થયો છે. બધાની લોકિક સ્થિતિ કાંઇ મણિપુરના જેવી નથી. જેને રાજ્યકર્ત્તાની લાંબી સગીર વયને લીધે બ્રિટિશ વહિવટનો લાભ મળ્યો છે, તે શિવાય બીજાં રાજ્યોમાં અંદરનો બંદોબસ્ત, અને સુધારો ઉંચી જાતનો હોવાની ઉમેદ રાખી શકાતી નથી. આખી ઓગણીસમી સદીમાં દેશી રાજ્યોને

કાયમ રાખવાની ખરા ભાવથી ચલાવેલી રાજ્યપદ્ધતિ જાણુની કરવી હોય, તો અત્યંત ધૈર્યની જરૂર છે, અને પાર્લામેન્ટે તથા સરકારે આપેલી જામિનગિરી ઉપર ઉતાવળથી સુધારા કરનારે હમેશાં ખ્યાલ રાખવાનો છે.

———:.-0*0-.:———

# પ્રકરણ ૭ મું.

## ઐક્યનો અવેજ.

### ૭૨. હિસાબ ખુલ્લો રાખવો જોઈએ.

——-·:*:·-——

ઈતિહાસના ક્રમે કરી આપણે ક્યાં આવી પહોંચ્યા છિએ તે જુઓ કંપનીના મુલકોની અંદર અને બહાર થોડાં "અત્યંત મહેરબાની વાળાં" રાજ્યો સાથે દોસ્તી થઈ હતી, તેટલાથી હિંદુસ્તાનની અંદરનાં બધાં રાજ્યોને રક્ષણ તળે આણ્યાં છે, અને આ સત્તા જોડે છેવટ પતિઆળા જેવું ઐક્ય સ્થાપિત થઈ ચૂક્યું છે. રાજસત્તાના ભોગવટા માટે કેટલાંક રક્ષિત રાજ્યો પાસે તહનામાં કે સનદો પણ નથી. બીજાં કેટલાંક રાજ્યો પાસે એવા દસ્તાવેજો છે કે, તે કરતી વખત પક્ષકારોના મનમાં ઐક્યનો ખ્યાલ પણ ન હતો. પરન્તુ હિંદુસ્તાનની સરકારની પર રાજ્યની આશીસથી કબૂલ થયેલાં છસો કરતાં વધારે રાજ્યો બ્રિટિશ રાજની ચાલતી અદાલતોની હકુમત બહાર છે. તે દરેકનો રિવાજ, હકિકત, અને પવિત્ર બાંયધરીથી રક્ષણ અને ઐક્યનો હક્ક સ્થાપિત થઈ ગયો છે. રોમના પૌર-જનોને એ હક્ક મોટા અવેજ બદલ પ્રાપ્ત થયેલો હતો. રક્ષણ અને પતિઆળાના

હક બદલ હિંદુસ્તાનના રાજ્યોની શી શી ફરજો અને બાધનો છે? એ સવાલનો કાંઈક પણ જવાબ આપવો જોઈએ. શરૂઆતમા એટલુ તો કબૂલ કરવું જોઈએ કે, બ્રિટિશ રાજ અને દેશી રાજ્યો વચ્ચે હક અને ફરજોનો સંબંધ છે, તેનું રીતસર હિસાબી ખાતું પડી શકે તેમ નથી. તેમની ફરજો તેમજ હક્કો ઘણા થઈ પડ્યા છે. જેમ જેમ વર્ષો જતાં જશે તેમ તેમ ઐક્યની આસપાસની હકિકતોથી તે વિસ્તારને પામતાં જશે. કબૂલ થયેલા રાજપ્રકરણી ધારાનો કાંઈ પણ સંગ્રહ નથી. તેમજ પાર્લામેન્ટના અખત્યારને મર્યાદા નથી. તેથી આગળથી માલમ પડી શકતું નથી કે, મહારાણી સરકારના રક્ષણ અને રાજકીય અંકુશ નીચે મધ્યસ્થ અમલદારોની સત્તા કબૂલ રાખીને જે ઐક્ય થયું છે, તે નિભાવવા માટે હિંદુસ્તાનના બંધારણમાં શું શું ફેરફાર કરવા જરૂર પડશે. ઈ. સ. ૧૮૩૫માં ઈંદોરના રાજકર્તા હરિરાઓએ પોતાની રૈયતનો ડર લાગવાથી જ્યારે કંપનીની મદદ માગી, ત્યારે તેને ખબર આપવામાં આવી કે, તમારાજ કારોબારથી ગેરબંદોબસ્ત ચાલ્યો છે, માટે બ્રિટિશ રાજ દરમિયાન આવશે નહિ. મદદના હકનો આ પ્રમાણે ઈનકાર કરવામાં આવ્યો. કેમકે તે વખતે કંપનીની રાજરીતિમાં દરમિયાનગિરી નહિ કરવાની વાત પ્રધાનપણે વર્તતી હતી. નહિ સુધરે એવો ગેરબંદોબસ્ત ચાલે ત્યારે મુલક ખાલસે કરી દેવો એજ કબૂલ થયેલો ઈલાજ હતો. પરન્તુ ઐક્યના અર્થ પ્રમાણે તો તહનામાંમાં ફેરફાર કર્યા વગર દરમિયાનગિરીનો હક બિનશરતે કબૂલ રાખવામાં આવે, નો તે હકનો હોલ્કર અને રાણી સરકારની સાથે આધીન-દોસ્તી ધરાવનારો કોઇ પણ બીજો રાજા દાવો રાખી શકે છે. હક્ક વધતા ગયા તેમ ફરજો પણ વધતી ગઈ. તેમને હજી વધારે વધવાની તક પણ છે. છેવટના પ્રકરણમાં આપેલા મૈસુરના કરારપત્રની ચોથી કલમમાં એક સ્થિતિસ્થાપક બાબત પ્રસિદ્ધ રીતે દાખલ કરેલી

છ. " મહારાજા અને તેની પછી ગાદીએ થનારાઓ હમેશાં મહારાણી સરકારને વફાદાર અને આધીન રહેશે, અને તેમની વફાદારી" અને રાજભક્તિ અનુસાર જે ફરજો તેમની પાસેથી માગવામા આવશે તે બજાવશે. " તહનામાંની દરેક મુદતમાં અપવાદ રાખવાની જરૂર રહેલી છે, અને અદ્રષ્ટ બંધનોની ગેરરસ્તે દોરી જનારી વિગતોથી દૂર રહેવું પડયું છે. આ પ્રમાણે તારીખ ૨૭મી ફેબ્રુઆરી સને ૧૮૦૪નું સિંધિઆ સાથે તહનામું થયું. તેનો હેતુ આ પ્રમાણે જણાવેલો છે. " હાલના તહનામાથી બે રાજ વચ્ચેનાં ઐક્ય અને દોસ્તી એવી દ્રઢ રીતે જોડાઇ ગયાં છે, કે જાણે તે એકજ ગણાય. " જેમ જેમ ખરી જરૂરયાત લાગતી ગઈ, તેમ તેમ પક્ષકારોના હિતને નવીન બંધનોથી જોડી દઈ ભંગનું જોખમ અટકાવેલું છે. હિંદુસ્તાનની શેહેનશાહતના જેવું દુર્ઘટ બંધારણ, જે ભિન્ન ભિન્ન મૂળતત્વોનું બનેલું છે, અને જે ઝપાટાથી આગળ વધતું જાય છે, તેમાં નિરાકરણ માટે મુશ્કેલીઓ આવી પડે તેનો આગળથી ખ્યાલ થાય તેમ નથી. એક વખતે બંડ જાગે તો નવીન દિશામાં બધાને એકઠા થવા જરૂર પડે. બીજે વખતે હુમલાના ડરથી તાજેતર સંયુક્ત થવા આવશ્યકતા જણાય, દિવા શિક્કાના ચલણમાં એવો ફેરફાર થાય કે, અચનક બ્રિટિશ રાજ અને તેના દોસ્તોને સાથે મળી કામ કરવાની ફરજ પડે. આ પ્રમાણે હોવાથી સ્પષ્ટ થાય છે કે, બ્રિટિશ સરકારને ઐક્ય માટે ખર્ચ થાય છે, તેના દિવા જે રાજ્યો તેની સાથે સંયુક્ત થયાં છે, તેણે આપવાનો અવેજનો હિસાબ કરવાના કામમાં ઘણો અપવાદ રાખવાની જરૂર છે. ખરૂં જોઇએ તો એ હિસાબનું ખાતું બંધ કરી શકાય તેમ નથી.

——::-*-0-*-::——

## ૭૩. એ વિષયની વહેંચણ.

પ્રથમ " ઐક્ય " ના હેતુ તપાસવાથી રહિત રાજ્યોના હક્ક અને ફરજોની કેટલેક દરજ્જે સમજણ પડે તેમ છે. બીજુ ફરજોના પ્રવાહને પાંચ દ્વારાથી પોષણ મળે છે, તે તપાસવાની જરૂર છે. ફરજો જેના ઉપર આધાર છે, તે પુરાવો પણ જોવો જોઈએ. છેવટ હિસાબની બન્ને બાજુઓ તપાસવી જોઈએ ઐક્યથી રાજ્યોને શું લાભ છે અને તેના બદલામાં શું આપવું પડે છે તે જોવું જોઈએ. આ પ્રમાણે તપાસ કરતા જે રાજ્યોએ રાજ્યોને સમર્થ કરી દઈ સામાન્ય હેતુસર હક્ક અને ફરજો વહેંચી લેવા કબૂલ કરેલું છે, તેવાં વધારે મોટાં રાજ્યોના ઈતિહાસમાથી કાંઈક પ્રકાશ લેવાની પણ જરૂર છે.

——:-:-o-:-:——

## ૭૪. ઐક્યના હેતુ.

આગલાં પ્રકરણોમાં જે હેવાલ આપ્યો છે, તેથી ઐક્યની ગ્રંથીઓ વધારે મજબૂત રીતે કસવામાં જે પક્ષકારોના ઈરાદા હતા તેના ઉપર પ્રકાશ પડે છે એક રાજ્ય સાથેનાં સઘળાં ટહનામાં તપાસી નોંધ લેવી જોઈએ કે, બ્રિટિશ સત્તા વધતી ગઈ તેમ ઐક્ય અને વ્યવહાર કેવી રીતે રફતે રફતે વૃદ્ધિંગત થતાં ગયાં. તારીખ ૧૨મી જાન્યુઆરી સને ૧૭૬૬ નુ કોલાપુરનું તહનામું થયું, ત્યારે કંપની વેપાર કરતી. તે તહનામાથી હમેશની સુલેહ અને દોસ્તી સ્થાપિત થયાં, તે એવા હેતુ માટે કે, "બ્રિટિશોએ" સગવડ પડતી જગોએ વખારોમાં માલ ભરવા કોઠીઓ ( જે જગાએ વાવટા પણ ચડાવાય ) બાંધવી, કિંવા જરૂર પ્રમાણે માલ વેચવા, નોકરોને રહેવા, વેપાર ચલાવવાનાં વહાણો અને હોડિઓ રાખવા કિનારા પાસે રાણીના મુલકના કોઈ ભાગમાં વસવું. " વેપારના કેટલાક હક્કો અને ઈજારાઓ પણ તે વખતે ખાસ કરીને મેળવી લીધા હતા. તહનામાંની

બીજી મુદ્દતને અંતે તારીખ ૧ લી અકટોબરે સને ૧૮૧૨ના રોજ નવીન કોલકરાર કર્યો તેમાં " ચાંચીઆની લૂંટો ફરી ન જાગે ને બ્રિટિશ વેપારને નિર્ભય કરવાને માટે કલમો હતી એટલુંજ નહિ, પરન્તુ તેથી કરીને (પર રાજ્ય સાથેનો) વ્યવહાર અને લડાઈ કરવાનો હક્ક રાજા પાસેથી છિનાવી લેવામાં આવ્યાં હતાં. " ઈનસાફ અને યોગ્યતાને અનુસરીને એવી ગેરસમજણોનું સમાધાન કરવામા ગુંથાવાનું " કંપનીએ માથે લીધું ઈ. સ. ૧૮૨૫ના ડિસંબરમાં બ્રિટિશોએ એથી વધારે મોટા મનસુબાઓ બાંધ્યા. રાજ્યોને પરસ્પરની તકરારો છોડી દેવરાવવી, અને લોકમાં સલાહશાન્તિ કરાવવી એ અગત્યતાની બાબતો થઈ પડી. રાજાએ પોતાની ફોજ એવી રીતે કમી કરવા માથે લીધું કે, " તેના મુલકોમાં કે તેની બહાર લોકોની સુલેહને ભય રહે નહિ. " તે જમાનાની રાજપદ્ધતિને અનુસરીને એક એવી કલમ ઉમેરવામાં આવી હતી કે, " સદરહૂ રાજાની સ્વતંત્ર રાજસત્તામાં કાંઇ ન્યૂનતા થાય નહિ. " બ્રિટિશ સરકારના દુશ્મનોને, બળવાખોરોને, કિંવા ગુન્હેગારોને આશ્રય આપવો નહિ. તેની નજીકમાં કંપનીને તગ્ત મુલકની પ્રાપ્તિ થઈ. કોલાપુર સાથે વ્યવહાર હતો, તેથી બ્રિટિશ રૈયતના રક્ષણ માટે કાંઈક બંદોબસ્ત કરવાની જરૂર હતી. બ્રિટિશ રક્ષણના હક્કદાર કેટલાક જમીનદારોના ઉપર કોલાપુરના રાજાએ ઈ. સ. ૧૮૨૭મા જુલમ કરવો શરૂ કર્યો. તેમની તરફથી દરમિયાન આવવાનો હક્ક તહનામાથી મેળવી લેવામાં આવ્યો. રાજના અવ્યવસ્થિત કારોબારને લીધે એક લાયક કારભારી નિમવાની રાજાને ફરજ પડી ઈ સ. ૧૮૬૨માં વધારે તાબેદારીનું અને ખરેખરૂં અત્યંત સખ્ત કરારપત્ર થયું. 'તે ઉપરથી સબંધોનુ બદલાયેલું રૂપ પ્રત્યક્ષ જણાઈ આવ્યું. રાજાએ કબૂલ કર્યું કે, અગત્યની બાબતમાં મારે બ્રિટિશ સરકારની 'સલાહ' માનવી, મારી રૈયતને માટે ઈનસાફની યોગ્ય

અદાલતો સ્થાપવી, અને નાણાના જહાગીરદારોની હકૂમતને માન આપવું. કરારોનો બહોળો હેતુ "રાજાની રાજસત્તાને તોડવાનો ન હતો, પણ માત્ર સારૂં રાજ સંપાદિત કરવાનો અને જૂના વખતમાં જે તકરારોથી વારંવાર તોફાન અને ખૂનખરાબી થતાં," તેને અટકાવવાનો હતો. છેવટે ઈ. સ. ૧૮૮૬માં દોસ્તીદાવે અને પોતાની ખુશીથી કોલાપુરે વેપારને હાનિકર્ત્તા કર હતા તે કાઢી નાખવાનું કબૂલ કર્યું; અને બ્રિટિશ રેલવેની સાથે જે રેલવેથી પોતાનું પાયતખ્ત સંધાયેલ છે, તે રેલવે ઉપરની હકુમત બ્રિટિશ સરકારને આપી દીધી. કોલાપુર સાથેનો બ્રિટિશ રાજનો સંબંધ છે, તેના અંગીકૃત હેતુઓથી બીજાં રાજ્યો સાથેનો તેનો સંબંધ પ્રદર્શિત થાય તેવું છે. પ્રથમ તો વેપાર સંબંધી હકકો મેળવવાનું રાખ્યું. પછી તે રાજ ફ્રેન્ચ લોકોનાં કે બીજાં દુશ્મનોનાં કાવતરાઓનું સ્થળ થઈ પડે તે સ્વરક્ષણાર્થે અટકાવવા જરૂર પડી. તેથી બીજાં રાજ્યો સાથે વ્યવહાર રાખવાનો હકક છોડી દેવામાં આવ્યો. ત્યાર બાદ લડાઈ કરવાનો હકક પણ છોડી દેવામાં આવ્યો. તેથી દેશી ફોજની સંખ્યા મુકરર કરવાની વાત તેમાંથી એની મેળે પેદા થઈ. આ દરજ્જે જ્યારે આધીન જાગીરાતની સ્થિતિ આવી પહોચી, ત્યારે નવીન દિશાથી દબાણ લાગવા માંડયું. કોલાપુરની નજીકમાં બેલગામ અને ધારવાડ પરગણાનો કબજો કંપનીને મળ્યો હતો, તેથી ગુન્હેગારોને સોંપવાની બાબતમા સહાયકારીપણાની અને વધારે ચંચળ મદદની કંપનીને જરૂર પડી. એનુ પરિણામ એ થયું કે, જાહેર સુલેહ જાળવવાની અને ત્યાર બાદ ઈનસાફી ખાતાં સુધારવાની ફરજો માટે કંપની તરફથી આગ્રહ થયો. દત્તક લેવાનો હકક પ્રાપ્ત થયો તે સાથે બ્રિટિશ રાજ તરફ વફાદારી રાખવાનું સ્પષ્ટ વચન જોડાઈ ગયુ. આખરે રેલવે અને વ્યવહારના વિસ્તારથી વેપારની છૂટ, અને હકુમતનુ સ્વાધીન કરવું એ લોકકલ્યાણની બાબતો થઈ પડી. પરન્તુ આ સહાયકારીપણું દોસ્તીની રૂએ હતું, કાંઈ ફરજની રૂએ હતું નહિ. તેથી કરીને વેપાર

ઉપરના કર વસૂલ લેવાનું ધોરણ સુધારવા માટે દેશી રાજ્યોને ફરજ પાડવામાં આવતી ન હતી પોતે પોતાનો રસ્તો લે, અને સ્વતંત્ર વેપારની રીતિના ફાયદાની બૂજ જાણે એવી રીતે તેઓને કહેવામાં આવતુ હતુ અમુક રાજ સાથે કોલકરારો થયા તેની આ સવિસ્તર ચર્ચામાંથી સૌને લાગુ થઈ શકે એવા નિર્ણયો ખેંચી શકાયછે. રક્ષણના હક્કની સાથે દરેક સ્થળે રાજભક્તિનો કરાર પ્રથમ જોડાએલો છે. અમેરિકાના રાજ્યબંધારણની માફક હિંદુસ્તાનમાં પણ ઐક્યનો મુખ્ય હેતુ સામાન્ય રક્ષણનોજ છે. તોપણ પરદેશી દુશ્મનો અગર બીજાં રાજ્યો સામે બચાવ કરતાં ખર્ચ થાય, તેનો દરેક રાજ્ય ઉપર નાખવાનો હિસ્સો નક્કી કરવામા અમેરિકાના રાજ્યબંધારણથી હિંદુસ્તાનની સરકારની રીત જૂદી છે પૂર્વમાં તેમજ પશ્ચિમમાં દેશની અંદરનો દરેક રાજા બીજા રાજ્યો સાથે સીધો વ્યવહાર રાખવો બંધ કરે એજ ઐક્યના અનેજનો ભાગ છે. પરન્તુ તેટલુ કર્યા બાદ પૂર્વ અને પશ્ચિમની રીતોમાં ભેદ આ પ્રમાણે છે "ન્યાય સ્થાપવો, અંદરની સુલેહને દૃઢ કરવી, લૌકિક કલ્યાણમાં વૃદ્ધિ કરવી, અને સ્વતંત્રતાનાં સુખ સંપાદિત કરવાં, એ અમેરિકામાં ઐક્યના જાહેર ઉદ્દેશો ગણાય છે. એકસંપી રાજના હક્કની સાથે ઘણી ફરજો સંયુક્ત રાખવામાં આવે છે. રાજ્યોના પરસ્પરના વ્યવહાર માટે, તોલ માપનું ધોરણ નક્કી કરવા માટે, શિક્કાના એક સરખા ચલણ માટે, ગ્રંથોની નકલોના હક્ક અને અમુક ચીજો બીજા ન બનાવે તેના પરવાના માટે, તથા દરેક રાજના ઈનસાફી કામના અંગીકાર માટે રાજસભા ધારા બાંધી શકે છે. પરન્તુ કોલાપુરમાં બન્યું, તેમ ઈન્સાફ ખાતર જ્યારે બ્રિટિશ સરકારને વચ્ચે આવવા જરૂર પડી છે, ત્યારે દરમિયાનગિરી કરવાની મર્યાદા અને સ્થળ હદમાં રાખવા સભાળ રાખેલી છે. લોકોમાં સુલેહ જાળવવી, અને સરહદ ઉપર ખૂનખરાબો ન થવા દેવો તેજ તેનો હેતુ છે. લોકોના

ક્ષમાજુ અને સ્વતંત્રતા માટેની ઈશ્વરી ફરજનો ખ્યાલ ઓછો રાખેલો છે રાજ્યોને પણ ખાતરજમા કરવામાં આવી છે કે, તેમના રાજહક્કોનો ભંગ કરવાની ઈચ્છા નથી. જેટલું બને એટલું હલકું દબાજુ રાખેલું છે. ઘણી વાર ન્યાયનું ધોરણ માત્ર સૂચવવાનીજ દરમિયાનગિરી કરવામાં આવે છે. તે દાખલ કરવાનો આધાર રાજ્ય ઉપરજ રાખવામાં આવે છે. પોતાની રૈયતનું કલ્યાણ વધારવા માટે દ્રષ્ટાન્ત અને બોલવી બેધક દેશી રાજ્યોને બ્રિટિશ સરકારે વારંવાર આગ્રહ કરેલો છે. પરન્તુ તેમ કરવામાં વગનો ઉપયોગ કર્યો છે, અને અખત્યારનો ઉપયોગ કર્યો નથી. ફરજ અથવા બંધનનો અવાજ ઉતાવળથી કાઢવામાં આવ્યો નથી; પણ લૌકિક કલ્યાણની વૃદ્ધિથી ફાયદા છે, માટે તેના તે જવાબદાર છે એમ ગણતરી રાખવા ધ્યાન ખેંચવામાં આવ્યું છે.

---

## ૭૫. બંધનનાં પાંચ મૂળ.

દેશીરાજ્યોનાં બંધનોનો વધારે સ્પષ્ટ દેખાવ તેમનાં મૂળ તપાસવાથી મળે તેમ છે તેમના હક્ક તથા ફરજોમાં પાંચ દ્વાર છે. તેનાં નામ:— (૧) બાદશાહી સત્તા, (૨) પાર્લામેન્ટના ધારા અને ઠરાવો, (૩) કુદરતી ધારો, (૪) પક્ષકારો વચ્ચે થયેલા સીધા કોલકરારો, અને (૫) રિવાજ. દત્તકનો હક્ક આપવા સાથે લોર્ડ કાનિંગે રાજ તરફની વફાદારીનો કરાર સંયુક્ત રાખ્યો હતો. કંપની તો મળેલો અખત્યાર ચલાવતી હતી. તેથી રાજ્યને રાજકારોબાર સોંપાયા પહેલાં તે બંધન હતું ખરું, પરન્તુ તે બનાવ પછી હિંદુસ્તાનના રાજાઓએ તેનો રીતસર અંગીકાર કર્યો. એ તો ખુલ્લું છે કે, તવંગર વેપારીઓની સત્તા મર્યાદાવાળી હતી. તેમનાં કામકાજોમાં પાર્લામેન્ટના ધારાથી રહેલી લાયકી નાલાયકી ઉપર તે. સત્તાનો આધાર હતો; કંપની ઉપર રાજસત્તા હતી. આ બાબતની

માટી પાર્લામેન્ટે સને ૧૮૧૩માં કંપનીને જયોર્જ ત્રિજાના સ્ટાચ્યુટ ૫૩ના ચાપટર ૧૫૫ની કલમ ૯૫થી આપી હતી તેમજ બ્રિટિશ દક્ષિણ આફ્રિકાની કંપનીને ઈ. સ. ૧૮૮૯ના અકટોબરની ૨૯મી તારીખે આપેલી સંયુક્તપણાની સનદમાં આ પ્રમાણે કલમ હતી. "અમારી અને બીજા રાજ્ય કે બીજી સત્તાની વચ્ચે તહનામાં, કોલકરાર કે ગોઠવણથી જે બંધનો થયાછે, કિંવા હવે પછી થાય, તે કંપનીએ પાળવાં, અને તેને તાબે રહેવું, અને તે પ્રમાણે જવાબદારી રાખવી"

—:-:*:-:—

## (૧) બાદશાહી સત્તા.

બાદશાહી અખત્યારની રૂએ જે બંધનો તહનામાં ઉપરાંત દેશી રાજ્યો ઉપર છે તે ઘણાં નથી. પરન્તુ ગાદીના વારસને કબૂલ રાખવાનો રાણી સરકારના વાઇસરાયનો હક્ક, સગીર વયના રાજાઓનું વાલીપણું ધારણ કરવાનો હક્ક, ઈલકાબ, ચાંદ અને તોપોનું માન આપવાનો હક્ક, પર રાજ્યોના હુકમો માન્ય કરવા મંજૂરી આપવાનો, પરવાના આપવાનો અને એલચીઓ કબૂલ રાખવાનો કિંવા તેમને નિમવાનો હક્ક, એ બધાનો સમાવેશ તેમાં થાય છે. મહારાણી સરકારના વડોદરા ખાતાના પ્રતિનિધિને ઝેર દેવાના પ્રયત્નનો આરોપ ગાયકવાડ ઉપર મૂકવામાં આવ્યો હતો. "વફાદારીની જે શરતથી તેને રાજકર્તા તરીકે કબૂલ રાખેલો, તે શરતનો ભંગ કર્યાનું" તહોમત તેના ઉપર રાખવામાં આવ્યું હતુ ગાયકવાડને કબૂલ રાખવો એ મહારાણી સરકારના બાદશાહી અખત્યારની બાબત છે. તેમજ પોતાનો પ્રતિનિધિ નિમવો એ પણ એનાજ અખત્યારની બાબત છે. રેસિડેન્ટ ઉપર હલ્લો કર્યો હોત તો તે વફાદારીના બંધનનો ભંગ કર્યો ગણાત. બાદશાહી અખત્યાર અને પાર્લામેન્ટના ધારાના સંયોગથી દેશી રાજાઓની કેટલીક બીજી ફરજો પેદા થાય છે; જેવું કે

પર રાજ્યના ગુન્હેગારોને સોંપી દેવાનં બંધન, પાર્લામેન્ટના મંજુરીથી વિલાયત સરકારે ઓસ્ટ્રિઆ, બેલ્જયમ, બ્રઝિલ, કોલંબિઆ ડેન્માર્ક, ફ્રાન્સ, જર્મની અને બીજાં રાજ્યોને નાશી આવેલા તહોમતદારો સોંપી દેવાનું કબૂલ કરેલું છે. યા તહનામાઓ ઇન્ડિયા ગેઝેટમાં છપાઇ પ્રસિદ્ધ થયાંછે તે જો કોઇ તહોમતદાર દેશી રાજ્યમાં આશ્રય લે તેના સંબંધમાં કાંઇ પણ ચોખ્ખો કરાર ન હોય, તોપણ તેને બ્રિટિશ અમલદારો તરફ સોંપી દેવા તે રાજ્ય બંધાયેલુ છે.

——:o:0:o:——

## (૨). પાર્લામેન્ટના ધારાઓ.

બીજાં બંધનોનો ઉદ્ભવ પાર્લામેન્ટના કૃત્યોથી થાય છે. બ્રિટિશ રૈયત ઉપરજ ફક્ત તે સામાજિક સભાને અખત્યાર છે, અને હિંદુસ્તાનના રાજાઓ અને રૈયત રાણીની હકુમતની બહાર છે એ ધોરણથી જોતા આમ કહેવું એ વિરૂદ્ધ જણાશે પરન્તુ બ્રિટિશ રૈયતની માફક બ્રિટિશ અમલદારો ઉપર પણ પાર્લામેન્ટનો અંકુશ રહેવો છે. પર મુલકોમાં પણ આમ ચાલે છે. જેની સાથે તેઓને સંબંધ છે તેના ઉપર પણ પાર્લામેન્ટનો અંકુશ જરૂરી પ્રતિક્રિયા લાગુ કરે છે. સ્ટાચ્યુટ ૩૭, જ્યોર્જ ત્રિજાના ચાપટર ૧૪૨ની કલમ ૨૮થી બ્રિટિશ ધારાની રૂએ ઈ. સ. ૧૭૯૭માં દેશી રાજાઓ ઉપર રહેલા અંકુશનો દાખલો આપણને મળી આવે છે. એ ધારામા ફરમાવ્યું છે કે, "બ્રિટિશ રૈયત હિંદુસ્તાનના રાજાને પૈસા ધીરે, અથવા તેવા કામમાં સામેલ રહે, એ ચાલ હાનિકારક છે. તેથી વ્યાજખોરાપણું વધે છે, અને ઘણાં નાણાં ફસાય છે, અને તે બંધ કરવા માટે હિંદુસ્તાનમાં વ્યાપાર ચલાવનારી સંયુક્ત કંપનીની ડાઇરેકટરોની કોર્ટે પસાર કરેલા હુકમો બસ નિવડ્યા નથી, અને તે ચાલ સર્વથા બંધ કરવાની જરૂર છે," માટે તારીખ ૧ લી ડિસેંબર

૧૭૯૭થી કોઈ પણ બ્રિટિશ રૈયતે કોર્ટ ઓફ ડિરેક્ટર્સ, કિંવા ગવર્નર ઈન કાઉન્સિલની મંજૂરી વગર દેશી રાજાઓને નાણાં ધીરવાં નહિ, કિંવા તેવા કામમાં સામેલ રહેવુ નહિ. એ પ્રમાણે જે કોઈ કરશે તેને ગુન્હેગાર ગણી તેના ઉપર કામ ચલાવવામાં આવશે; અને તે પ્રમાણે ધીરેલાં નાણાંની જામિનગિરી રદ્દ ગણવામાં આવશે. એ સાલ પાર્લામેન્ટે બંધ કર્યો, અને તે નાબુદ કરવા સારૂં કંપનીને મદદ કરી. તે કૃત્ય સત્તાની રૂએ પસાર કરેલા ધારાના જેટલું બળવાન થયું. આવું કૃત્ય હિંદુસ્તાનના રક્ષિત રાજાઓના હિત માટે ગુન્હાભરેલું ગણવામાં આવ્યું. એ મતલબના તહનામાં કે કરાર વગર તેઓ આ પ્રમાણે એવા કૃત્યોમાં મદદગાર નહિ રહેવા બંધાયા. કાયદાનુ આ ધોરણ છેવટની મર્યાદા સુધી ચાલતું જારી થયું છે, એમ આપણે નજરે જોઇયે છિએ સરકારની મંજૂરી વગર નાના નાના રાજાઓને પોતાની જીદગી પછી પોતાનાં રાજ્યોને કરજના બોજામાં નાખવા બ્રિટિશ અમલદારોએ નિયમસર રીતે ના પાડેલી છે. ઉડાઉ રાજાઓને સંપૂર્ણ રીતે બચાવવા આ ધારાનો ઉદ્દેશ હતો. તેને આ રીતે નિષ્ફળ કરવામાં આવ્યો. પૈસા ધીરનારાઓ ખાનગી રીતે રાજાઓને નાણાં ધીરવા લાગ્યા; અને બ્રિટિશ કોર્ટોની હકુમત બહારનાં રાજ્યોમાં જઇ વસ્યા. ત્યાં બ્રિટિશ રૈયત નહિ હોય એવા એજન્ટો આરફત કામ ચલાવવાનુ કર્યું. ઇ. સ. ૧૮૩૮માં અને ત્યાર બાદ ૧૮૫૬માં કોર્ટ આફ ડિરેક્ટર્સે એવો નિયમ પસાર કર્યો કે, કરજદાર અને લેણદારની કબૂલત વગર પોલિટિકલ ખાતાના અમલદારોએ નાણાં ધીરનારને સહાયતા આપવી નહિ. ઇ. સ. ૧૮૫૪માં વળી એવો નિયમ કર્યો કે, કોઇ રાજાની આગળ થઈ ગએલા રાજાઓએ કરેલાં કરજ તે રાજાની સમ્મતિ વગર થયેલ હોય, અને પાછળથી તેણે કબૂલ રાખેલ ન હોય, તો સરકારના એજન્ટોએ પણ કબૂલ રાખવાં નહિ. આ પ્રમાણે

દેશી રાજ્યોમાં ધીરેલા નાણાં પાછાં લેવામાં પોલિટિકલ એજન્ટો મદદ આપતા બંધ થયા. રાજાની સગીર વયના કારણસર કોઈ રાજ્યનો વહિવટ બ્રિટિશ સરકારના હાથમાં આવે, ત્યારે તે સગીર રાજાની આમદાનીમાંથી તેવા દાવા અદા કરવાનું કામ આગલા રાજાને પોતાની જીંદગી ઉપરાંત રાજ્ય ઉપર બોજો નાખવા અખત્યાર નથી, એ ધોરણ ઉપર આધારભૂત થઈ પડ્યું. ધર્મની સ્વતંત્રતા જાળવવા માટે બ્રિટિશ પાર્લામેન્ટે વારવાર કાળજી દર્શાવેલી છે. એ બાબતમાં હિંદુસ્તાનની અંદરના રાજ્યો સાથે થયેલાં તહનામાંમાં કાંઈ પણ લખેલું નથી, તથાપિ મહારાણીના ઢંઢેરાથી એ છૂટ બ્રિટિશ રૈયતને પ્રાપ્ત થઈ છે. મહારાણીના રક્ષિત રાજાઓના ઉપર પણ આ બંધન સ્વતઃ રહેલું છે.

——:०:✿:०.——

## (૩) કુદરતી ન્યાયનું ધોરણ.

બ્રિટિશ સરકાર સાથે દેશી રાજ્યો આધીન ઐક્યના ઈત્તિફાકથી જોડાયેલાં છે. તે પણ તેમના ઉપર બંધનનું એક મૂળ છે, એમ ગણી એક કુદરતી ધારાને ઉપસ્થિત કરી આગળ લાવવો એ કલ્પના જેવું લાગે ખરૂં. પરન્તુ અગાઉ કંપની ધર્મના બંધનનું બહાનું કાઢતી અને હાલમાં "કુદરતી ન્યાય અને દયાના ધોરણો વિરુદ્ધ છે," એમ દલિલ કરી કેટલાક પ્રયાગોને નાબુદ કરવાનું પસંદ કરે છે. ધર્મની દલિલને સામો જવાબ મળે તેમ છે. તેમજ હિંદુધર્મશાસ્ત્રની સત્તાવાર પ્રત કોઈ વખત સરકાર તરફથી છપાવી બહાર પાડવામાં આવી નથી. તોપણ એ તો અનુભવસિદ્ધ છે કે, એવી બાબતોમાં સર્વોપરિ સત્તાએ જવાબદારી વ્હોરી લઈ દયાની ફરજો પ્રસિદ્ધ કરવી જોઈએ, અને તેનો ફક્ત અમલ કરવો જોઇએ. તે પ્રમાણે તારીખ ૨૫મી ફેબ્રુઆરી સને ૧૮૧૨ના રોજ એક બારે દલિલ નવાનગરના જામ પ્રત્યે વાપરવામાં આવેલી હતી. તેની

પુનરૂક્તિ કરવામાં આવી નથી. "પ્રથમથીજ અમારી જાડેજાની કોમમાં દીકરીઓને જીવતી નહિ રાખવાનો રિવાજ હતો. આ વિષે બન્ને રાજ્યોએ અમોને શાસ્ત્રાર્થ કરી બતાવ્યો, અને કહ્યું કે, "બ્રહ્મવૈવર્તક પુરાણ" માં એમ ફરમાવ્યું છે કે, એ કૃત્ય (દીકરીને મારવાનુ) જે કરે, તે મોટું પાપ કરે છે. તેનું પાપ ગર્ભમાં બાળહત્યા કર્યા બરોબર છે, અને બ્રહ્મહત્યા તુલ્ય તેનો દોષ છે. એક બાળહત્યા એક સો બ્રહ્મહત્યા બરાબર છે" "આ પાપ માટે જે શિક્ષા ફરમાવેલી છે તે આ પ્રમાણે છે સદ્દૂ સ્ત્રીના શરીર ઉપર જેટલા રોમ હશે તેટલા વર્ષ પર્યન્ત એ પાપ કરનાર રૌરવ નરકમાં પડે છે. ત્યાર બાદ જન્માન્તરે તે કોઢીઓ અને વાતગ્રસ્ત થાય છે." આ કમકમાટી ભરેલી શિક્ષાઓના ડરથી દીકરીઓને દૂધ પીતી કરવાનું અટક્યું નહિ. તહનામાની પ્રથમની અને ત્રિજી મુદ્દતની રાજ્યપદ્ધતિમા ઘણો અતર હતો. કચ્છના આગલા રાજકર્તાએ ઈ. સ. ૧૮૭૨ના ડિસેમ્બરની ૧૬ મી તારીખે પોતાની જંગબારમાં રહેનારી રૈયત પ્રત્યે આ પ્રમાણે જાહેરનામુ કાઢ્યુ, તેથી તે જણાઈ આવે છે. "જગબારમાં ગુલામ ખરીદવાનો અને વેચવાનો તમે ધધો ચલાવો છો એવુ અમારા જાણવામાં આવ્યું છે, આ ઘણુ કમકમાટીભરેલુ કામ છે નામદાર સરકારની ઈચ્છાથી આ ધધો બધ કરવા અમોએ પેસ્તર જાહેરનામાં કાઢેલા છે." આ પ્રમાણે આ "ઈચ્છા" નો અમલ કરવા માટે કચ્છના રાઓએ એવો ઈરાદો બહાર પાડ્યો કે, અમારી જે રૈયત એ ધધો જારી રાખશે તેની મિલકત જપ્ત કરવામાં આવશે. "નાકકાન કાપવાની, આંખો કાઢવાની, અંગભગ કરવાની, શૂળીએ ચટાવવાની" દુષ્ટ રશમો, સતી, બાળહત્યા અને ગુલામગિરી ઉપરાત ચાલતી તે બધ કરવાને માટે દેશી રાજ્યો ઉપર આવેલાં બધનોના દ્રષ્ટાન્તોનો આ ઠેકાણે વિસ્તાર કરવા જરૂર નથી. કેટલીક બાબતમાં અમુક ફરજોનો કોલકરારમાં સમાવેશ

કરવામાં આવેલો છે. પરન્તુ સામાન્ય રીતે જોતાં એ બંધન બ્રિટિશ સાથેના સંબંધને લઈને દસ્તિમાં છે. દેશી રાજાઓ એ દુષ્ટ રસમો ચલાવે, ત્યારે તેમના ધર્મ સંબંધી ગ્રંથો કે તહનામાં જોયા વગર તેમને "ન્યાય અને દયાનાં ધોરણ વિરૂદ્ધ" ગણી શિક્ષા કરવામાં આવે છે.

—:o:—

## (૪) સીધા કોલકરારો.

સીધા કોલકરારોમાં બધાં બંધનો આવી જતાં નથી, તોપણ સ્વાભાવિક રીતે તે બંધનોનું એક અગત્યનુ મૂળ છે. સામાન્ય બંધનોના વર્ગો બતાવવાની ખાતર જો હિંદુસ્તાનનાં સઘળાં તહનામાં, કોલકરારો, અને સનદોનો સંગ્રહ તપાસી જોઈએ, તોપણ તેનું પત્રક અપૂર્ણ રહેશે. કેટલાંક મોટાં રાજ્યો સાથે આ સદીના પ્રારંભમાં સંબંધ બંધાયો હતો. ઐતિહાસિક બનાવો અને ફેરફારને લીધે એ સંબંધમા રૂપાન્તર થતું ગયું છે, તથાપિ તે સંપૂર્ણ ગણી શકાય નહિ. ગ્વાલિયરની સાથે બ્રિટિશોને સંબંધ થયો તે લખ્તિવાર છે, તેમજ બીજાં રાજ્યોનુ પણ છે. ગ્વાલિયર સાથે થયેલા કોલકરારો સક્ષેપમાં આ પ્રમાણે છે. પ્રથમ તો બ્રિટિશ રાજ્યને વફાદાર રહેવું, બીજું પર રાજ્યો સાથેનો વ્યવહાર બ્રિટિશ રાજ્યને સોંપવો, તેના દોસ્તો અને દુશ્મનોને પોતાના દોસ્તો અને દુશ્મનો સમજવા, પર રાજ્યોના હુમલામાંથી અને અંદરના મોટા તોફાનમાંથી ગ્વાલિયરને બ્રિટિશ સરકારે બચાવવું; ત્રિજું રાષ્ટ્રીય ફોજને અમુક મદદ આપવી, અને પોતાની ફોજની સંખ્યા મર્યાદાપૂર્વક રાખવી; ચોથું પરવાનગી શિવાય યૂરોપિયન કે અમેરિકનને કે બ્રિટિશ રૈયતને નોકરીમાં ન રાખવાં; પાંચમું રાજાની સગિર ઉમરની દરમિયાન ગ્વાલિયરના રાજકારોબારની ઉપર સર્વોપરિ સત્તાની જવાબદારી કબૂલ રાખવી, તેમજ રાજગાદી ઉપર કોનો હક્ક છે તે જોવાની તેની સત્તા કબૂલ રાખવી; છઠ્ઠું

કે મહારાણી સરકારની ટપાલનું રક્ષણ કરવું, અને વ્યવહારના બાંધવામાં અને તેને નિભાવવામાં મદદ આપવી; સાતમું કે બીજા અને જહાગીરદારો સાથે ફેસલા કરી આપે તે પાળવા, અને છેવ કરનારી ટોળીઓને દબાવી દેવી. ઈ. સ. ૧૮૮૩ સુધી તો જાથુની કબૂલત આપી હતી તે ખરું છે. ઈ. સ. ૧૮૮૪માં બન્ને પર પરસ્પરનાં હિત અભેદ્ય છે એમ પણ જાહેર કરવામાં આવ્યું હ પણ ખરું છે. પરન્તુ સામાન્ય કલ્યાણાર્થે આવા અચોક્કસ ઈસા હતા, તે છતાં તહનામામાં બ્રિટિશ સરકારે એમ લખી આપેલ મહારાજાના વહિવટમાં તે અંદર આવશે નહિ. તોપણ એ તો કે, જે ફરજોનો ભંગ કર્યા માટે જાહેર કમિશનથી (જેમાં સિંધિઆ મેમ્બર હતો) ગાયકવાડનો તપાસ ચાલ્યો, તે ફરજોમાંથી ગ્વ રાજ મુક્ત નથી. હેદરાબાદના નિઝામે કબૂલ કરેલ છે કે, જે ફોજ છોડીને નાશી જાય તેને સોંપી દેવા, અમુક ગુન્હેગારોને યૂરોપિયનો ઉપર બ્રિટિશ સરકારને હકુમત છે, અને સરહદ ઉપર પડોશનાં રાજ્યો વચ્ચે બીજી મદદ અપાય છે તે આપવી. આવી આલવા ગ્વાલિયરનો મહારાજા પણ બ્રિટિશ સરકારને ના પાડી શ નથી. તેમજ સતી, ગુલામગિરી, અને દીકરીઓને દૂધ પીતી ચાલ બંધ કરવા તે પટિઆલાના રાજાની માફક રીતસર બંધાયેલ તોપણ ના પાડી શકે તેમ નથી. છેલ્લા સિંધિઆના લડાયક બાપ "જાથુના ઐક્ય" ના શબ્દો તહનામામાં દાખલ કરેલા છે. તેમાં સ સહાયતાના પૂર્ણ અર્થના વિસ્તારની તેણે કબૂલત કરવામાં પાછું ભરેલું નથી. ગ્વાલિયરનું રાજ રક્ષણ અને પતિઆલાના બદલામાં જે બજાવે છે, તે નોકરી લખિતવાર જોવા ખાયસ રાખનાર હિંદુસ્તાનના ઇ સના વિદ્યાર્થીએ તહનામામાં ન જોતાં બીજે ઠેકાણે નજર પહોંચાડવી ળ

ગ્વાલિયર કરતાં બીજાં નાનાં રાજ્યો છે, તેને આ દલિલ વધારે મજબુતિથી લાગુ થાય છે. કમકે તેમની સાથેના લખિતવાર થયેલા કોલકરારો ઘણા સંક્ષિપ્ત રૂપમાં કરવામાં આવેલા છે. વળી તહેનામાં કરતા લાંબી મુદ્દતથી સ્થાપિત થયેલા રિવાજ ઉપરથી તેમના હક્ક અને ફરજને જાણવામાં આવે છે.

---

## ૫. રિવાજ.

ખધનોનુ પાંચમું મૂળ રિવાજ છે. તે બે કામ સારે છે અસલના તહનામાંમાં જે ફરજો બતાવી છે તેને તે સુધારે છે, અને હકિકતને અનુસરતી કરે છે. તેમજ નોંધાયેલી ફરજોના વર્ગમાંથી રહી ગયેલી ફરજોને પણ તે સૂચવે છે. રક્ષિત રાજ્યો પ્રત્યે બ્રિટિશ સરકારને બે ભિન્ન ભિન્ન કામગિરીના હુદ્દા છે બીજા રાજ્યો સાથેની તકરારોમાં તે નિષ્પક્ષપાતી અને ત્રાહિત ઈનસાફ દેનાર તરીકે ફેસલા કરે છે તેને વળી પોતાનું પણ હિત જાળવવાનું છે. જરૂર પડે ત્યારે સરહદ ઉપરનાં દેરતીવાળાં નજીકનાં રાજ્યોની મદદ માગવાનો તેને હક્ક છે. કેટલેક દરજ્જે સ્થાનિક અમલદારોનાં કૃત્યોથી ગોઠવણ થઈ જાય છે. તે ગોઠવણ કાળ અને અનુભવની કસોટીથી રિવાજના રૂપમાં મજબુત બની જાય છે. એ સાધનોથી ગુન્હેગારો સોંપવાની અને ગુન્હેગારોની પાછળાગ લેવાની સગવડતાવાળી રશમો ધીમે ધીમે મજબૂત થઈ નિયમના રૂપમાં આવી ગઈ છે. જ્યારે જ્યારે બ્રિટિશ ઈન્ડિયામાં નવો ધારો કરવામાં આવેલો છે, અને તેમાં બ્રિટિશ મુલકોથી વિંટાયેલા કોઈ રાજની મદદની જરૂર રહી છે, ત્યારે એ બન્નેના સબંધમાં ચાલતા નિયમોમાં જરૂર વધારો કરવાનું બની આવેલ છે. દ્રષ્ટાન્ત તરીકે જુઓ તો બે ગામ, જેમાનું એક બ્રિટિશ સરકારનું હોય અને બીજું દેશી રાજનું હોય તેની વચ્ચે નદીમાં

હોડીઓ ચાલતી હોય, તો ઉતરવાની જગા અને બે હકુમતો વચ્ચે આવેલા નદીના ભાગના સંબંધમાં દેશી રાજની સહાયકારી મદદ વગર જકાતના ધારા, અને અકસ્માતના વખતમા લોકોને નિર્ભય કરવાની યોજના નકામાં થઇ પડે. હિંદુસ્તાનમાં એવી રેલવે લાઇન કે ધોરી રસ્તા નથી કે જે પર રાજ્યો કે તેના ભાગમાં થઈ પસાર થતા નથી. તેના નિભાવ અને રક્ષણ માટે, સ્ટેશન કે જકાતના નાકાની ગોઠવણુ માટે, મુસાફરીમાં ગુન્હા બને તેની હકુમત માટે, મુસાફરો અને ભારબરદારીનાં જાનવરોને ઉતરવા સારૂ ધર્મશાળાઓની ગોઠવણુ માટે, બ્રિટિશ સરકારના અને લાગતાવળગતાં દેશી રાજ્યોના સ્થાનિક અમલદારો અને તાબાનાં નોકરો વચ્ચે સંપૂર્ણ સમજુતી રહેવાની અવશ્ય જરૂર છે. સર્વોપરિ સરકારના અખત્યારથી કરેલા લખિતવાર કોલકરારો ઉપર આવી ગોઠવણના સંયુક્ત ઈલાજોનો આધાર રહેતો નથી. એ તો સ્થાનિક અમલદારોના હસ્તકનું કામ છે. તેઓની કરેલ ગોઠવણ લાંબા કાળના રિવાજથી અને અંગીકારથી લખિતવાર કરારનામા જેટલી મજબૂત થઈ જાય છે. ટૂંકામાં કહિએ તો હક્ક અને ફરજોનાં પાંચ મૂળો છે, તેમાં રિવાજ એ મોટું મૂળ છે.

——:-:o:*:o:-:——

### ૭૬. ફરજોનો આધાર ચોખ્ખા પુરાવા ઉપર હોવો જોઇએ.

જ્યારે ફરજોનું મ્હોટું મૂળ આવું અગણિત કિમ્મતનું છે, ત્યારે "ઐક્યનું ખર્ચ સર્વોપરિ સત્તાને શું થાય છે તેમજ બીજાં રાજ્યોને પણ શું થાય છે"? તે સવાલનો ઉત્તર દેવાની કોશિસ કરવી એ અશક્ય અને નકામું છે. જો હિસાબી ખાતું હમેશાં ખુલ્લું રાખવાની જરૂર હોય, જો તહનામાંમાં અનિશ્ચિત જવાબદારીઓ અને અપવાદો રહેલાં

હોય, અને છેવટ જો બન્ને તરફથી ફરજોના પ્રવાહો વહેતા રહેતા હોય, તો એમ પણ દલિલ કરવા કારણ મળે છે કે, એક સત્તાવાન્ સર્વોપરિ રાજ્ય સાથે તાબાના રાજ્યોની એકતાને લીધે રાજ્યોને ભય અને બ્રિટિશ સરકારને લાલચ શિવાય બીજું કાંઈ રહેતું નથી. તોપણ આવો વિચાર લેનારે જણાવવું જોઈએ કે, તેમના વિચાર સામે એક મજબૂત હકિકત હસ્તિમાં છે. તે એ છે કે, સેંકડો રાજ્યો હજી પોતાની સત્તા જાળવી રહ્યાં છે, અને બ્રિટિશ સત્તા તેમને જાળવવાને બંધાયેલી છે. એક રાજ્યે દોસ્તી કે કોલકરારની રૂએ કઇ વાતની હા પાડવી અને કઈ વાતની ના પાડવી, અને કઇ બાબતમાં હા પાડવાની તેની ફરજ છે, તેની મર્યાદાની લિટી વાસ્તવિક રીતે જોઈએ તો ચોખ્ખી રીતે ખેંચવામાં આવેલી છે. હિંદુસ્તાનની સરકાર કોઇ ફરજનો દાવો રાખે, કિંવા અમુક હકનો અમલ કરે તો, "બ્લ્યુ બૂકો" માંથી મળતા પુરાવાથી સાફ જણાઈ આવે છે કે, સરકાર પોતાની વાત સાબીત કરવા મહેનત લે છે. દોસ્તીનાં કાર્યો કરતાં હકના કાર્યો ભિન્ન છે. હકનાં કાર્યોના પુરાવાનો આધાર તહનામાં, કોલકરારો, સ્થાપિત થયેલા રિવાજ, અને મ્હોટા કેસોમાંથી ખેંચાતા કાયદેસર અનુમાનો જે પક્ષકારોના સંબંધોને લઈને લાગુ થાય છે, તેના ઉપર છે. દેશી રાજ્યોનાં કાર્યો કાંતો પર રાજ્યોને લગતાં હોય છે, યાતો પોતાનાજ રાજ્યને લગતાં હોય છે. વળી તે રાષ્ટ્રીય, કિંવા સ્થાનિક બાબતને લગતાં હોય છે. દેશના રાજાઓ અને સર્વોપરિ સત્તા વચ્ચે ચાલતા સંબંધોનો સામાન્ય રીતે ચોકસ ખ્યાલ દસ્તાવેજી પુરાવો અને રિવાજી પુરાવો જોવાથી મળી આવે તેમ છે. સ્ટાચ્યુટ ૨૧મામાં અને ૨૨ વિકટોરિઆ ચાપટર ૧૦૬ માં પાર્લામેન્ટે જાહેર કરેલ છે કે, "સદહૂ કંપનીનાં કરેલાં સઘળાં તહનામાં રાણી સરકારને બંધનકર્તા છે." આ લખિતવાર થયેલા દસ્તાવેજો ખરી હકિકતને લાગુ કરીએ તો, "વિસ્તારથી લાગુ પાડવાનું"

ધોરણ કામમાં લેવું જોઈએ. રોમન લોકોના વ્યવહારશાસ્ત્રના સંગ્રહ ( પાન્ડેક્ટ્સ ) ના કર્તાએ જણાવ્યું છે કે, “ કાયદા અને સભાના ધારા એવી રીતે બાંધી શકાતા નથી કે તેમાં બધી બાબતનો સમાવેશ થઈ જાય. તેથી શરૂઆતમાં થયેલા કાયદા અને ધારાના વિષે આપણે તેના અર્થ ઉપરથી ( કિંવા રાજ્યના રિવાજ ઉપરથી ) નિશ્ચિતપણે નક્કી કરવું જોઈએ. ” પરન્તુ હિંદુસ્તાનનાં તહનામાં અને કોલકરારો તેમજ મોટા કેસોથી અને રિવાજથી તેમાં થયેલા વધારાનો બહોળો અર્થ કરીએ, તો મોટી પ્રજાઓએ ઐક્ય માટે જે અવેજ આપેલો છે તેને મુકાબલે દેશી રાજ્યોને એ બાબતમાં ચોખ્ખો ફાયદો થયેલો માલમ પડે છે. આ પ્રકરણમાં જે વિચારો જણાવવામાં આવેલા છે, તેથી કાંઈક શકા ઉત્પન્ન થાય તેમ છે. તે શકા આ પરિણામને લીધે નરમ થવી જોઈએ. હિંદુસ્તાનનાં તહનામાંમાં ન નોંધાએલા હક્ક અને ફરજો વધવાની, અને જાહેર કૃત્યો, કિંવા રિવાજને એક સરખો કરવા માટે એ દસ્તાવેજોના અર્થમાં ફેરફાર થવાની ધાસ્તિ છે તોપણ એ તો ખરૂં છે કે, બ્રિટિશ રક્ષણના અવેજનો હિસાબ છેવટ માટે નક્કી થાય તેમ નથી. વળી તે અવેજ પણ મધ્યમ પ્રકારનો છે. જો લાભ ઉપર નજર કરી વિચારો, કિંવા બીજા દેશોની સમાન સ્થિતિ જુઓ, તોપણ એમજ લાગવાનું.

——:-*:-:——

## ૭૭. હિમાયતની લાભની ( જમેની ) બાજુ.

બ્રિટિશ સરકાર સાથે બીજા રાજ્યોને સબંધ છે, તેમાંથી ઉત્પન્ન થતા હક્કો તથા બંધનોનો સામાન્ય ખ્યાલ આપતાં સર્વોપરિ સત્તાની ચાર સ્થિતિઓ ઉપર લક્ષ આપવુ જોઈએ. એ સત્તાએ રાષ્ટ્રીય રક્ષણની જવાબદારી માથે લીધી છે. દેશી રાજ્યો અને પર રાજ્યો વચ્ચે, તેમજ રાજ્યોના પરસ્પરના વ્યવહાર અને લવાદીપણા માટે તે મધ્યસ્થ રહેલ છે. દેશી

રાજ્યોને કાયમ રાખવાની ઈચ્છા જાહેર કરવાની સાથે દરેક રાજ્યમાં ન્યૂનાધિકપણે હકુમત ચલાવવાનો હક્ક તે સત્તાએ રાખવા માંડ્યો છે. ઉપરાંત રાષ્ટ્રીય સુલેહ જાળવવાની ફરજ તેના ઉપર હોવાથી તે સુલેહનો ભંગ થવાનો ડર લાગે, ત્યારે ઉપાય યોજવાનું પણ તેને માથે છે કેટલાંક રાજ્યોએ તો પોતાના રાજસત્તાના અમુક હક્ક ખાસ કબુલાતથી છોડી દીધા છે, અને અંદરનો રાજકારોબાર પણ સોંપી દીધો છે. નિર્વિવાદ પુરાવા અને ખરી હકિકત ઉપર આધાર રાખનારી કેટલીક અપવાદી શરતોને ફરજ અને બંધનોની આ ચર્ચામાંથી અલગ રાખવાની છે. રાજ્યોની અશક્તતાઓ અને બંધનોનું જ્યાદે બયાન કર્યા પહેલાં તેમના હક્કોનો ટૂંકો હેવાલ આપવો જોઈએ. હિસાબમાં લાભ એટલે રસ્મે તરફની બાજુ બેધડક માલમ પડશે તમામ રાજ્યોને, પછી તે દોસ્તીથી જોડાયેલાં હોય, કિંવા ખંડણીઆ હોય, અગરતો રક્ષિત હોય, તે બધાને રક્ષણની જામિનગિરી મળી ચૂકેલી છે. સરહદ તરફથી ઈન્ડિઆને પ્રાપ્ત થયેલા રક્ષણની પૂર્ણ ગિના ઉપર હિંદુસ્તાનના ઈતિહાસ લખનારાઓ માત્ર થોડી ટીકા કરી ટૂંકું વાળી દે છે. તેની ખામી હિંદુસ્તાનનાં તહનામાં પૂરી પાડે છે. હિંદુસ્તાનને લાંબો દરિયાનો કિનારો હોવાથી, અને નૌકા ચાલે એવી મહા નદીઓ હોવાથી તે પોતે પોતાનું રક્ષણ કોઈ કાળે પણ કરી શકેલ નથી. આપણે કહી ગયા છિએ કે કોલાપુર સાથે કંપનીને પ્રથમ સબબ તે દેશ સામે ચાંચીઆખોરી દબાવી દેવા ઈ. સ. ૧૭ ૬માં લડાઈ કરી તેને અંત થયો તેના પહેલાં ઈ. સ. ૧૭૩૦માં કોલાબાના આંગ્રીઆ સરદાર સામે સાવંતવાડી સાથે લડાઇ અને રક્ષણના સંમેલ [illegible] થઈ હતી. જંજીરામાં જે હબસી લોકો આવીને વસ્યા, તેઓને મુસલમાનોના નૌકાધિપતિ બનાવવામાં આવ્યા હતા. તેમને કિનારા ઉપરનો મુલક આપ્યો, તે છતા પણ મોગલ બાદશાહો દરિયા ઉપરની

સુલેહ જાળવવાનો બંદોબસ્ત કરવા હિમ્મતવાન નિવડ્યા નહિ. ચાંચીઆગીરી બંધ પાડવામાં અંગ્રેજો પણ તદ્દન નિષ્ફળ ગયા હતા. હિંદુસ્તાનની નદીઓમાં ઘણી હોડીઓ રાખી તે ઉપરના વેપારમાં લુંટ ચલાવ્યા કરતી હતી. કિનારે થઈ જે ગામોમાં પહોંચી શકાતું, તે પાસેથી ખંડણી લેવામાં આવતી હતી. હિંદુસ્તાનના રક્ષણનો વધારો બરાબર ખ્યાલ કરીએ, તો યૂરોપની સત્તાઓનાં વહાણો પણ કંપનીના વહાણો સાથે નિરંતર યુદ્ધમાં લાગેલાં રહેતાં એમ માલમ પડે છે. તે એ સુધી બનતું કે, છેવટ કંપનીના વહાણોને હિંદી મહાસાગર અને બંગાળાના અખાતમાંથી હાંકી કાઢવામાં આવતાં હતાં. બ્રિટિશ સત્તા સ્થાપિત થઈ ત્યાં સુધી હિંદુસ્તાનનાં દેશી રાજ્યો પોતાના દરિયા ઉપરનું ધણીપણું પોતે ભોગવી શકતાં નહિ. કંપનીએ પોતાને ખર્ચે હિંદુસ્તાનના દરિયામાંથી ચાંચીઆને હાંકી કાઢ્યા એટલુંજ નહિ, પણ સિલોન, અને તેથી વધારે દૂરના ટાપુઓ હાથ કરીને, અને અરબસ્તાન, ઈરાન અને આફ્રિકાનાં પણ દરિયાઈ રાજ્યો સાથે જથાબંધ કોલકરારો કરી હિંદી નૌકાના રક્ષણમાં વૃદ્ધિ કરી. નજીકનાં પર રાજ્યો સામે હિંદુસ્તાનનું રક્ષણ કરવામાં આવ્યું, તેનું બયાન ઈંન્ડિયાની તવારીખોમાં વધારે પૂર્ણતાથી આપેલું છે. ઈ. સ. ૧૩૯૮માં દિલ્હિ અને મિરતમાં ખૂનરેજી ચાલી, અને મુડદાના ઢગલાથી રસ્તાઓ ભરાઈ જઈ બંધ થઈ ગયા હતા. આથી જણાઈ આવે છે કે, તઈમુરલેનના હલ્લા સામે થવા મહમદ બાદશાહ અશક્ત હતો. ત્યારથી ચાર સદી પછી ઈરાનથી નાદરશાહે આવી ચઢાઈ કરી, અને એવીને એવી ખૂનરેજી મચાવી. તે ત્રણ કરોડ અને વીશ લાખ પાઊંડની કિમ્મતની લૂટ કરી ગયો. વાયવ્ય અને ઈશાન ખૂણા તરફથી સરહદના પ્રદેશોની સુલેહ માટે પ્રયત્ન માત્ર પણ થયો નહિ. સીખ લોકો પોતાના રાજની મજબૂતી કરે જતા હતા, ત્યારે રક્ષણના જે ઈલાજો લેવામાં

આવતા હતા, તેથી તો દેશ ઉલટો પાયમાલ થતો ગયો. એના દાખલા તરીકે જુઓ તો, જમખંડીના સરદારને એવી શરતથી જમીન આપવામા આવી હતી કે, દર વર્ષે તેણે આફ્રિદી લોકોનાં માથાંની અમુક સંખ્યા રજુ કરવી. મરીના ડુંગરાઉ ગામો ઉપર પોતાના ટોયા ઘોડેસ્વારોને જ્યા મૂકી દઈ, અને દરેક પહાડી માણસના માથા બદલ છ પેન્સ આપી રાજા ગુલાબસિંઘે પોતાની સરહદનો બચાવ રાખ્યો હતો. ઈંગ્રેજ લોકોએ વધારે ખર્ચવાળી સુધરેલી રીતિ કામે લગાડી હતી. લસ્કરી થાણામાં સરહદના જંગલી લોકોની ભાવજત માટે તેઓએ દવાખાનાં કાઢ્યાં હતાં. જમીન અને નહેળાના પાણીનો લાભ પણ તેઓને અપાતો હતો. છેલ્લી સદીમાં આ રીતો જાણવામાં ન હતી. હિંદુસ્તાનના સમુદ્રો અને સરહદ ઉપર સુલેહ અને વ્યવસ્થા સ્થાપિત થયાં તેની સાથે રક્ષિત રાજ્યોને જે લાભ પ્રાપ્ત થયા તે આટલાથીજ અટકતા નથી. રૈયત અને રાજાઓને તે લાભમાં ભાગ છે ખરો, પરન્તુ ખર્ચમાં ભાગ નથી. મોટે ખર્ચે બંદરો અને ગોદીઓ હિંદુસ્તાનમા સજ્જ કરી રાખેલાં છે. રેલવે, કેટલેક દરજ્જે નહેરો, અને ટ્રામવે તેઓની તંગીઓ પૂરી પાડે છે. કાલેજો અને સ્કૂલોમાં લોકો અને નોકરોને કેલવણી આપવામાં આવે છે. ઉદારતા બતાવીને ઈ. સ. ૧૮૬૯ના ૧૪મા આક્ટ, જેની રૂએ રાણીની રૈયતનેજ લાભ મળતા હતા, તેને રદ્દ કરવામાં આવેલ છે. બ્રિટિશ સરકાર સાથેના ઐક્યના સંબંધથી દેશી રાજ્યોને આવા મોટા લાભ પ્રાપ્ત થયા છે. તે સાથે વળી તેઓના મનને એ દિલાસો મળેલો છે કે, જરૂર પડશે ત્યારે બ્રિટિશ ફોજ સુલેહ અને બંદોબસ્ત જાળવવા તત્પર છે. પોતાની રૈયતના અનુભવ ઉપરથી રાજાઓને આ વાતની તસલ્લી થઈ ચૂકી છે. તોપણ આવા મહત્વના લાભ માટે કાંઈ પણ બદલો આપવામાં આવતો નથી. હિંદુસ્તાનની આમદમાંથીજ એનું ખર્ચ

નિભાવવામાં આવે છે. ખંડણી ભરવામાં આવે છે, તે તો રક્ષણની ફરજ બદલ નથી, પરન્તુ કંપનીએ છોડી દીધેલા દાવાઓને અવ્જે છે. ઈ. સ. ૧૮૧૭ના પુનાના તહનામાથી કાઠિઆવાડ ઉપરની ખંડણીનો પેશવાનો હક કંપનીને મળ્યો. વસઈના તહનામાથી ખંભાત અને બીજાં રાજ્યો પાસેથી વસૂલ લેવાનો "ચોથનો હક" પણ તેને મળ્યો. આ તો મરેઠાનો જેમાં ભાગ હતો તે ખંડણી બદલની રકમો હતી. ખંડણીના સંબંધમાં બ્રિટિશની જે રાજનીતિ હતી, તે એક પ્રસિદ્ધ દ્રષ્ટાન્ત ઉપરથી જણાઈ આવે છે. ઈ. સ. ૧૮૦૩મા મુંબઈ તાબામા આવેલા રેવાકાંઠાના બારીઆ નામના રાજને રક્ષણ તળે લેવામાં આવ્યું હતું. તે રક્ષણના બદલામાં ઈ. સ. ૧૮૨૪માં ખાસ કબૂલતથી બાર હજાર રૂપૈઆની ખંડણી તેના ઉપર નાખવામાં આવી હતી. ૭ વર્ષ બાદ એ ખંડણી વધારવામાં આવી હોત, પરન્તુ તેટલામાં રાજપદ્ધતિ બદલાઈ ગઈ. તેથી ૧૨મી સપટબર સને ૧૮૯૨ની કબૂલતથી રાહદારી જકાત કાઢી નાખવાની શરતે જાહેર બાંધકામોમાં ખર્ચવા સારૂં એ ખંડણી માફ કરવામાં આવી છે. બીજાની બાબતમાં પણ અમુક નોકરી બદલ રકમો વસૂલ લેવાય છે. ભૂજમાં રાખેલ લશ્કર બદલ કચ્છના રાઓ ખર્ચમાં વરાડ આપે છે. પરન્તુ તે બંધનની સાથે ઉદારતા સંયુક્ત રાખવામાં આવેલી છે. રાઓનો અખત્યાર ટકાવી રાખનારી બ્રિટિશ ફોજના ખર્ચમાં તે વરાડ આપે છે, ત્યાં સુધી તેના વડીલોને ઈ. સ. ૧૮૨૨માં અંજાર શહેર અને તેનું પરગણું આપ્યા બદલ અમદાવાદી સીક્કાઈ રૂપૈઆ ૮૮૦૦૦ની વાર્ષિક રકમ તેને માફ કરવામાં આવેલી છે. સારાંશ એ છે કે, પર રાજ્યના હલ્લામાંથી અને દુશ્મનોમાથી દેશી રાજ્યોનું રક્ષણ કરવામાં આવે છે. બ્રિટિશ સરકારની રાજ્યકીય ખુબીથી વ્યાપારના અને રાજપ્રકરણી લાભ દેશીરાજ્યો ભોગવે છે, અને બ્રિટિશ

ઈન્ડિયાના વેપાર, રેલવે અને બીજાં સાધનોમાં ભાગ લે છે, તેના ખર્ચનો પુરતો બદલો તેઓ આપતાં નથી.

—:o:0:o:—

## ૭૮. હિસાબની તોટાની (ઉધારની) બાજુ.

આટલા મજબૂત ફાયદાના બદલામાં દેશી રાજાઓ શું આપે છે? ગ્રેટ બ્રિટન અને આયરલાન્ડની ગાદી પ્રત્યે વફાદાર રહેવાને તે બંધાયેલાં છે. જ્યારે જરૂરીયાત આવી પડે, ત્યારે ત્યારે પોતાનાં કુલ સાધનો ઉપર રક્ષણ કરનારી સત્તાને તેઓ પૂર્ણ અધિકાર આપી ચૂક્યાં છે. તે બાબતની તેઓએ કોરે કાગળે સહી કરી આપી છે. ચાલતે સમયે કેટલાંક લશ્કરી ખર્ચ આપવાનું માથે લીધું છે. આવતા પ્રકરણમાં બયાન કરવામાં આવશે તેવી રીતે રાષ્ટ્રીય ફોજને મદદ આપવાની ફરજ કબૂલ થઈ છે. પરસ્પર સંબંધ રાખવાનો હક્ક તેઓએ જતો કર્યો છે. રાજ્યોની અંદર અંદરની તકરારોના જે ફેંસલા સર્વોપરિ સત્તા કરે, તેને તેઓએ તાબે થવાનું છે. બ્રિટિશ સરકારની સમત્તિ વગર યૂરોપિયનોને નોકરીમાં નહિ રાખવા તેઓએ કબૂલ કર્યું છે; તેમજ તેમના ઉપરની હકુમત પણ છોડી દીધી છે. બાદશાહી અને અગત્યનાં કાર્યોમાં તેઓ આધીન સહાયકારીપણાની ફરજ કબૂલ રાખે છે. પરન્તુ ચાલતી રીતે તેઓની સત્તામાં વચ્ચે આવવાનું બંધ રહેવું જોઇએ. અલબતે ખાસ કોલકરારથી અંદરનો રાજકારોબાર બ્રિટિશ સરકારને પ્રાપ્ત થયો હોય તે વાત જૂદી છે. આ અપવાદ ઘણોજ અગત્યનો છે. તેનું બયાન બીજી રીતે પણ થઈ શકે તેમ છે. દેશી રાજાઓના અંદરના વહિવટમાં સર્વોપરિ સત્તાને અસાધારણ રીતે વચ્ચે આવવાનો હક્ક અનિશ્ચિત છે, તોપણ તે સારી રીતે સમજવામાં આવેલો છે. કોઈ રાજાના રાજસત્તાના હક્ક ખાસ કારણસર આપી દેવામાં આવ્યા હોય, અથવા તે હક્ક તે ખોઈ

બેઠો હોય, તેની વાત અલગ છે; પરન્તુ બીજા પાસેથી તો ફરજ તરીકે સહાયકારીપણું બ્રિટિશ સરકાર લે છે. સામાન્ય રાજપદ્ધતિની રૂએ આમ કરવામાં આવે છે. સમગ્ર શહેનશાહતનાં હિતમાં અથવા જાહેર સુલેહમાં ભંગ પડવાની ધાસ્તિ રહે છે, ત્યારે આ માગણી કરવામાં આવે છે. તે શિવાય લોક કલ્યાણાર્થના પોતાના વિચારને મળતાં થવા સર્વોપરિ સત્તા દેશી રાજ્યો ઉપર બંધન નાખતી નથી. તેની ખુશીથી તેનું સહાયકારીપણું હાંસલ કરવા અલબત્તે વગ વાપરવામાં આવે છે ખરી.

———:-*-0-*-.:———

### ૭૯. અમેરિકા અને હિંદુસ્તાનનાં રાજ્યોમાં તફાવત.

હિંદુસ્તાનમાં જે સ્થિતિ બંધાઈ છે તેના કરતાં અમેરિકાનાં સંયુક્ત રાજ્યોના ઉપર વધારે ભારે બંધનો છે. તેનો તફાવત આ જગોએ નજરે આવે છે. અમેરિકાનાં સ્વતંત્ર રાજ્યોને સાર્વજનિક રક્ષણ, અને વ્યવહારના હક્કોમાં સંયુક્ત ક્રિયાનો લાભ મળેલો છે. તેઓએ રાજકીય સત્તા એકરૂપી સભાને સ્વાધીન કરી દીધેલ છે. તેથી પણ તેઓ આગળ વધ્યાં છે. કર નાખવાની, અને સંયુક્ત અદાલતની, તેમજ અમલ ચલાવવાની સત્તા પણ તેઓએ મધ્યસ્થ સરકારને આપી દીધી છે. તેમના ઐક્યના જાહેર કરેલા હેતુ એથી પણ વધારે છે. તે બધા સાર્વજનિક કલ્યાણને સાધકર્ત્તા છે. તેની રૂએ જુદાં જુદાં રાજ્યો તરફથી બહોળી સત્તા છોડી દેવી પડી છે હિંદુસ્તાનમાં તેવી સત્તા અદ્યાપિ દોસ્તીવાળા રાજ્યોના હસ્તક રહેલી છે. દ્રષ્ટાન્ત દાખલ જુઓ તો માલમ પડશે કે, અમેરિકાની સર્વોપરિ સરકારને સુલેહ અને લડાઈ કરવાના ઇલાજો લેવા સત્તા છે, એટલુંજ નહિ, પણ પર રાજ્યો સાથેના સંબંધની બાબતોમા, અથવા રાજ્યોના પરસ્પરના સંબંધનાં કાર્યો તેના હસ્તક રહેલાં છે. વળી રાજ્યોની નાણાં સંબંધી બાબતમાં પણ તે નિયમ કરી આપે

છે. ત્યાં એવો ધારો ચાલે છે કે, કોઇ રાજ્યમાંથી નિકાશ થતી ચીજ ઉપર જકાત કે કર લેવામાં આવતો નથી, કિંવા વ્યાપારના ધોરણમાં કે વસુલાતમાં એક રાજ્યના કરતાં બીજાં રાજ્યનાં બંદરોને વધારે મહેરબાની બતાવવામાં આવતી નથી. તેમજ એક રાજ્યમાંથી આવતાં જતાં વહાણોને બીજાં રાજ્યમાં દાખલ થવા, કે માલ ઉતારવા, કિંવા જકાત આપવા ફરજ પાડવામાં આવતી નથી. વળી દેખરેખ રાખતાં જે ખર્ચ થાય તે ઉપરાંત આયાત, કિંવા નિકાશ ઉપર કોઇ સંયુ રાષ્ટ્રીય સભાની સમતિ વગર કર કે જકાત નાખી શકતું નથી. મારા વિચાર પ્રમાણે હિંદુસ્તાનમાં રાજ્યોની રાજીખુશીની મંજૂરી વગર આવો હક્ક બેસારવો એ વાજબી ગણવામાં આવે નહિ. ચાલતા કોલકરારોમાં એવું કંઈ નથી. આ વાતને એક બિનાથી ટેકો મળે છે. તે એ છે કે, પોર્ચુગીઝના ગોવા, દમણ, અને દીવના પરગણાં છે, તેના સંબંધમાં ઇન્ડિયા સરકારે જ્યારે ગોઠવણ કરી, ત્યારે એ કામમાં પોર્ચુગીઝ સરહદ ઉપરનાં દેશી રાજ્યોએ ભાગ લીધો હતો. તેનું કારણ એ હતું કે વેપાર સંબંધી તહનામું થયું તેમાં ખાસ રીતે તેઓ પક્ષકાર થવા ઈચ્છતા હતા. મહારાણી સરકારની ટપાલનું રક્ષણ, અને રેલવે, તથા તાર ખાતાં ઉપરનો અંકુશ એ સાર્વજનિક કલ્યાણનાં જેટલાંજ રાષ્ટ્રીય સંરક્ષણનાં કાર્યો છે. તેથી તે બાબતમાં એકસપી સભાના અધિકારીઓની માફક બ્રિટિશ સરકારે પણ સંયુક્ત રાજ્યો ઉપર બંધનો નાખેલાં છે. પરન્તુ અમેરિકાના ધારા પ્રમાણે રાષ્ટ્રીય સભાને છે તે પ્રમાણે બ્રિટિશ સરકારે ફક્ત પોતાનાજ હાથમાં શિક્કા પાડવાનો, તેની કિમ્મત નક્કી કરવાનો, તેમજ પરદેશના શિક્કાની કિમ્મત નક્કી કરવાનો, અને તોલમાપનું ધોરણ બાંધવાનો હક્ક દેખીતી રીતે રાખેલો નથી. શેહનશાહતમાં ચલણનો નિયમ કરવાનું કામ કોઈ દિવસ જાગે, તો તે ઘણો અગત્યનો અને સાર્વજનિક

ક્ષવાક્ષ છે. પરન્તુ એક ચલણ રાખવાનું કિંવા તેની કિમ્મતનું સરખું ધોરણુ રાખવાનુ બંધન સામાન્ય રીતે રાજ્યો ઉપર છે, એવુ બ્રિટિશ સરકારે અદ્યાપિ કથન કાઢેલુ નથી. તેમજ "કોપીરાઈટ" અને "પેટન્ટો" આપવાની બાબતોમાં અગત્યનુ હિત રહેલું છે, તે છતાં તેમા વચ્ચે આવવાનુ સરકારે કરેલું નથી ટપાલ ખાતાને પણ થોડે ભાગે રાષ્ટ્રીય કાર્ય ગણવામાં આવે છે. વળી અમેરિકામાં છે તે પ્રમાણે રાજ્યોનાં ન્યાય ખાતાનાં કાર્યોને આસમના ઇતબાર અને ભરોસાને ખુલ્લાં મૂકવામાં આવતાં નથી જાહેર કૃત્યો, દફતર અને રોજકામ અને તેનાં પરિણામ કેવી રીતે સાબીત કરવા, તેના નિયમો બાંધવાની સત્તા અમેરિકાની રાષ્ટ્રીય સભાને છે. તેવી રીતે એ કામ માટે એક મધ્યસ્થ ધારાસભાને અધિકાર આપવાની જરૂર પડે. અમેરિકાના સયુક્ત રાજ્યો અને હિંદુસ્તાનના બ્રિટિશ રાજ્યના ધોરણમા જે હેતુ છે તેમા તફાવત રહેલો છે તેથી આ વાતનો ખુલાસો થઈ જાય છે. પશ્ચિમ તરફનાં રાજ્યોનો હેતુ જેમ "સાર્વજનિક રક્ષણ કરવાનો તેમજ ન્યાય સ્થાપવાનો," અને "સાર્વજનિક કલ્યાણમાં વૃદ્ધિ કરવાનો" હતો. બીજી તરફથી હિંદુસ્તાનમા કંપનીએ પોતાના દોસ્તોને વારંવાર ખાત્રી કરી કે, તેમની મરજી પ્રમાણે રાજ ચલાવવાના હક્કની દરમિયાન તે આવશે નહિ હોલકર સાથે મદીસરનું તહનામું થયું, તેની દસમી કલમના જેવા ચુસ્ત શબ્દો આમાં નથી એ ખરૂ છે સદરહૂ દસમી કલમ આ પ્રમાણે છે:—

"આથી બ્રિટિશ સરકાર જાહેર કરે છે કે, મહારાજાનાં ફરજંદો, સગાવહાલાં, આશ્રિતો, રૈયત, કિંવા નોકરોની સાથે કોઈ પ્રકારનો તેને સબંધ નથી તે બાબતમા મહારાજા પૂર્ણ રીતે સ્વતંત્ર છે"

દરમિયાન નહિ આવવાનુ વચન કાંઈક પણ રીતે ઘણાખરા દેશામાં આપ્યું હતું. કેટલાકની બાબતમા ખાલસે થતાં સુધી એ વચન ફાળ-

છે. ત્યાં એવો ધારો ચાલે છે કે, કોઇ રાજ્યમાંથી નિકાશ થતી ચીજ ઉપર જકાત કે કર લેવામાં આવતો નથી, કિંવા વ્યાપારના ધોરણમાં કે વસુલાતમાં એક રાજ્યના કરતાં બીજાં રાજ્યનાં બંદરોને વધારે મહેરબાની બતાવવામાં આવતી નથી. તેમજ એક રાજ્યમાંથી આવતાં જતાં વહાણોને બીજાં રાજ્યમાં દાખલ થવા, કે માલ ઉતારવા, કિંવા જકાત આપવા ફરજ પાડવામાં આવતી નથી. વળી દેખરેખ રાખતાં જે ખર્ચ થાય તે ઉપરાંત આયાત, કિંવા નિકાશ ઉપર કોઇ રાજ્ય રાષ્ટ્રીય સભાની સમત્તિ વગર કર કે જકાત નાખી શકતું નથી. મારા વિચાર પ્રમાણે હિંદુસ્તાનમાં રાજ્યોની રાજીખુશીની મંજૂરી વગર આવો હક્ક બેસારવો એ વાજબી ગણવામાં આવે નહિ. ચાલતા કોલકરારોમાં એવું કંઈ નથી. આ વાતને એક બિનાથી ટેકો મળે છે તે એ છે કે, પોર્ચુગીઝના ગોવા, દમણ, અને દીવના પરગણાં છે, તેના સંબંધમાં ઇન્ડિયા સરકારે જ્યારે ગોઠવણ કરી, ત્યારે એ કામમાં પોર્ચુગીઝ સરહદ ઉપરનાં દેશી રાજ્યોએ ભાગ લીધો હતો. તેનું કારણ એ હતું કે વેપાર સંબંધી તહનામું થયુ તેમાં ખાસ રીતે તેઓ પક્ષકાર થવા ઈચ્છતા હતા. મહારાણી સરકારની ટપાલનું રક્ષણ, અને રેલવે, તથા તાર ખાતાં ઉપરનો અંકુશ એ સાર્વજનિક કલ્યાણનાં જેટલાંજ રાષ્ટ્રીય સંરક્ષણનાં કાર્યો છે. તેથી તે બાબતમાં એકસપી સભાના અધિકારીઓની માફક બ્રિટિશ સરકારે પણ સંયુક્ત રાજ્યો ઉપર બંધનો નાખેલાં છે. પરન્તુ અમેરિકાના ધારા પ્રમાણે રાષ્ટ્રીય સભાને છે તે પ્રમાણે બ્રિટિશ સરકારે ફક્ત પોતાનાજ હાથમાં શિક્કા પાડવાનો, તેની કિમ્મત નક્કી કરવાનો, તેમજ પરદેશના શિક્કા ની કિમ્મત નક્કી કરવાનો, અને તોલમાપનું ધોરણ બાંધવાનો હક્ક દેખીતી રીતે રાખેલો નથી. શેહનશાહતમાં ચલણનો નિયમ કરવાનું કામ કોઈ દિવસ જાગે, તો તે ઘણો અગત્યનો અને સાર્વજનિક

સવાલ છે. પરન્તુ એક ચલણ રાખવાનું કિંવા તેની કિમ્મતનું સરખું ધોરણ રાખવાનું બંધન સામાન્ય રીતે રાજ્યો ઉપર છે, એવું બ્રિટિશ સરકારે અદ્યાપિ કથન કાઢેલું નથી. તેમજ 'કોપીરાઈટ" અને "પેટન્ટો" આપવાની બાબતોમાં અગત્યનું હિત રહેલું છે, તે છતાં તેમાં વચ્ચે આવવાનું સરકારે કરેલું નથી ટપાલ ખાતાને પણ થોડે ભાગે રાષ્ટ્રીય કાર્ય ગણવામાં આવે છે વળી અમેરિકામાં છે તે પ્રમાણે રાજ્યોનાં ન્યાય ખાતાનાં કાર્યોને આલમના ઈતબાર અને ભરોંસાને ખુલ્લાં મૂકવામાં આવતાં નથી જાહેર કૃત્યો, દફતર ની રોજકામ અને તેનાં પરિણામ કેવી રીતે સાબીત કરવા, તેના નિયમો બાંધવાની સત્તા અમેરિકાની રાષ્ટ્રીય સભાને છે. તેવી રીતે એ કામ માટે એક મધ્યસ્થ ધારાસભાને અધિકાર આપવાની જરૂર પડે. અમેરિકાના સયુક્ત રાજ્યો અને હિંદુસ્તાનના બ્રિટિશ રાજ્યના ધોરણમાં જે હેતુ છે તેમાં તફાવત રહેલો છે તેથી આ વાતનો ખુલાસો થઈ જાય છે. પશ્ચિમ તરફનાં રાજ્યોનો હેતુ જેમ "સાર્વજનિક રક્ષણ કરવાનો તેમજ ન્યાય સ્થાપવાનો," અને "સાર્વજનિક કલ્યાણમાં વૃદ્ધિ કરવાનો" હતો. બીજી તરફથી હિંદુસ્તાનમાં કંપનીએ પોતાના દોસ્તોને વારંવાર ખાત્રી કરી કે, તેમની મરજી પ્રમાણે રાજ ચલાવવાના હક્કની દરમિયાન તે આવશે નહિ. હોલ્કર સાથે મંદીસરનું તહનામું થયું, તેની દસમી કલમના જેવા ચુસ્ત શબ્દો આમાં નથી એ ખરું છે. સદરહુ દસમી કલમ આ પ્રમાણે છે—

"આથી બ્રિટિશ સરકાર જાહેર કરે છે કે, મહારાજાનાં ફરજંદો, સગાવહાલા, આશ્રિતો, રૈયત, કિંવા નોકરોની સાથે કોઈ પ્રકારનો તેને સંબંધ નથી તે બાબતમાં મહારાજા પૂર્ણ રીતે સ્વતંત્ર છે"

દરમિયાન નહિ આવવાનું વચન કાંઈક પણ રીતે ઘણાખરાને દેવામાં આવ્યું હતું કેટલાકની બાબતમાં ખાલસે થતાં સુધી એ વચન પાળ-

વામાં આવ્યું હતું. દરેકની બાબતમાં સામાન્ય રીતે એ કલમની અસરકારક શરત ચુપચુપ રીતે દાખલ થઈ ગઈ, ત્યાં સુધી પણ એ વચન પાળવામાં આવ્યું હતું. એ શરતનો યથાર્થ વિસ્તાર હવે પછીથી કરવામાં આવશે. પરન્તુ અંદરના વહિવટમાં અદ્યાપિ વર્તવામાં આવવાનું બ્રિટિશ સરકારે ઘણું થોડું રાખેલ છે, તે બેશક તેની ફરજ છે આગળનાં વચનો કોઈ દિવસ પાછાં ખેંચી લેવામાં આવ્યા નથી. તેના હરફો મજબૂત નહિ થયા હોય, તો તેનો તાત્પર્ય તો બેશક મજબૂત થયેલોજ છે—

દોહરો.

શપત લિધા જે મેં હતા, લૈકિક અર્થે સાર;
તેના હરફો તોડિયા, રાખ્યો અર્થાકાર.

કંપનીનો સંબંધ થયો તેની પહેલી મુદ્દતમાં દરમિયાનગિરી કરવાનાં તેણે વચન આપેલાં, તેના વિષે ખરૂં પૂછો તો આ કહી શકાય:– "હરફ મારી નાખે છે, પણ તાત્પર્ય જીવાડે છે."

——:o•o•o:——

## ૯૦. બંધનોના વર્ગો.

"બંધનો" અને "ફરજો" એ શબ્દોના ઉપયોગ સામે વાંધા લઈ શકાય. રાજ્યોએ જે નોકરી બજાવવી જોઈએ, તે બિનમજૂરીનાં અપૂર્ણ બંધનો છે એમ દલિલ કરી શકાય. તાબેદાર રહેવા ફરજ પાડનારી કોઈ સર્વોપરિ અદાલત કિંવા એકસપી સભા છે નહિ, એ ખરૂં છે. બીજી તરફથી જોઈએ તો બ્રિટિશ સરકારની સત્તા નિર્વિવાદ છે. હિંદુસ્તાનનાં સંયુક્ત રાજ્યો તહનામાં, રિવાજ કિંવા રક્ષણના જરૂરના કરારની રૂએ જે નોકરી બજાવવા બંધાયેલાં છે, તે અને જે નોકરી તેની ખુશી હોય તો કરે નહિતો ન કરે, એ બન્ને વચ્ચેનો તફાવત

જાણવાની જરૂર છે. "બરોબરીઆમાં પહેલો" હોવાનો બ્રિટિશ સરકારનો દરજ્જો છે, એમ કહી શકાય તેમ નથી; તે તો એક સર્વોપરિ સત્તા છે. પોતાના હક્ક જાળવવા માટે અને તાબેદારી માટે ફરજ પાડવા સારૂ જોઇતા કૌવતની તેનામાં કોઇ દિવસ ખામી જોવામાં આવી નથી. રાજ્યોના હકકો સાથે મળતી આવતી ફરજો બજાવવામાંથી કોઇ દિવસ તેણે છટકી જવાનું કર્યું નથી. ફકત રક્ષણ કરવાનીજ તેની ફરજ છે એમ નથી; પરન્તુ દેશી રાજસત્તાઓને કૌવત અને ચૈતન્ય આપવાનું, અને તેઓના રાજ્યોનાં ધોરણો સુધારવાને પૂર્ણ મેદાન આપવાની તેની ફરજ છે. ફકત બ્રિટિશ મુલકોના હિત નહિ, પણ સંયુકત રાષ્ટ્રીય કલ્યાણ અર્થે દરેક રક્ષિત રાજાનાં હિત પરસ્પર સાથે જોડાયેલાં છે, એ દલિલ ઉપર તેણે ઘણે દરજ્જે ઇતબાર રાખવાનો છે. પરન્તુ કેટલીક ફરજોનો અમલ કરાવવાનો તેને હક્ક છે. તે ફરજોનું પાંચ પ્રકરણોમાં વિવેચન કરવામાં આવશે. (૧) સાર્વજનિક રક્ષણ માટેનાં બંધનો, (૨) બહારના સંબંધોને લગતાં બંધનો, (૩) અંદરના રાજકારોબારને લગતા બંધનો, (૪) બ્રિટિશ રાજસત્તા પ્રત્યે વફાદારીની ફરજો, અને (૫) હકુમત સંબંધી અમુક કોલકરાર. એ પાંચ બાબતો છે. દેશી રાજ્યો ઉપર આ ફરજો રહેલી છે, તેનું બયાન અનુક્રમે હવેના પ્રકરણોમાં કરવામાં આવશે.

——:-:*-:——

# પ્રકરણ ૮ મું.

## સાર્વજનિક રક્ષણનાં બંધનો.

### ૮૧. દરેક રાજ્યની જવાબદારી અદ્યાપિ નિશ્ચિત્ કરવામાં આવી નથી.

સાર્વજનિક રક્ષણ માટે દરેક રાજા બીજા રાજ્યો સાથે સંયુક્ત

થયેલ છે. તે કારણસર હલ્લો કે જીત કરી લેવા માટે કોઈ પ્રધાન કરે, તેની સામે પોતાનું પૂર્ણ બળ વાપરવાની તેની ફરજ ન્યૂન થતી નથી. લડાઈની વખતે લોર્ડ હેસ્ટિંગ્ઝે કરેલાં તહનામા પ્રમાણે હિંદુસ્તાનનાં સઘળાં રાજ્યો "પોતાનાં સાધન અનુસાર બ્રિટિશ સરકાર માગે ત્યારે પોતાનાં લશ્કરો પૂરાં પાડવાને" બંધાયેલાં છે, એમ માનવું એ ગેરવાજબી નથી. જરૂર પડે તે સમયે બાદશાહી ફોજને મદદ આપવા તેમના ઉપર ફરજ છે. એવા સમાન ઐક્યમાં દાખલ થયેલાં બરોબરીવાં રાજ્યોએ તો એથી પણ વધારે કરવા કબૂલ કરેલું છે. સુલેહના વખતમાં પોતાનાં લશ્કર મર્યાદાપૂર્વક રાખવાનું તેઓએ ઘણે ભાગે માથે લીધેલ છે. વળી બચાવ કે લડાઈ માટે મધ્યસ્થ સત્તા ઇલાજ લે, તેમાં મદદગાર થવા તેઓ બંધાયેલ છે. અમેરિકાનાં એકમતી રાજ્યોના કોલકરારની છઠ્ઠી કલમમાં લખેલું છે કે "સંયુક્ત રાજ્યોની રાષ્ટ્રીય સભા જરૂરનાં ગણે તે શિવાય પોતાના રાજ્યના અને વેપારના રક્ષણ અર્થે કોઈ રાજ્યે સુલેહના વખતમાં લડાઈનાં વહાણો રાખવા નહિ; તેમજ તેના કિલ્લાઓના રક્ષણ માટે તે સભા જરૂરનું ગણે તે ઉપરાંત સુલેહના વખતમાં લશ્કર રાખવું નહિ. પરન્તુ દરેક રાજ્યે સારી રીતે હથિઆરબંધ કરેલું અને સજ્જ થયેલું લશ્કર કવાયત શિખવીને હમેશાં તૈયાર રાખવું, અને તેઓએ પોતાના સિલીખાનામાં તોપો અને તબુઓનો જથો તેમજ હથિઆરો, યુદ્ધ સામગ્રી અને બીજી લશ્કરને ઉપયોગી ચીજોનો સંગ્રહ તૈયાર રાખવો." જરૂર પડે ત્યારે લશ્કર એકઠું કરવા અમલદારોની નિમનોકના ધારા બાંધેલા છે. લડાઈના ખર્ચમાં વરાડ શી રીતે આપવો તે વિષે આ પ્રમાણે લખેલું છે. "સાર્વજનિક રક્ષણ કિંવા કલ્યાણ અર્થે લડાઈનું, કે બીજું ખર્ચ થાય, અને રાષ્ટ્રીય સભા મન્જૂર કરે, તો તે સંયુક્ત ખજાનામાંથી પૂરું પાડવું. તેનો વરાડ દરેક રાજ્યે

પોતાની જમીનના પ્રમાણમાં ભરે જનો." વળી તારીખ ૨૯મી મે સને ૧૮૭૪ના બંધારણ પ્રમાણે ૧૮મી કલમ અનુસાર દરેક સ્વિસ પોતાના દેશના રક્ષણ માટે નોકરીને પાત્ર છે. ફોજના બંધારણને લગતા સઘળા ધારા એકસપી સભા બાંધે છે. સુલેહના વખતમાં તે અમલમાં આવે છે કે નહિ તેની તે દેખરેખ રાખે છે. તેના તરફથી "પરગણાઓના લશ્કર ઉપર અંકુશ રાખવામાં આવે છે, અને સ્વિટ્ઝરલાન્ડની સઘળી રૈયતની ઉપર લશ્કરી નોકરીની ફરજ રાખવામાં આવે છે એટલુંજ નહિ," પણ ધાસ્તિના વખતમાં "સામેલ નહિ થયેલા માણસોને અને પરગણાઓનાં સઘળાં લશ્કરી સાધનોને એકદર રીતે અને સીધી રીતે ઉપયોગમાં લેવામાં આવે છે." બ્રિટિશ રક્ષણ તળે હિંદુસ્તાનનાં રાજ્યો રફતે રફતે આવતા ગયાં, તેનું બયાન સક્ષેપમાં આપેલું છે; પરન્તુ રાષ્ટ્રીય લશ્કરી બંધારણો અદ્યાપિ પૂર્ણ રીતે મજબૂત થયાં નથી. આ જગાએ તેનો ખુલાસો કરવાની તક અમોને જણાઇ આવે છે સબંધની પ્રથમની મુદત્તની દરમિયાન ટિપૂ સુલતાન સામે ત્રણ રાજ્યોનો એકસંપ થયો હતો. તેમાં કંપનીના તો માત્ર બે દોસ્તો હતા, પરન્તુ તે વખતે સંયુક્ત રહી કામ કરવામાં ઘણી તરેહથી મુશ્કેલીઓ આવી નડી હતી. પોતાનાં લશ્કરો નહિ આપતાં અને પોતાનાં બીજાં કામમાં ઉપયોગમાં લેતાં મરેઠાને કોઇ રીતે અટકાવી શકતા નહિ હતા. ખરૂં પૂછો તો એ દોસ્તીમાં પરસ્પર કટ્ટી દુશ્મની ધરાવનારા બે રાજ્યો હતાં. એ બન્નેના શત્રુની સામે તેઓ દેખીતી રીતે સંયુક્ત થયાં હતાં તેમના લશ્કરોમાં માત્ર હિતને માટે નહિ, પરન્તુ જ્ઞાતિભેદ અને ધર્મભેદના કારણોસર ભંગ પડેલો જોવામાં આવતો હતો. જો ઐક્યના ફેલાવાથી જ્ઞાતિદ્વેષ અને ધર્મદ્વેષ ઘણી રીતે નરમ પડ્યા છે, તોપણ જૂનાં જૂનાં રાજ્યો વચ્ચે કુસંપ રહેવાનું એક દૃઢ મૂળ બાકી રહ્યું છે. દૃષ્ટાન્ત તરીકે

જુઓ તો વડોદરાની દૈવત ખરેખર લડાયક નથી; અને શીખ કિંવા રજપુત રાજ્યોમાં લશ્કરી નોકરીને લાયક ઘણાં માણસો મળી આવે છે. આવી ભિન્ન ભિન્ન પ્રકૃતિના લોકોનું એક સામાન્ય લશ્કરી બંધારણ કરવું એ હમેશા મુશ્કેલ છે. સબંધની બીજી મુદતની દરમિયાન કંપનીને ફ્રેન્ચ લોકોના હુમલાનો ડર રહ્યો ન હતો. તે વખતે તે રાજ્યકીય બંદોબસ્ત અને લશ્કરો કમી કરવાના કામમાં ગુંથાએલ, તેથી રક્ષણ માટે લશ્કરી બંધારણ બાંધવાની તેની ઈચ્છા ન હતી. ઈ. સ. ૧૮૪૩માં સિંધિઆની બળવરી બેઠેલી ફોજે રાજપુરમા તોફાન કર્યું. બ્રિટિશ લશ્કર ઉપર હલ્લો કરતાં શીખ ખાલસાને અટકાવવા રણજીતસિંઘની પાછળ થનારા રાજા અશક્ત હતા. વળી "કંટિજન્ટ" લશ્કરોનું ધોરણ પડી ભાગ્યું હતું. આ બધાં કારણસર એમજ નક્કી કર્યું કે, હિંદુસ્તાન શાન્ત થાય, ત્યાં સુધી લશ્કરી કામ માટે એકસંપ કરવાનો સવાલ મોકુફ રાખવો, એ વધારે સારૂં છે. આ સબબોને લીધે બારિકાને વખતે દેશી રાજ્યોનાં સંધિનો ઉપરના અનિશ્ચિત્ હક્કથી સતોષ પામી સર્વોપરિ સત્તા ચુપચુપ રહી. દરેક રાજ્યે લશ્કરી કે નાણાંની મદદ રાષ્ટ્રીય રક્ષણ માટે કેટલી આપવી તેનો ચોકસ નિશ્ચય તેણે કર્યો નહિ.

---

## ૮૨. કેટલાંક રાજ્યોએ રાખેલ મદદગાર લશ્કરોનો ઉદ્ભવ અને પ્રકાર.

લડાઈના તેમજ સુલેહના વખતમાં રાજ્યો ઉપર ઘણા પ્રકારની ફરજો છે. કોલકરાર કિંવા રિવાજથી તેનો ચોખ્ખો નિશ્ચય થઈ ગયો છે. તેની ચર્ચા કર્યા પહેલાં દોસ્તીવાળાં રાજ્યો ઉપર બચાવનો બોજો છે તેમાં એક દેખીતું વિષમપણું છે, તેનો ખુલાસો કરવાની જરૂર છે.

ખળા ઉપર સામાન્ય ફરજ છે તે અલગ રાખીએ, તોપણ કેટલાંક રાજ્યોએ જૂદે જૂદે વખતે સહાયકારી લશ્કરો, કંટિજન્ટો, સ્થાનિક લશ્કરો, કિંવા 'ઈમ્પિરીઅલ સર્વિસ' રૂપે સાર્વજનિક રક્ષણ માટે રાખવા ચોકેવણે દરજ્જે માથે લીધેલ છે. આ બધાંનાં મૂળ તપાસીએ, તો તે આપનારા રાજાઓ સાથેની વર્તણુંકના ગેરવાજબીપણામાં આ બિના નરમાશ કરતી માલમ પડે છે. કેટલાકની બાબતમાં તો બ્રિટિશ રાજ્યો એ રાજ્યોને ખાસ મદદ કરેલી તેના બદલામાં એ ગોઠવણ કરી આપ્યાનું જણાઈ આવે છે. કેટલાક વળી રાષ્ટ્રીય રક્ષણ માટે લશ્કર રાખી પોતાની રાજભક્તિ બતાવવા ખાયશ રાખનાર હોવાથી ઉદારવૃત્તિને લીધે પોતાની રાજી ખુશીથી સહાયકારી ફોજો નિભાવે જાય છે. અયોધ્યા, નાગપુર, અને પુનાના મરેઠાના એકમપી રાજ્યોએ સહાયકારી લશ્કરો રાખવા માથે લીધેલું. તેની હકિકત આપણે ત્રિજા પ્રકરણમાં આપી ગયા છિએ. તે રાજ્યોનો લોપ થયો છે, કિંવા ખાલસામાં જોડાઈ ગયાં છે, તેથી એ ગોઠવણમાં હવે કાંઈ હિત રહેલું નથી. સહાયકારી તહનામાં આઠ રાજ્યો સાથે થયાં. તેમાં બેને ભારે શિકસ્ત ખવરાવ્યા બાદ કહેવામાં આવ્યું હતું કે, તમારી ખુશી હોય તો તમારો મુલક ખાલસે કરવામાં આવે, યાતો સહાયકારી લશ્કરના ખર્ચ બદલ અમુક પરગણાં આપો. બીજાં બે રાજ્યોને બ્રિટિશ સરકારે જે જમીન આપી, તે તેણે એ લાભના અવેજ બદલ પાછી સોંપી. ત્રીજાં બે રાજયોને દુશ્મનની ફોજે જડ કાઢી નાખવાની ધાસ્તિ બતાવી હતી. તેથી તેમણે મદદ કરવા હા પાડી. તે મદદનો ઉપયોગ સહાયકારી લશ્કરના રૂપમાં થય છે. ચોથાં બે રાજ્યોમાં હાલના રાજકુટુંબને લશ્કરી મદદ આપી બ્રિટિશ સત્તાએ સ્થાપિત કર્યાં, તે રાજકુટુંબનો ટકાવ માત્ર બ્રિટિશ લશ્કરની હાજરીથીજ નભી રહ્યો છે. દેશી રાજયોના તરફથી મુલક કે નાણાંના રૂપમાં સહાય-

જુઓ તો વડોદરાની દૈવત ખરેખર લડાયક નથી; અને શીખ સિવાય રજપુત રાજ્યોમાં લશ્કરી નોકરીને લાયક ઘણાં માણસો મળી આવે છે. આવી ભિન્ન ભિન્ન પ્રકૃતિના લોકોનું એક સામાન્ય લશ્કરી બંધારણ કરવું એ હમેશાં મુશ્કેલ છે. સબંધની ઓછી મુદતની દરમિયાન કંપનીને ફ્રેન્ચ લોકોના હુમલાનો ડર રહ્યો ન હતો. તે વખતે તે રાજ્યકીય બંદોબસ્ત અને લશ્કરો કમી કરવાના કામમાં ગુંથાએલ, તેથી રક્ષણ માટે લશ્કરી બંધારણ બાંધવાની તેની ઈચ્છા ન હતી. ઈ. સ. ૧૮૪૩માં સિંધિઆની બળવરી બેઠેલી ફોજે રાજપુરમા તોફાન કર્યું. બ્રિટિશ લશ્કર ઉપર હલ્લો કરતાં શીખ ખાલસાને અટકાવવા રણજીતસિંધની પાછળ થનારા રાજા અશક્ત હતા. વળી "કંટિજન્ટ" લશ્કરોનુ ધોરણ પઠી ભાગ્યું હતું. આ બધાં કારણસર એમજ નક્કી કર્યું કે, હિંદુસ્તાન શાન્ત થાય, ત્યાં સુધી લશ્કરી કામ માટે એકસપ કરવાનો સવાલ મોકુફ રાખવો, એ વધારે સારૂં છે. આ સબબોને લીધે બારિકાતે વખતે દેશી રાજ્યોનાં સધનો ઉપરના અનિશ્ચિત્ હકથી સતોષ પામી સર્વોપરિ સત્તા ચુપચુપ રહી. દરેક રાજ્યે લશ્કરી કે નાણાંની મદદ રાષ્ટ્રીય રક્ષણ માટે કેટલી આપવી તેનો ચોકસ નિશ્ચય તેણે કર્યો નહિ.

---

### ૮૨. કેટલાંક રાજ્યોએ રાખેલ મદદગાર લશ્કરોનો ઉદ્ભવ અને પ્રકાર.

લડાઈના તેમજ સુલેહના વખતમાં રાજ્યો ઉપર ઘણા પ્રકારની ફરજો છે. કોલકરાર કિંવા રિવાજથી તેનો ચોખ્ખો નિશ્ચય થઈ ગયો છે. તેની ચર્ચા કર્યા પહેલાં દોસ્તીવાળા રાજ્યો ઉપર બચાવનો બોજો છે તેમાં એક દેખીતું વિષમપણું છે, તેનો ખુલાસો કરવાની જરૂર છે.

બધળા ઉપર સામાન્ય ફરજ છે તે અલગ રાખીએ, તોપણ કેટલાંક રાજ્યોએ જૂદે જૂદે વખતે સહાયકારી લશ્કરો, કંટિંજન્ટો, સ્થાનિક લશ્કરો, કિંવા "ઇમ્પિરીઅલ સર્વિસ" રૂપે સાર્વજનિક રક્ષણ માટે રાખવા થોડેઘણે દરજ્જે માથે લીધેલ છે. આ બધાના મૂળ તપાશીએ, તો તે આપનારા રાજાઓ સાથેની વર્તણુંકના ગેરવાજબીપણામાં આ બિના નરમાશ કરતી માલમ પડે છે. કેટલાકની બાબતમાં તો બ્રિટિશ રાજ્યોએ રાજ્યોને ખાસ મદદ કરેલી તેના બદલામાં એ ગોઠવણ કરી આપ્યાનું જણાઈ આવે છે. કેટલાક વળી રાષ્ટ્રીય રક્ષણ માટે લશ્કર રાખી પોતાની રાજભક્તિ બતાવવા ખાયશ રાખનાર હોવાથી ઉદારવૃત્તિને લીધે પોતાની રાજી ખુશીથી સહાયકારી ફોજો નિભાવે જાય છે. અયોધ્યા, નાગપુર, અને પુનાના મરેઠાના એકસપી રાજ્યોએ સહાયકારી લશ્કરો રાખવા માથે લીધેલું, તેની હકિકત આપણે ત્રિજા પ્રકરણમાં આપી ગયા છિએ. તે રાજ્યોનો લોપ થયો છે, કિંવા ખાલસામાં જોડાઈ ગયાં છે, તેથી એ ગોઠવણમાં હવે કાંઈ હિત રહેલું નથી. સહાયકારી તહનામાં આઠ રાજ્યો સાથે થયાં. તેમાં બેને ભારે શિકસ્ત ખવરાવ્યા બાદ કહેવામાં આવ્યું હતું કે, તમારી ખુશી હોય તો તમારો મુલક ખાલસે કરવામાં આવે, યાતો સહાયકારી લશ્કરના ખર્ચ બદલ અમુક પરગણાં આપો. બીજાં બે રાજ્યોને બ્રિટિશ સરકારે જે જમીન આપી, તે તેણે એ લાભના અવેજ બદલ પાછી સોપી. ત્રીજાં બે રાજ્યોને દુશ્મનની ફોજે જડ કાઢી નાખવાની ધાસ્તિ બતાવી હતી. તેથી તેમણે મદદ કરવા હા પાડી. તે મદદનો ઉપયોગ સહાયકારી લશ્કરના રૂપમાં થાય છે. ચોથાં બે રાજ્યોમાં હાલના રાજકુટુંબને લશ્કરી મદદ આપી બ્રિટિશ સત્તાએ સ્થાપિત કર્યા, તે રાજકુટુંબનો ટકાવ માત્ર બ્રિટિશ લશ્કરની હાજરીથીજ નભી રહ્યો છે. દેશી રાજ્યોના તરફથી મુલક કે નાણાંના રૂપમાં સહાય-

કારી ફોજના ખર્ચ માટે વગડ આપાય છે. તેમાંથી સજ્જ કરેલા લશ્કરને રક્ષણ સિવાય બીજી ફરજો સોંપેલી છે. તેનું બયાન હવે કરવામાં આવે છે ત્રિજા પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે કે, ઈ. સ ૧૮૦૨માં પેશવા સાથે વસઈનું તહનામું થયું, તે સિંધિઆને બિલકુલ પસંદ પડ્યું ન હતું. તેનો હેતુ બરબાદ કરવાની કોશિશ સારૂ તે તરતજ નાગપુરના રાજા સાથે મળ્યો. બીજા મરેઠા વિગ્રહમાં મરેઠાઓને સર આર્થર વેલસ્લિએ (જેને નેપોલિઅને તિરસ્કારથી સિપાઈ-સેનાપતિની સંજ્ઞા આપી હતી ) આસેય, આરગામ, અને અહમદનગર પાસે હરાવ્યા. તેથી સિંધિઆને સુલેહ કરવાની અને કંપનીને અમુક મુલક આપવાની ફરજ પડી. આ મહત્વનું બાબત સર્જેઅંજનગામનું તહનામું થયું. તેમાં વેલસ્લિએ તારીખ ૩૦મી ડિસેંબર સને ૧૮૦૩ના રોજ સહી કરી તેની પદરમી કલમમાં એવી શરત દાખલ કરવામાં આવી કે, સિંધિઆ સામાન્ય રક્ષણની દોસ્તીમાં દાખલ થાય તેના બદલામાં કંપનીએ તેને ઈનફન્ટ્રિની ચાર ટુકડીઓ, જરૂરી તોપો, અને યુદ્ધ સામગ્રી સાથે આપવી. તેનું ખર્ચ તે વખતે જીતી લીધેલા મુલકોમાંથી આપવું. તે પછીના વર્ષમાં એવું નક્કી થયું કે, "સઘળે પ્રસંગે મહારાજા માગે તે પ્રમાણે તે સહાયકારી લશ્કર જરૂરની નોકરી બજાવવા તૈયાર રહે. તે જરૂરી નોકરીમાં મહારાજા, તેના વારસો, અને તે પછી ગાદીએ બેસનારાઓના અંગતું રક્ષણ, હલ્લા અને ચઢાઈમાંથી દેશનો બચાવ, મહારાજાના મુલકમાં બળવો કે તોફાન કરે તેને ડર બતાવવો તથા શિક્ષા કરવી, એ બધાનો સમાવેશ થાય છે. નજીવે સમયે તે લશ્કર કામમાં લેવાનું નથી. બીજી એક કલમની રૂએ કમમાં કમ છ હજાર કવાયતી પેદલની સાથે જોઈતી તોપો મહારાજાની સરહદ ઉપર રાખવાનું નક્કી થયું હતું. પરન્તુ સિંધિઆએ તે લશ્કર કોઈ દિવસ કામમાં લીધું નહિ. પોતાની સરે

હદ ઉપર બ્રિટિશ અમલદારના તાબામાં બ્રિટિશ સરકાર તરફથી લશ્કર રાખ્યા વગર, જીતી લીધેલું પરગણું ભોગવે એ વાત સિંધિઆએ વધારે પસંદ કરી. પિંડારી સાથે લડાઈ જાગી, ત્યારે વધારે ગોઠવણ કરવા કંપનીને ફરજ પડી. તેવા વખતે બ્રિટિશ લશ્કર સાથે સામેલ રહેવા ઈ. સ. ૧૮૧૭માં ૫૦૦૦ ઘોડેસ્વારોનું લશ્કર પૂરું પાડવા મહારાજાએ માથે લીધું તે સાથે કબૂલ કર્યું કે, તે લશ્કરને બરાબર પગાર આપે જશે, અને તેને સઘળી રીતે સજ્જ રાખવું. તે માટે કેટલીક રકમો અને ખંડણી જે બ્રિટિશ અમલદારોની સોંપરતમાં હતી, તે રાજીખુશીથી તેણે અટકાવવા દીધી. પાછળથી નાણાંને બદલે પરગણાં આપવામાં આવ્યાં, અને ઈ. સ. ૧૮૪૪માં એ ફોજની સંખ્યામાં પણ વધારો કર્યો. પરન્તુ એ લશ્કરે બળવો કર્યો, ત્યાર પછી મુલકોમાં તાજા ફેરફાર કરવામાં આવ્યા. તે પ્રસંગે મહારાજાને વધારે જમીન આપવામાં આવી તે ઉપરથી તારીખ ૧૨મી ડિસેંબર સને ૧૮૬૦ના રોજ બ્રિટિશ સરકારે કબૂલત આપી કે, "કંટિનજન્ટ લશ્કરને બદલે એક સહાયકારી લશ્કર કરવુ, તેને હમેશાં મહારાજાના મુલકમાં રાખવું, અને તેનું તમામ વાર્ષિક ખર્ચ ૧૬૦૦૦૦૦ કલદાર રૂપૈઆથી કમતી હોવુ ન જોઈએ."

હોલકર સાથેની સહાયકારી ગોઠવણ પણ એવીજ ગિના ઉપરથી પેદા થઈ. મેહિદપુર પાસે ઇન્દોરનું લશ્કર હાર્યું, ત્યાર બાદ લોર્ડ હેસ્ટિંગ્સે ઈ. સ. ૧૮૧૮ના જાન્યુઆરીની ૬ઠ્ઠી તારીખે મંદીસરનું તહનામું કર્યું. જીતી લીધેલા મુલકનો ભાગ મલ્હારરાઓએ આપ્યો. તેના બદલામાં બ્રિટિશ સરકારે કબૂલ કર્યું કે, "મલ્હારરાઓ હોલકરના મુલકની અંદર સમાધાની રાખવા એક લશ્કર રાખવુ. તે લશ્કર પરદેશના દુશ્મનોમાંથી પણ તેનું રક્ષણ કરે, એ કામ માટે જરૂરનુ ધારવામાં આવે એટલું એ લશ્કર મોટું હોવું જોઈએ." આ લશ્કરને માળવાના સંયુક્ત લશ્કર સાથે જોડી દેવામાં

આવ્યું હતું. તેણે ઈ. સ. ૧૮૫૭માં બળવો કર્યો. હોલ્કરની મદદને નાણાંનું સ્વરૂપ આપવામાં આવ્યું છે ને ફોજનું કામ મંદીસરના તહનામામાં નક્કી થયેલ છે. તે હવે રાષ્ટ્રીય લશ્કરને સ્વાધીન કરવામાં આવેલ છે.

ઈન્દોરની માફક હૈદરાબાદ અને મૈસુરના રાજ્યોના કેટલાક મુલકો ઉપર બ્રિટિશ સરકારે જીતના હક્ક સંપાદિત કરેલા હતા. તે મુલકો પાસેથી સહાયકારી લશ્કરનું ખર્ચ લેવામાં આવતું ન હતું. પરન્તુ તે ખર્ચ તેમના દુશ્મનો પાસેથી છીની લઈ જે મુલકો કંપનીએ પોતાની સાથે દોસ્તી ધરાવનારાં રાજ્યોને આપ્યા હતા. તેમાંથી લેવામાં આવતું હતું. ઉત્તર સરકાર અને દક્ષિણ સરકારના મુલકોની કિમ્મતના ભાગ તરીકે ઈ. સ ૧૭૬૬માં પ્રથમ નિઝામને કંપની પાસે સહાયકારી લશ્કર રખાવવાનો હક્ક પ્રાપ્ત થયો હતો. ઘણા ફેરફાર થયા બાદ બે ટુકડીની ચાર, અને પછી ૭ ટુકડીઓ થઈ. છેવટ આઠ હજાર પેદલ અને એક હજાર ઘોડેસ્વારનું લશ્કર રાખવાનું નક્કી થયું. (તે પ્રમાણે ઘણામાં ઘણી સંખ્યા ઈ. સ. ૧૮૫૩ના તહનામામાં રાખેલી છે). ઈ. સ. ૧૭૯૨માં ત્રિજું મૈસુરનું યુદ્ધ ખતમ થયું. તે પછી સેરિંગાપટમનું તહનામું થયું. ઈ. સ ૧૭૯૯માં મૈસુરનું ચોથું યુદ્ધ ખતમ થયું, અને તેમાં ટિપૂ હાર્યો અને મરણ પામ્યો ત્યાર પછી તહનામું થયું તે અન્વે તહનામાની રૂએ નિઝામને મુલકો મળ્યા હતા, તે તેણે ઈ. સ ૧૮૦૦માં સબસીડી લશ્કરના ખર્ચે બદલ આપ્યા. મૈસુરના તહનામાથી મૈસુરના નવા રાજાને રક્ષણની કેટલીક ફરજો શિર ઉપર લેવી પડી. "મહારાજાના મુલકોના રક્ષણ અને બચાવ માટે" એક લશ્કર રાખવાની હા પાડી તેના વાર્ષિક ખર્ચના સાત લાખ "પાગોડા" નામના સિક્કા આપવાના હતા.

કોચિનનું રાજ્ય હૈદરઅલિએ જીતી લીધું, . પરન્તુ ત્રિજા મૈસુર યુદ્ધને અને ટિપૂ સુલતાન સાથેનો કોચિનનો ખડણી બાબતનો સબંધ કંપનીના હસ્તક આવ્યો થોડા વર્ષોમાં ત્યા બદોબસ્ત કરવા કંપનીને ફોજ મોકલવી પડી. સહાયકારી લશ્કરનુ ખર્ચ આપવાને ત્યાના રાજાએ માથે લીધુ. તેનો આકડો પાછળથી બે લાખ રૂપૈઆનો ઠરાવવામાં આવ્યો છે. મૈસુરના સુલતાનના પંજામાથી ત્રાવણકોરને પણ મુકત કરવામાં આવ્યુ. ત્યાના રાજાએ ઇ. સ. ૧૭૯૫માં સિપાઈની ત્રણ ટુકડી, યૂરોપિયન તોપખાના અને લશ્કરોની બે કંપનીનું ખર્ચ આપવા કબૂલ કર્યું. તે લશ્કરની નોકરી માટે માગણી કેવી રીતે કરવી, તથા તેને કેવી રીતે સજ્જ રાખવુ તેની વિગતવાર શરતો કરવામાં આવી. ઈ. સ. ૧૮૦૫માં તે લશ્કરમાં વધારો કરવામાં આવ્યો. છેવટે ત્રાવણકોરે આપવાની લશ્કરી મદદની રકમનો વાર્ષિક આકડો આઠ લાખ રૂપૈઆ ઠરાવવામા આવ્યો વડોદરા અને કચ્છમાં સહાયકારી લશ્કર રાખવું પડ્યુ, તેનું કારણ પરદેશના શત્રુઓથી બચાવ કરવાનું હતું નહિ પરન્તુ તે રાજ્યોમા રાજકુટુંબી તોફાનો ઘણા હતાં, અને અંદરનો બદોબસ્ત રાખવાની જરૂર હતી ગોવિંદરાઓને નબળા મનનો દીકરો આણંદરાઓ ગાયકવાડ હતો તેના ઓરમાન ભાઈ કનોજી સામે તે પોતાના વારસની હક્ક ટકાવી રાખવા અશક્ત હતો. કનોજીએ ગાદી પચાવી પાડી હતી તેને થોડી મુદ્દતમાં ગાદીથી ઉઠાડી મુક્યો તોપણ વડોદરાની ગાદી માટે તેણે ઉત્સાહપૂર્વક પ્રયત્ન જારી રાખ્યો. આમ હોવાથી મહારાજાના પ્રધાન રાઓજી આપાજીએ બ્રિટિશ લશ્કરની મદદ લેવા માથે લીધું, અને એ કામ માટે મુલકો આપ્યા ઈ સ ૧૮૦૫ મા, અને વળી ઈ. સ. ૧૮૧૭માં, એ લશ્કરમા વધારા કરવામાં આવ્યા. તેમ ઈ. સ. ૧૮૧૭માં ગાયકવાડે એવી કબૂલત આપી કે,

"લડાઈનો હંગામ જાગે ત્યારે તે ચલાવવા માટે મારે મારાં સઘળાં" સાધનો હાજર કરવાં" એ સાથે વળી તેણે કબૂલ કર્યું કે, જરૂર પડે ત્યારે સહાયકારી લશ્કરને મદદ આપવા ૨૦૦૦ ઘોડેસ્વારની ઉપયોગમાં આવે એવી કન્ટિનજન્ટ ફોજ વડોદરાને ખર્ચે રાખવી. બ્રિટિશ સાથે આ પ્રમાણે ઐક્ય કરી આણંદરાએ પોતાની સ્થિતિ નિર્ભય કરી લીધી. ઈ. સ. ૧૮૧૯માં તે મરણ પામ્યો. તેના પછી તેનો ભાઈ ગાદીએ બેઠો. તેણે ઈ. સ. ૧૮૪૭ સુધી રાજ્ય કર્યું. ગાદી પચાવી પડનાર કનોજીને કંપનીએ મદ્રાસ મોકલી દીધો. કચ્છમાં પણ ઈ. સ ૧૮૧૯માં "રાઓશ્રી દેશળજી તથા જાડેજા ભાયાતોની ઈચ્છાથી" કંપનીએ સહાયકારી લશ્કર પૂરૂં પાડ્યું. આનો હેતુ સગિર વયના રાઓની સત્તા નિભાવી રાખવાનો હતો. એ રાઓ ભારમલજીને તખ્તબરખાસ્ત કર્યા પછી જાડેજા અમીરોએ એ લઘુ વયના રાઓને પસંદ કરી ગાદીનશીન કર્યો હતો. એ બાબતમાં કચ્છની સાથે ઘણી ઉદારતાથી વર્તણુક ચલાવવામાં આવી હતી. લશ્કરના ખર્ચનો તેણે આપવાનો વાર્ષિક વરાડ કમી કરી બે લાખ કલદાર રૂપૈઆનો આંકડો મુકરર કરવામાં આવ્યો. "રાઓની સત્તા જોઇએ તેવી રીતે મજબૂત થાય, અને કોઈ પ્રકારની ધાસ્તિ ન રહે, ત્યારે" એ લશ્કર પાછું ખેંચી લેવાની કિંવા કમી કરવાની સત્તા કંપનીએ પોતાના હસ્તક રાખી. પરન્તુ જ્યાં સુધી ભૂજમાં બ્રિટિશ રેજીમેન્ટ રહે, અને સહાયકારી લશ્કરના ખર્ચનો આંકડો અપાયા કરે, ત્યાં સુધી અંજારના કિલ્લા અને પરગણા બદલ દરસાલ કચ્છે આપવાના ૮૮૦૦૦ અમદાવાદી સિક્કાઈ રૂપૈઆ માફ કરવામાં આવ્યા છે.

—:-:૦:*:૦:-:—

## ૮૩. લશ્કરી સહાયતામાં હરકતો.

આપણે બતાવી ગયા તે તહનામાંની રૂએ જે સહાયકારી લશ્કરો

અદ્યાપિ રાખવામાં આવે છે, તે રાજ્યોને થોડેઘણે ખર્ચે રાષ્ટ્રીય લશ્કરે મદદ આપેલી તેના બદલામાં છે. લાગતાંવળગતાં સંસ્થાનોમાં કામ કરવા જે લશ્કર મોકલવામાં આવેછે, તે બાદશાહી (રાષ્ટ્રીય) ફોજનો ભાગ હોય છે. તેને તે રાજ્યોના અને તેના રાજકુટુંમના રક્ષણ અર્થે યોગ્ય સ્થળે સ્ટેશનો બાંધી રાખવામાં આવેછે તારીખ ૨૧મી મે સને ૧૮૫૩ના રોજ નિઝામ સાથે તહનામું થયું, તેમાં તેના ઉપયોગની વ્યાખ્યા કરેલી છે. એમાં અગત્યની બિના એ લખેલી છે કે, “ કાળના ક્રમથી રાજાઓ અને તેઓની નજીકનાં રાજ્યોની સ્થિતિમાં ઘણા ફેરફાર થયેલા છે.” સહાયકારી લશ્કર “સાર્વજનિક બચાવ અને રક્ષણ માટે” રાખેલ છે, એમ પણ તેમાં જણાવ્યું છે વળી એમ પણ દર્શાવ્યું છે કે, “અગત્યની નોકરી, જેવી કે નિઝામ, તેના વારસો અને તેની પછી ગાદીએ થનારાનું અંગરક્ષણ, અને તેના મુલકોમાં બળવા અને તોફાન કરનારાઓને તાબે કરવાનું કામ આવી પડે, ત્યારે તેને ઉપયોગમાં લેવું. નજીવે પ્રસંગે તેને કામમાં લેવું નહિ. તેમજ વસૂલાત ઉઘરાવવાના કામમાં સીરબંધી તરીકે તેને ઉપયોગમાં લેવું નહિ”. બીજા સહાયકારી લશ્કરની માફક શેહનશાહતના ગમે તે ભાગમાં અગત્યની નોકરી માટે અલબત્ત તેને કામમા લેવાનું છે. કેમકે સમગ્ર શેહનશાહતના સંરક્ષણમાં એકઠ્યમાં દાખલ થયેલાં દરેક અંગભૂતનું રક્ષણ આવી જાય છે. સહાયકારી લશ્કર માટે કરેલા કંપનીનાં તહનામાંમાથી એક બીજો ખ્યાલ પેદા થાય છે તે એ છે કે, દેશી રાજ્યોનાં લશ્કરોનો ઈતબાર રાખવો કિંવા નહિ, તે વાત અલગ રાખીએ, તોપણ તેની નિપુણતામાં ભરોસો આવે તેમ નથી. પહેલા મૈસુરના વિગ્રહમાં બ્રિટિશનો દોસ્ત કર્ણાટકનો નવાબ મદદને બદલે બોજારૂપ થઈ પડયો. તે વખતે આ વાતનો અનુભવ થયો છે. વળી સહાયકારી તહનામાં થતાં હતાં તે દરમિયાન જે લડાઈઓ ચાલી, તે વખત પણ દેશી

રાજ્યોનાં લશ્કરોની હિમ્મત વિરુદ્ધ એકસરખો અનુભવ થયો છે. ઈન્ડિયાના તહનામાંમાં જે અંપ્યાણંધ કલમો દાખલ કરવામાં આવી છે, તેનાથી આ વાતની ખાતરી મળી આવે છે. તેનો સારો દાખલો જોઈએ, તો તારીખ ૧૦મી નવેંબર સને ૧૮૦૧ના રોજ લખનૌમાં કરેલા અયોધ્યા સાથેના કોલકરારથી મળી આવે છે. ઉત્તર હિંદુસ્તાન ઉપર ઝમાનશાહ ચઢાઈ કરશે, એવી ધાસ્તી લાગી ત્યારે જરૂર પડે તો અયોધ્યામાં નોકરી માટે રાખેલ લશ્કર વધારવાનું કંપનીએ માથે લીધું હતું. તે વધારો કર્યા પહેલાં એવી શરત કરવામાં આવી હતી કે, "પેદલની ચાર ટુકડી, નજીબ અને મુવાતીઓની એક ટુકડી, બે હજાર સ્વારો, ત્રણસો સુધી ગોલંદાજો, એટલું લશ્કર પગાર દઈ અયોધ્યામાં રાખવું, બાકીનાને રજા આપવી. વસૂલાત કરવા અને આમીલના અંગરક્ષણ માટે જોઈતાં હથિયારબંધ માણસો અને ઘોડેસ્વારો રાખવા". હિંદુસ્તાનના દક્ષિણ, પશ્ચિમ, અને પૂર્વ ભાગમાં દરેક ઠેકાણે હથિયારબંધ બિનકવાયતી સિપાઈઓનાં ટોળાંનો ભય લાગ્યા કરતો હતો. રણક્ષેત્રમાં તેઓ બિલકુલ નકામાં હતાં. પ્લાસીનો જય મેળવતાં ક્લાઈવને ૬૬ માણસને જખમ થવાનું માત્ર નુકસાન થયું હતું. ખડકીનો જય મેળવતાં માત્ર ૮૬ માણસો માર્યા ગયાં અને જખમી થયાં હતાં. વડોદરા, પાલણપુર અને બીજાં રાજ્યોમાં મોટાં થઈ પડેલાં લશ્કરી ખાતાને લીધે રાજકારોબારમાં અવ્યવસ્થાનો જબરો સડો થઈ ગયો હતો. કન્ટિન્જન્ટ લશ્કરને બદલે સહાયકારી લશ્કર રાખવાનું કંપનીએ પસંદ કર્યું, તેનાં કારણોની તુલના કરવામાં દેશી રાજ્યોની ફોજોનું વાસ્તવિક નકામાપણું, જેના પુરાવા આપણે જોયા છે, તે એક મુખ્ય કારણ હતું. હિંદુસ્તાનના તહનામાંના અભ્યાસીને આ બિના અજાણ પમાયા વગર રહેશે નહિ. વળી બીજાં પણ કારણો હતાં. તેને ખ્યાલ બહાર રાખવાં ઘટતાં નથી.

સંયુક્ત રક્ષણના કામમાં મધ્યસ્થ સત્તાને અંકુશ અને ઉપરીપણું સ્વાધીન કરવાથીજ સિદ્ધિ નથી. તેમાં અંતઃકરણના સહાયકારીપણા તથા પૂર્ણ એક રાગની આવશ્યકતા છે જે વખતે મરેઠા અને રજપુત વચ્ચે, કિંવા હિંદુ કે મુસલમાન વચ્ચે થએલાં વારવારના યુદ્ધો અને જ્ઞાતિદ્વેષ જોસમાં ચાલતાં હતાં, ત્યારે ઇ. સ ૧૭૯૦માં ટિપૂ સુલતાન સામે થયેલ ત્રણ રાજ્યોની દોસ્તીના પક્ષકારોમાં પણ અંત.કરણની અને અસરકારક સહાયતાની લાગણી જોવામાં આવી ન હતી તે વખતે સામાન્ય રક્ષણ અર્થે આગેવાન બાર રાજ્યોનો સંપ કરવાની કોશિસ કરી હોત, તો નિષ્ફળ જાત. પરસ્પરના વેરભંગાસા અને શત્રુતાનાં મૂળતત્વો દૂર કર્યાં હોત, તોપણ હિંદુસ્તાનના રાજ્યોની લડાઈ કરવાની રીતને લીધે અડચણ આવત. સુધરેલી સત્તાની યુદ્ધપદ્ધતિથી તેઓની યુદ્ધપદ્ધતિ ન્યારીજ હતી. હિંદુસ્તાનના રાજાઓ પોતાની બિનકવાયતી ફોજની સખ્યાનો ગર્વ ધરાવતા હતા. વળી બ્રિટિશ સરદારના તાબામાં રહેવા તે લશ્કરો રાજી ન હતાં. સિંધિઆ અને રણજીતસિંઘ તો મજબૂત મનના હોવાથી પોતાનાં લશ્કરોને યુરોપિયન સરદારો નીચે રહેવા ફરજ પાડી શક્યા હતા. પરન્તુ તેમની પાછળ ગાદીએ બેસનારા નબળા હતા તેથી તેમનાં લશ્કરો સખ્ત અને અસરકારક ધોરણ, અને કવાયતથી દૂર રહેવાનું કરતાં હતાં. તે તેમનાથી બધ થઈ શકે તેમ ન હતું. આ પ્રમાણે અનેક કારણોને લીધે રાષ્ટ્રીય લશ્કરો સાથે દેશી રાજ્યોની ફોજને સાર્વજનિક બચાવ માટે ભળે એ અમલમા લાવવાનું અસંભવિત હતું. તેથી કંપનીએ તેની સાથેના દોસ્તીવાળાં રાજ્યોને તેના લશ્કરની જરૂર પડે, ત્યારે ખર્ચ લઈ આપવાનુ ધોરણ પસંદ કર્યું. કેટલીક બાબતમાં તો જરૂર પડે બ્રિટિશ સત્તાની માગણી ઉપરથી રક્ષિત રાજ્યો પાસેથી તેમની ગુંજાસ પ્રમાણે મદદ લેવાની અનિશ્ચિત ખાત્રી લઈ કંપનીએ સંતોષ માન્યો.

## ૯૪. "કન્ટિનજન્ટ" ફોજની અજમાયશની નિષ્ફળતા.

"કન્ટિનજન્ટ" અથવા મદદ માટે રાખેલ લશ્કરો કેટલાંક રાજ્યો પાસેથી લેવાં કબૂલ કરી લશ્કરી ઐક્યનો અનુભવ કેટલેક ઠેકાણે કરવામાં આવ્યો હતો. તેને પરિણામે કલ્પનાના વિચારનું ડહાપણ મંજૂર થયું. બ્રિટિશ અમલદારોના તાબામાં, તેના કહેવા પ્રમાણે સજ્જ કરેલાં, અને પગાર લેતાં લશ્કરો વડોદરા, હૈદરાબાદ, ભોપાળ, કોટા, જોધપુર, ગ્વાલિયર, વગેરે કેટલાક છુટી છવાયાં રાજ્યોમાં અજમાયશ દાખલ રાખવામાં આવ્યાં હતાં, પરન્તુ એક શિવાય બીજે બધે ઠેકાણે તે પ્રયોગ બંધ કરવામાં આવ્યો હતો ઈ. સ. ૧૮૦૫માં ગાયકવાડે માથે લીધું કે, કોઇ મોટો હંગામ જાગે તો બ્રિટિશ લશ્કરો સાથે કામ કરવા પોતાની ફોજ આપવી. ઈ. સ. ૧૮૧૭માં વળી તેણે વધારે કબૂલત આપી કે, લડાઈ થાય તો વડોદરાનાં સઘળાં લશ્કરી સાધનો હાજર કરવાં, અને સહાયકારી લશ્કર સાથે રહેવા ૩૦૦૦ ઉપયોગી ઘોડેસ્વારોનું "કન્ટિનજન્ટ" રાખવું. આ "કન્ટિનજન્ટ" સુધારવા માટે ઘણી સૂચનાઓ કરવામાં આવી હતી, પરન્તુ સિવિલ ખાતાનું કામ પણ તેનાથી થઈ શકતું ન હતું. તેથી ઈ સ. ૧૮૮૧ની ૮મી સપટંબરના ઠરાવથી તે કાઢી નાખવામાં આવ્યું. તેના બદલામાં હાલમાં ગુજરાતના ખંડણી ભરનારાં રાજ્યોની નોકરી માટે સિવિલ પોલિસ કરવામાં આવી છે. તેજ રીતે ઈ. સ. ૧૮૧૮માં જોધપુરના રજપુત રાજ્યે બાદશાહી નોકરી માટે ૧૫૦૦ ઘોડેસ્વારોનું "કન્ટિનજન્ટ" પૂરૂં પાડવા માથે લીધું વળી તે રાજ્યે રીતસર એમ પણ કબૂલત આપી કે, અંદરના બંદોબસ્ત માટે કાંઈક ભાગ રાખી બાકીનું લશ્કર બ્રિટિશ સરકાર માગે ત્યારે આપવું. છેવટે આ ફરજને બદલે નાણાંના રૂપમાં વરાડ લેવાનું નક્કી કરવામાં આવ્યું હતું. તે વરાડ હાલમાં એરિનપુરાના "ઈરેગ્યુલર" લશ્કરનું ખર્ચ પૂરૂં પાડવામાં વપરાય છે. ઈ. સ. ૧૮૩૮

માં કોટાનું "કન્ટિનજન્ટ" થયું, ભોપાળનું "કન્ટિનજન્ટ" ત્યાંના નવાબની ખુશીથી ઈ સ ૧૮૧૭મા થયુ. તેના ખર્ચ માટે તેને જમીન આપવામા આવી હતી. વળી ઈ સ. ૧૮૧૭માજ સિંધિઆની કબૂલતથી ગ્વાલિયરનુ "કન્ટિનજન્ટ" બન્યુ તે સઘળાએ ઈ. સ ૧૮૫૭માં બળવો કર્યો. ત્યાર બાદ કોટાનું "કન્ટિનજન્ટ" દેવેલીના લશ્કરમાં સામેલ કરી દેવામા આવ્યું. ભોપાળવાળાને બદલે ભોપાળની લશ્કરી ટુકડી બનાવવામા આવી. ગ્વાલિયરના "કન્ટિનજન્ટ" ને બદલે ગ્વાલિયરનુ સહાયકારી લશ્કર કરવામા આવ્યુ છે. ઇંદોર, જાવરા, અને દેવાસ તહનામાથી લશ્કર પૂરા પાડવા બંધનમાં આવેલાં હતા, તેને બદલે તેમની પાસેથી વરાડ લેવાતો હતો. તે વરાડના ફંડમાથી સંયુક્ત માલવા "કન્ટિનજન્ટ" નુ ખર્ચ ચાલતુ હતુ. તે પણ ગદર વખતે નિમકહરામ નિવડ્યુ તેનુ કામ કરવા માટે હાલમા ઘોડેસ્વારોનુ લશ્કર રાખવામાં આવેલું છે ઇ. સ. ૧૮૧૭મા પાલણપુરના રાજકર્તાએ પોતાના દેશની સુલેહ, અને બંદોબસ્ત માટે ૨૫૦ સ્વારો રાખવા માથે લીધુ હતુ. પરન્તુ તે કામલાયક નહિ રહેવાથી ઈ. સ. ૧૮૯૦મા તેને સિવિલ પોલીસનુ સ્વરૂપ આપવામા આવેલું છે. કોલ્હાપુરમાં રાજની ફોજની સ્થિતિ એવી થઈ ગઇ કે, ઈ. સ. ૧૮૨૭મા દરમિયાનગિરી કરવી પડી ચારસો ઘોડેસ્વાર અને આઠસો પેદળ, શિવાય અમુક ચોકીદારોની ટુકડીઓ રાખવી પડી પરન્તુ. ઈ. સ ૧૮૩૮મા જયારે રાજનો વહિવટ બ્રિટિશના હસ્તક આવ્યો ત્યારે તે બધું ખાતુ ફરીથી બાંધવામાં આવ્યુ ઈ સ. ૧૮૬૨મા રાજાને રાજસત્તા પાછી સોંપાઈ ત્યારે બ્રિટિશ અમલદારોના તાબામા એક રેજીમેન્ટ રાખવા, અને દક્ષિણી મરેઠાના ઘોડેસ્વારોને નોકરીમાથી દૂર કરવામા આવે ત્યા સુધી તેનીજ એક ટુકડીના ખર્ચમાં વરાડ આપવા મહારાજાને ફરજ પાડી. આ હકિકત ઉપરથી માલમ પડશે કે, કપતીએ દોસ્તીવાળા રાજ્યો પાસેથી નોકરી

માટે લશ્કર તૈયાર રાખવાનું કરી, કિંવા સહાયકારી લશ્કર માટે તેમની પાસેથી ખર્ચ લઈ લશ્કરી મદદનો સિદ્ધાન્ત અમલમાં લાવવાનુ કર્યું, પણ તે બાબતમાં તેની મહેનત દેશના જૂદા જૂદા ભાગમાં ફળીભૂત થઈ નહિ. બધી " કન્ટિનજન્ટ " ફોજોમાં માત્ર હૈદરાબાદનું " કન્ટિનજન્ટ " કાયમ-લાયક હતુ. ગદરના હંગામા વખતે પણ તે સ્થિર રહ્યું હતું.

——.o:0:o.——

## ૮૫. હૈદરાબાદનું "કન્ટિનજન્ટ" અપવાદ તરીકે રહ્યું હતું

હૈદરાબાદના "કન્ટિનજન્ટ"નો ઈતિહાસ બે કારણસર અગત્યનો છે. સફળ અજમાયશનો તે એકજ દાખલો છે. સાર્વજનિક રક્ષણ માટે નિઝામ જવાબદાર છે એવું છેવટે તેનાથી નક્કી થયુ છે. હૈદરાબાદ સાથે થયેલાં તહનામાંનું ઐતિહાસિક બંધારણ તપાસીએ તો દક્ષિણમાં પક્ષકારોની જે સ્થિતિ હતી તેના ઉપર ઘણો ભાર દીધેલો જોવામા આવે છે. દક્ષણમાં આવેલ મુસલમીન રાજને ચગદી નાખવા તો મરેઠા સમર્થ નિવડ્યા નહિ હતા, પરન્તુ કુર્દલા પાસે તેઓને ભારે હાનિ પહોચાડવા તેઓ કાબેલ નિવડ્યા હતા. નિઝામને હૈદરઅલી કે ટિપૂ સુલતાનની તરફથી ઓછી ધાસ્તિ ન હતી. બ્રિટિશની કુમક વગર હૈદરાબાદ આબાદ રહી શક્યું ન હોત. ત્યાંના રાજકર્તાઓ બે પ્રસગ શિવાય બ્રિટિશ સાથેની દોસ્તીમાં ચુસ્ત રહ્યા હતા. ઇ. સ. ૧૭૬૬માં નિઝામે સહાયકારી લશ્કરનું ખર્ચ આપવા કબૂલ કર્યુ હતુ, તોપણ "જરૂર પડે ત્યારે લશ્કરથી કંપનીને મદદ આપવા" માટે તેણે અંગીકાર કર્યો. ઈ. સ. ૧૮૦૦માં નિઝામે પોતાના લશ્કર-માથી છ હજાર પેદળ, અને નવ હજાર ઘોડેસ્વારો સહાયકારી લશ્કરમાં ઉમેરવા માથે લીધું. આટલુ બસ ન હતુ, વળી તેણે એવુ પણ વચન આપ્યું કે, " મારા મુલકમાંથી મળે તેટલું બધું લશ્કર તુરતોતુરત લડાઈના મેદાનમાં બને તેટલી મહેનત કરી લાવવું. "તોપણ બીજાં રાજ્યોનાં

"કન્ટિનજન્ટો" કરતાં તેનું લશ્કર વધારે કામલાયક નિવડયું નહિ. ઈ. સ. ૧૮૧૩માં તેમાની એક ટુકડીએ બંડ કર્યું. ત્યાર બાદ એ સુધરેલી રેજીમેન્ટો ઉભી કરવામાં આવી. કંપનીના લશ્કરોના જેવાં હથિઆરો તથા લિબાશ તેને પૂરા પાડવામાં આવ્યા. પૈસાની તંગીને લીધે "કન્ટિનજન્ટ"ના પગાર માટે નિઝામને કંપની પાસેથી ઉછીનાં નાણાં લેવા જરૂર પડી. તારીખ ૨૧મી મે સને ૧૮૫૩ના તહનામાથી રાષ્ટ્રીય રક્ષણ માટે હેદરાબાદની જવાબદારી વિષે લોર્ડ ડેલહાઉઝીએ છેવટનો બંદોબસ્ત કર્યો. સહાયકારી લશ્કરની સંખ્યા તથા ફરજો મુકરર કરવામા આવ્યા; અને મદદગાર લશ્કર તરીકે હેદરાબાદ "કન્ટિનજન્ટ" નું બંધારણ બાંધ્યું. "તેમાં પાચ હજાર પેદળ, અને બે હજાર ઘોડેસ્વારો, તેમજ તોપખાનાની બે ફીલ્ડ બાટરી" થી કમતી રાખવાનું ન હતુ. તેના ઉપર બ્રિટિશ અમલદારો રાખવા, તેમે પૂર્ણ રીતે સજ્જ અને કવાયત સિખેલાં કરવા, અને હેદરાબાદનો રેસિડેન્ટ જે સરકારનો પ્રતિનિધિ છે તે તેની દેખરેખ રાખે." સુલેહના વખતમાં તે "કન્ટિનજન્ટે" શું કામ કરવું તેની વિગત બતાવવામા આવી હતી. લડાઇ જાગે ત્યારે સહાયકારી લશ્કરની સાથે તે "કન્ટિનજન્ટ" સરકારને યોગ્ય લાગે તે પ્રમાણે સામેલ રાખવાનુ હતુ. માત્ર તેમાની બે ટુકડીઓ હેદરાબાદ નજીક જાથુને માટે રહે. ત્યાર પછી ખાસ કબૂલત કરવામા આવી હતી કે, "સદહૂ સહાયકારી લશ્કર અને કન્ટિનજન્ટ ઉપરાંત વધારે લશ્કર પૂરૂં પાડવાને નિઝામને કોઈ દિવસ ફરમાશ કરવામાં આવશે નહિ. આ પ્રમાણે મૈસુરની માફક હેદરાબાદની લશ્કરી જવાબદારી મુકરર થયેલ છે. આ બંદોબસ્ત છતાં આ બન્ને રાજ્યોએ રાષ્ટ્રીય રક્ષણ અર્થે ઘોડેસ્વારોનું લશ્કર રાખવા ખુશી બતાવી છે "કન્ટિનજન્ટ"ના ખર્ચ માટે કંપનીને વરાડમાંના પરગણાંઓ સોંપી દેવામાં આવ્યાં હતાં. એ ગોઠવણથી ઘણે દરજ્જે હેદરાબાદ "કન્ટિ-

બજન્ટ" તે રાજના તાબામાંથી અલગ પડી ગયું. તેથી બ્રિટિશ મહાજ-ક્ષરી લશ્કર સાથે તે જોડાઈ ગયું. ગદરના હંગામામાં તેણે ઘણી મજબૂ નોકરી બજાવી છે. સાર્વજનિક રક્ષણ માટે લશ્કરી ઐક્યના મુશ્કેલી-ભરેલા સિદ્ધાન્તના નિવારણનો આ એટજ દાખલો છે.

## ૮૬. બાદશાહી નોકરી માટે રાખેલાં લશ્કરનો પ્રયોગ.

ઈ. સ. ૧૮૫૩ના તહનામાના આરંભભાગમા જણ્યુ છે કે, " કાળના ક્રમ વડે રાજાઓ અને તેમની નજીકના રાજ્યોની સ્થિતિમાં ઘણા ફેરફાર થયા છે માટે, " તાજેતર વર્ષોમા ત્વરિતપણે જે બનાવો બન્યા છે તેથી આ દલિલની સચ્ચાઈને પુષ્ટિ મળે છે. બ્રિટિશ સરકાર અને તેની સાથે દોસ્તી ધરાવનારાં રાજ્યોના ખ્યાલ ઉપર ફરી એકવાર લશ્કરી સહાયકારીપણાનો સિદ્ધાન્ત આવી પડયો છે. બ્રિટિશો સાથે પ્રથમ સંબંધ થયો, ત્યારે ખેઈતબાર અને જાગરાની રાજપદ્ધતિ ચાલતાં હતાં. રાષ્ટ્રીય નોકરી માટે લશ્કરો પૂરા પાડવાનો નવો પ્રયોગ એ રાજપદ્ધતિમા થયેલો ફેરફાર સૂચવે છે. લશ્કરી સહાયતા આપવા જે રાજ્યો સ્વેચ્છાથી આગળ આવ્યાં છે, તેને ઐક્યની લાગણી માટે ધન્યવાદ ઘટે છે. સઘળા પક્ષકારોને માટે એ પ્રયોગ મનોરંજક અને આશાશીભરેલો છે. એમા કોઈ શંકા લે તેમ નથી. વળી મ્હોટી ઉમેદ છે કે તે ફતેહમંદ નિવડે. લોર્ડ ડફરિન તથા લોર્ડ લાન્સડાઉન બન્નેએ જાહેર રીતે એવો ભરોસો બતાવ્યો છે કે, કાશ્મિર, પટિઆલા, નાભા, ઝીન્દ, કપુરથલા, બાવલપુર, ફરીદપુર, ઈન્દોર, અલવર, જોધપુર, ભરતપુર, બિકાનેર, જેપુર ગ્વાલિયર. રામપુર, મૈસુર, ભોપાળ, ભાવનગર, જૂનાગઢ, અને નવાનગરે રાખેલા ૧૮૦૦૦ ઘોડેસ્વારોનાં લશ્કરો તેમના પોતાના રાજ્યોના તાબામાં કામલાયક નિવડે અને ઐક્ય જાળવી રાખવાની તેઓની ઉત્સાહથી પ્રેરિત રહે. આ ઉમેદ બર આવે તો રાણી સરકારની

સાથે દોસ્તી રાખનારાં રાજ્યોનાં લશ્કરોનુ નવીન બધારણ કામલાયક અને ખર્ચમા ઘટાડો કરનારૂ નિવડશે. કામલાયક નિવડે એ કહેવાનો અર્થ એ છે કે, એ રાજ્યોને આપેલા અમલદારો તેના બધારણમા સમાનતા અને સપ દાખલ કરશે ખર્ચમાં ઘટાડો કરનારૂ નિવડશે એનો અર્થ એ છે કે, નકામી મોટી મોટી ફોજોને રજા અપાશે. એટલુતો ધ્યાનમા રાખવા યોગ્ય છે કે, હાલ જે ઈલાજની અજમાયશ થાય છે, તે ઈ. સ. ૧૭૯૮માં કપનીએ જૂદીજ રાજપદ્ધતિની રૂએ નામજૂર કરી હતી; પણ જ્યારે તેજ વર્ષમા ત્રાવનકોરના રાજાને મદ્રાસના ગવર્નરે ખબર આપી કે, કપનીના પોતાના અખત્યાર અને પગારપત્રકમાં નહિ હોય એવા લશ્કરી અમલદારોને રાજ્યોમાં નોકરી કરવા આપવા એ તેના કામકાજના ધોરણની વિરૂદ્ધ છે, ત્યારે દરમિયાનગિરી નહિ કરવાનો વહિવટ પૂર્ણ રીતે બળવાન્ હતો તે વખતે શેહનશાહતના સરક્ષણ માટે બ્રિટિશ સાથે દરેક દેશી રાજ્યે સયુક્ત થવુ એ ખ્યાલનુ મૂળ બધાયુ.

---

## ૮૭. લશ્કરી બધનોના જૂદા જૂદા વર્ગો.

સહાયકારી લશ્કરો, "કન્ટિનજન્ટો", સ્થાનિક લશ્કરો, અને રાષ્ટ્રીય નોકરી અર્થે રાખેલાં લશ્કરો વડે લડાઈના વખતે મદદ મળવાના લીધેલા જૂદા જૂદા ઈલાજોનું બયાન, એ સાર્વજનિક રક્ષણના સબધમાં રક્ષિત રાજાઓના ઉપર બધનો છે, તેનો ગોયા દિખાયો છે. એ બધનોના બે વર્ગો છે એક લડાઇના વખતને લગતો, અને બીજો સુલેહના વખતને લગતો. બીજા વર્ગના બે વિભાગ થઈ શકે તેમ છે તેમાં એક વિભાગ દોસ્તીવાળાં રાજ્યોની પોતાનીજ લશ્કરી ગોઠવણની ફરજોને લગતો છે, અને બીજો સિધી અગર આડકતરી રીતે રાષ્ટ્રીય લશ્કરને લગતી ગોઠવણના સબધનો છે. તાર, રેલવે, કિંવા ટપાલના નિયમસર સાધનો છે તે આડકતરી

સહાયતાના દ્રષ્ટાન્તો છે. રોહનશાહતના સઘળા ભાગમા તેથી વ્યવહાર વ્યાપી રહ્યો છે. તે સઘળાનુ બયાન હવે પછી કરવામાં આવશે.

——:o:o:o:——

## ૯૮. લડાઈના હુગામામાં રાજ્યો ઉપર રહેલી જવાબદારીની મર્યાદા નથી.

જ્યારે લડાઈની ધાસ્તિ જાગે, કિંવા લડાઈ શરૂ થાય, ત્યારે સર્વોપરિ સરકારને જે હક્કો રહેલા છે, તે તહનામાંની શરતોને લઈને, રક્ષણની સાથે જોડાયેલી સામાન્ય શરતોને લઇને, અને સાર્વજનિક રક્ષણ માટે સયુકત થયેલા બીજાં રાજ્યોના દાખલાની સમાનતાને લઇને છે. એ નિયમ સાબીત કરનારા બે અપવાદો છે. તેમાંનો એક હૈદરાબાદ સાથેનો ચોખ્ખો કોલકરાર છે. તેની રૂએ " લડાઇના હુગામામાં મોટું લસ્કર પૂરૂં પાડવાના બદલામાં " હાલનું કન્ટિનજન્ટ કબૂલ રખાયેલ છે બીજો કોલકરાર મૈસુર સાથેનો છે. તેની રૂએ જરૂર પડે, ત્યારે બ્રિટિશ લશ્કર સાથે નોકરી કરવા ફોજ તૈયાર રાખવાના બંધનમાંથી મહારાજાને મુકત કરેલ છે. મોટાં રાજ્યો સાથે થયેલા તહનામાંમાં એ નિયમનો " વિસ્તીર્ણ અર્થ " કરતાં ઐક્યના બીજા સઘળા અંગભૂતોના ઉપર રહેલા રક્ષણની સાધારણ શરત જેવો તે થાય છે. તારીખ ૨૭મી ફેબ્રુઆરી ઈ. સ. ૧૮૦૪ના તહનામાથી ગ્વાલિયર ઉપર એવુ બધન મૂકાયેલ છે કે, " પક્ષકારો અને બીજાં રાજ્યો કે સત્તા સાથે કમનસીબે લડાઈ જાગે તો, " તેણે ફકત " કન્ટિનજન્ટ " પૂરૂં પાડવુ એટલુજ નહિ, પણ સદરૂ લડાઈ ફતેહ-મંદીથી ચલાવવા, તથા તેનો તરત છેડો લાવવા બને તેટલું લશ્કર પોતા-ના મુલકમાંથી તેણે લડાઈના મેદાનમાં લાવવા દરેક પ્રકારે પ્રયત્ન કરવો". આ બંધન શંકા કિંવા શરતમાંથી મુકત છે. તારીખ ૬ઠ્ઠી જાન્યુઆરી સને ૧૮૧૮ના તહનામાથી ઇન્દોરના મહારાજાએ માથે લીધું કે, " લશ્કરથી

હિંવા જરૂર હોય તેવી બીજી રીતે પૂરતી મદદ આપવા " " કન્ટિનજન્ટ " પૂરૂં પાડવાના વચન સાથે ભોપાળના નવાબે એવી ખાત્રી આપી કે, " માગે અને જરૂર પડે ત્યારે દેશની અંદરના બંદોબસ્ત માટે જોઈતા લશ્કરનો ભાગ રાખી બાકીનું ભોપાળનું બધું લશ્કર બ્રિટિશ લશ્કર સાથે સામેલ રહેશે. લોર્ડ હેસ્ટિંગ્ઝે રજપુતસ્થાનને રક્ષણ તળે લીધું ત્યારે સમગ્ર રજપુતસ્થાને કબૂલ કરેલી ફરજોનો નમુનો એક ટૂંકા ઉતારા ઉપરથી મળી આવે છે. તારીખ ૧૩મી જાન્યુઆરી સને ૧૮૧૮ના તહનામામાં એક ટૂંકી પરન્તુ બહોળા અર્થવાળી કલમ છે કે, બ્રિટિશ સરકાર માગે ત્યારે સાધન પ્રમાણે ઉદેપુરના રાજ્યનું લશ્કર પૂરૂં પાડવામાં આવશે. " કચ્છ અને વડોદરાનાં રાજ્યો પણ એવાંજ બંધનમાં છે. ઈ. સ ૧૮૪૬મા જ્યારે કાશ્મિરના રાજની ઉત્પત્તિ થઈ, ત્યારે મહારાજાએ કબૂલ કર્યું કે, " જ્યારે બ્રિટિશ લશ્કરને ડુંગરોમાં અથવા તેના રાજની નજીકના મુલકોમાં નોકરી માટે જવાનું થાય. ત્યારે તેણે તથા તેના વારસોએ બધી ફોજ લઈ સામેલ થવું " પ્લાસિનો જય મેળવ્યાં દોઢસો વરસનો અરસો થયો છે તે મુદતના ઈતિહાસ તરફ ખ્યાલ કરનારને માલૂમ પડ્યા વગર રહેશે નહિ કે, હિંદુસ્તાનના તહનામાની દરેક મુદ્દતમાં જરૂરને વખતે કંપનીને પૂરી મદદ આપવા રાજ્યોના ઉપર મૂકાયેલ બંધનોનો ચોખ્ખો પુરાવો છે. આ બાબતમાં આગળ થઈ ગયેલા ગવર્નર જનરલોનો દાખલો લઈ વાઈસરાયોએ પણ વર્તણુંક રાખેલી છે. તારીખ ૫મી મે સને ૧૮૬૦ના રોજ લોર્ડ કાનિંગે પટિઆલાને સનદ આપેલી છે. તે સનદ તારીખ ૨૨મી સપટેંબર સને ૧૮૪૭ની સનદની શરતો કરતાં પણ આગળ ગઈ છે. તેની ૬ઠી કલમ આ પ્રમાણે છે. :—

" બ્રિટિશ સરકાર સાથે દુશ્મની ધરાવનારનું કોઈ લશ્કર તેના પડોશમાં આવશે, તો મહારાજા બ્રિટિશ સરકાર સાથે સામેલ રહી શત્રુઓની સામે પડશે. માગણી પ્રમાણે બ્રિટિશ લશ્કર માટે ગાડાં અને જોઈતો સામાન

પૂરી પાડવા સારૂ તે પોતાથી બનતી મહેનત કરશે ” સાર્વજનિક દુશ્મનને દૂર રાખવા માટે પૂર્ણ સાધનોથી મદદ આપવી એ રક્ષણના બદલામાં દરેક રાજ્યની ફરજ છે. સાર્વજનિક રક્ષણ અર્થે બરોબરીયાં રાજ્યો સામેલ થયાં હશે ત્યારે પણ જુદા જુદા લશ્કરોની વ્યવસ્થા કરવાનું કામ પૂર્ણ સત્તાથી મધ્યસ્થ અધિકારીઓને સોંપેલું છે. તારીખ ૧૨મી અપ્રિલ સને ૧૭૯૮નું બંધારણ થયા બાદ સ્વિત્ઝર્લાન્ડનાં સંયુક્ત નહિ થવાની ઇચ્છા રાખનારાં ૨૨ સંસ્થાનોએ પાંચ મતએ એ બંધારણ ફરી ફરીને બાંધ્યું છે. હાલનું બંધારણ છે તે ૨૯મી મે સને ૧૮૭૪ની તારીખનું છે. તેની રૂએ લશ્કરી કેળવણી અને લશ્કર પૂરૂં પાડવાની ફરજ એ રાજ્યોના સંયુક્ત બંધારણ ઉપર રહેલાં છે. પરન્તુ તેને સજ્જ કરવાનું ખર્ચ સંસ્થાનો ઉપાડે છે નવીન ગોઠવણમાં મુખ્ય જોવાનું એ છે કે લશ્કર અને લશ્કરી સામાનની વ્યવસ્થા સંયુક્ત રાજબંધારણના હસ્તક રહે છે ઈ. સ. ૧૮૭૪ પહેલાં સંસ્થાનો તરફથી “કન્ટિનજન્ટો” પૂરાં પાડવામાં આવતાં હતાં. પરન્તુ હાલ એકસપી લશ્કરોસા તેમની ફોજે સીધી રીતે જોડી દેવામાં આવે છે. તેમના સિપાઈઓ છે તે સંસ્થાનોની રૈયત તરીકે નહિ, પણ સ્વિત્ઝર્લાન્ડના શહેરીઓ તરીકે મધ્યસ્થ સત્તા પ્રત્યે રાજભક્તિના શપત લે છે.

તોપણ રક્ષણના હક્ક સાથે સાર્વજનિક બચાવની ગોઠવણ કરવાની સામી ફરજ સંયુક્ત રહે છે. તેના પુરાવા માટે હિંદુસ્તાનના ઇતિહાસની બહાર જોવાની જરૂર નથી. પ્રથમ હતિઆના રાજ્યને બુન્દેલખંડના બીજા રાજ્યો સહિત કંપની સાથેના કિંચિત્ ઐક્યના સંબંધમાં જોડવામાં આવ્યું હતું. ત્યાર પછી ચૌદ વર્ષે તેને રક્ષણ તળે લેવામાં આવ્યું હતું. તેની સાથે બે તહનામા થયેલાં છે. તેમાં એક ઈ. સ. ૧૮૦૪નું છે. અને બીજું ઈ સ ૧૮૧૮નું છે. તે ઉપરથી સાર્વજનિક રક્ષણના બદલાયેલા સંબંધોને લગતાં બંધનોનો આભાસ

થાય છે. જમનાની દક્ષિણે આવેલો બુંદેલખંડનો ભાગ કંપનીના મુલકો અને તેની સાથે દોસ્તી ધરાવનારાં રાજ્યો વચ્ચે હોવાથી, તેમજ તેની આસપાસનાં ગ્વાલિયર, ઈન્દોર અને નાગપુરના ત્રણ મરેઠાં રાજ્યો તરફથી તે વખતે ભય રહેતો હતો. તેમ હોવાથી દરમિયાનગિરીની પદ્ધતિ ચાલતી ન હતી; તે છતાં દતિયા અને ઝાંસીની સાથે તહનામાં કરવા કંપનીને ફરજ પડી તે પ્રમાણે જ્યારે વસઈના તહનામાની રૂએ તથા તેને લીધે મુલકી ગોઠવણ થઈ તેની રૂએ બુંદેલખંડનો ભાગ પેશવાએ બ્રિટિશને આપ્યો, ત્યારે જનરલ લેકે એકદમ ઈ. સ. ૧૮૦૪ના માર્ચ માસમા દતિઆના રાજકર્ત્તા સાથે કોલકરાર કર્યા. તેમાં લખેલું છે કે, તે રાજકર્ત્તાએ કંપનીને તેમજ પેશવાને વફાદાર રહેવું. તેથી વળી યૂરોપિયનોને નોકરીમાં નહિ રાખવા, તથા પરબારી બીજાં રાજ્યો સાથે મસલહત નહિ ચનાવવા કબૂલત લીધી છે. તે સાથે "તેના લશ્કરનો તે ખરેખરો સેનાપતિ જારી રહે" એમ પણ સ્વીકાર કર્યો છે. ચોથી કલમમા તેની ઉપરનાં લશ્કરી બંધનોનું પૂર્ણ બયાન કર્યું હતું. તેના મુલકોની પડોશના દેશો સાથે તેણે સામેલ રહેવાનું હતું, અને તે પણ લડાઈ કે તોફાનના વખતમાંજ પરન્તુ બ્રિટિશ મુલકોમાં ગડબડ મટાડવા તેની મદદ લેવામાં આવે તો, તેનું ખર્ચ બ્રિટિશ સરકાર આપે એવો ઠરાવ હતો. પેશવાનું પડી ભાગવું થયું તે સાથે નવીન સ્થિતિ પેદા થઈ. તારીખ ૩૧મી જુલાઇ સને ૧૮૧૮ના તહનામાથી પર મુલકના દુશ્મનોમાથી દતિઆનું રક્ષણ કરવા બ્રિટિશે માથે લીધું. વળી બીજી એક કલમ દાખલ કરીને તે બાબતની ફરીથી ખાત્રી કરી. આ રાજાની સાથે ઉદારતાથી વર્તણુક ચલાવવામાં આવી હતી. તેના "બદલામાં અને તેના મુલકને રક્ષણનું વચન આપ્યું હતું, માટે માગે ત્યારે બ્રિટિશ લશ્કર સાથે પોતાનું લશ્કર કામે લગાડવા રાજા બંધાય છે.

બન્ને રાજ્યોનાં હિતો પરસ્પર રહેલાં હોય, ત્યારે બ્રિટિશ લશ્કરના સેનાધિપતિના તાબામાં રહી દક્ષિણના લશ્કરે નોકરી કરવી". વળી એક બીજી કલમથી જોઈતો સામાન પૂરો પાડવાનું બંધન તેના ઉપર નાખ્યું. તેના મુલકમાં બ્રિટિશ લશ્કર આવે, ત્યારે યોગ્ય સ્થળો સોંપવા પણ તેણે કબુલ કર્યું. સમ્પથરના રાજા ઉપર પણ એવાજ બંધનો નાખ્યાં હતાં. ત્યાંના રાજા સાથે ઈ. સ. ૧૮૦૪માં દોસ્તી બાંધવાની ના પાડવામાં આવી હતી. આગળનાં તહનામાથી આ દસ્તાવેજો જુદીજ રીતના છે એ મુખ્યત્વે કરીને ખ્યાલમાં રાખવાનું છે. વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે, આ કોલકરારોથી રક્ષણના હક, અને લડાઈને વખતે સંપૂર્ણ રીતે મદદગારી કરવાનું બંધન, એ બન્ને કેવી સ્પષ્ટ અને સિધી રીતે જોડાઈ ગયાં છે.



## ૮૯. દેશી રાજ્યોની ફોજોની સંખ્યા ઉપર મુકવામાં આવેલ સામાન્ય અંકુશ.

જ્યાં જ્યાં યુદ્ધના વખતની જવાબદારીનો બદલો નક્કી કરેલ નથી, ત્યાં ત્યાં આવી રીતે સામાન્ય અને અનિશ્ચિત જવાબદારી રહેલી છે. તેની ચર્ચા આપણે પૂરી કરી ગયા, તો હવે લડાઈ તેમજ સુલેહના વખતમાં રક્ષિત રાજ્યોના ઉપર શું બંધનો રહેલાં છે તેનો વિચાર ચલાવીએ. રાજ્યવહિવટના લશ્કરી ખાતામાં રાજસત્તાઓ ઉપર જે અંકુશો રાખવામાં આવેલા છે, તેનો મોટાં રાજ્યોએ તો સ્પષ્ટ અંગીકાર કરેલો છે, અને બાકીનાંઓએ ગર્ભિત રીતે કિંવા લાંબી મુદતના રિવાજને લીધે કબૂલ કરેલાં છે. તેને લીધે તેમની ફોજોની સંખ્યા, તેમાં ભરતી કરવાના ધોરણ, તેમના કિલ્લાઓ, અને તેમની નૌકાસૈન્ય ઉપર અસર થઈ છે. પેસ્તર કહી ગયા પ્રમાણે મૈસુર સાથે કરેલા કરારપત્રથી લોર્ડ વિમને

નીચે લખેલો અંકુશ રાખેલો છે. " અંદરના બંદોબસ્ત માટે અને મહારાજાનો જાતનો દબદબો કાયમ રાખવા, અને ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ પસંદ કરે એવા બીજા કામ માટે મૈસુરમાં લશ્કર રાખેલું છે, તેની સંખ્યા વખતોવખત ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ ઠરાવશે તે પ્રમાણે રાખવામા આવશે. " અયોધ્યાની સાથેના તહનામાથીજ માત્ર નહિ, પરન્તુ તારીખ ૧૩મી જાન્યુઆરી સને ૧૮૪૪ના ગ્વાલિયર સાથેના તહનામાથી પણ અંકુશનું ધોરણ દાખલ કરવામા આવ્યું હતું. " મહારાજા, તેના વારસ, અને તેની ગાદી ઉપર થનારાના અંગરક્ષણ માટે તહનામાથી બ્રિટિશ સરકાર બંધાયેલ છે. તેમજ તેના મુલકોને બહારના હલ્લામાંથી બચાવવા, અને તેમાં તરતોફાન થાય, તે સમાવી દેવા બંધાયેલ છે. વળી મહારાજાએ હાલ રાખેલ લશ્કર ન જોઈએ તેટલું મોટું છે. તેથી તેના રાજ્યને ડર રહે તેવુ છે, એટલુંજ નહિ, પણ પડોશના રાજ્યોને તેથી બેચેહની રહેવા કારણ છે. એ સઘળા કારણોસર એમ ઠરાવવામાં આવે છે કે, બધી જાતના લશ્કરોની સંખ્યા ( કન્ટિનજન્ટ શિવાય ) ઠરાવેલી હદ કરતા વધારે હોવી ન જોઇએ. " ઇ. સ. ૧૮૬૦માં એ તહનામુ રદ કરવામા આવ્યું. એના બદલામા ફક્ત એક કલમ દાખલ કરી ગ્વાલિયરની ફોજની સંખ્યા ઠરાવી. મહારાજપુરની લડાઇથી મળતા ધડામા સીખ લોકો સાથે થયેલ લડાઈઓ તથા ગદરના બનાવો ઉમેરાયા. તેથી ચોખ્ખી રીતે સાવધ રહેવુ એ વાજબી હતું. તેમ રહેવા માટે દલિલની જરૂર ન હતી. આ સાથે ઈ. સ ૧૮૪૪માં લોર્ડ એલનબરોએ કરેલા તહનામા ઉપર લક્ષ જાય છે કારણ કે હિંદુસ્તાનમાં આવેલાં રાજ્યોએ કેટલુ લશ્કર રાખવું તે નક્કી કરવાના સબબો તેમાથી મળી આવે છે. રક્ષણને લગતી ત્રણ પ્રકારની ફરજો બ્રિટિશ સરકાર ઉપર રહેલી છે. પ્રથમત. બ્રિટિશ ઈન્ડિયાનુ રક્ષણ કરવાનું છે. બીજું સર્વોપરિ સત્તા સાથે આધીનતાની

દોસ્તી ધરાવનારાં રાજ્યોનુ રક્ષણ કરવાનું છે. ત્રિજુ બ્રિટિશ રક્ષણ ઉપણ ભરોસો રાખનાર અમુક રાજ્યો હોય, તેનું પણ રક્ષણ કરવાનું છે. એ ત્રણે કારણોને લઇને દરેક રાજ્યમાં કેટલું લશ્કર રાખવું એ નક્કી કરી દેવાની ફરજ બ્રિટિશ સરકાર ઉપર રહે છે. એજ બાબત ઈન્દોર સાથે ઇ. સ. ૧૮૧૮માં, કોચીન સાથે ઈ. સ. ૧૮૦૯માં, ટોંક સાથે ઇ સ. ૧૮૧૭મા, અને કોલ્હાપુર સાથે ઈ. સ ૧૮૨૬મા તહનામાં થયેલાં છે. તેની કલમોનો ઉતારો આ જગોએ કરવા જરૂર રહેતી નથી. વખતોવખત પત્રવ્યવહારના કાગળો છપાઇ પાર્લામેન્ટ રજુ મૂકવામાં આવેલા છે. તે ઉપરથી નીચે લખેલા ધોરણો લાગુ થયાનું જણાઈ આવે છે. દેશી રાજ્યોની ફોજ તેના રાજકર્તાઓના વાજબી માનમર્તબાને, અંદરના બંદોબસ્ત અને બ્રિટિશ સરકાર સાથે કરેલા ખાસ કોલકરારને જાળવવા માટે જોઈએ તે કરતા સુલેહના વખતમાં વધારે હોવી ન જોઈએ.

——:-:0-※-0-:——

## ૭૦. ફોજમાં ભરતી કરવાની બાબતના અંકુશો.

એનાએજ પ્રસિદ્ધ થયેલા કાગળો ઉપરથી માલમ પડે છે કે, ફોજમા ભરતી કરવાની બાબતમા સામાન્ય રીતે બધી પ્રજાને દાખલ કરવામાં આવતી નથી; જે રાજ્યમાં ભરતી કરવાની હોય ત્યાની રૈયતનેજ દાખલ કરી શકાય છે. બ્રિટિશ સત્તાને દેશી રાજ્યો સાથે સબંધ થયો, ત્યારથીજ આરબ, હબસી, કે વિલાયતીને દાખલ કરવામાં અંકુશ અને મના રાખેલા છે. કંપનીના જોવામા આવ્યુ હતુ કે, તાલેવર લડવૈયા સિપાઈઓ લૂટારાનાં ટોળાંનાં સરદાર બની ભાડુતી લશ્કર વડે રાજ્યો જમાવતા હતા. રક્ષિત રાજ્યોની મદદ વગર લૂંટારાનો ધંધો દબાવી દેવાનો કંપનીનો ઠરાવ અફળ જાત. હમણાં સુધી સરકારી ગેઝેટથી પુરવાર થાય છે કે, જે

બાંડા સામે કંપનીને ટક્કર લેવી પડી હતી, તે કેવી જબરદસ્ત હતી. મુંબઈના સરકારી ગેઝેટમા તારીખ ૭મી માહે સપટબર સને ૧૮૫૨નુ જાહેરનામું પ્રસિદ્ધ થયું હતુ. "પરદેશી લોકો દેશી રાજ્યોમા લશ્કરી નોકરી કરવા આવતા હતા તેથી રહેતા સુલેહના ભયને અટકાવવા માટે" પરવાનાનો દસ્તુર દાખલ કરવામા આવ્યો હતો. ઇ સ. ૧૮૬૪ના આક્ટ ત્રિજા વડે બ્રિટિશ ઇન્ડિયાની ધારાસભાએ પરદેશીઓને પાછા મોકલી દેવા અમલદારોને સત્તા આપી હતી બ્રિટિશ અધિકારીઓએ હૈદરાબાદના રાજ્યમાં આરબ લોકોને આવતા બંધ કરવામા મદદ આપી હતી હિંદુસ્તાનના પશ્ચિમ ભાગમાં પણ તોફાની અને મજબૂત બાંધાના પરદેશીઓને નોકરી આપવાથી માઠા પરિણામો બન્યાનો વારવાર અનુભવ થયેલો છે. ઈ. સ. ૧૮૦૨મા પોતાનાજ આરબોએ ગાયકવાડને કેદ કર્યો હતો ત્યાર બાદ ધરમપુરના રાજાનુ પણ એજ પ્રમાણે અપમાન થયુ હતુ. ઈ. સ. ૧૮૮૩માં અલિરાજપુરમા જે તોફાન થયાં હતા, તેનું કારણ પણ વિલાયતીઓનુ આવાગમન હતું માળીઆ જેવા દેશી રાજ્યોમા પરદેશી સિપાઈઓની ઓલાદો વધી રહી છે ત્યાના રાજાએ ડરના માર્યા આપેલા અવિચારી હકો તે અદ્યાપિ ભોગવે છે. ઈ સ ૧૮૭૨ સુધી નિઝામના મુલકોમા આવી રહેલા આરબ લોકો એવા તો મજબૂત થઈ પડયા હતા કે, ન્યાયની સામાન્ય અદાલતો તેનો ઈનસાફ કરી શકતી નહિ. ગમે તે કારણસર હિંદુસ્તાનની અંદરના રાજ્યો બ્રિટિશ વહિવટ તળે આવ્યાં હશે, તેમાં લૌકિક સુલેહની ખાતર પ્રથમનો તોફાની પરદેશી સિપાઈઓને રજા આપવામાં આવી હશે, કિંવા કમતી કરવામા આવ્યા હશે. આવા આવા અનુભવને લીધે બ્રિટિશ સરકારે ઘણાખરાની બાબતમા તહનામાથી અને બીજાની બાબતમા રિવાજથી પરદેશી સિપાઈઓની ભરતી કરવાની મના કરેલી છે, કિંવા દાબ રાખ્યો છે.

## ૯૧. કિલ્લા અને યુદ્ધસામગ્રી માટે રાખેલા અંકુશો.

કિલ્લા અને યુદ્ધસામગ્રી વિષે હુકમો કાઢવા હિંદુસ્તાનની વડી સરકારને હક છે, તે વારંવાર જાહેર કરવામાં આવ્યો છે. અવલંબિત રાજ્યોને બ્રિટિશ રક્ષણ મળવાનો હક છે, તે સામે કુદરતી રીતે સદરહૂ હક સંબંધ ધરાવનારો છે. લડાઈ કરવાનો હક પણ હિંદુસ્તાનના રાજાએ છોડી દીધો છે, તેનું પણ તે હક પરિણામ છે. તેથી રક્ષિત રાજ્યોને અંદરની સુલેહ જાળવવા શિવાય બીજા કિલ્લા રાખવાની જરૂર નથી. તેમજ તેઓને યુદ્ધસામગ્રીના મોટા સંગ્રહ રાખવાની જરૂરયાત નથી. તેથી તેઓ જો કિલ્લા તૈયાર કરે, કિંવા હથિયારનો સંગ્રહ કરે, તો અવિશ્વાસ પેદા થાય અગર તોફાની કોમના લોકોને લાલચ મળે. બ્રિટિશ સરકારે કિલ્લાનો વધારો અટકાવી, અથવા હથિયાર અને યુદ્ધસામગ્રી બનાવવાનું નિયમમાં રાખી પોતાને માથે લીધેલી જવાબદારી અદા કરવી જોઈએ, તેનાં ત્રણ કારણો છે. એક તો પોતાના મુલકોની સુલેહ ખાતર, બીજું પડોશનાં રાજ્યોને ધાસ્તિનું મૂળ દૂર કરવા માટે, અને ત્રિજું જે રાજ્યમાં હથિયાર અને યુદ્ધસામગ્રીના સંગ્રહ થતા હોય તેની સહીસલામતી માટે. વગર જરૂરના કિલ્લામાં બળવાખોરનાં ટોળાં એકઠાં થતાં ~~તે હતું~~. તેના ~~કિલ્લાવત~~ ભયનો અનુભવ ગદરની વખત થયો, એટલુંજ નહિ, પણ ત્યાર બાદ ગૌવધ, કિંવા નાતોની તકરારથી ધર્મસંબંધી દુશ્મની ફરી જાગતાં કિલ્લાઓનો નાશ કરવા અને યુદ્ધસામગ્રી તથા આગ્ન્યાસ્ત્રના સંગ્રહ ઉપર દાબ રાખવા જરૂર પડી છે. જે બીજાં રાજ્યોએ ચોખ્ખી રીતે કિંવા ગર્ભિત રીતે કબૂલ કરેલું છે, તેની મેસુરના કોલકરારોમાં માત્ર પુનરૂક્તિ છે. તેની સાતમી કલમમાં આ પ્રમાણે બંધન નાખેલું છે. "સદરહૂ મુલકોમાં મહારાજાએ ગવર્નર જનરલ ઈન કાઉન્સિલની પ્રથમ મંજૂરી મેળવ્યા વગર નવીન કિલ્લા કે કોટ બાંધવા નહિ" વળી હથિયાર વિષે આમ લખ્યું છે.

"ગવર્નર જનરલ ઈન કાઉન્સિલની પ્રથમ પરવાનગી મેળવ્યા વગર મહારાજાએ હથિઆર, યુદ્ધસામગ્રી કિંવા લશ્કરી સગ્રહ લાવવો કે લાવવા દેવો નહિ; અને ફરમાન થાય ત્યારે સદહુ મુલકોમાં અથવા બીજી અમુક જગોમા તે બનાવવાની મના કરવી". મરેઠાના યુદ્ધમાં અને બીજી લડાઈમા જે રાજ્યો જીતી લેવામાં આવ્યાં હતા, તેની બાબતમા લશ્કરી તૈયારીનો નિયમ ફ્રેન્ચ મુલકોની માફક હારના અનિવાર્ય પરિણામ તરીકે દાખલ કરવામાં આવ્યો હતો. જ્યારે ફ્રેન્ચ લોકોને તેઓનાં કારખાના અને ખાતાઓ પાછાં સોપવામાં આવ્યા હતા, ત્યારે તારીખ ૩૦મી મે સને ૧૮૧૪નુ પારીસનું તહનામું થયું. તેની બારમી કલમમાં એવી શરત કરી હતી કે, "પરસ્પરની સારી સમજુતીમા ફરક ન આવે માટે કિલ્લા નહિ બાધવા રાજા બધાય છે" બદોબસ્ત રાખવા જરૂર પડે તે ઉપરાંત લશ્કર નહિ રાખવા પણ તેણે કબૂલ કર્યું હતુ. હિદુસ્તાનના ઘણાખરા રાજ્યો જમીનથી વિટાએલાં છે, પણ જેને દરિયા સાથે સબધ હતો, તેના બંદર ઉપર કપનીએ દાબ રાખ્યો હતો ઈ. સ. ૧૮૦૯માં પોરબંદરનુ તે પ્રમાણે થયુ હતું. કેટલાક બદરોના વેપાર ઉપર કપનીએ અકુશ રાખ્યો હતો એ પ્રમાણે ઈ. સ. ૧૮૧૯મા કચ્છે કબૂલ કર્યું કે, 'કચ્છના મુલકમાં કોઈ અમેરિકના, યૂરોપના, કિંવા એશિઆના પરદેશી વહાણોને હથિઆર કે યુદ્ધસામગ્રી લાવવા દેવામાં આવશે નહિ. વાજબી કિમ્મતે આ સામાન માનવતી કપની કચ્છ દરબારને પૂરો પાડશે". આ બાબતમા જે ધોરણ ઐક્યના અગભૂતોને લાગુ કરવામાં આવેલુ છે, તેનો આધાર તે સઘળાની સામાન્ય સ્થિતિને લઈને છે. નિશાનનાં હથિઆરો, કે તોપોનો સગ્રહ, એમાંનું કાંઈ અદરની સહીસલામતી માટે, કિંવા સાર્વજનિક રક્ષણ કરવાની બારીક તક માટે જરૂરનું નથી. ફક્ત પોલિટિકલ એજન્ટને યોગ્ય લાગે તેવા અને તેટલા હથિઆરો પૂરા પાડવામાં આવે છે. તેનો જથ્થો નજીવો ન હોય,

તો ઈન્ડિઆ સરકાર તેનું પત્રક માગે છે. પછી તે લશ્કરી સિલિખાનામાંથી આપવામા આવે છે, યા તો પોલિટિકલ ખાતાના અમલદાર મારફત તે ખરીદ લેવા પરવાનગી દેવામાં આવે છે. ખાસ મંજૂરી વગર હથિઆર કે યુદ્ધસામગ્રી બનાવવાનાં કારખાના ખોલવા રજા આપવામાં આવતી નથી. જરૂર કરતા વધારે, કે મુકરર કરેલ હોય તે કરતાં વધારે લશ્કર ન રાખવા દેશી રાજ્યો ઉપર બંધન છે. તેથી લશ્કરી સામાન માટે તેમના ઉપર અંકુશ રખાય છે, તે ન્યાયસર અને વ્યાજબી ધોરણ છે.

---

## ૯૨. બ્રિટિશ સરકારનો જમીન રોકવાનો અને છાવણીઓ બાંધવાનો હક્ક.

રાષ્ટ્રીય લશ્કરને બ્રિટિશ મુલકોનું રક્ષણ કરવાનું કામ સોંપરત થયેલું છે, તે સાથે તેઓને દેશી રાજ્યોના રક્ષણનું પણ કામ રહેલું છે. તેને મહારાણી સરકાર સાથે દોસ્તી ધરાવનારાં રાજ્યોએ જે મદદ કરવાની છે, તેના પાચ વર્ગ છે તેમા પ્રથમ તો રસ્તે પસાર થવાનો અને કિલ્લાઓ રોકવાનો હક્ક, બીજો છાવણીઓ બાધવાનો હક્ક, ત્રિજો ખોરાકી વગેરે પુરી પાડવાનો હક્ક, ચોથો લશ્કરમાંથી નાશી જનારાઓને સોપી દેવાનો હક્ક, અને પાંચમો હક્ક આખા દેશમા જૂદે જૂદે સ્થળે રાખેલાં લશ્કરોને સંબંધ રાખવાનો છે. પાચમા હક્કની રૂએ સાર્વજનિક રક્ષણ સાથે રેલ્વે, તાર, અને ટપાલ ખાતાંને નિકટનો સંબંધ છે, તેથી બ્રિટિશ સરકારનો તેના ઉપર અંકુશ રહેવા જરૂર છે. પહેલા વર્ગના હક્ક વિષે દ્રષ્ટાન્ત જોઈએ તો તારીખ ૫મી નવેંબર સને ૧૮૧૫ નું પારિસનું તહનામું, જે ગ્રેટ બ્રિટન અને આસ્ટ્રિઆ, રશિઆ અને પ્રશિઆ વચ્ચે થયું હતું, તેની પાચમી કલમથી મળી આવેછે. “ આયોનિયાના

ટાપુઓના રાજ્યોને મહાન્ રક્ષણ તળે મૂકવામાં આવેલાં છે. તે રક્ષણના પૂર્ણ લાભ તેમને મળે, તેમજ બ્રિટનના રાજ્યને તેના સબંધના હકનો અમલ કરવાનુ સુલભ થાય તે માટે તે રાજ્યોના કિલ્લા રોકવા, અને તેમાં લશ્કર રાખવાનો તેને હક છે." જ્યાં સુધી કંપનીએ સામાન્ય-રક્ષણનું ધોરણ અને તત્સબંધી પરિણામોનો અંગીકાર કર્યો ન હોતો; ત્યા સુધી રસ્તે પસાર થવાનો અને લશ્કર માટે છાવણીઓ રાખવાનો હક ખાસ કબૂલતથી સંપાદિત કરી લીધો હતો. એ પ્રમાણે રેવા સાથે ઈ. સ. ૧૮૧૨ના અકટોબરની તારીખ ૫મીના તહનામાથી થોડા રક્ષણની શરત સ્થાપિત થઈ હતી. ખરૂં પૂછો તો, ત્રિજી કલમમા સાફ લખ્યું હતુ કે, ત્યાંના રાજાને " તેના મુલકની હદની અંદર તેનો અધિકાર જાળવવા માટે બ્રિટિશ લશ્કરની મદદનો દાવો રાખવા હક નથી." તે ઉપરથી એક ખાસ કલમ નાખી એવું ઠરાવવામાં આવ્યું હતુ કે, " જ્યારે રેવાના રાજાના મુલકમાં લશ્કર મોકલવાની બ્રિટિશ સરકારને યોગ્યતા લાગશે, કિંવા તેના મુલકમાં બ્રિટિશ લશ્કર રાખવા જરૂર જણાશે, ત્યારે દુશ્મનોનુ આવવું બંધ કરવા, અને તે માટે સાવધ રહેવા લશ્કર મોકલવાને બ્રિટિશ સરકારને હક છે. " તારીખ ૧૩ માહે જૂન સને ૧૮૧૭ના પુનાના તહનામાની બારમી કલમમાં આ વિષે કેટલીક શરતો નાખેલી છે. તોપણ જ્યારે સતલજની આ તરફનાં રાજ્યોને રક્ષણ તળે લેવામાં આવ્યાં, ત્યારે રક્ષણના હકની સાથે લશ્કરોને છૂટથી રસ્તો કરી દેવા અને છાવણીઓ રાખવા દેવાનો હક એવી રીતે પ્રકટ થયો કે, તે દેખીતી ફરજ માટે શરત કરવાની જરૂર રહી નહિ. તેના કરતાં કાંઈ વધારે કરવાની જરૂર જણાય, તો અલબતે ખાસ કોલકરાર કિંવા ફરમાનથી થઈ શકે તેમ હતુ. એ પ્રમાણે પંજાબમાં આવેલા પટિઆલાના મહારાજાને આપેલી તારીખ ૨૨મીના

સપ્ટેમ્બર સને ૧૮૪૭ની સનદમાં લશ્કરને જવા આવવાની સગવડતા માટે કાંઈ લખ્યું ન હતું. કારણ કે તે ફરજ તો દેખીતી છે પરન્તુ જ્યારે ચોકસ સહાયકારીપણું કરવા મહારાજા ઉપર ફરજ નાખવામાં આવી હતી. "હકુનીઆરની કચેરીથી નક્કી કરી આપે એવી ચોડાઈ અને ઊંચાઈવાળા બ્રિટિશ લશ્કરને જવા આવવા માટે રસ્તા બનાવવા, તથા તેને સારી હાલતમા રાખવા સારૂ મરામત કરવાનું મહારાજા કબૂલ કરેછે". "વળી મહારાજાએ બ્રિટિશ લશ્કરને ઉતરવા માટે જૂદે જૂદે મુકામે જમીન મુકરર કરી રાખવી, અને તેની આસપાસ નિશાનો કરી રાખવાં". એજ પ્રમાણે જ્યારે કાશ્મિરનું રાજ્ય ગુલાબસિંહને આપવામાં આવ્યું, ત્યારે એક દેખીતી ફરજને લખિતવાર નક્કી કરી લેવા માટે જરૂરયાત ધારવામાં આવી ન હતી. તોપણ ઇ. સ. ૧૮૪૬ના તહનામાની છઠ્ઠી કલમમાં ડુંગરોમાં, કે પડોશના મુલકમા બ્રિટિશ લશ્કર કામે લગાડવાના પ્રસગનો ઈસારો કર્યો હતો. ચાલતી કલમે એટલું જણાવવું અગત્યનું છે કે, હિંદુસ્તાનનાં તહનામાંમાં જે શરતો દર્શાવવામા આવી છે, તેના જેટલીજ ગર્ભિત શરતો પણ બોધકારક છે, તેના સંગ્રહ પૈકી ગમે તે તહનામાનો અર્થ કરતાં તે બધા સગ્રહનું અને તેને લગતા ઈતિહાસનું અધ્યન કરવાની આવશ્યકતા છે. એથી ઉલટુ જ્યારે સાર્વજનિક રક્ષણ માટે નહિ પણ ખાસ શિક્ષા તરીકે, કેટલાક કિલ્લા રોકવાની જરૂર પડી છે, ત્યારે ચોખ્ખા શબ્દોમાં એ ધરાદો જાહેર કરવામા આવ્યો છે. એ પ્રમાણે સને ૧૮૨૭ના માર્ચની ૧૫મી તારીખના તહનામાથી કોલાપુર અને પનાલાના કિલ્લામાં બ્રિટિશ લશ્કરો રાખવામાં આવ્યાં, ત્યારે "આયદે સારી વર્તણુક રાખવાની જામિનગિરી તરીકે" એમ કરવામા આવ્યું હતું. બ્રિટિશ લશ્કરને આવાગમન કરવાનો હક્ક માત્ર આપવો, કિંવા પૂર્ણ હકુમતની જરૂરી શરત સાથે છાવણી સ્થાપવાનો હક્ક આપવો,

એતો સર્વોપરિ સત્તાને લડાઈ અને રક્ષણના હક્ક છે તેનો પૂર્વરૂપ છે. તેના વાજબીપણા માટે લંબાણથી ચર્ચા કરી કટાળો આપવા જરૂર નથી. માત્ર મૈસુરની બાબતમાંજ ખાસ હકિકતોને લીધે સાધારણ અને ખાસ બંધનો બાંધવાનો પ્રસંગ આવ્યો છે. બીજા રાજ્યોના સબંધમાં તો અનુમાન ઉપર આધાર રાખવા જરૂર પડી છે. ગાદી સોંપરત કરતી વખત કરવામાં આવેલા કોલકરારના દસ્તાવેજમાં "જ્યારે જ્યારે ગવર્નર જનરલ ઇન કાઉન્સિલને જરૂર લાગે, ત્યારે છાવણીઓ" બાંધવા જરૂર પાડી છે એટલુંજ નહિ, પરન્તુ "સરહદ્દુ મુલકોમાં બ્રિટિશ છાવણીઓની પડોશમાં લોકોની તંદુરસ્તી સારી રાખવાની ગોઠવણ કરવા" પણ તેને બંધનમાં લીધેલ છે. આ ગોઠવણ છે તે સામાન્ય ધોરણમા ખાસ વધારા દાખલ ગણવાની છે.

—·o·()·o:—

## ૯૩. ખોરાકી વગેરેનો સામાન પૂરો પાડવાની મદદના હક્ક.

હિંદુસ્તાનના રાજ્યો પાસે એક બીજો દાવો બ્રિટિશ સરકાર રાખી શકે તેવો છે. તે પણ એજ રીતે ખાસ કબૂલતની રૂએ વિસ્તૃત થઈ શકે તેવો છે. રાષ્ટ્રીય લશ્કરને દરેક રક્ષિત રાજાએ કેટલેક દરજ્જે જરૂર મદદ આપવી જોઈએ. ઘોડા તથા ભારબરદારીનાં જાનવરો માટે ચારા જેવો સામાન હમેશાં સાથે લઇ જઈ શકાતો નથી. જે પર રાજ્યના મુલકમાં છાવણી બાંધી લશ્કર રાખવામાં આવે, તેના રાજકર્તાની મદદ ઉપર આધાર રાખ્યા વગર તે લશ્કરને સારી હાલતમા રાખી શકાય નહિ. જેવી રીતે દરિયાઈ ફોજ કિંવા લડાઈના બારકસ સાથે પરરાજ્યના બંદરમાં બ્રિટિશ હકુમત કાયમ રહે છે, તે પ્રમાણે છાવણીની સાથે પણ તે રહેછે, પરન્તુ તે છાવણીની બહાર સરકારી મોદીખાનાં વગર બીજા ખાતાઓને મદદ જોઈએ, તો તે તે રાજ્યના દિવાની

ધારા મુજબ પ્રાપ્ત થાય છે. આ બાબતની રૂએ તે કંપની સાથે સંધી ધરાવનારાં રાજ્યોએ રક્ષણ તળે આવતાંજ માથે લીધેલી છે. તેને લગતી ગોઠવણ ગાયકવાડ સાથે ઈ. સ. ૧૮૦૫માં થઈ હતી. વળી તેજ ગોઠવણ નિઝામ સાથે ઈ. સ. ૧૮૦૦માં. પેશવા સાથે ઈ. સ. ૧૮૧૭ માં, હોલ્કર સાથે ઈ. સ. ૧૮૧૮મા, કચ્છના રાઓ સાથે ઈ. સ. ૧૮૧૯ માં, અને ભોપાળના નવાબ સાથે ઈ. સ. ૧૮૧૮માં થઈ હતી. તે પ્રમાણે "બને તેટલો દાણો અને વણજારા" પૂરા પાડવા, હૈદરાબાદની "સરહદના કિલ્લાનાં રાખેલા લશ્કર માટે દાણાનો સંગ્રહ રાખવા", "ઘાસના વીડ પૂરાં પાડવા", "ખોરાકી સામાન અને પહેરવાનાં કપડાં બનાવવાની દરેક જાતની ચીજના ઉપરથી" દાણની માફી કરવા, "રાઓના મુલકમાંથી કંપનીના લશ્કરના ખરા ઉપયોગ માટે જે સામાન પસાર થાય તેના ઉપર રાહદારી જકાત ન લેતા" તેને જવા દેવા, (આ મહેરબાનીનો ગેરઉપયોગ થતાં તારીખ ૩૧મી અક્ટોબર સને ૧૮૨૮ના રોજ મુંબઈ સરકારે છોડી દીધી છે), કિંવા "બ્રિટિશ લશ્કરને ખોરાકી સામાન મેળવવામાં દરેક પ્રકારની સગવડતા કરી આપવા, અને તેમને માટેના ખોરાક વગેરેની ચીજો નવાબના મુલકમાં ખરીદ કરવા દેવા અને તેના ઉપર દાણ ન લેવા" એ રાજ્યોએ માથે લીધું એવી રીતે રાજ્યો ઉપર ફરજો નાખવામાં આવી છે. તોપણ મૈસુરની સનદમાં બતાવ્યા પ્રમાણે આ સામાન્ય બંધનની મર્યાદા છે. તેમાં લખ્યું છે કે "લશ્કર માટે જોઈતો સામાન અને ચીજ પૂરી પાડવા, દરેક જાતની સગવડ કરી આપવી," પછી તે છાવણીમાં જોઈએ કે મુસાફરીમાં જોઈએ; અને બ્રિટિશ સરકારની કબૂલત વગર તેના ઉપર દાણ વસુલ કરવું નહિ. બધા સામાન માટે યોગ્ય દરથી કિમ્મત આપવામાં આવે છે. કેટલેક ઠેકાણે મહેરબાની તરીકે કાવલ્રિ કે તોપખાનાનાં ઘોડાં

માટે ખાસ કરીને વીડ મોપરત કરવામાં આવે છે, તેની કિમ્મત આપવામા આવતી નથી.

——::-*-· ——

## ૯૪. લશ્કરમાંથી નાશી જનારાઓને પાછા સોંપી દેવાની માગણી કરવાનો હક્ક.

બ્રિટિશ લશ્કરમાથી નાશી જનારા દેશી રાજ્યોની રૈયત હોય, તોપણ તેને પાછા સોપી દેવાની તેમના ઉપર ફરજ છે તે ફરજ તેમના પોતા નાજ પ્રત્યે છે એમ તેઓએ સમજવાતું છે. કારણકે સાર્વજનિક રક્ષણ માટે જે લશ્કર રાખવામા આવે છે, તે કામલાયક રહે તેના બદો- બસ્ત સાથે તેઓને સિધો સંબધ છે. એથી ઉલટુ જ્યારે ઇ. સ. ૧૮૭૮ના લિસ્બનના તહનામા ઉપર આધાર રાખી પોર્ટુગલના અને બ્રિટિશ સરકારના વચ્ચે હિંદુસ્તાનમા તેઓના આવેલા મુલકો માટે ગુન્હેગારો સોપવા લેવાના સબધમાં તહનામું થયુ, તેનો અમલ ઈ. સ. ૧૮૮૦ના ઇન્ડિયાના ચોથા આક્ટથી થવા લાગ્યો. તેની રૂએ પોતાની રૈયત લશ્કર છોડી જતી રહી હોય, તો તેને પાછી સોંપી દેવા પોર્ચ્યુગીઝ સરકાર ઉપર બધન ન હતુ. કેમકે બ્રિટિશ લશ્કરની સુવ્યવસ્થા કે કામ કરવાની લાયકી સાથે તેને કાંઈ નિસ્બત ન હતી. પરન્તુ રક્ષિત રાજ્યોની હકિકત જૂદીજ છે. ખાસ કોલકરારનો અભાવ છતા લાબી મુદ્દતના રિવાજને લીધે લશ્કર છોડી નાશી જનારાઓને માટે દેશી રાજ્યો પાસે માગણી કરવાનો સર્વો- પરિ સત્તાનો હક્ક રહેલો છે. કોઈ સખ્સ પ્રથમ દેશી રાજ્યની નોકરીમા હોય ત્યાથી નાશી ગયો હોય, અને પછી તે બ્રિટિશ લશ્કર- મા રહે, અને ત્યાથી પણ નાશી જઈ દેશી રાજની હકુમતમાં આવી રહે, ત્યારે મુસ્કેલી પેદા થાય ખરી. વળી એમ પણ બને કે, કોઇ નાશી જનાર જે રાજમા આશ્રય લઈ રહ્યો હોય, તેમા તે

ગુન્હો કરે. માટે લશ્કરી અમલદારોએ એટલું જોવું જોઈએ કે દેશી રાજ્યની ફોજમાંથી કોઈ શખ્સ નાશી ગયો હોય, તેને બનતાં સુધી દાખલ કરવો નહિ. પરન્તુ એવો કોઈ શખ્સ દાખલ થયો હોય, અને ત્યાર બાદ નાશી જાય, તો તેને હમેશાં બ્રિટિશ સરકાર તરફ સોંપી દેવામાં આવે છે. બીજી તરફથી જોઈએ તો રજા ઉપર ગયેલો કે નાશી ગયેલો કોઈ બ્રિટિશ સોલ્જર દેશી રાજ્યની હદમાં ગુન્હો કરે, તો (ત્યાંના) કાયદા પ્રમાણે તેને શિક્ષા થાય તે શિક્ષા ભોગવ્યા પછી તેને સોંપી દેવાની માગણી કરવામાં આવે તે પછી નાશી ગયા માટે તેને સોંપી દેવો જોઈએ. ગુન્હેગારોને સોંપી દેવાની બાબતમાં દેશી રાજકર્ત્તાઓ તે બાબતના ધારાથી ક્વચિત્ બંધાયેલા રહે છે. એ વિષેનો બ્રિટિશ ધારો કોઈ રાજ્યે સામાન્ય રીતે લાગુ કર્યો હોય, તો તે અમલ કરનારી સત્તાના હુકમથી દાખલ કરવામાં આવે છે. તેમજ તેમાં કાંઈ ફેરફાર કરવા જરૂર રહે, તો તે પણ તેજ અધિકારી તરફથી થાય છે.

——:-:0:✻:0:-:——

## ૯૫. રેલવે, તાર, અને ટપાલનાં ખાતાં ઉપર બ્રિટિશ સરકારનો અંકુશ.

રેલવે, તાર, અને ટપાલ ખાતાંની ઉપર બ્રિટિશ સરકારનો અંકુશ છે, તે સાર્વજનિક રક્ષણ તેમજ સાર્વજનિક કલ્યાણની દેખીતી બાબત છે. તોપણ જેટલે દરજ્જે અને જે અર્થે હિંદુસ્તાનના રક્ષિત રાજકર્તાઓએ વડી સરકારને સાર્વજનિક રક્ષણનું અગત્યનું કામ સોંપ્યું છે, તેટલે દરજ્જે અને તે અર્થમાં સાર્વજનિક કલ્યાણમાં વૃદ્ધિ કરવાનું કામ સોંપેલ નથી. પરન્તુ (ન્હાનું મોટામાં સમાઈ જાય છે) તે પ્રજાઓની સમાનતાની દલિલની રૂએ, તથા હિંદુસ્તાનનાં તહનામાંની શરતો પ્રમાણે વ્યવહારનાં નિર્ણય સાધનો. અને લશ્કરી રક્ષણની વચ્ચેનો નિકટ સબંધ

જારી રહેવો જોઈએ. કોલકરારો કરનારા મહાન્ પક્ષકારોના મનમાં એ બિના હમેશા યાદ રહેલી જોવામાં આવે છે, સ્વિતઝર્લાન્ડના રાજ્યોની એકસપી સભાના ધારા પ્રમાણે રેલવે બાંધવા તથા ચલાવવા માટે ધારા બાંધવાનું કામ મુખ્યસ્થ અધિકારીઓના હસ્તક રહેલું છે. અમેરિકામાં પણ ટપાલ અને ટપાલના રસ્તાને લગતી બાબતો એકસપી રાજસત્તાને સોંપવામાં આવેલી છે. હિંદુસ્તાનનાં તહનામાં અને કોલકરારો થતાં હતા, તે જૂના જમાનામાં તાર કે રેલવે હતા નહિ. તેથી તે બાબતનો ઠરાવ કરવામાં આવેલ નથી. પરન્તુ રસ્તાઓના રક્ષણની બાબત તો પ્રથમથીજ કંપનીના આતુર ધ્યાનમાં રહેલી છે. ઈ સ. ૧૮૦૭માં દરમિયાનગિરી કર્યા બાદ કાઠિયાવાડના રજવાડાઓ પાસેથી કબૂલતો લેવામાં આવી છે, તેમાં રસ્તાનું રક્ષણ કરવાનું અને વ્યાપારને હરકત ન થાય તેનું વચન સાફ રીતે લખાવી લીધેલ છે. ઈ. સ. ૧૮૧૩ ના જૂન માસમાં રેવાના મહારાજાએ કબૂલ કર્યું કે, " બ્રિટિશ સરકારને જરૂર લાગે તે પ્રમાણે તેના અમલદારોને મારા મુલકમાં ડાક ફેરવા દેવી, મારા તાબાના જમીનદારોને તે પ્રમાણે કરવા ફરજ પાડવી, અને તેમ ન કરે તો તેને શિક્ષા કરવી. " ઈ. સ ૧૮૨૯મા સવારાના રાજાએ મહાબળેશ્વરથી પઉઆરના રસ્તાની ટોચ સુધીનો ભાગ આપી દીધો કે, મુંબઈ અને મહાબળેશ્વરના પહાડ વચ્ચેના બ્રિટિશ વ્યવહારનું નિર્ભયપણું રહે. જે રાજ્યો રક્ષણ તળે લીધા ન હતાં અને સ્વતન્ત્ર રહ્યાં હતાં, તોપણ તેની પાસેથી વ્યવહારનાં સાધનોની નિર્ભયતા માટે કંપનીએ કબૂલતો લીધી હતી એ પ્રમાણે ઈ. સ. ૧૮૩૨ના ડિસેંબરની ૨૬મી તારીખના તહનામાથી " વ્યાપારનાં સામાન્ય હિતમાં વૃદ્ધિ કરવાના હેતુથી " સિંધુ અને સતલજ ઉપર વહાણો ચલાવવાના નિયમો રણજીતસિંહ સાથે બાંધ્યા હતા. જ્યારે હિંદુસ્તાનનો રાજકારોબાર સરકારે

હાથમાં લીધો, અને ત્યાર બાદ શહેનશાહતના ઐક્યનું ભાન સંપૂર્ણ થયું, ત્યારે રાજ્યો વચ્ચેનાં વ્યવહારનાં સાધનો સુધારવાનું કામ વધારે અગત્યનું થયું. ચંબલ નદી ઉપરના પૂલને માટે ગ્વાલિયર અને ધોલપુર સાથે પત્રવ્યવહાર ચલાવવો પડ્યો. ઈ. સ. ૧૮૫૫ અને ૧૮૮૭ની દરમિયાન સિંધિઆ સાથે કેટલાક કોલકરારો થયા. તેથી આગ્રે જવાના રસ્તાના ખર્ચમાં તેણે શું આપવું તે સવાલનું નિરાકરણ થયું. નિમારમાં રેલવે બાંધવા માટે ઈ. સ. ૧૮૫૯માં ગ્વાલિયરના મહારાજાએ બ્રિટિશ સરકારને જોઈતી જમીન આપી. લૉર્ડ કાનિંગે ઈ. સ. ૧૮૬૦માં ઝીંદ અને પટિઆલાને સનદો આપી. તેમાંથી પણ આ બાબતના વૃદ્ધિગત થતા બંધનનો ખ્યાલ થાય છે. રેલવે, રેલવેનાં સ્ટેશનો, બાદશાહી રસ્તા, અને પુલો બાંધવા માટે તે રાજાએ અદ્યાપિ સાધનો પૂરાં પાડેલાં છે. તે પ્રમાણે પોતાના અમલદારોની મારફત હવે પછી પણ ચાલને માટે જોઇતાં સાધનો પૂરાં પાડવાં વળી રેલવે અને બાદશાહી રસ્તા માટે જોઇએ તેટલી જમીન પણ તેણે મફત આપવી." ગદરને લગતા લશ્કરી બનાવોથી સત્તાવાળાઓને ખાત્રી થઇ હતી કે, વ્યવહારના કેટલાક ભાગો તો રાષ્ટ્રીય કામને સબંધકર્તા છે. તેથી તેમાં રક્ષિત રાજ્યોની મદદની જરૂર છે. છેવટે બધાં સામાન્ય અને ખાસ બંધનો ઈ. સ. ૧૮૮૧ની મૈસુરની સનદમાં આવી ગયેલાં છે. તેની રૂએ મહારાજા બંધાયેલ છે કે, " તારની લાઈન બાંધવા તથા ચલાવવા તેણે બનતી સહાયતા આપવી, રેલવે બાંધવા માટે જોઈએ તેટલી જમીન મફત આપવી, અને તે જમીન ઉપરની સંપૂર્ણ હકુમત છોડી દેવી. "

પોતાની સાથે વ્યવહારના બાદશાહી સાધનો નિભાવી રાખવાની રાજ્યો તરફ માગણી કરવામાં હિંદુસ્તાનની વડી સરકાર પોતાની જાત ઉપર કેટલેક દરજ્જે અંકુશ રાખે છે. તે ઉપરથી જણાઈ આવે છે કે,

સાર્વજનિક કલ્યાણની બાબતોથી સાર્વજનિક રક્ષણની બાબતો અલગ રાખવા માટે કાળજી રાખવામાં આવે છે. તાર અને ટેલિફોનનાં ખાતા જાહેર સંદેશાઓ મોકલવાનુ કામ કરે છે. તેને નિભાવવા અને સુવ્યવસ્થિત રાખવા એકલી બ્રિટિશ સરકારનેજ હક્ક છે. તેનો વારવાર અંગીકાર થયેલ છે. દેશી રાજ્યોને તાર કે ટેલિફોન કરવાં હોય, તો સરકારની પરવાનગી લેવી પડે છે. કારણ કે તે બાંધ્યા પહેલા બાદશાહી હક્ક જાળવી રાખવાની જરૂર છે. જે રેલવે દેશી રાજ્યમાં અલગ રહેતી ન હોય, અને જે બાદશાહી રેલવેનો ભાગ હોય, કિંવા એવી રેલવેનો ચાલતો ફાંટો હોય, તેના ઉપરની હકુમત હમેશાં સરકારને સોપરત થાયછે. બ્રિટિશ રેલવેઓના બંધારણમાં દેશી રાજ્યોને બીજું કાંઈ ખર્ચ થયેલ નથી, પરન્તુ તેથી તેઓને અપાર લાભ થયા છે. માત્ર જરૂરયાતની જમીન તેઓએ મફત આપી છે. રેલવે બાંધવામાં જોઈએ તે સામાન ઉપર તેઓથી દાણ વસૂલ લઈ શકાતુ નથી. કિંવા રેલવે રસ્તે માલ જાય, કે બીજા રાજ્યો કે મુલકમાંથી તેમા માલ આવે, તેના ઉપર દાણ લઈ શકાતુ નથી

બ્રિટિશ સરકાર શિવાય બીજા ઘણાં રાજ્યોના મુલકમા થઈ રેલવે ચાલે છે એવું પણ ઘણી વાર બને છે. સુલેહના વખતમાં પણ હકુમતી માપના ભેદને લીધે એકદમ માલ કે ઉતારૂઓને પહોચાડવાનું બનતુ નથી. તેથી માલ ગુમ થઈ જાય, તો અગર તેને રસ્તામાં નુકશાન થાય તો અનત તકરારો જાગે છે, અને મુસાફરોની જીદગીને ભય પણ રહે છે. જ્યારે લશ્કરને લઈ જવુ હોય અગર તો લેકિક સુલેહ કિંવા રક્ષણ માટે તાબડતોબ આવજાવ કરવી પડે, ત્યારે વધારે ગભીર હિત રહેલાં છે. વળી સર્વોપરિ સત્તાએ જે લશ્કરી જવાબદારી માથે લીધી છે, તે સઘળી રેલવે ઉપર અંકુશ અને હક્ક

મત રાખ્યા વગર અદા થઈ શકે નહિ.

પ્રથમથીજ અને જ્યારે હિંદુસ્તાનમાં રેલવેઓ બંધાણી ન હતી, ત્યારે પણ બાદશાહી ટપાલ પગરસ્તાથી લઈ જવામા આવતી. તેના રક્ષણનો બોજો રાજાઓ ઉપર હતો. ફક્ત કે ટપાલ બાંધી લઈ જતા હતા તેને બદલે હવે રેલવે રસ્તે " મેલ " લઈ જવામા આવે છે, તેથી તે બોજાને કાંઈ હલકો થયો નથી. બ્રિટિશના આવાગમન પહેલાં પણ રાજા કે જનમંડળના તરફથી પોતાની જરૂર ફરજ બજાવવામાં ખામી રહે તો જવાબદારી આવી પડતી. એ નિયમ હિંદુઓના અમલ ધારામાં માલમ પડી આવે છે કંપનીએ પોતાના ધારામા તે લૌકિક નિયમનેજ દાખલ કરેલા છે. તે નિયમ પ્રમાણે ગામડા કે અમુક કોમો ઉપર મોટી ગફલતને લીધે કે હરામખોરી તરફ આંખઆડા કર્યા માટે નુકશાન બદલ દંડની ( વળતર ) રકમો નાખવામાં આવતી હતી ટપાલની લૂટના નિયમો છેવટે ઈ. સ. ૧૮૮૫મા ફરી ઘડવામા આવેલા છે. તેની રૂએ કોઈ દેશી રાજ્યમા મહારાણી સરકારની ટપાલ લૂટાય. તો તે બાબતનો વાંક દૂર કરવા સારૂ પુરાવો કરવાની તેને દરેક તક આપવામાં આવે છે. જ્યારે કસુર સાબીત થાય છે, ત્યારે વળતર અને શિક્ષા ફરમાવવામાં આવે છે. આવા સાધનોથી શેહનશાહતના જૂદા જૂદા ભાગોમાં બને તેટલો વ્યવહાર જારી રહે છે. વ્યવહારમા ભંગ પાડવાનુ કે તેના પડી ભાગવાનુ જોખમ રહેતું નથી. તેમ બને તો સાર્વજનિક રક્ષણની ફરજો જે સર્વોપરસિત્તાએ પોતાને માથે લીધી છે; તેની ભારે નબળાઇ થઈ જાય.

—:૦:૦:૦:—

# પ્રકરણ ૯ મું.

## બહારના સંબંધોને લગતાં બંધનો.

### ૯૬. રાજ્યો વચ્ચેનો પરસ્પરનો સંબંધ વિરામ પામ્યો છે.

---

સાર્વજનિક રક્ષણના સબંધની દેશી રાજ્યોની તમામ જવાબદારીઓ તથા ફરજો નિશ્ચિત થઈ નથી તેથી મૈસુર અને હૈદ્રાબાદ શિવાય બીજા રાજ્યો ઉપર રક્ષણ કરનારી સત્તાને લડાઈના વખતમા તેઓના બધા સાધનો માગવાનો કુલ અખત્યાર છે. આમ છે છતાં તેમના બહારના સબધોને લગતા બધનોની બાબતનાં કાઇ શકા લેવા જેવુ નથી. હિંદુસ્તાનની શેહનશાહતમાં આવેલા રાજ્યોને પર રાજ્યો સાથે, કિંવા પરસ્પર મસલહત કે પત્રવ્યવહાર રાખવા છૂટ નથી. એવો અન્યોન્યનો સબધ હવે કોઈ રીતે હસ્તિમા રહ્યો નથી. ગયા પ્રકરણોમા જે રાજ્યોનાં સયુક્ત બધારણો સાથે તેમનો મુકાબલો કરવામા આવ્યો છે, તેની અને હિંદુસ્તાનના ઐક્યની મર્યાદા, બહાર રહેલા રાજ્યો છે, તેની સ્થિતિ કરતા સદર્હુ રાજ્યોની સ્થિતિ આ બાબતમા ભિન્ન છે. એકસપી સભાના બધારણ પ્રમાણે તારીખ ૧૫મી મે સને ૧૮૨૦ના છેવટના ધારાની રૂએ જર્મનીના રાજાઓને પરવાનગી મળી હતી કે. તેઓએ જર્મનીની બહારની સત્તાઓ સાથેના પરસ્પરના સબધોની

મત રાખ્યા વગર અદા થઈ શકે નહિ.

પ્રથમથીજ અને જ્યારે હિંદુસ્તાનમાં રેલવેઓ બંધાણી ન હતી, ત્યારે પણ બાદશાહી ટપાલ પગરસ્તાથી લઈ જવામાં આવતી. તેના રક્ષણનો બોજો રાજ્યો ઉપર હતો. ડાક કે ટપાલ બાંધી લઇ જતા હતા તેને બદલે હવે રેલવે રસ્તે " મેલ " લઈ જવામા આવે છે, તેથી તે બોજો કાંઈ હલકો થયો નથી. બ્રિટિશના આવાગમન પહેલાં પણ રાજા કે જનગડળીના તરફથી પોતાની જાહેર ફરજ બજાવવામાં ખામી રહે તો જવાબદારી આવી પડતી. એ નિયમ હિંદુઓના અસલ ધારામાં માલમ પડી આવે છે. કંપનીએ પોતાના ધારામા તે લોકિક નિયમનેજ દાખલ કરેલો છે. તે નિયમ પ્રમાણે ગામડાં કે અમુક કોમો ઉપર મોટી ગફલતને લીધે કે હગઅબોગે તરફ આખાડ કર્યા માટે નુંકશાન બદલ દંડની ( વળતર ) રકમો નાખવામા આવતી હતી. ટપાલની લૂટના નિયમો છેવટે ઈ. સ. ૧૮૮૫મા ફરી ઘડવામા આવેલા છે. તેની રૂએ કોઈ દેશી રાજ્યમાં મહારાણી સરકારની ટપાલ લૂટાય, તો તે બાબતનો વાંક દૂર કરવા સારૂ પુરાવો કરવાની તેને દરેક તક આપવામાં આવે છે. જ્યારે કસુર સાબીત થાય છે, ત્યારે વળતર અને શિક્ષા ફરમાવવામાં આવે છે, આવાં સાધનોથી શેહનશાહતના જૂદા જૂદા ભાગોમાં બને તેટલો વ્યવહાર જારી રહે છે. વ્યવહારમાં ભંગ પાડવાનું કે તેના પડી ભાગવાનું જોખમ રહેતુ નથી. તેમ બને તો સાર્વજનિક રક્ષણની ફરજો જે સર્વોપરસિત્તાએ પોતાને માથે લીધી છે, તેની ભારે નબળાઇ થઈ જાય.

——:o0o:——

# પ્રકરણ ૯ મું.

## બહારના સંબંધોને લગતાં બંધનો.

### ૯૬. રાજ્યો વચ્ચેનો પરસ્પરનો સંબંધ વિરાસ પારચો છે.

સાર્વજનિક રક્ષણના સંબંધની દેશી રાજ્યોની તમામ જવાબદારીઓ તથા ફરજો નિશ્ચિત થઈ નથી તેથી મૈસુર અને હૈદરાબાદ શિવાય બીજા રાજ્યો ઉપર રક્ષણ કરનારી સત્તાને લડાઈના વખતમા તેઓના બધા સાધનો માગવાનો કુલ અખત્યાર છે આમ છે છતા તેમના બહારના સબંધોને લગતા બંધનોની બાબતનાં કાંઇ શંકા લેવા જેવુ નથી. હિંદુસ્તાનની શેહનશાહતમાં આવેલા રાજ્યોને પર રાજ્યો સાથે, કિંવા પરસ્પર મસલહત કે પત્રવ્યવહાર રાખવા છૂટ નથી. એવો અન્યોન્યનો સબંધ હવે કોઈ રીતે હસ્તિમા રહ્યો નથી. ગયા પ્રકરણોમા જે રાજ્યોના સંયુક્ત બંધારણો સાથે તેમનો મુકાબલો કરવામા આવ્યો છે, તેની અને હિંદુસ્તાનના ઐક્યની મર્યાદા બહાર રહેલા રાજ્યો છે, તેની સ્થિતિ કરતા સદહૂ રાજ્યોની સ્થિતિ આ બાબતમા ભિન્ન છે. એકસપી સભાના બંધારણ પ્રમાણે તારીખ ૧૫મી મે સને ૧૮૨૦ના છેવટના ધારાની રૂએ જર્મનીના રાજાઓને પરવાનગી મળી હતી કે, તેઓએ જર્મનીની બહારની સત્તાઓ સાથેના પરસ્પરના સંબંધોના

દેખરેખ માટે એલચીઓ રાખવા દેવા. હિંદુસ્તાનના પરગણાંઓ રાજપ્રકરણી કામકાજ માટે એક્ય કરી શકતાં નથી. પરન્તુ ગૃહવ્યવસ્થાની, ન્યાયની, અને ધારા બાંધવાની બાબતમાં એકસપી સભાના નિયમોની સાતમી કલમ અનુસાર તેઓ ઠરાવ કરી શકે છે. વળી નવમી કલમ પ્રમાણે પર રાજ્યોની સત્તા સાથે ખાસ બાબતમા અમુક તહનામા પણ તેઓ કરી શકે છે. પણ તે તહનામા એવાં ન હોવાં જોઈએ કે, તેથી બીજા પરગણાંઓ કે એકઠાના બધાગણના હકને નુકસાન પહોચે. "આયોનિયન ટાપુઓના સયુક્ત અર્ધ સ્વતંત્ર રાજ્યો" પણ તારીખ ૧મી નવેમ્બર સને ૧૮૧૫ના ઠરાવ અનુસાર પોતાને ત્યાં વ્યાપાર સંબંધી કામકાજ માટે, સ્વતંત્ર રાજ્યોમા જે નિયમથી રખાય છે, તે કરારથી માત્ર વેપારસબંધી એલચીઓને રહેવા દેતા હતા. નેપાળનું રાજ હિંદુસ્તાનની બહાર આવેલું છે, અને તે બ્રિટિશ સરકાર સાથે દોસ્તી ધરાવે છે, છતાં તેણે તારીખ ૨૪મી માર્ચ સને ૧૮૫૬ના રોજ ટિબેટની સાથે સુલેહનું તહનામુ કર્યું છે. પરન્તુ ઇન્ડિયાની અંદર આવેલાં દેશી રાજ્યોને કોલકરાર કરવાનો જરા પણ અખત્યાર રહેલો નથી. બ્રિટિશ રાજની દરમિયાનગિરી વગર તે ગુન્હેગારો સોંપવા લેવાની બાબતમાં નજીકનાં રાજ્યો સાથે કરાર કરી શકતા નથી; તેમ વ્યાપાર માટે એજન્ટો રાખવા દઈ શકતાં નથી. વળી સર્વોપરિ સત્તાની મન્જૂરી વગર તેઓ યૂરોપિયનો કે અમેરિકનોને પોતાની નોકરીમાં દાખલ કરી શકતા નથી. ઇન્ડિયા સરકારની તહેનાતમાં પર રાજ્યોના જે એલચીઓ રહે છે, તેમની સાથે તેઓ સીધો વ્યવહાર રાખી શકતાં નથી. વળી બ્રિટિશ રૈયતને જે નિયમો લાગુ થાય છે, તેના વિરુદ્ધ તેઓ પર રાજ્યો તરફથી ચાંદ કિંવા ઇલકાબો લઈ શકતા નથી. ટૂંકામાં કહીએ તો હિંદુસ્તાનનાં બીજાં રક્ષિત રાજ્યો સાથે તેઓને કોઈ જાતનો રાજ

પ્રકરણી સબંધ નથી. બે અથવા અધિક રાજ્યો વચ્ચે કોઈ બાબત સામાન્ય હિતનો પ્રશ્ન જાગે, ત્યારે તેઓની જૂદી જૂદી અરજીઓ સરકાર તરફ જવી જોઈએ. તેઓનાથી એક સંયુક્ત અરજી મોકલી શકાતી નથી. દેશી રાજ્યોને પર રાજ્યો સાથે કિવા અંદર અંદર સબંધ રાખવો હોય, તો બ્રિટિશ સરકારની મારફત શિવાય તેમ થઈ શકતું નથી

——·o*o·——

## ૬૭. સામાન્ય અશકતતાનો પુરાવો.

આ અશકતતાનો પ્રથમનો ભાગ પાર્લામેન્ટે મંજૂર રાખેલો છે; અને બીજો ભાગ કબૂલત, અને ઈન્ડિયા સરકારના અમલના અભગ ક્રમથી મંજૂર રહેલો છે. એક પ્રથમના પ્રકરણમાં અમો કહી ગયા છિએ કે, હિંદુસ્તાનના તમામ તહનામાં ભેગાં વાચવાની જરૂર છે. વળી અમો એમ પણ કહી ગયા છિએ કે, સ્થાપિત રિવાજ એ હક્કનું એક મૂળ છે. તેથી તેને પણ કિમતી ગણવો જોઈએ. સીધા વ્યવહાર બાબતના હક્ક વિષે સર્વોપરિ સત્તાએ નક્કી કરી દીધેલ છે. હિંદુસ્તાનમાં ૬૦૦ કરતા પણ વધારે રાજ્યો છે. તેઓ સાથે પંચાવન કોલકરારો થયા છે. તેની રૂએ બીજાં રાજ્યો, કિવા સત્તાઓ સાથે સીધો વ્યવહાર રાખવાની મના થયેલ છે. એ અશક્તતા બીજાં રાજ્યોને પણ લાગુ કરવામાં આવી છે. તેમની સાથેના બંધનોની સમાનતાને લીધે, લાંબી મુદ્દતના રિવાજને લીધે, અને બહારના સબંધો ચુનંદા રાજ્યોને બંધ કર્યા હતા તેમા પાછળથી રક્ષણમાં આવેલાં રાજ્યોને સામીલ ગણ્યા છે, એ સઘળા કારણોસર એમ કરવામાં આવ્યું છે મુખ્ય તહનામાંમાંથી ઈન્તેખાબ લઈ તેઓની રાજનીતિ કેવી હતી, તે હવે દર્શાવીએ છિએ. તારીખ ૧૨મી અક્ટોબર સને ૧૮૦૦ના

હૈદરાબાદ સાથેના તહનામાની પંદરમી કલમ આ પ્રમાણે છેઃ– "આ તહનામાથી બન્ને રાજ્યોનાં ઐક્ય અને દોસ્તી એવી મજબૂત રીતે જોડાઈ ગયાં છે કે, તે બન્ને રાજ્યો એકજ ગણાય. માટે નિઝામ સરકાર કબૂલ કરે છે કે, આયદે કોઈ પણ બીજી સત્તા સાથે માનવતી કંપની સરકારને જાહેર કર્યા વગર, કે પરસ્પર પૂછ્યા વગર કાંઈ વ્યવહાર શરૂ કરવો નહિ, કિંવા ચલાવવો નહિ". તે પછીની કલમ તો વળી તેના કરતાં પણ આગળ જાય છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે, "બધા શત્રુ સામે પરસ્પરનો બચાવ અને રક્ષણ કરવાનું ધોરણ સ્થાપિત થઈ ગયું છે". તે ઉપરાંત વળી એમ પણ દર્શાવ્યું છે કે "કોઈ પણ પ્રકારની ગેરસમજુતી પેદા થાય, તો કંપની સરકાર સત્ય અને ન્યાયના કાંટામાં તુલના કરી જે ફડચો કરે, તે પૂર્ણ રીતે કબૂલ મંજૂર છે". તારીખ ૨૭મી ફેબ્રુઆરી સને ૧૮૦૪નું સિંધિઆ સાથે બુરહાનપુરનું તહનામું થયું તેની આઠમી તથા નવમી કલમની રૂએ એવાજ જાતના બંધનો થયા; પણ તેમાં એવા શબ્દો હતા કે, "કોઈ મુખ્ય રાજ્યો કિંવા સત્તાઓ સાથે" વ્યવહાર ન રાખવો એમ કરવાનું કારણ એ હતું કે, તે વખતે 'મર્યાદાવર્તુલ" ની રાજનીતિ પ્રવર્તમાન હતી, અને રજપુતસ્થાન રક્ષિત રાજ્યોની બહાર હતું. તે માટે જ્યારે સ્થિતિમાં ફેરફાર થયા, અને હોલ્કરની સાથે મંદીસરનું તહનામું કર્યું, ત્યારે ઈન્દોરના નજીકના મરેઠા રાજ્યે ઈ. સ. ૧૮૧૮માં નવમી કલમથી આ પ્રમાણે શરતોમાં ફેરફાર કર્યોઃ– "ગેરસમજુતી પેદા થાય તો, કંપની સરકાર સત્ય અને ન્યાયના કાંટામાં તુલના કરી જે ફડચો કરે, તે મહારાજાએ પૂર્ણ રીતે કબૂલ રાખવો. વળી પણ મહારાજા કબૂલ કરે છે કે, કોઇ રાજમાં પોતાના વકીલ મોકલવા નહિ, તેમજ બીજાં રાજ્યોના વકીલને પોતાના રાજમાં રહેવા દેવા નહિ, કિંવા બ્રિટિશ રેસિડન્ટને જાણ કર્યા વગર કે તેની મંજૂરી

ીધા વગર બીજા કોઈ રાજા સાથે વ્યવહાર રાખવો નહિ" પેશવાએ
ાતાની રાજસત્તા છોડી ન હતી, અને સિંધિઆ વગેરે બીજા રાજાઓ
નિજ ભજતા હતા, ત્યારે ઈ. સ. ૧૮૦૨નું વસઈનું તહનામુ થયું. તેની
૭મી કલમમા તેણે કબુલ કર્યું કે, "માનવંતી ઇસ્ટ ઇન્ડિયા કંપનીની
સરકારને જાણ કર્યા વગર, કે તેની સાથે પરસ્પર મસલહત કર્યા વગર
ાયદે કોઈ બીજા રાજ સાથે વ્યવહાર શરૂ કરવો કે ચલાવવો નહિ".
ોર્ડ હેસ્ટિંગ્ઝે કરેલા સખ્યાબધ તહનામાંમા આધીન જાગીરાની રાજપદ્ધ-
તેનો ભાવાર્થ જોવામાં આવતો હતો. તેનો યોગ્ય દાખલો જોઈએ, તો
તારીખ ૧૩મી જાન્યુઆરી સને ૧૮૧૮ના ઉદેપુરના તહનામાથી મળી
ાવે છે. "ઉદેપુરના મહારાણા બ્રિટિશ સરકારની જાણ, કિવા મન્જૂરી
વગર કોઈ બીજા રાજા કે રાજ્ય સાથે વ્યવહાર રાખશે નહિ, પરન્તુ
પોતાના દોસ્તો અને સગાવહાલા સાથેનો મહોબતનો પત્રવ્યવહાર જારી રાખી
શકશે. તે પછીની કલમમા લખેલ છે કે, "મહારાણાએ કોઈના ઉપર પેશકદમી
કરવી નહિ. જો અકસ્માત્ કોઈ સાથે તકરાર થાય તો બ્રિટિશ સરકારની
મુનસફી ઉપર તે મૂકવી". ખાનગી પત્રવ્યવહારને હમેશા બધ કરવામા આવ્યો
ન હતો. એ તહનામાની પછીની સાલમા લોર્ડ હેસ્ટિંગ્ઝે સતારાનુ રાજ્ય
ઉત્પન્ન કર્યું તેણે ત્યાના રાજા ઉપર એવુ બધન નાખ્યુ કે, "સઘળી
પર રાજ્યોની સત્તા સાથે તેમજ સરદારો, જહાગીરદારો, રાજાઓ અને
કારભારીઓ તથા બીજા જે સખ્સો સદર્હૂ કલમોની રૂએ તેના તાબામાં
ન હોય તેની સાથે વ્યવહાર બધ કરવો" એટલુ જ નહિ, પણ તેનક
અખત્યાર બહારના સખ્સો સાથે લગ્ન કિવા બીજી ખાનગી બાબતોને
લગતા કાગળપત્રો "તદ્દન પોલિટિકલ એજન્ટ મારફત" મોકલવાની અધિક
ફરજ તેના ઉપર નાખવામા આવી. તે સાથે એવી ચેતવણી દેવામાં
આવી કે, "હાલના કોલકરારની મુખ્ય શરત આ કલમમા છે". કોલક-

પુર સાથે બે કોલકરારો થયા હતા. તેમાં પ્રથમનો ઈ. સ. ૧૮૧૨ના ઑક્ટોબરમાં થયો હતો. તેની રૂએ ફેસલા માટે બધી તકરારો કંપનીને સોંપવાને મહારાજા બંધાયેલ છે. બીજો કોલકરાર ઈ. સ. ૧૮૬૨ ના ઑક્ટોબરનો છે. તેમાં એક કલમ આ પ્રમાણે છે :— "બીજા દરબારો સાથે આ રાજ્યના દરબારે પત્રવ્યવહાર રાખવો પડે, તો તે પોલિટિકલ એજન્ટની મારફત થવો જોઈએ." આ ઉપરથી જણાઈ આવે છે કે, પ્રથમની કબૂલાતની મતલબ અનુસાર ચાલવામાં તે રાજ્ય નિષ્ફળ ગયું હતું એટલુંજ નહિ, પણ કાળના ક્રમને લીધે જે જુદી જુદી મુદ્દતની દરમિયાન બ્રિટિશ સબંધમાં સામાન્ય ફેરફાર થઈ ગયો હતો. ઈ. સ. ૧૮૮૧માં મૈસુર ઉપર જે બંધન નાખવામાં આવ્યું, તેના ઉપરથી બધા રાજ્યોની વર્તમાન સ્થિતિનો ખુલાસો થાય છે. "બીજાં રાજ્ય કે સત્તાના કામકાજમાં મહારાજાએ દરમિયાનગિરી કરવાથી દૂર રહેવું, અને ગવર્નર જનરલ ઇન કાઉન્સિલની પ્રથમ મંજૂરી લીધા શિવાય, કે તેની મારફત શિવાય કોઈ બીજાં રાજ કે સત્તા સાથે સબંધ કિંવા પત્રવ્યવહાર રાખવો નહિ."

માત્ર ઉપર કહેલાં તહનામાંથી નહિ, પરન્તુ તહનામા વગરનાં રાજ્યોનો પણ સીધો વ્યવહાર બંધ કરી દેવાથી, અને પ્રથમના તહનામાની રૂએ લાંબી મુદ્દત ચાલેલા રિવાજ મુજબ અર્થ કરવાથી દેશી રાજ્યો ખરેખર ક્રિયાહીન સ્થિતિમાં આવી પડ્યાં છે, તેનું વ્યાજબીપણું દલિલથી સાબીત કરવાની ભાગ્યેજ જરૂર છે. હિંદુસ્તાનમાં બધાં મળી ૨૬૧ ઉપરાંત અગત્યનાં રાજ્યો છે. તેઓ બધાને પર રાજ્યો સાથે પરબારો વ્યવહાર રાખવા દેવામાં આવે, તો વડી સરકારની જવાબદારીઓ ભયંકર રીતે વધી જાય. આખી શેહનશાહતમાં રક્ષિત રાજ્યો પ્રસરી ગયાં છે. તેઓ માહોમાંહેના કાર્યો અર્થે એક સમુ-

ક્ત પ્રજા છે એમ માનવાનું છે બ્રિટિશ સરકાર એ સંયુક્ત પ્રજાઓની પ્રતિનિધિ છે. ઈ. સ. ૧૮૭૬માં ૩૯મા સ્ટાચ્યુટ અને ૪૦મા વિક્ટોરિયા ચાપટરની કલમ ૪૬માં આ પ્રમાણે તે વખતની હાલતનુ બયાન આપી એ વાતનો પાર્લામેન્ટે સ્વીકાર કરેલો છેઃ—"હિંદુસ્તાનના જૂદા જૂદા રાજાઓ તથા રાજ્યો જેઓ મહારાણીની સાથે ઐક્ય ધરાવે છે, તેને પર રાજ્યો સાથે સબંધ, કોલકરારો, કિવા વ્યવહાર નથી માટે", એ સ્ટાચ્યુટ (ધારા) માં પર રાજ્યો સાથેના વ્યવહાર વિષે માત્ર ફરમાન હતું. પરન્તુ નજીકના રાજ્યો સાથે વ્યવહાર ન રાખવા માટે એવુંજ ફરમાન પાર્લામેન્ટ સાથે ચાલેલા હિંદુસ્તાનની સરકારના પ્રસિદ્ધ થયેલા પત્રો ઉપરથી જાહેરમાં આવેલ છે, તે જોવાથી માલમ પડશે. આ અશક્તતા બેશક સ્થાપિત થઈ ગઈ છે મ્હોટાં રાજ્યોના પરસ્પરનાં સંબંધો વિષે ગ્રંથ લખનારાઓ પણ તેનો અંગીકાર કરે છે. "સુલેહના વખતમાં પ્રજાઓના હક્ક", એ નામનો ગ્રંથ ટિવસનો બનાવેલો છે. તેની ૨૬મી કલમમાં લખ્યું છે કે, "હિંદુસ્તાનનાં દેશી રાજ્યો રક્ષિત રાજ્યોના દ્રષ્ટાન્તો છે. ઈસ્ટ ઈન્ડિયા કંપની સાથે કરેલા કોલકરારોની રૂએ બ્રિટિશ સરકારના ઉપર તે આધારભૂત હોઈને ભિન્ન ભિન્ન સબંધો ધરાવે છે. તેઓ બધાં બ્રિટિશ સરકારની સર્વોપરિ સત્તાનો અંગીકાર કરે છે. ઈસ્ટ ઈન્ડિયા કંપની છેવટે તેમના ઉપર સત્તાધીશ થઇ હતી, તેથી કેટલાક રાજ્યો પોતાનાં કામકાજમા દરિમયાન આવવાનો બ્રિટિશ રાજને હક્ક છે, તેનો અંગીકાર કરે છે. તેમાંનુ કોઈ એકબીજા સાથે, કિવા પર રાજ્યો સાથે કાંઈ રાજકીય વ્યવહાર રાખતુ નથી."

———o.*.o———

## ૯૮. બહાર અને પોતાની હકુમતમાં રાજ્યોનાં બીજા રાજ્યો સાથેનાં સંબંધો

પરબારો વ્યવહાર રાખવાના અને એલચી મોકલવાની સત્તાઓ રાજ્યપદના જરૂરનાં અંગભૂતો છે. તે હિંદુસ્તાનનાં રાજ્યો પાસેથી લઈ લેવામાં આવી છે. તેના પરિણામોનુ હવે વિવેચન કરવું જોઈએ. પ્રથમ પર પ્રજાઓ અથવા સ્વતંત્ર રાજ્યો સાથેના તેમના સંબંધ વિષે બોલવાનું સમજવાભરેલું છે. ત્યાર બાદ બીજા રાજ્યો જે તેમની માફક બહારનાં રાજ્યો, કિંવા સત્તા સાથે સબંધ રાખવા અશક્ત છે, તેનુ બયાન કરીશુ. દરેક ફરજની સાથે સબંધકર્તા હક રહેલો છે. તેથી બ્રિટિશ રાજ પ્રત્યે રાજ્યોનાં અંદરઅંદરનાં કામકાજોમાં આધીન રહેવાની ફરજ છે, તેનો તપાસ કરતા બહારના રક્ષણનો, ખરવાનાનો અને એલચી મોકલવાનો હક સરકારે દેશી રાજ્યો તરફથી સ્વાધીન લીધો છે તેમાંથી પડતા અજવાળાને ધ્યાનમાં રાખવાનું છે. રક્ષણના લાભના બદલામાં હિંદુસ્તાનના રક્ષિત રાજાઓએ સરકારના રાજકીય કામકાજની જવાબદારીઓ કબૂલ રાખવી જોઈએ. સ્ટાચ્યુટ ૩૯ અને ૪૦ વિક્ટોરિયા ચાપટર ૪૬ની ચોથી કલમમાં આ બાબત વિષે આવા શબ્દો લખેલા છે. "રાણી સાહેબના રાજના છઠ્ઠા અને સાતમા વર્ષમાં પાર્લામેન્ટે એક ધારો (ચાપટર ૯૪) પસાર કર્યો હતો. તેની રૂએ અનુક્રમે તારીખ ૭મી ઓગસ્ટ સને ૧૮૬૬, અને તારીખ ૪થી નવેંબર સને ૧૮૬૭ના રોજ રાણી સાહેબ તથા કાઉન્સિલે હુકુમો કાઢયા છે. તેમાં ફરમાવેલ છે કે, બ્રિટિશ રૈયતને માટે જે ફરમાનો છે તે જન્મથી કે સનદ લઈ જે રાણીની રૈયત થયેલ હશે, તેને, તેમજ તે હુકુમોમા લખેલા મુલકોમાં જે રાણી સરકારના રક્ષણમાં છે એમ દર્શાવ્યું હશે, તે બધાને લાગુ થશે. માટે આ ધારાથી

ફરમાવવામા આવે છે કે, સદહૂ ધારા તથા હુકુમોની રૂએ રાણી સરકારની સાથે હિંદુસ્તાનના જે રાજાઓ દોસ્તી ધરાવે છે, તે બધાના મુલકોમા રહેનારી રૈયતને એ રક્ષણનો લાભ મળશે ". આ કલમોના શબ્દો વિષે વધારે વિસ્તારથી ચર્ચા કરવાની જરૂર છે. " હિંદુસ્તાનના જૂદા જૂદા રાજા અને રાજ્યોની રૈયત " ને પર રાજ્યમાં રાણી સરકારના રક્ષણનો લાભ છે તે રક્ષણમાં દાખલ થવાની શરત માત્ર એટલીજ છે કે, પર રાજ્યમા રહેઠાણ હોવું જોઇએ, કિંવા તેમાં રહેવુ જોઈએ. સ્થાનિક હકુમત અને રાજસત્તાના અમુક વિશેષણો રાજ્યની નિશ્ચિત મર્યાદામાં તો જારી રહેછે તે ખુલ્લું છે, અને તેમ થવું એ સર્વોપરિ રાજસત્તાને યોગ્ય છે પરન્તુ તે રાજસત્તા સદહૂ મર્યાદામાં તો સામાન્ય રીતે નિર્જીવ જેવી રહે છે, અને દેશી રાજ્યની હદ બહાર સજીવન થઈ અમલમાં આવે છે " સામાન્ય રીતે નિર્જીવ રહે છે ", એ શબ્દો વિચારપૂર્વક વાપરવામા આવ્યા છે; કારણ કે સર્વોપરિ સત્તાની બીજા રાજ્યો પ્રત્યેની જવાબદારીના જે પરિણામો છે, તેના ઉપર બહુધા પ્રકારે લક્ષ આપવામા આવતુ નથી. એક તો સ્ટાચ્યુટમા લખ્યા પ્રમાણે એ છે કે પરદેશમા દેશી રાજ્યોની રૈયત હોય, ત્યારે બ્રિટિશ રૈયતની માફક તે બ્રિટિશ રક્ષણના વર્ગમા આવે છે વળી વધારે એટલુ થાય છે કે, અમુક શરતની સાથે રાજની મર્યાદાની અંદર સહાયકારીપણાનુ કામ કરવાનો તેમા સમાવેશ થાય છે. તે સહાયકારીપણાનું કામ સર્વોપરિ સત્તાએ, કિંવા તેની સાથે દોસ્તી ધરાવનાર રાજા કે રાજ્યે કરવાનું છે દ્રષ્ટાન્ત તરીકે જુઓ તો મહારાણી સરકારનું રક્ષણ ભોગવનારા સખ્સોને કેટલાંક કૃત્યો કરવાને, અને કેટલાક કૃત્યોથી દૂર રહેવાને ફરજ પાડવામા આવે છે. એવો એક દ્રષ્ટાન્ત આપણે ગયા પ્રકરણમા આપી ગયા છિએ. કચ્છની રૈયત ઝંગબાર સાથે વ્યાપાર ચલાવે છે

ત્યાં રહે ત્યાં સુધી તેઓ મહારાણી સરકાર તરફથી રક્ષણનો હક ભોગવે છે. જ્યારે ગુલામગિરીનો વ્યાપાર મટી નાખવામાં આવ્યો, ત્યારે તે બાબતના મનાઇ હુકમને તેઓ તાબે થયા; પરન્તુ તેમ છતાં ગુલામનો વ્યાપાર કરનારા કચ્છમાં નાશી જાય એમ પણ બને. નાશી જઈ તેઓ ઝંગબારમાં " રહેતા " બંધ પડે તેથી કચ્છની રૈયતની સ્થિતિમાં પાછા આવે. એમ કરવાથી મહારાણીના રક્ષણ તળે હોતા તેઓને શિક્ષા કરવાનો જોગ હતો તે બંધ પડે. તેથી સર્વોપરિ સત્તાએ કચ્છમાં પણ તેને પહોંચી વળવાનું કર્યું છે. તેની રૂએ કચ્છ દરબાર ઝંગબાર છોડી જનારી પોતાની રૈયતને સર્વોપરિ સત્તાનો હુકુમ લાગુ કરે છે એ પ્રમાણે તારીખ ૨૪મી એપ્રિલ સને ૧૮૬૯ના રોજ કચ્છના રાઓએ પોતાની રૈયતને જાહેરનામાથી ખબર આપી કે. " ગુલામનો ધંધો કરનારને ત્યાંના કાયદા પ્રમાણે ત્યાં સજા થશે ", અને "આંહી મારા મુલકોમાં પણ તમોને ગુન્હેગાર ગણવામાં આવશે અને શિક્ષાને પાત્ર થશો ". ઈ. સ. ૧૮૭૨ના ડિસેબર માસમાં એક બીજા જાહેરનામાથી કચ્છની રૈયતને ખબર આપવામાં આવી કે, "આમ છતાં જે કોઇ એ ધંધો ચલાવશે, કિંવા તેમાં કોઈ પ્રકારે મદદ કે ઉશ્કેરણી કરશે, તો આપેલી સત્તાની રૂએ માનવતી બ્રિટિશ સરકાર પોતાની રૈયત માફક તેને સખ્ત શિક્ષા કરશે, અને આ દરબાર તેની કચ્છમાંની સઘળી મિલ્કત જપ્ત કરશે ". ફોજમાં ભરતી કરવાની અને ગુન્હેગારોને સોંપવા -લેવાની બાબતનાં બંધનોનુ બયાન્ યોગ્ય સ્થળે કરવામાં આવશે આ ઉપરથી એવું ધોરણ પ્રગટ થાય છે કે, સીધા વ્યવહારના હક્ક આપી દેવાથી દેશી રાજ્યોએ પર દેશમાં તેમની રૈયત હોય, ત્યારે તેમનું રક્ષણ અને તેમના ઉપરની સત્તા બ્રિટિશ સરકારને આપી દીધી છે એટલુંજ નહિ, પરન્તુ પોતાની હકુમતોની અંદર પણ બાદશાહી રાજરીતિને મદદ કરવા

તેઓ બંધાયા છે. વળી હિંદુસ્તાનમા સયુક્ત રાજ્યોના રાષ્ટ્રીય પ્રતિનિધિ દાખલ બ્રિટિશ સરકારે પરરાજ્યો સાથે જે કોલકરારો કર્યા છે, તેને અમલમાં લાવવા દેવા માટે પણ દેશી રાજ્યો બંધાયેલાં છે

———·૦·૪·૦·———

## ૯૯. તહનામાંની કિંવા કાઉન્સિલના હુકમની રૂએ દેશી રજવાડાની રૈયતનુ રક્ષણ

પરદેશમાં દેશી રાજ્યોની રૈયત જઇને વસેલી હોય. અગર તેઓ મુલક જોવા જાય, તેના અગ તથા મિલ્કતનુ રક્ષણ રાણી સરકારે કરેલુ છે તેના પુષ્કળ દ્રષ્ટાન્તો આપી શકાય તેમ છે. જેવી રીતે ઇન્ડિયા સરકાર હિંદુસ્તાનનાં દેશી રાજ્યોમાં યૂરોપિયનો હોય, તેના ઉપર હકુમત ચલાવે છે, તેવી રીતે ક્રિસ્તિ ધર્મ નહિ પાળનારા અન્ય રાજ્યોમાં બ્રિટિશ રૈયત ઉપર પોતાની આગિક હકુમત હોવાનો તે દાવો રાખે છે દેશી રાજ્યોની રૈયતને આવી હકુમતનો હક્ક છે ઇરાનના અખાતમા એ પ્રમાણે મસ્કતના સુલતાને ઇ સ ૧૮૭૩માં કબૂલ કર્યું કે, "હિંદુસ્તાનના કોઈ દેશી રાજ્યની રૈયત મસ્કતના મુલકોમાં ગુન્હો કરશે, તો બ્રિટિશ રૈયતની માફક તેનો ઈનસાફ પોલિટિકલ એજન્ટે, કિંવા કોન્સલ (એલચી) ની કોર્ટે કરવો". તેણે વળી વધારે એમ પણ કબૂલ કર્યું કે, બ્રિટિશ સરકાર અને તેના રાજ્ય વચ્ચે થયેલાં બધાં તહનામાંમા જ્યાં જ્યાં "બ્રિટિશ રૈયત" એમ લખ્યું હોય, તેમાં "હિંદુસ્તાનનાં દેશી રાજ્યોની રૈયતનો સમાવેશ થાય છે" એમ સમજવું. તેવીજ રીતે તારીખ ૨૭ માહે ફેબ્રુઆરી સને ૧૮૭૪ના યાર્કદના તહનામાની નવમી કલમમા લખેલું છે કે, "તહનામાની રૂએ બ્રિટિશ રૈયતને અમીરના મુલકમા જે હક્ક મળેલા છે, તે રાણી સાહેબની સાથે દોસ્તી ધરાવનારા રાજ્યોની રૈયતને પણ મળવા જોઈએ"-વળી જો એવા રાજ્યના સબંધમા તહનામા કિંવા બીજી

કોઈ બાબત માટે ગોઠવણુ કરવાની જરૂર જણાય, તો તેનો નિશ્ચય બ્રિટિશ સરકારનીજ મારફત કરવો ". જંગબારના મુલકમાં હકુમત ચલાવવા માટે તારીખ ૨૯મી નવેંબર સને ૧૮૮૪નો રાણી સાહેબે તથા કાઉન્સિલે કરેલો હુકમ રાણી સરકારની જન્મથી કિંવા સનદ મેળવી થયેલી રૈયતને, તેમજ સુલતાનના મુલકમા રાણી સરકારના રક્ષણ તળે રહેનારા તમામ સખ્સોને લાગુ થાય છે. તેથી "બ્રિટિશ રક્ષણનો દાવો રાખનારા હિંદુસ્તાનના વતનીઓનુ" એક પત્રક બ્રિટિશ કોન્સલને રાખવુ પડે છે. આ હુકુમની રૂએ એમ પણ બને કે, પરદેશમાં કોઇ કચ્છની રૈયત ખૂનનો ગુન્હો કરે, તો તેનો ઈનસાફ મુંબઈની હાઈ કોર્ટ કરે. પરન્તુ કચ્છની અંદર ખૂનનો ગુન્હો કર્વાનો આરોપ કોઈ કચ્છની રૈયત પર આવે તો તેનો ઈનસાફ બ્રિટિશ કોર્ટથી થઈ શકતો નથી. કોઈ કારણસર ધારો કે કોઈ કચ્છની રૈયત રેઝિડેન્સિની હદમા કચ્છના પોલિટિકલ એજન્ટની હકુમતમાં ગુન્હો કરે, તેનો ઈનસાફ કચ્છમાંના બ્રિટિશ અમલદાર પાસે કરાવવો હોય, તો તેનુ કામ ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે સ્થાપેલી કોર્ટમાં, એટલે પોલિટિકલ એજન્ટની કોર્ટમા ચાલવું જોઇએ. (કચ્છના) ધારા પ્રમાણે સ્થપાયેલી ન્યાયની કોર્ટમાં તે કેસ ચાલી શકે નહિ કેમકે ઈન્ડિયાની ધારાસભાએ પસાર કરેલા આકટોના સ્થાનિક વિસ્તારની અંદર કચ્છ આવી શકતુ નથી. કચ્છની મર્યાદાની બહાર કોઈ પણ કચ્છની રૈયત બ્રિટિશ રૈયતના વર્ગમા પૂર્ણ રીતે આવી જાય છે. એ વિચારને આ તફાવતથી પુષ્ટિ મળે છે.

---

### ૧૦૦. પરવાનાથી કિંવા કોન્સલો તરફથી મળતું રક્ષણ.

પરદેશમા દેશી રાજ્યોની રૈયતને રક્ષણનો લાભ મળે છે, તે માત્ર કોન્સલોની હકુમતને કિંવા તહનામામા થયેલા ખાસ કરારોને લીધે

મળે છે એમ નથી રક્ષિત રાજ્યોની રૈયત કામ ધાતો રોજ માટે પર મુલકમાં જાય છે, ત્યારે તેમને પરવાના આપવામાં આવે છે. લડાઈ જાગે તો તે પરવાના રક્ષણ માટે ઉપયોગી થઇ પડે છે. જરૂરિયાતને સમયે જેની પાસે પરવાના હોય, તેને સરકાર તરફથી મદદનો હક્ક પ્રાપ્ત થાય છે. તેમાં એવી ખાત્રી કરેલી હોય છે કે, "આ પરવાનો જેની પાસે છે તે સખ્સ હિંદુસ્તાનમાંના ... રાજ્યની રૈયત છે, અને તે રાજ મહારાણી સરકાર સાથે આધીન દોસ્તી ધરાવે છે, માટે તેને મહારાણી સરકારના રક્ષણનો હક્ક છે". એ પરવાનાવાળો સખ્સ જે દેશમાં જાય, તેમા બ્રિટિશ સરકારનો પ્રતિનિધિ ન હોય, એવો ઈત્તિફાક બને તો બ્રિટિશ ઈન્ડિયાની રક્ષિત રૈયતને મળે છે, તે હક્કની રૂએ તેને તે પર રાજમાં રક્ષણનો હક્ક મળે છે. હિંદુસ્તાનમાં દરિયાઇ રાજ્યોની સખ્યા કમતિ છે; પરન્તુ કચ્છના ઝાઝો અમુક મોસમમાં આફ્રિકા અને મોઝામ્બિક જાય છે. મોઝામ્બિકને બંદરે પોર્ચ્યુગીઝ અમલદારો ખારવા લોકો પાસેથી શરતોની સનદો અને ખારવાનુ પત્રક માગે છે. આ પ્રમાણે છે તેથી કચ્છના વહાણોમાં ખારવાનુ કામ કરનારા સખ્સોને ભૂજમાં પોલિટિકલ એજન્ટની રૂબરૂ થવુ પડે છે, અને જ્યા બ્રિટિશ કોન્સલ હોય એવા બન્દરમા તેઓ જઈ પહોચે, ત્યારે શરતોની સનદ તેની પાસે રજુ કરે છે. તેને તથા જરૂર હોય તો ખારવાના પત્રકને તે સુધરાવી લે છે. તેમજ કાંઈ તકરાર પડે, તો તેની દરમિયાનગિરી માટે તેઓ અરજ પણ કરે છે. મોઝાંબિકનો બ્રિટિશ કોન્સલ કચ્છના હિત તથા રૈયત માટે યોગ્ય પ્રતિનિધિ છે, એ વાતનો આ પ્રમાણે જાહેર રીતે અમલ થાય છે. વળી પર રાજ્યના એલચીઓને હિંદુસ્તાનમા રાખવા તથા તત્સંબંધી ઘટારત શરતો કરવાનું કામ પૂર્ણ રીતે સરકારની હસ્તક રહેલું છે. પર રાજ્યોના એજન્ટોને

રક્ષિત રાજ્યો સાથે પરભારો સંબંધ નથી તેઓને દેશી રજવાડાની પાસેથી મદદ કે દાદ લેવી હોય, તો બ્રિટિશ સરકારને લખાણ કરવું જોઈએ. કારણ કે દરેક દેશી રાજ્યના પર રાજ્યો સાથેના વ્યવહારની દોરી માત્ર બ્રિટિશ સરકારના હાથમાં રહેલી છે. એથી વ્યુતક્રમ રીતે જોઈએ તો જૂનાગઢે જ્યારે પોર્ચુગીઝના દીવ સંસ્થાને કરેલી પેશકદમી વિષે ફરિયાદ કરી, અને તકરારનો ફડચો કરાવવા ઈચ્છા બતાવી, ત્યારે નવાબની તરફથી મુંબઈ સરકારે એ દોસ્તી ધરાવનાર રાજ્યની વતી બધો પત્રવ્યવહાર ચલાવ્યો હતો.

——:0:*:0:——

### ૧૦૨. દેશી રાજ્યોનો પરસ્પરનો વ્યવહાર બ્રિટિશ સરકાર ચલાવે છે તેમાંથી ઉત્પન્ન થતી ફરજો.

દેશી રાજ્યોએ વ્યવહારનો અને પ્રતિનિધિ રાખવાનો હક્ક ઈંગ્રેજ સરકારને સ્વાધીન કરેલો છે. તેથી કરીને સભ્યતા યાને તહનામાની રૂએ રક્ષણ અને રાજ્યકીય વ્યવહાર ચલાવવાનું કામ પણ બ્રિટિશ સરકારને સ્વાધીન થયેલું છે. માટે ખુલ્લું છે કે, બીજી પ્રજાઓની માફક તે હક્કની સાથે રહેલી શરતો તેમણે પાળવી જોઈએ. પર મુલકોમાં બ્રિટિશ રક્ષિત રૈયતના વર્તનને લાગુ થાય છે, તે નિયમો તેમણે પાળવા જોઈએ. રાજ્યકર્તાઓની રૈયતને જે લાભ આપ્યો છે, તેના બદલામાં તે રાજ્યકર્તાઓએ પણ માથે આવી પડતાં બંધનો ઉઠાવી લેવાં જોઈએ. મહારાણી સરકાર રાજ્યપ્રકરણી કામ ચલાવે જાય છે, તેનાં ફળ તેઓ ભોગવે છે, માટે પ્રજાઓના દોસ્તીના સબંધમાંથી અને મધ્યસ્થ સત્તાની મારફતે ઉત્પન્ન થતી જવાબદારીઓ અને બંધનોમાં તેઓએ ભાગ લેવો જોઈએ. એવાં બંધનોના ત્રણ દૃષ્ટાન્તો આપી શકાય તેમ છે. એક તો તેમના સંસ્થાનમાં પરદેશીઓ આવે તેની સાથેનું વર્તન, બીજું નાસી આવેલા ગુન્હેગારોને

સોંપવા બાબત, અને નિષ્ફુ લડાઈની વખતે માણસોની ભરતી કરવા વિષેનું બંધન. રાજ્યોમાં પરસ્પર કોલકરારો થાય છે, તેમાંથી ઉત્પન્ન થતી ફરજોના આ નમુના છે. તે શિવાય બીજા પણ ઘણાં બંધનો છે. સર્વોપરિ સત્તા રક્ષિત રાજ્યોની તરફથી બધો બહારનો વ્યવહાર નિરંતર ચલાવે જાય છે તેમ થતુ રહે ત્યા સુધી ઐક્યનો જે અવેજ તેઓએ આપવો જોઈએ, તેનો હિસાબ બંધ થઈ શકે તેમ નથી એ ખુલ્લુ છે.

——∘○∘——

## ૧૭૨. દેશી રાજ્યોમાં રહેતા યૂરોપિયનો તથા અમેરિકનો ઉપરની હકુમત

સ્વતંત્ર રાજ્યની ફરજ છે કે પોતાની રૈયતનું રક્ષણ કરવું. એ ફરજ પર દેશમા તે રૈયત હોય તોપણ જારી રહે છે. પર દેશમાં કાયદાના યોગ્ય અને યથાસ્થિત ક્રમના અભાવને લીધે પોતાની રૈયતના જાનમાલને હાનિ પહોચતી નથી એ જોવાની ફરજ બધાં યૂરોપનાં રાજ્યોએ લાંબી મુદ્દતથી સ્વીકારેલી છે ક્રિશ્ચન રાજ્યો પોતાનાં ન્યાયનાં ધોરણને એટલા અગત્યના ગણે છે કે, તે ધોરણને જરા પણ અલગ મૂકવામા આવે, તો તેઓ તેને "યોગ્ય કે યથાસ્થિત ક્રમ" માની શકતા નથી. કોઈ અદાલત ક્રિશ્ચન કે બીજો ધર્મ પાળનારના સોગન કરતા મુસલમાનના સોગનને વધારે કિમતી ગણે, ખાસ ફરમાનને લીધે બીજા કરતા બ્રાહ્મણનું વધારે રક્ષણ કરે, કિંવા મનુષ્યવધના જેટલીજ શિક્ષા પશુવધ માટે કરે, તો ક્રિશ્ચન દેશના લોકો વચ્ચે આવવા માટે વાજબી કારણ ગણે છે. આ કારણને લીધે ક્રિશ્ચન ધર્મ નહિ પાળનારા દેશમા પોતાની રૈયત રહેતી હોય, તેને શિક્ષા કરવાનો હક્ક સુધરેલી યૂરોપિયન પ્રજાઓએ પોતાના હસ્તક રાખેલો છે એવી ખાસ હકુમત માટેની દલિલો ઈટલિની સરકારે હાલમાજ પ્રસિદ્ધ કરી છે. તેમા આવલુ

શબ્દો છે— "ખરેખર આ કબૂલતોનું મૂળ કારણ જોઈએ, તો મુસલમાન રાજ્યોમાં મુસલમાનના હક્ક સામે યુરોપિયન સત્તાની ખાતર ક્રિશ્ચનના હક્કો મૂકવાની જરૂરયાત એજ છે, સ્થાનિક રાજસત્તા ભોગવનારી પ્રજા વિરૂદ્ધ તે કબૂલતો સામે પ્રથમથીજ ખ્યાલ રાખવામાં આવેલો છે. તેમજ જેને માટે તે કબૂલતો થઈ છે, તેના સબંધમાં ધર્મની, પોશાકની, કાયદાની, અને રિવાજની ભિન્નતાનો પણ તે કબૂલતોમાં પહેલેથી ખ્યાલ રાખેલો છે." એ કબૂલતો જે દેશને લાગુ થાય છે, તે ક્રિશ્ચન સરકારના તાબા અને રક્ષણમાં આવે કે તેની જરૂરયાત એકદમ બંધ થાય છે, એ પ્રમાણે ટ્યુનિસની બાબતમાં ઈંગ્લાન્ડે એજ વિચાર ગ્રહણ કર્યો હતો. ઈ. સ. ૧૮૮૮માં મસોલાની બાબતમાં ઈટલિએ પણ એજ ધોરણ રાખ્યું હતું. "ઇન્ડિયાના દેશી રાજ્યોમાં માહોમાહેના સબંધનો ધારો સાલુ હોય એમ ધારીએ, તો બેશક કાયદાના સુધરેલા ધોરણ પ્રમાણે ત્યાં રહેતી પોતાની રૈયતનો ઈન્સાફ કરાવવા યુરોપની સત્તાઓ આગ્રહ કરે. યૂરોપની સત્તાઓની હરિફાઈને લીધે મિસર દેશ ઉપર રાજપ્રકરણી કામકાજ માટે જે અંકુશો આવી પડ્યા છે, તેમાંથી બ્રિટિશ સરકાર રાજ્યોનો બચાવ કરે છે. માટે બ્રિટિશ સરકારની ફરજ છે કે તે બીજાં રાજ્યોને ખાત્રી કરે કે, તેમની રૈયત સાથે વાજબી વર્તન ચલાવવામાં આવશે. બીજી રીતે જોતાં તેની દરમિયાનગિરી વાજબી છે. બ્રિટિશ સરકારની મંજૂરી વગર યૂરોપિયનોને નોકરીમાં નહિ રાખવા મ્હોટાં રાજ્યોએ તહનામાથી અને ન્હાનાં રાજ્યોએ ગુપચુપ સમજુતીથી અને રીવાજથી કબૂલ કરેલુ છે. કેટલાકે તો રજા વગર 'પશ્ચિમના રાજ્યોની રૈયતને પોતાના દેશમાં ન રહેવા દેવા કબૂલત આપેલી છે. હિંદુસ્તાનના ધારા પ્રમાણે પરદેશીઓને હાંકી કાઢવા સરકારને સત્તા છે. સર્વોપરિ સત્તાને આવો અસાધારણ અધિકાર છે. તેથી તેની

સાથે દોસ્તી ધરાવનારાં રાજ્યો ઉપર આવા અંકુશો રાખેલા છે. દેશી રાજ્યોની મદદથીજ બાદશાહી રાજનીતિ ચલાવવાનું તેનાથી બને તેમ છે. યુરોપિયનો અને અમેરિકનો દેશી રાજ્યોની હદમાં ગુન્હા કરે, તેનો ઈન્સાફ કરવાનો હક ફક્ત બ્રિટિશ સરકારને છે એ તેમનું કહેવું ન્યાયસર અને જરૂરનું છે. તે ન્યાયસર છે કારણ કે, દેશી રાજ્યોમાં બ્રિટિશ રૈયત હોય તેને માટે કાયદા બાંધવાની સત્તા પાર્લામેન્ટે ઈન્ડિયાની ધારા બાંધનારી સભાને આપેલી છે. જે રક્ષણ બ્રિટિશ યુરોપિયન રૈયતને પાર્લામેન્ટે બક્ષેલું છે, તે રક્ષણ યુરોપિયનો તથા અમેરિકનોને પણ વાજબી અને સરખી રીતે આપવું જોઈએ. સરકારનું કહેવું જરૂરનું છે એમ ઉપર બતાવ્યું છે તેનું કારણ એ છે કે, ઈન્ડિયાના રક્ષિત રાજાઓ સાથે તહનોમાં કે કોલકરારો કરવાનો હક પર રાજ્યોને બ્રિટિશ સરકાર આપતી નથી. માટે રાજપ્રકરણી ઈલાજોથી ઉપાયો યોજી એવો ઈલાજ પૂરો પાડી રાખવો જોઈએ કે, ઇન્સાફનું કામ ગેરવાજબી કે અનિયમિત રીતે ચાલે નહિ. એ ઈલાજ સીધી રીતે વ્યવહાર રાખવાથી સંપાદિત થાય તેવો નથી

જે અમેરિકનો કે યુરોપિયનો દેશી રાજ્યોમાં વસતા હોય, તેના ઉપરની સંપૂર્ણ હકુમત સ્વાધીન રાખવાના સામાન્ય ધોરણ માટે મતભેદ થવા જેવું કાંઈ નથી. પરન્તુ તેનો ઈલાજ યોજી રાખવો એ વધારે મુશ્કેલ કામ છે. ગ્વાયાના વહાણના કેસમાં ઈ. સ. ૧૮૪૩મા લોર્ડ કામ્પબેલે ટીકા કરી હતી તે પ્રમાણે પાર્લામેન્ટને "બ્રિટિશ રાજના મુલકો અને હકુમત બહારના પરદેશીઓ માટે ધારા બાંધવાની સામાન્ય સત્તા નથી." બીજો કેસ પાપાયાની વિ. રશિઆન સ્ટીમ નેવિગેશન કંપનીનો છે. તેમાં પણ એમજ ઠરાવવામા આવ્યુ હતુ કે, જે રાજને સત્તા હોય તે રાજ્ય બીજા રાજ્યને પર રાજ્યની રૈયત ઉપર હકુમત

ચલાવવા દે નહિ. પણ ઇન્ડિયામાં તો આ બંન્ને મુશ્કેલીઓ દૂર થઈ શકે તેમ છે અહીંના દેશી રાજ્યો સ્વતંત્ર 'નથી' તેઓએ પર મુલકો સાથેના વ્યવહાર બ્રિટિશ રાજ્યને સોંપી દીધો છે. તેથી જરૂરયાતની હકુમત બ્રિટિશ રાજ્યનેજ સોંપરત થઈ ગઈ છે. પાર્લામેન્ટ કિંવા ઇન્ડિયાની ધારા બાંધનારી સભાની મદદની જરૂર રહેતી નથી. કેમકે રક્ષિત રાજ્યોમા પોલિટિકલ અમલદારોની દ્વારાએ કોઇને સોંપરત કરી, યાતો બીજા કાયદેસર સાધનો કામે લગાડી હકુમત ચલાવવામાં આવે છે. તેથી દેશી રાજ્યોની સઘળી મુશ્કેલીઓ દૂર થઇ ગઇ છે. કોઈ કેસ ઉત્પન્ન થાય, તો તે બાબત રાજ્યોને પૂછવાની જરૂરયાત પણ રહેતી નથી. કારણ કે એવા ઈનસાફના કામમા કાંઈ રાજપ્રકરણી લખાણ કરવા જરૂર જણાય, તો તે બ્રિટિશ સરકાર તરફજ કરવું પડે છે રાજ્યોના માહો માહેનાં કામકાજો માટે દેશી રાજ્યોના પ્રતિનિધિ તરીકે બ્રિટિશ સરકારજ જવાબ દેછે. મૈસુરના કોલકરારોનું વિસ્તીર્ણ દસ્તાવેજ જોનારને આશ્ચર્ય લાગશે કે, તેમા યૂરોપિયન બ્રિટિશ રૈયત ઉપરની પૂર્ણ હકુમત સરકારને સ્વાધીન કરેલી છે, અને ઇન્ડિયાની બહારના વતનીને નોકરીમાં રાખવાની મના કરેલી છે, તોપણ પર રાજ્યોની યૂરોપિયન રૈયત માટે સરકારે તેમાં કાંઈ પણ લખેલુ નથી. પરન્તુ તેમા એક એવી કલમ છે કે, ન્યાયના કામમા મહારાજાએ અવશ્ય સરકારની સલાહ માન્ય કરવી જોઈએ. તેથી પર રાજ્યની યુરોપિયન રૈયતનો ઈનસાફ કરવો હોય, તો તેના સબંધમા નડતી મુશ્કેલી દૂર થવાની જોઇએ તેટલી નિર્ભયતા છે બીજી તરફથી જોઈએ તો તારીખ ૧૦મી જુલાઈ સને ૧૮૬૧નો હૈદરાબાદનો કરી આપેલો દસ્તાવેજ છે. તેમા યૂરોપિયનોની સ્થિતિ સનદી દેશીઓના જેવી ગણેલી છેઃ તેની અંદર સઘળા રાજ્યોના યુરોપિયનોનો સમાવેશ થઈ જાય છે. ને વખતે નિઝામે એવું જાહેરનામું

કહ્યું કે, " નિઝામના રાજમાં હિંદુસ્તાનમાં જન્મેલા યૂરોપિયન ઓલાદના ઘણા યૂરોપિયનો વસે છે, તેથી જાહેર કરવામા આવેછે કે જ્યારે તેમની અને સંદહૂ મુલકોના રહેવાશીઓની વચ્ચે તોફાન થાય, ત્યારે નિઝામ અને તેના આશ્રિતોની નોકરીમા ન હોય તેવા સખ્સોનો ઈનસાફ હેદરાબાદનો રેઝિડેન્ટ, કિંવા તે જેને અખત્યાર આપે તે કરે, અને તેના ગુન્હા માટે શિક્ષા પણ કરે." ઈન્ડિયામાં જે રાજ સાૈથી મોટુ છે, તેણે તેમા વસેલા યૂરોપિયન ઓલાદના લોકો ઉપરની હકુમત બ્રિટિશ કોર્ટને આપી દીધી છે, તો તે વિષે બીજુ કોઇ રાજ તકરાર કરે તેમ નથી.

---

## ૧૦૩. નાશી જનાર પરદેશી ગુન્હેગારો સોંપવા વિષેનાં બંધનો.

ન્યાયમાંથી છટકી નાશી જનારા, જેઓએ પોતાના દેશમા ગંભીર ગુન્હાઓ કરેલા હોય. તે વર્ગના માણસો માટે ફક્ત આ પ્રકરણમા બયાન કરેલુ છે. બ્રિટિશ કાયદાનો ભંગ કરનારા શકદારોને દેશી રાજ્યો પાસેથી લેવાની બ્રિટિશ સરકારને ઘણીવાર તક આવે છે. વળી હિંદુસ્તાનમાના દરેક રાજના પરદેશ સબંધી કામકાજ બ્રિટિશ સરકારના હસ્તક થાય છે. તેથી એક રાજ્યના ગુન્હેગારો બીજા રાજ્યમા નાશી જઈ આશ્રય લે છે, ત્યારે તેને સોપી દેવાનુ પણ તેનીજ મારફત બને છે, અથવા પર રાજ્યો સાથે જે કોલકરાર થયા છે, તેની રૂએ એવીજ રીતની ફરજ તેમની માગણી પ્રમાણે બજાવવા બ્રિટિશ સરકારને કહેવામા આવે છે. એ પ્રમાણે તા. ૧૪મી મે સને ૧૮૭૨ના જર્મની સાથે થયેલા તહનામાથી જૂઠાં બહાના કાઢી પૈસા કે માલ લઈ જનારા નાશી ગયેલ ગુન્હેગારને સોપી દેવા બ્રિટિશ રાજે કબૂલત આપેલી છે. તારીખ ૨૫મી જૂન સને ૧૮૭૨ના મહારાણી સરકાર તથા તેની કાઉન્સિલના હુકમથી આ તહનામાનો કાયદે

સર અમલ થયો છે. તેથી કરીને નાશી જનારા ગુન્હેગારોના સંબંધના ધારા ચાલુ કરવામાં આવેલા છે. કેટલીક વાર એમ પણ બને છે કે કોઈ ગુન્હેગાર જર્મનીમાંથી હિંદુસ્તાનમાં નાશી આવી, ત્યાંની બ્રિટિશ હકુમત-માથી દેશી રાજ્યની હકુમતમાં જતો રહે છે. આવા કામમાં પાર્લામેન્ટના ધારા દેશી રાજ્યોને લાગુ થઈ શકતા નથી, અને એ સંબંધમાં ઇન્ડિયા સરકાર અને દેશી રાજ્યો વચ્ચે ખાસ તહનામાં થયાં નથી. તોપણ ઇન્ડિયા સરકાર રક્ષિત રાજ્યમાં આવી આશ્રય લેનાર ગુન્હેગારને સોપી દેવા માગણી કરી સંભવિત રીતે તેને કબજે લેવાનું કર્યા વગર રહે નહિ દેશી રાજ્યોએ બ્રિટિશ સરકાર સાથે સંબંધ બાંધી પર રાજ્યો સાથેનો વ્યવહાર તેને સોપરત કરેલો છે. માટે આવું બંધન તેમના ઉપર આવી પડેલુ છે. જર્મનીનુ રાજ્ય હિંદુસ્તાનના રક્ષિત રાજ્યો સાથે એ બાબત કોલકરાર કરી શકે નહિ હિંદુસ્તાનની સરકાર દેશી રાજ્યોની મદદ વગર નાશી આવેલા તહોમતદારો જર્મનીને સોપી શકે નહિ. બ્રિટિશ ઇન્ડિયા કે પાર્લામેન્ટના ધારા દેશી રાજ્યોમાં નાશી જનારા ગુન્હેગારોને લાગુ થઈ શકે નહિ, તેથી તે રાજાઓએ બ્રિટિશ હકુમતમાં બ્રિટિશ અમલદાર તરફ તેને સોંપી દેવાનુ કરી દેવુ જોઈએ. ત્યા તેનો ઇનસાફ થાય છે. દેશી રાજાઓ ઉપર બ્રિટિશ કાયદાની બારિકીઓના બંધન છે નહિ.

———:-:o *:o:-:———

## ૧૦૪ પર રાજ્યની નોકરી માટે માણસોની ભરતી કરવાનાં બંધનો.

પર રાજ્યની નોકરીમા માણસો નોંધવાની બાબત છે, એ રાજકીય બંધનનો બીજો દૃષ્ટાન્ત છે. સુલેહના વખતમાં શેહનશાહતની ફરજોમાં દેશી રાજ્યોએ ભાગ લેવાનો છે. તેમજ લડાઈની જોરબારીમાં મદદ પણ કરવાની છે. પર રાજ્યો સાથેના સબંધમાં સર્વોપરિ સત્તા તેમની તરફથી

પ્રતિનિધિ દાખલ કામ કરે છે તે જ્યારે લડાઈના વખતમાં તટસ્થપણું ગણે, તો તેની અસર દેશી રાજ્યો ઉપર પણ થાય છે, તેથી તેઓ હથિઆર, યુદ્ધસામગ્રી, કિંવા ભરતી માટે માણસો લડાઈ કરનારા પક્ષકારોને પૂરા પાડી શકતા નથી. ઈ. સ. ૧૮૭૦મા પાર્લામેન્ટે ૩૩ અને ૩૪મો સ્ટાટ્યુટ, વિક્ટોરિયા ચાપટર ૯૦મો પસાર કર્યો. તેમની સાથે સુલેહ રાખનારા બે રાજ્યો લડે ત્યારે મહારાણી સરકારની રૈયતે કેવી રીતે ચાલવું તેના નિયમો તેમા દર્શાવેલા છે. તેમા ગેરકાયદેસર માણસો નોધવાની, ગેરકાયદે વાહાણો બાંધવાની, અને ગેરકાયદે ચઢાઈઓ કરવાની વ્યાખ્યાઓ કરી તેની મના કરેલી છે, તે ધારો બ્રિટિશ રાજ્યના દરેક ભાગમા પ્રસિદ્ધ કરવાનો હતો, અને તેની પ્રસિદ્ધિના દિવસથી તે અમલમા આવવાનો હતો, તે પ્રમાણે ઈ સ. ૧૮૭૧મા તે પ્રસિદ્ધ કરવામા આવ્યો હતો. ત્યાર બાદ તરતજ, બાદશાહી ધારો યથાર્થ પાળવા માટે હિંદુસ્તાનનો કાયદો એ એક અપૂર્ણ સાધન માલમ પડ્યું. પાર્લામેન્ટના ધારાનો અમલ માત્ર યુદ્ધના સમયમાં થાય છે. હિંદુસ્તાનના પઠાણ અને બીજા લડાયક લોકોને લડાઈ શરૂ થયા પહેલા પર રાજ્યની નોકરીમા નોંધી લેવામાં આવતા હતા એમ માલમ પડ્યુ તેથી ઇ. સ. ૧૮૭૪ના ચોથા આકટની રૂએ પર રાજ્યોની નોકરી માટે માણસોની ભરતી કરતાં મના કરવાની ગર્વનર જનરલ ઇન કાઉન્સિલને સત્તા મળી. આમ થતા સુલેહના વખતમાં કિંવા લડાઈ જાગવાની હોય તે પહેલા માણસો નોંધવાનુ બંધ કરી શકાય તેમ છે. પરન્તુ મહારાણી સરકારના તાબામા જે મુલકો નથી તેને માટે ધારા બાંધવાની સત્તા પાર્લામેન્ટ, કિંવા ઈન્ડિયાની ધારા બાંધનારી સભાને નથી તેથી ઉપર સૂચવેલો ધારો મહારાણી સરકાર સાથે આધીન દોસ્તી ધરાવનારા રાજ્યોની મદદથી તેમના મુલકમા અમલમા આવી શકે છે. એવી મદદ માટે ઈન્ડિયા સરકારને હક્ક છે. બ્રુસેલ્સ કાન્ફરન્સે અને

આવેલા મોરબી અને નવાનગરનાં રાજ્યો સાથે લાંબી તકરાર જારી રાખી છે. તેની સાથે થયેલા તા. ૧૩મી અકટોબર સને ૧૮૧૫ના તહ-નામામાં એક એવી કલમ છે કે, “કોઇ રાજા કે રાજ્ય ઉપર રાઓ, તેના વારસ, અને તેની પછી ગાદી ઉપર થનાર પેશકદમી કરશે નહિ; અને જો એવા કોઈ રાજા કે રાજ્ય સાથે અકસ્માત્ તકરાર ઉઠશે, તો માનવંતી કંપનીની મુનસફી ઉપર તેનો ફેસલો કરવાનું સોંપવામાં આવશે.” તેથી કરીને જ્યારે જ્યારે કચ્છ અને મોરબી વચ્ચેની જૂની તકરારોએ આકરૂં રૂપ ધારણ કરેલું છે, ત્યારે ત્યારે ખરી હકિકતની તપાસ થવા બ્રિટિશ સરકાર તાબડતોબ કમીશનરો નિમતી આવી છે, અને તેનો ફેસલો સભળાવી અમલ કરેલો છે. તહનામાંની એક કલમથી કચ્છના રાઓની ખાત્રી કરેલી છે કે તેના અંદરના રાજવહિવટમાં બ્રિટિશ સરકાર વચ્ચે આવશે નહિ. પરન્તુ કોઈ રાજ સાથેની તકરારમાં સરકારનો ઠરાવ કબુલ રાખવાના બન્ધન સાથે એ ખાત્રી આથડાઅથડી કરે એવું હોય, ત્યારે રાઓના કાઠિયાવાડની અંદરના હકોના વહિવટમાં થોડી મુદત દરમિયાનગિરી કરવા જરૂર પડેલી છે. રાજ્યોની અંદર અંદરની તકરારોના ફેંસલા સર્વોપરિ સત્તાએ કરવા જોઈએ, અને એક રાજ્યે બીજા રાજ્યની અંદરની બાબતમા વચ્ચે ના આવવું જોઈએ. આ ધોરણને ચુસ્ત રીતે વળગી રહેવાના અનેક દ્રષ્ટાન્તો બ્રિટિશ સરકાર સાથેના દેશી રાજ્યોના સમ્બન્ધના ઇતિહાસમાંથી માલમ પડી આવે છે. સુલેહનો નવો જમાનો દાખલ કરવા અને જૂની દુશ્મનીઓ નાબુદ કરવા કંપનીએ મહેનત કરી હતી. પરન્તુ એ કામમાં અનેક મુશ્કેલીઓ આવી પડી. ઈ. સ. ૧૮૧૮મા હેસ્ટિંગ્સે જોધપુરના રાજા સાથે આધીન સહાયકારીપણાનું તહનામું કર્યું. તેથી ત્યાંનો રાજકર્તા બ્રિટિશ રક્ષણ તળે આવ્યો. ત્યારે જેપુરે તેની સાથે વર્તણૂક ચલાવેલી હતી તેના બદલામાં

અને જોધપુરની ગાદી માટે બીજો ઉમેદવાર હતો. તેને જેપૂરે મદદ આપ્યાના બદલામાં તેના મનમાં વૈરભાવની લાગણી તાજી હતી. એવી ઉમેદ રાખવામાં આવી હતી કે, બ્રિટિશ રક્ષણથી જોધપુરના રાજકર્ત્તાની સ્થિતિ મજબૂત થતાં તેના પ્રત્યે દુશ્મની બતાવનાર અમીરો વિરૂદ્ધ તે પોતાનો અખત્યાર વાપરશે. પરન્તુ બ્રિટિશ સરકાર વચ્ચે આવી, અને ઈ. સ. ૧૮૨૪માં ફરમાન કરી મહારાજા પાસેથી જપ્ત કરેલી જહાગીરો અમીરોને પાછી સોંપવા કબૂલનો લીધો "તેઓ રહેમને પાત્ર નથી, તોપણ બ્રિટિશ સરકારને રાજી રાખવા" એમ કરવામાં આવ્યું હતુ. જેને મહેરબાની બતાવવામા ન આવી તેણે મહારાજા સામે બંડ જગાવ્યું. જેપુર તેના અસક્ત દુશ્મનને દુઃખ દેવાની લાલચથી દૂર રહેવા અશક્ત હતુ. તેની મદદથી તેના રાજ્યમાં જોધપુર વિરૂદ્ધ હિલચાલ થવાનો પાયો રોપવામાં આવ્યો. જેપુરની વર્તણુક માટે એકદમ સખ્ત ઈલાજ લેવામાં આવ્યો. બ્રિટિશ અમલદારોએ તરતજ આ બન્ને રાજ્યોના વહિવટમાં દરમિયાન આવવાનું છેવટનુ પગલુ ભર્યું જ્યારે બ્રિટિશ સરકારે હિંદુસ્તાનના રાજ-વહિવટની જવાબદારી પોતાને માથે લીધી; ત્યારે ગત સમયથી કંપનીને પ્રાપ્ત થયેલ વંશપરંપરાની શત્રુતાનુ અને અસલની તકરારનુ જોર નરમ પડ્યુ ન હતુ ઇ. સ. ૧૮૫૬ અને ૧૮૭૩માં એ રીતે એ મર્તબે વાસ-વાંડાના મહારાવળે વાઇસરાયની મોટી ઇતરાજી પેદા કરી હતી. પ્રથમને પ્રસંગે કુશળગઢના ખડીઆ જહાગીરદાર સામે જુઠો આરોપ ખડો કર્યો હતો તે માટે તેનો દંડ કરી તેને મળતા તોપોના માનમાં થોડી મુદ્દ-તનો ઘટાડો કરવામા આવ્યો હતો. બીજે પ્રસગે પરતાપગઢનું સરહદ ઉપર આવેલુ એક ગામ હતુ, તેના ઉપર તેણે હલ્લો કર્યો. ને ઉપરથી ફરીવાર તેના તોપના માનમાં ઘટાડો જારી રાખવામા આવ્યો હતો. ટોંકનું રાજ મૂળ પિંડારીના મહાન્ અગ્રેસર અમીરખાએ માળવામાંથી

ઉભું કર્યું હતું અમીરખાંએ મેળવેલા મુલકો કંપનીએ મન્જૂર કર્યા, અને તે ઉપાયથી તેને લૂટફાટની આદતમાંથી મુક્ત કર્યો હતો. એ ટોન્કના સબંધમાં સર્વોપરિ સત્તાએ જે પગલું ભર્યું, તે વધારે ચોકસ હતું. તારીખ ૧૪મી નવેમ્બર સને ૧૮૬૭ના વાઇસરાયના જાહેરનામામાં જણાવ્યા પ્રમાણે અમીરખાનના પૌત્રે લાવાના રાજકર્તાના કાકા અને અમુક નોકરના અંગ ઉપર જુલમ ગુજાર્યો. "આ ગુન્હાની શિક્ષા તરીકે" તે માટે વાઇસરાયે ઠરાવ કર્યો કે, તે નવાબને તખ્તગરખાસ્ત કરવો, અને લાવાનું રાજ "અલગ કરવું અને જાગુને માટે બ્રિટિશ રક્ષણ નીચે રાખવું". અંધેરના બનાવોથી રજપુતસ્થાન ખરાબ રીતે પ્રસિદ્ધિને પામ્યું હતું. તેથી જાહેરનામું કાઢવામાં આવ્યું કે, "હાલનો ધડો દેશમાં ભૂલી જવામાં નહિ આવે, પરન્તુ તેથી ટોન્ક અને રજપુતસ્થાનમાં રાજા અને રૈયત બન્નેને કલ્યાણકારી અને લાભકારી નિવડશે". જાણી જોઇને આ કૃત્યને "ગુન્હો" ગણવામાં આવ્યું હતું, તેને માટે થયેલ શિક્ષા વેર લેવા માટે નહિ પણ દાખલો બેસાડવા માટે બેશક કરવામાં આવી હતી; એટલું નહિ પરન્તુ સતારાના તહનામામાં લોર્ડ હેસ્ટિંગ્ઝના કહેવા પ્રમાણે બ્રિટિશ સરકારની મારફત બીજા રાજ્યો સાથે વ્યવહાર ચલાવવો જોઇએ તે "મૂળ કરાર" નો આ દ્રષ્ટાન્ત છે

———— o*o ————

## ૧૦૬. રાજ્યોની અંદર અંદરની ગોઠવણનું સ્વરૂપ.

એક રાજ સાથે બીજા રાજની ગોઠવણનું જે સ્વરૂપ છે તે બાબતનો નિયમ બંધાઇ ગયો છે. દેશી રાજ્ય સાથેના પરસ્પરના વ્યવહારમાં બ્રિટિશ સરકાર દરમિયાન રહે છે. તેઓથી સીધી રીતનો વ્યવહાર રાખી શકાતો નથી. રણના પાણીમાંથી કચ્છ અને નવાનગરના કિનારા ઉપર ઓળનો માલ તણાઇ આવે, તેના ઉપર જાવક જકાત માફ કરવા

એ બે રાજ્યો જ્યારે તૈયાર થયાં, ત્યારે એવી અરજના અર્થ કે, બ્રિટિશ રાજના નામથી અમુક નિયમો બાંધી બન્ને રાજ્યો માટે હુકમ દર્શાવવા, કિંવા દરેક રાજ્ય જુદા જુદા કોલકરાર કરી આપે. અને જકાત માફ કરવા બ્રિટિશ સરકાર સાથે બંધાય. હાલના જમાનામાં કેટલાંક સુધરેલાં રાજ્યોએ, જેવા કે લુણાવાડા અને બાલાસીનોરે, અને ભરતપુર અને અલવરે મુલકનો અદલાબદલો કરી વંશપરંપરાની તકરારોનો અંત લાવવા સ્તુતિપાત્ર ઈચ્છા બતાવી છે. ભરતપુર અને અલવર વચ્ચે જે ગોઠવણ થયેલી છે, તેનું બંધારણ જોતાં તે ગોઠવણ ઉત્તમ પ્રકારની છે, એમ સારી રીતે નિરૂપણ થાય છે. શરૂઆતમાં એ કોલકરારના હેતુ બતાવેલા છે. “ ભરતપુર અને અલવરના રાજ્યો વચ્ચે રૂપારેલ નદીના પાણીના ઉપયોગની બાબતમાં મતભેદ થતાં તે બન્નેના હિત માટે તે તકરારનો ફેંસલો કરવાનું યોગ્ય જણાય છે, અને તેમ કરવામાં મુલકનો અદલોબદલો કરવો એ વાસ્તવિક છે માટે”. ત્યાર બાદ એ કરારપત્રમાં સર્વોપરિ સરકારે પોતાને માથે લીધેલું કામ બતાવેલ છે “ ભરતપુર અને અલવરનાં રાજ્યોની સમ્મતિથી ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે નીચે લખેલી ગોઠવણ કરેલી છે.” ત્યાર પછી જે કલમો છે, જેમાં કંઈ જમીન એક રાજ બીજા રાજને પૂરેપૂરી બિનશરતે અને યાવચ્ચન્દ્રદિવાકરૌ આપે છે, અને કંઈ તારીખથી તે ગોઠવણનો અમલ કરવાનો છે તેનું બયાન કરેલું છે.

———:૦.×:૦:———

## ૧૦૭. દેશી રાજ્યોનો પરસ્પરનો વ્યવહાર બંધ થયાનાં લાભકારી પરિણામો.

દેશી રાજાઓએ પરસ્પર વ્યવહારનો હક્ક ખોઈ દઈ પોતાનાં રાજ્યોને ગંભીર ભયમાંથી બચાવ્યાં છે. તેની સાબિતી માટે હિંદુસ્તાનના અર્વાચીન ઈતિહાસની બહાર આપણે જવાની જરૂર રહે તેમ નથી. જ્યારે

કંપની એક તરફ અલગ રહેલી હતી, અને રજપુત રાજાઓ મરેઠા સાથે પોતાની ગોઠવણ કરવા છૂટા રહેલા હતા, ત્યારે એ રજપૂત રાજાઓના ખંડણી સબંધી કોલકરારો ઉતાવળથી અને વગર સલાહ કરી લેવામાં આવ્યા હતા. દોસ્તી ઠરાવનારા એક વચ્ચે રહી ધક્કા ખમનાર રાજ્ય પાસેથી લોર્ડ કાર્નવાલિસ પોતે સારા પરિણામોની ઈચ્છા રાખતો હતો. તેને મજબૂત કરવાનુ કામ શરૂ કરતી વખત મહારાજા રણજીતસિંધે પ્રથમનો મજ્બના સરદાર અને જાગીરદારોના મુલકો ખાલસે કર્યા. ઈ. સ. ૧૮૩૬ સુધીમા સિંધ સામેના તેના દાવાનો સરવાળો બાર લાખ રૂપીઆ થઈ ચૂકયો હતો. જો કંપની દરમિયાન ન આવી હોત, તો તે દાવાઓના બદલામા તેણે શિકારપુર ઉપર ચઢાઈ કરી હોત. નજીકનો ભય દૂર કરવાની ખાતર નબળાં રાજ્યોએ તુરતોતરત કબૂલતોમા સહી કરી આપી, પરન્તુ તેઓને તે પાળવાનો ઇરાદો ન હતો. દાવાદારો પૈસા આપવા ખુશી બતાવતા, જ્યારે મોટા રાજ્યો ફેસલાઓ, ફરમાનો, અને સનદો આપવા પછાત રહેતા નહિ મરેઠાઓએ ઇ. સ ૧૭૭૧ના ડિસેમ્બરની ૨૫મી તારીખે શાહઆલમને દિલ્હીમા ઠાઠની સાથે આણ્યો, ત્યારથી તે ઈ. સ. ૧૮૦૩મા એ બાદશાહને લોર્ડ લેકે છોડાવ્યો, ત્યા સુધી તેના રખેવાળો પાસેજ સનદો વગેરેના કાગળીઆની વ્યવસ્થાનુ કામ રહ્યું હતુ. પશ્ચિમ હિંદુસ્તાનના એક મહારાજાએ તેજ એજન્સિના તેના પડોશમા આવેલા રાજ્યો ઉપર જે દાવા કર્યા હતા, તેનો આધાર જુના દસ્તાવેજો ઉપર રાખ્યો હતો. ઘણા વર્ષ બાદ સાબીત થયુ કે, તે દસ્તાવેજોમાં ફેરફાર થયા હતા, અને તે ભરોસાપાત્ર રહ્યા ન હતા. તેમ છતાં જે ઠાકોર પાસેથી તે જોરજુલમે કરાવી લેવામા આવ્યા હતા, તેના વંશજોએ તો અજ્ઞાન અને ડરને લીધે તે કબુલ કર્યા હતા. જ્યારે હિંદુસ્તાનના રાજ્યોને

રક્ષણ તળે લેવામાં આવ્યાં, અને તેમણે પરભારો વ્યવહાર રાખવાનું છોડી દીધું. ત્યારે તેઓને આવી ભયંકર સત્તા સોંપાય એવા તે લાયક ન હતા. થોડાક રાજસત્તાના હક્ક સોંપી દેવાથીજ તેઓનો માહોમાંહેનો બચાવ થયેલ રાજ્યોના પરસ્પરના બંધનોની પવિત્રતા વિષે લોકોના વિચારો ઘણી રીતે સુધરેલા છે, પરન્તુ હાલના જમાનામાં પણ પક્ષપાત, નાણાંની જરૂરયાત, કિંવા કુતર્કોથી કરારોને બાધ લાગે એવું છે. તોપણ નશીબજોગે એવા પરિણામો, એક નિષ્પક્ષપાત રાજ, જે દેશી રાજ્યોનું કાયમપણું ઇચ્છે છે અને મહારાણીના દોસ્તોની આબાદી ચાહે છે, તેના એક ફાયદામંદ નિયમથી નિવારિત થાય છે તે નિયમ એ છે કે તે સરકાર રાજ્યોના પરસ્પર વ્યવહારના કામકાજોમાં હમેશાં દરમિયાન રહે છે.

— *.- -o- - * —

# પ્રકરણ ૧૦ મું.

## અંદરના રાજકારોભારને લગતાં બંધનો

—.o:*:o:—

**૧૦૮. "બંધન" શબ્દનું વાજબીપણું બતાવવાની જરૂર છે.**

હિંદુસ્તાનના સત્તાધીશ રાજાઓ તથા રાજકર્ત્તાઓએ સુલેહ અને લડાઈ કરવાના હક્ક છોડી દીધા છે, અને પરદેશના દુશ્મનોમાંથી પોતાનો બચાવ કરવાની ફરજ સર્વોપરિ સત્તાને સોંપી છે તેના બદલામાં આંતર્જનિક રક્ષણ માટે લશ્કરની સહાયતા લેવાની તે સર્વોપરિ સત્તાને

છૂટ છે વ્યવહાર. એકસંપ, અને એલચી મોકલવાની બાબતના હક્ક રાજ્યોએ તમામ, રીતે છોડી દીધા છે બ્રિટિશ સરકાર સાથે તેઓ રાજવહિવટમાં ભાગીઆ જેવા થયા છે. તે માટે તે હક્કોને લગતાં બંધનો પાળવા તેઓની ફરજ થઇ છે પરન્તુ તહનામામાં ખાસ બાબતો દર્શાવેલી છે. તે શિવાય તેમના અંદરના રાજવહિવટમા વચ્ચે આવવા સર્વોપરિ સરકારને તેમણે સોંપરત કરી નથી. ત્યારે તેમના અંદરના રાજવહિવટમાં સરકારને આવવા માટે સઘળાં દેશી રાજ્યો શી રીતે બંધનમાં આવી ગયા છે? આ સવાલ આપણને પ્રૌઢ રાજનીતિના ભેદની સમિપ ભયભીત રીતે ધસડનારો છે. પણ તેનો જવાબ દીધા વગર છૂટકો નથી. દેશી રાજાઓ પોતાની રાજસત્તાના ચિન્હોને ચુસ્તપણે વળગી રહેછે. તેવા ચિન્હોનો તેમણે સ્પષ્ટ રીતે ત્યાગ કરેલો નથી. " બ્લુ બૂકો " ઉપરથી આ સવાલ ઉપર ઘણું અજવાળુ પડે છે. માટે આ સવાલ દેશી રાજકર્ત્તાઓને ઘણો અગત્યનો છે એ તો કબૂલ કરવું જોઈએ કે, અમેરિકાના એકસંપી રાજ્યબંધારણને જે કામ સોંપવામાં આવેલું છે, તેના જેવું કાંઈ પણ હિંદુસ્તાનના કોઇ પણ તહનામામા માલમ પડશે નહિ. તે બંધારણના ધારાને મથાળે આ પ્રમાણે શબ્દો છે.—" અમો સંયુક્ત રાજ્યોના લોકો ન્યાય સ્થાપિત કરવા માટે, સાર્વજનિક કલ્યાણની વૃદ્ધિ માટે, અને સ્વતંત્રતાનાં સુખ સંપાદિત કરવા માટે ", હુકુમ કરીએ છિએ એથી ઉલટુ જ્યારે બહારના રાજકારોબારના સબંધમા હિંદુસ્તાનનાં અગ્રેસર રાજ્યોએ પોતાના હક્ક છોડી દીધા, ત્યારે પોતાના અંદરના કાર્યો ઉપર પોતાનોજ અખત્યાર રાખ્યો. તેમાના ઘણાને બ્રિટિશ કંપનીએ પવિત્ર વચન આપ્યુ કે, " મહારાજાના અંદરના રાજવહિવટમા માનવંતી કંપનીના અમલદારો કોઈ દિવસ દરમિયાનગિરી કરશે નહિ. " ઘણા બનાવો બની ગયા છે તે

વાત ખરી છે. કેમકે તારીખ ૨૭મી ફેબ્રુઆરી સને ૧૮૦૪ના સિંધિયા સાથે થયેલા બુરહાનપુરના તહનામાથી હમણા હઠી ગયા તે ખાત્રી ભરી મૂકેલી છે. પરન્તુ તારીખ ૧લી નવેમ્બર સને ૧૮૫૮ના રાણી સાહેબના ઢંઢેરાથી કંપનીના તહનામાનો બજાણી ખાત્રી પ્રાપ્ત થઈ છે, તેમજ પાર્લામેન્ટ તરફથી થયું છે. તેના ૨૧મા સ્ટાટ્યુટ અને ૨૨ વિકટોરિયા ચાપ્ટર ૧૦૬ની કલમ ૬૭મા જાહેર કરેલું છે કે, " સઘળું કંપનીએ કરેલા બધા તહનામાં મહારાણી સાહેબને બંધનકર્ત્તા થશે." તેથી તે સવાલ ફક્ત સન્તોષનેજ ઘણો અગત્યનો છે એમ નથી. પરન્તુ બ્રિટિશ પ્રજા અને તેના રાજકર્ત્તાની આબરૂ અને શુદ્ધ બુદ્ધિ તેમા સમાયેલાં છે. આ પ્રકરણનું જે મથાળું છે, તેને માટે વાજબી કારણ બતાવવાનું પ્રથમ અશક્ય લાગે તેમ છે. તેમજ સર્વોપરિ સરકારે કંપનીની દ્વારાએ રાજસત્તાના અંગીકારથી જે વચનો આપેલાં છે, તેમાંથી મુક્ત થવા માટે પણ પ્રથમ નજરે તો અશક્ય લાગે તેમ છે. તોપણ પાર્લામેન્ટની બન્ને શાખાનાં દફતરો ઉપરથી ખુલ્લું છે કે, રક્ષિત રાજાઓના અંદરનાં રાજ્યકાર્યોમા દરમિયાનગિરી કરવામા આવે છે, અને આમની સભા અને મહારાણીની સરકાર તેનો અંગીકાર કરે છે. " મહારાજાનો જબરાઈથી કાઢી મૂક્યા બાદ ઈન્ડિયા સરકારને વચ્ચે આવવા માટે હક્ક છે, તેનો સવાલ રહેતો નથી. હિંદુસ્તાનનાં રક્ષિત રાજ્યોમાં સામાન્ય રીતે ગાદીએ બેસવાના સવાલોના નિરાકરણો કરવાનો સરકારને બેશક હક્ક છે, અને તેની ફરજ પણ છે." " આપે જે રાજપદ્ધતિ ચલાવેલી છે, તેને મહારાણી સરકાર તરફથી પૂર્ણ પુષ્ટિ છે. એથી હું ખુશી થયો છું ". તારીખ ૨૪મી જુલાઈ સને ૧૮૯૧ના રાજ સેક્રેટરી આફ સ્ટેટ તરફથી આ પ્રમાણે જવાબ આવ્યો હતો. તે સને ૧૮૯૧ના ઓગસ્ટ માસમાં મણિપુરના કાગળો સાથે આમની સભાના હુકમથી પ્રસિદ્ધ થયેલ છે.

ઇ. સ. ૧૮૫૨માં મર્હૂમ સર જ્યોર્જ કામ્પબેલે પોતાની અર્વાચીન ઈન્ડિઆની તવારીખમાં લખેલું છે કે, "કઇ બાબતમાં આપણે દરમિયાનગિરી કરીએ છિએ, અને કઈ બાબતમાં કરતા નથી, તેનો ચોક્કસ ખુલાસો આપવો અશક્ય છે". એટલુ કબૂલ કરવું જોઈએ કે, આ પ્રકરણમાં ઉઠાવેલ મુશ્કેલ પ્રશ્ન અચોકસ અજવાળામાં રહી જાય તો નિરંતર ગેરવાજબી પેશકદમી સામે રાણીના દોસ્તોનો થોડોજ બચાવ પાર્લામેન્ટનાં વચનોથી થઈ શકે. તે માટે હિંદુસ્તાનનાં રાજ્યોના અંદરના રાજ્યકારોબાર સાથે સર્વોપરિ સત્તાએ કેવી રીતે વર્તન રાખવાં તેનાં કેટલાંક ધોરણો લેઇગમ્ય સાધનમાંથી ખેંચી કાઢવા આપણે યત્ન કરવો જોઈએ.

——:o:*'o.——

## ૧૦૯. બંધનોના વર્ગ અથવા દરમિયાન આવવાના હુકક.

ઐક્યના બે મહાન્ અને જાહેર કરેલા ઉદ્દેશો સાર્વજનિક રક્ષણ અને બહારના સબંધો એ છે. તેનુ વિવેચન આગલા પ્રકરણોમાં થઇ ગયું છે. દરમિયાનગિરી કરવાના તેના સબંધના દ્રષ્ટાન્તો પ્રથમતઃ ખ્યાલ બહાર રાખવાની જરૂર છે. સાર્વજનિક કલ્યાણના સબંધમાં જે દરમિયાનગિરી કરવામા આવે છે, તેનું વાજબીપણું અને ભેદ બતાવવાનો આ પ્રકરણનો હેતુ છે. તેની ઉત્પત્તિના પ્રસંગોના બે વર્ગો થઈ શકે તેમ છે. એક તો પ્રથમ દરજ્જે દરમિયાનગિરી પેદા કરનારા હેતુને લગતો વર્ગ છે; અને બીજો બંધનને પેદા કરનારા હેતુનો વર્ગ છે. ઈન્ડિયા સરકારે જે રાજનુ રક્ષણ કરવાનુ માથે લીધું હોય, અથવા જે રાજકર્તાને તેણે કબૂલ રાખ્યો હોય, તેના હિતમા તે વચ્ચે આવવાનું કરે, કિંવા બ્રિટિશ રૈયતના હિતની ખાતર અને સમગ્ર સામ્રાજ્યના હિતની ખાતર ઈન્ડિયા સરકાર વચ્ચે આવે. પાર્લામેન્ટ પાસે રજુ થયેલ રિપોર્ટો અને કાગળો તપાસવાથી દરમિયાનગિરી કરવાના છ પ્રકાર રાજ્યોના હિત ઉપર ખ્યાલ

પ્રદર્શિત થાય છે એમ ફક્ત કહી શકાય એટલુંજ નહિ, પણ તેમાંથી પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે :— રાજ્યોના અંદરના વહિવટને લગતા ક્યાં બંધનો તેઓએ પેદા કરેલાં છે?

———:o:———

## ૧૧૮. દરમિયાનગિરી વિરુદ્ધ અપાયેલી બાંયધરીનાં વચનોની તપાસ.

પ્રથમ તો ઇન્ડિયા સરકારે આપેલા દરમિયાનગિરી વિરુદ્ધના વચનો અને તે આપનારા તરફથી તેનો થતો અર્થ સંભાળથી લક્ષમાં લેવાં જોઈએ. મર્યાદાવર્તુલની રાજ્યપદ્ધતિ જ્યારે પ્રબળ હતી, ત્યારે કંપની વચ્ચે આવવાથી દૂર રહેતી એ સ્વાભાવિક છે. અંધેરનો ઈલાજ કંપનીના હાથમાંજ હતો. તેનો તે ઉપયોગ કરતી હતી. રાજ ખાલસા કરવામાં આવતું કે દોસ્તી અને રક્ષણની ફરજો છૂટી જતી હતી. કંપનીએ જ્યારે કુર્ગ સાથે લડાઈ કરવાનો ઈરાદો જાહેર કર્યો, કિંવા અયોધ્યાના રાજાને ખબર આપી કે, નવીન તહનામું કરો કિંવા રાજ છોડી દો, (કેમકે આગલાં તહનામાનાં બંધનો તૂટી ગયાં હતાં) ત્યારે તેણે કાંઈ ગેરવાજબી કે વિશ્વાસનો ભંગ કર્યો ન હતો. દરમિયાનગિરી વિરુદ્ધનાં વચનો તહનામાની એક મુદતમાંજ ચાલુ હતાં એમ કાંઈ નથી સઘળી મુદતોમાં તે જારી રહેલાં છે. રક્ષિત રાજાઓ સ્વચ્છંદપણે પોતાની સત્તા ચલાવે તે તરફ તદ્દન બેકાળજી રાખવામાં આવે એવો કંપની કે વાઈસરાયોનો હેતુ ન હતો, એવી ટીકા કેટલાક સૂચવે છે. તહનામાની એક કલમમાંથી શબ્દો માત્રનો ઈન્તેખાબ લઈએ તો એવું સ્વચ્છંદપણું ચલાવવાનો ફક્ત અર્થ નજરે આવે. આ તકસીર ઉપર અજવાળું પાડવા તહનામાંમાંથી કેટલાક ફકરાનો અત્રે ઉતારો કરવાની જરૂર છે. તારીખ ૨૭મી ફેબ્રુઆરી સને ૧૮૦૪ના રોજ લૉર્ડ વેલસ્લિએ સિંધિયાનો વ્યવહાર બંધ કરનારી કલમને પ્રસિદ્ધ રીતે

એવી શરત જોડી દીધી કે, "કંપની પોતાની તરફથી જાહેર કરે છે કે, મહારાજાના સગા, આશ્રિતો, લસ્કરી મુખીઓ, કિંવા નોકરો સાથે કંપનીને કાંઈ પણ નિસ્બત નથી. તેઓના સબંધમાં મહારાજા સ્વતંત્ર છે". "વળી વધારે કબુલાત આપવામાં આવે છે કે, મહારાજાના રાજકારોબારના અંદરના કામકાજોમાં માનવતી કંપની કદી વચ્ચે આવશે નહિ"; તોપણ "મહારાણીની વિરૂદ્ધ ભારે ગુન્હો કર્યાનો" આરોપ વડોદરાના ગાયકવાડ ઉપર આવ્યો, ત્યારે તેનો ઈન્સાફ કરવા કમિશન નિમાયું, તેમાં ગ્વાલિયરના તે વખતના મહારાજા મેમ્બર હતા. ઈ. સ. ૧૮૧૮માં કંપનીએ દરમિયાનગિરી વિરૂદ્ધના વચનોને નવા સ્વરૂપમાં બતાવી પોતાના ઈરાદાને અજવાળામાં આણ્યા હતા. સને ૧૮૧૮ના જાન્યુઆરીની ૬ઠી તારીખે લોર્ડ હેસ્ટિંગ્ઝે જોધપુરના મહારાજા સાથે એવો કરાર કર્યો કે, "મહારાજા તથા તેના વારસો, અને તેની પછી ગાદીએ બેસનારા પોતાના મુલકોના સ્વતંત્ર માલેક જારી રહેશે, અને તેમના રાજ્યમાં બ્રિટિશ સરકારની હકુમત દાખલ કરવામાં આવશે નહિ". આ કલમનો પ્રથમનો ભાગ હસ્તિમાં છતાં મહારાજા માનસિંધે દેશનિકાલ કરેલા જોધપુરના જાહાગીરદારોનું સમાધાન કરવા ખાતર ઈ સ ૧૮૨૪ના ફેબ્રુઆરી માસમાં બ્રિટિશ સરકાર વચ્ચે આવી વળી ૧૮૩૯માં પણ સારો રાજવહિવટ દાખલ કરવા માટે તેણે દરમિયાનગિરી કરી. ઇ સ. ૧૮૧૮માં મહારાજા હોલ્કરને વચન આપવામાં આવ્યું હતું કે, "મહારાજાના રાજના અંદરના કામકાજોમાં માનવતી કંપનીના અમલદારો દરમિયાનગિરી કરશે નહિ". તોપણ કાનેડાના પાદરીઓને માટે ધર્મસબંધી છૂટ લેવા માર્કિવસ આફ રિપને અસરકારક રીતે દરમિયાનગિરી કરી, અને ૧૮૩૫માં ઈન્દોરના મહારાજાએ પોતાની બળવાખોર રૈયત સામે મદદની માગણી કરી. તારીખ ૨૬મી ફેબ્રુઆરી સને ૧૮૧૮નું ભોપાળનું તહનામું છે,

તેમાં લખેલ છે કે, "નવાબ, તેના વારસો, અને તેની પછી ગાદીએ થનારા પોતાના મુલકોના સ્વતંત્ર માલેક રહેશે"; પરન્તુ જ્યારે જરૂર જણાઈ ત્યારે ત્યાના રાજકર્ત્તાને ઈ. સ. ૧૮૬૩માં ખબર આપવામાં આવી કે, જે કલમ તે કહેછે તેની રૂએ ભોપાળમાં ન્યાયની બ્રિટિશ અદાલતો દાખલ થઈ શકે નહિ, પરન્તુ તેથી બ્રિટિશ રૈયત ઉપર એજન્ટની હકુમત બંધ થતી નથી. કચ્છના તહનામામા કંપનીએ કબૂલ કરેલ છે કે, "રાઓના ખાનગી કામકાજોમા અખત્યાર ચલાવવો નહિ"; અને રાઓ અને તેની પછી ગાદી ઉપર બેસનારા "પોતાના મૂલકોના સ્વતત્ર માલેકો" રહેશે. તે પછીની કલમમાજ દર્શાવેલુ છે કે, "સાફ રીતે સમજવું જોઈએ કે, કચ્છ રાજ્યના લશ્કરોને સુધારવા અને તેનુ બધારણ જાળવવા, રૈયત ઉપર જુલમ થતો અટકાવવા, અને ગુજાસ પ્રમાણે ખર્ચ રાખવા સલાહ આપવા ઉપરાંત બ્રિટિશ સરકારના બીજા વિચાર નથી." આ પ્રમાણે કપનીએ વચ્ચે આવવાનો સ્પષ્ટ હક્ક રાખ્યો હતો બીજી કલમોથી "દોસ્તીનો સબધ, કન્યાવધનો રિવાજ કાઢી નાખવાનુ," "યોગ્ય માનથી" તેના એજન્ટ સાથે વર્તણુંક રાખવાનુ, અને અમુક ભાયાતોના હક્ક જાળવવાનુ કંપનીએ કબૂલ કરાવ્યુ હતુ એક બીજી કલમથી રાઓને સ્વતત્ર સત્તાની શરતો મળતી હતી એમ દેખાવ માત્ર હતો; તે અગત્યની શરતો આ તહનામામાં દ્રઢ કરેલી છે સ્થાપિત થયેલાં રાજ્યોનુ થયુ તેમજ નવા થયેલા રાજ્યેનું પણ થયુ એજ વર્ષમા સતારાનું રાજ આપતાં લોર્ડ હેસ્ટિંગ્જે ઈ સ. ૧૮૧૯ના સપટમ્બર માસમા માથે લીધુ કે, "એ દેશનો વહિવટ છેવટે રાજાને સોંપવામા આવશે." પરન્તુ તે કલમને અને એવી શરત નાખી કે. "તોપણ રાજના કલ્યાણ અર્થે અને સાર્વજનિક સુલેહ જાળવવા ખાતર પોલિટિકલ એજન્ટ જે સલાહ આપશે, તે તરફ ઉપર કબૂલ કર્યા પ્રમાણે તે હમેશાં લક્ષ આપશે". જ્યારે કાશ્મિરનુ રાજ ઉત્પન્ન કર-

વામાં આવ્યું, ત્યારે તારીખ ૧૯મી માર્ચ સને ૧૮૪૬ના અમૃતસરના તહનામાથી મહારાજાને ખબર આપવામા આવી કે, તે રાજ "તેને સ્વતત્ર રીતે" સોંપવામા આવ્યું છે ત્યાર પછી બે વર્ષે ગવર્નર જનરલે મહારાજાને ખબર આપી કે, "કોઈ રાજા પોતાની રૈયતને ગેરઈન્સાફ દેશે તે આંખો વીચી બ્રિટિશ સરકાર જોયા કરશે નહિ, અને જો દોસ્તીદાવે ચેતવણી આપ્યા છતાં બ્રિટિશ સરકારને ફરિયાદ કરવાનું વાજબી કારણ હોય એવું દુખ દૂર કરવામા નહિ આવે, તો સીધી દરમિયાનગિરીનુ ધોરણ દાખલ કરવાનો ઇલાજ લેવાશે". છેવટ જ્યારે ગદર બાદ પંજાબના રાજ્યોને સનદો આપવામા આવી, ત્યારે પ્રથમના વાઈસરાયે ઈ. સ ૧૮૬૦ના મે માસની ૫મી તારીખે પટિઆલાને ખાત્રી આપી કે, "મહારાજાની રૈયતમાના ભાગીદાર, જાહાગીરદાર, સગાવહાલા, આશ્રિતો, નોકરો, કિંવા બીજા કોઈની ફરિયાદ બ્રિટિશ સરકાર લેશે નહિ". તે પહેલાં પાચ અઠવાડીએ એ વાઈસરાયે એ સરકારની ફરજ અને હક્ક વિષે એવો અભિપ્રાય લખ્યો હતો કે, ગભીર દુખોનુ નિવારણ કરવા વચ્ચે આવવુ જોઈએ

—— o*o ——

## ૧૧૧. બ્રિટિશ સત્તાધીશોએ દેશી રાજ્યોને જણાવેલા પોતાના ઈરાદા.

દેશી રાજ્યોનાં અદરના કામકાજોમા વચ્ચે આવવાને તહનામાંના હરફો ઉપરથીજ સર્વોપરિ સત્તાનો હક્ક માનીએ, તો તે વિરૂદ્ધની બીજી કલમો જોતાં, તેમને બીજા લખાણો કરવામાં આવેલા તે તપાસતા, અમુક કલમોની અમલ પ્રમાણે કસોટી કરતા, અને બીજાં તહનામાં સાથે તેમનો મુકાબલો કરતા કિંચિત્ નબળી થઈ જાય છે, એમ કબૂલ કરવુ જોઇએ. તોપણ આ કોલકરારોના એક પક્ષકારના

ઈરાદા માટે એવી પણ અધિક નિર્ભયકારક પુરાવો છે. કંપનીના નોકરોમાં સર જ્હોન માલ્કમ જેવો દરમિયાનગિરી નહિ કરવી જોઈએ એવો સુસ્ત મત ધરાવનાર કોઈ પણ હયાત થઈ ગયો નથી. તેવી રીતની કલમોવાળા તહનામાં ઉપર તેના જેટલી કોઈએ પણ સહી કરી નથી. "દેશી રાજ્યો સમજે નહિ એવા ધોરણથી તેમને રૈયત કરવા, અને તેમના રિવાજથી જૂદી રીતના નિયમોના ધોરણ દાખલ કરવાની" રાજરીતિ વિરૂદ્ધ તે પોકારીને દલીલ કરતો. તે કહેતો હતો કે, "જે અધીઓ કાયમ રાખવાથી આપણા હેતુ પાર પડે છે, તે અધીઓ એમ કરવાથી છૂટી જાય છે. આપણી નજરમાં રાજનું અંધેર આવતું હોય, તે થોડી મુદ્દત ચાલુ રહેવા દીધાથી અને જેની સાથે લોકોનો વંશપરંપરાનો પ્યાર સજ્જડ થયો છે, તેને ખુશીમાં રાખવાથી તેમની સાથે વળગી રહેલાં માણસોને સુધારવાના તેમનેજ આપણે સાધનરૂપ બનાવી શકીએ છિએ." પરન્તુ હોલ્કર સાથે મંદીસરનું તહનામું થયું હતું, તેમા સર જ્હોન માલ્કમે પોતેજ જે તટસ્થપણાનું ધોરણ દાખલ કર્યું હતું, તેને મર્યાદામા લાવવાનું હતું. તેણે જણાવ્યું કે, "તેમની સત્તા અને ઉપયોગીપણું કમી કરે એવી રીતની ઝીણી અને ખેદકારક દરમિયાનગિરી આપણે તેટલેજ દરજ્જે તજવી જોઇએ, અને દોસ્તીની સામાન્ય શરતોને પરિપૂર્ણ કરવાથી સંતોષ માનનારો, પણ વધારે હાનિકારક રસ્તો લેવાથી તેમના અધિકારને આધળો ટેકો મળે છે. તે પણ દેશની આબાદીને માટે તેમજ રૈયતના સુખને માટે તે નાશકારક ગણાય એવો છે." દેશી રાજ્યોના હક્ક અને છૂટ જાળવી રાખવાની રાજરીતિમા લોર્ડ કાનિંગને ઈતબાર હતો. તેથી દરમિયાનગિરી કરવાની બાબતમા તેના વિચારોને વિલક્ષણ પુષ્ટિ મળે છે. એ વાઈસરાયે તારીખ ૩૦મી એપ્રિલ સને ૧૮૬૦નો દત્તકની સનદો દેવા બાબતનો

અભિપ્રાય બતાવ્યો છે તેમાં જણાવ્યું છે કે, “ દેશી રાજ્યોમાં જ્યારે એવી રીતના સત્તાના ગેરઉપયોગ કર્યાના દાખલા બને; કે કોઈ મુલકમા અંધેર કે તોફાનનો ડર લાગે, ત્યારે ઈન્ડિયા સરકારને સુધારો કરવા ખાતર વચ્ચે આવવાનું આ ઈલાજને લીધે બંધ થશે નહિ. તેમજ પૂરતું કારણ હશે તો થોડી મુદ્દત સુધી દેશી રાજનો વહિવટ સ્વાધીન લેવા માટે પણ છૂટ રહેશે. આ પ્રમાણે ઘણી મુદ્દત થયાં અમલ કરે જઈએ છિએ.”. ત્યારે એમ તો જણાય છે કે, રક્ષિત રાજાઓના મરજી પ્રમાણે રાજ ચલાવવાના સ્વતંત્ર હકકના લાભમાં હિંદુસ્તાનના તહનામાંમાથી ચુનંદા વાકયો અને કલમો ચુટી કઢાય તેમ છે, તોપણ તેજ તહનામાઆ સહી કરનાર કિંવા તેનો અંગીકાર કરનાર પક્ષકારોએ આગ્રહપૂર્વક એવો મત ધરાવેલો છે કે, અમુક પણ અચોકસ શરતોથી બ્રિટિશ સરકારને વચ્ચે આવવા હકક છે. અથવા બીજા શબ્દોમાં બોલીએ, તો મહારાણી સાથે દોસ્તી રાખનારા રાજકર્તાઓના ઉપર ફરજ છે કે તેઓએ પોતાનો અંદરનો રાજવહિવટ એવો સુવ્યવસ્થિત અને નિયમમાં રાખવો કે સર્વોપરિ સત્તાને વચ્ચે આવવા જરૂર ન પડે. હવે આપણે તપાસવું જોઈએ કે બધાં રાજ્યોને લાગુ થાય એવાં, અને રાજા તથા રૈયતના કલ્યાણ અર્થે સૂચવાતા બંધનો શું શું છે.

——:-:+.-:——

## ૧૧૨. રાજના વિભાગ થઈ જતા કિંવા તેને હાનિ થતી અટકાવવા દરમિયાનગિરી કરવાનો હક્ક.

કુટુંબી પ્યાર કરતા કુટુંબી ઈર્ષાઓ હિંદુસ્તાનનાં રાજ્યોના વિભાગ પાડવાનાં વધારે સબળ કારણો નિવડેલી નથી. કુટુંબી તકરારોથી સત્તાના ટુકડા થઈ જાય છે તેનો દાખલો જોઈએ તો તાલપુરના થોડી મુદ્દત ટકેલા રાજવંશથી મળી આવે છે. એના માટે રાજનો તરત છેડો લાવ-

વામાં ન આવ્યો હોત તો પણ. શાહિવાબાદની ગિયનિમાં આવી ગયું હોત. સિંધના છેલા મલોરા સુબાને ઈ. સ. ૧૭૮૬માં મીર ફતેહઅલીખાંએ દાબી કાઢ્યો. જ્યારે ઈ. સ. ૧૮૪૩માં સિંધ પ્રાન્ત ખાલસે કરવામા આવ્યો, ત્યારે વિભાગ કરવા તેના ત્રણ પ્રાન્તો થયા હતા એટલુંજ નહિ, પરન્તુ હૈદરાબાદનો મધ્યસ્થ વિભાગ કિંવા નીચલું સિંધ તેના ભાઈઓથી ઉતરેલા ચાર રાજકર્તાઓમાં ફતેહઅલીના દીકરા સાથે વહેંચાઈ ગયું હતું. સિંધ ખાલસે થયા પછી કુટુંબી તકરારોને લીધે આ વિભાગ થતાં તેનો બોજો હિંદુસ્તાનની આવક ઉપર પડયો. કેમકે તખ્તનશીનપ્રાપ્ત થયેલા મીરોને તેમાંથી પેન્શનો કરી દેવામાં આવ્યાં હતા. બીજી તરફથી જોઈએ, તો ઈ. સ. ૧૮૫૫માં કુટુંબી સ્નેહની લાગણી તરફ મહેરબાનીની નિગાથી ઈસ્ટ ઇન્ડિઆ કંપનીએ દક્ષિણ મહારાષ્ટ્રમાં આવેલી કુરુન્દવાડની જહાગીરના વિભાગ કરવા પરવાનગી આપી. તહનામામાં અંગીકાર થયેલા રાજસત્તાના હક્ક સહિત રાજાના મ્હોટા દીકરા રઘુનાથરાઓને રાજનો એક ભાગ જહાગીર અથવા સરંજામ તરીકે સોંપવામાં આવ્યો. તેને ગણપતરાઓ, વિનાયકરાઓ, અને ત્રિંબકરાઓ નામના બીજા ત્રણ ન્હાના દીકરા હતા. તેમને પોતપોતાના ભાગની સાથે બ્રિટિશ સરદારની પદવી આપવામાં આવી. વળી તેમને દક્ષિણના બ્રિટિશ પ્રાન્તના રાજકર્તા તરીકે ગણવામા આવ્યા. બ્રિટિશ સરકારના અમલ તળે દિવાની ફોજદારી હકુમત ચલાવવા સારૂ તેમને ગોઠવણ કરી લેવા પરવાનગી આપવામાં આવી. તેમની અને તેમના મ્હોટા ભાઇની સ્થિતિ વચ્ચે મુખ્ય તફાવત એ હતો કે, મ્હોટા ભાઇને દત્તક લેવાની સનદ મળી હતી. દત્તક પુત્ર લેવાની સનદનો હક્ક માત્ર રાજકર્તાઓનેજ મળે છે. કુરુન્દવાડ વંશના ફંટાયાની શાખાને ઈ. સ. ૧૮૬૪માં છેવટને માટે એવી ખાત્રી આપવામાં આવી કે, દત્તકની સનદ માટે તેઓની અરજ સરકાર સંભાળથી લક્ષમાં લેશે, પરન્તુ

ફરીવાર સનદની માગણી તેઓએ કરી તે મંજૂર કરવામાં આવી નહિ. કાઠિયાવાડ તથા મહિકાંઠામાં ઘણા વિભાગ પડી ગયેલા રાજ્યો છે. રાજ્ય-કર્ત્તાની સ્થિતિમાંથી તેઓ થાણા સર્કલમાં પડ્યા છે. જેનું કારણ એક આગલા પ્રકરણમાં બતાવ્યું છે, તે પ્રમાણે રાજાની ઓલાદોમાં રાજની વહેંચણ ચાલુ રાખેલ છે તેજ છે. સરખા વિભાગનો નિયમ પાળનારી કાઠીના જેવી હિંદુસ્તાનમાં બીજી ફગતી કોમો છે એ નિયમમાં ફેર-ફાર કર્યા શિવાય તેમના રાજહક્ક પૂર્ણ રીતે શૂન્યવત્ થઈ જતા અટકે તેમ નથી. આ જૂજ અપવાદો શિવાય બ્રિટિશ સરકારે વારવાર દેશી રાજ્યોના વિભાગ થઈ જતા અટકાવવા આગળ પગલું ભરેલું છે, અને તત્સંબંધી માઠા પરિણામમાંથી તેઓનો બચાવ કરેલો છે. આ પ્રમાણે કોઇ પણ રાજાને પોતાનું રાજ કે તેનો ભાગ મરજી પડે તે પ્રમાણે વારસામાં આપી દેવા પરવાનગી આપવામાં આવતી નથી. તેમજ હાનિકારક વારસા આપી રાજ ઉપર બોજો નાખવા તેને પરવાનગી આપ-વામાં પણ આવતી નથી. જહાગીરદારો તથા તાલુકદારોની બાબતમાં તો નક્કી કરવામાં આવ્યું છે કે. તેમને પોતાના રાજ્યમાં માત્ર હયાતિ પર્યન્ત હિત છે. કાઠિયાવાડમાં અમુક રાજકર્ત્તાઓએ ગુજરતી વખતે પોતાના કુવરો તથા વિધવાઓને ગરાસ આપેલા, તે કામમાં વારવાર બ્રિટિશ સરકારે વચ્ચે આવી તે ગોઠવણ રદ્દ કરેલી છે.

આ પ્રમાણે વચ્ચે આવવાનું કાયદા તેમજ જાહેર રાજનીતિ પ્રમાણે વાજબી છે. હકુમતના ચિન્હો સહિત નાનાં નાનાં રાજ્યોની અંદરની સત્તા જાળવી રાખવાનું કામ એવું છે કે, અખત્યાર અને સાધનોના સૂક્ષ્મ વિભાગ થતાં અટકાવ થવો જોઈએ. ગાદીના વારસાની, તેમજ રાજના વિભાગની બાબતોમાં હિંદુશાસ્ત્ર પ્રમાણે રાજ્યની અને ખાનગી મિલ્કતમાં અગત્યનો તફાવત છે. કોઈ કોમમાં વહેંચણનો રિવાજ

હોય, તોપણ તે ધર્મસંબંધી કે લોકોપયોગી મિલકતને જરૂર કરીને લાગુ કરી શકાતો નથી. જો કે હિંદુશાસ્ત્ર પ્રમાણે કુટુંબની મિલકત, પછી તે સ્થાવર મિલકત હોય, તોપણ બીજાને આપી દેવાય એમ ઠરેલું છે. તથાપિ દેવસ્થાન, તળાવ, અને ધર્મશાળા જેવી ધર્મસંબંધી મિલકત અદ્યાપિ આપી દેવાતી નથી એવો પ્રચાર રહેલો છે. જે ખાતાના નિભાવ માટે તે રાખી હોય, તે સારૂ તે થાલમાં મૂકી શકાય છે. તેમ તેના ઉપર કરજ પણ લઈ શકાય છે, પરન્તુ ખુદ મિલકત આપી દઈ શકાતી નથી. આટલી મર્યાદા ઉપરાત હિંદુશાસ્ત્ર પ્રમાણે તેના સબંધમા કાંઈ પણ થઇ શકતુ નથી. રાજની નાણાંની આવક મુખ્યત્વે કરીને જમીનની મહેસુલમાથી છે. તેજ પ્રમાણે તે, અને રાજ્યનાજ ઉપભોગ માટે રાખેલી જમીન તે હિંદુશાસ્ત્રના ફરમાન અનુસાર અર્ધ પવિત્ર ગણેલાં છે કારણ કે રાજ્ય અને રાજાના હમેશના નિભાવ માટે તે રાખેલાં છે. પ્રથમના ભોગવટના કારણસર પણ રાજાની મિલકત બીજાના હસ્તક જઇ શકતી નથી. રાજા એ એક પવિત્ર સખસ છે. કોલબ્રુકે પોતાના "ડાઈજેસ્ટ"ના ચોથા પ્રકરણના બીજા ભાગના પંદરમા ઉતારામાં બતાવેલુ છે, તે પ્રમાણે ગાદીના વારસાના અમુક નિયમો છે. ખાનગી મિલકતના વારસા કરતાં એ નિયમો જુદાજ છે રાજ અવિભાજ્ય અને વંશોપભોગ્ય છે તેથી એમ થયું છે. જેમ ધર્મસબંધી મિલકત ધર્માદાના કિંવા ખેરીઆતના કામમા વપરાવી જોઈએ, તેમ રાજ્યના ઉપર અનુક્રમે આવી પડતી ફરજો અને કાર્યોને માટે ગોઠવણ રાખવાનો હમેશનો બોજો રહેલો છે. હિંદુશાસ્ત્રનો આ નિયમ ફક્ત હિંદુઓના ધોરણમાજ ખાસ કરીને છે એમ નથી. સુમારે ઈ. સ. ૧૧૪૩ની સાલના "એબે ઓફ હોલિરૂડ" ના ચાર્ટર ઉપરથી માલમ પડેછે કે, સ્કાટલાન્ડમાં રાજનો ગરાસ બીજાના હાથમાં ન જાય તે માટે કેવી સાવચેતી રાખવામાં

આવતી હતી. તે આ પ્રમાણેછે.- "હુ, ડેવિડ ઈશ્વર કૃપાથી સ્કોટ લોકોનો રાજા છુ, તે મારી રાજસત્તાની રૂએ મારા કુવર હેન્રિની તથા મારા રાજ્યના ધર્મગુરૂઓની સમ્મતિથી, અર્લ, બારનની મંજૂરી અને સાક્ષીથી દૈવી પ્રેરણા અનુસાર, પાદરી અને લોકોનો મત લઈ "હોલિરૂડ એડવીન્સબર્ધના" પવિત્ર દેવળને બિનહરકતે ભોગવવા માટે કબજે આપી મારી કબૂલત આપુ છુ." ત્યાર બાદ પાચ સદી પછી જ્યારે ઈ સ ૧૬૩૦ના જૂન માસની ૧૮મી તારીખે હોલિરૂડમાં ચાર્લ્સ પહેલાનો રાજ્યાભિષેક થયો, ત્યારે સેન્ટ આન્ડરૂસના ધર્માધ્યક્ષ, સ્કોટલાન્ડનો લોર્ડ પ્રાઈમેટ, ડાકતર સ્પાટિશવુડ હતો, તેણે બીજા પ્રશ્નો સાથે રાજાને પૂછ્યું કે, "સાહેબ, તેવીજ રીતે સ્કાટલાન્ડની ગાદીના હક્ક, છૂટ અને મહેસુલ સભાળવા અને અભગ રાખવા, અને તે કોઈ પ્રકારે બીજાને આપી નહિ દેવા આપ વચન આપશો?" આનો જવાબ રાજાએ આપ્યો કે "એ પ્રમાણે કરવા હું વચન આપુ છુ" દેશી રાજ્યોના ગરાસ અને આમદ જાહેર નીતિ અને વશોપભોગ્યતાના કારણસર વગર મુશ્કેલીએ ટકાવી રાખી શકાય છે કુરૂદ્વારના ન્હાના રાજ્યને જ્યારે કપનીએ વિભક્ત થવા દીધુ, ત્યારે મ્હોટા ભાગદારનેજ ગજસત્તા સ્પષ્ટ રીતે આપવામાં આવી હતી એ આપણે ઉપર બતાવ્યુ છે. નાના ભાગદારો જે હકુમત ભોગવતા હતા, તે બ્રિટિશ સરકારની પરવાનગી કિવા સોંપરતથી ભોગવતા હતા આ ગ્રથની પદરમી કલમમાં અમે બતાવી ગયા છિએ કે "એક વાર દેશી રાજ્ય તે સદૈવ દેશી રાજ" તે ધોરણને અનુસરીને કુરૂદ્વારના નાના ભાગીદારોની હકુમતની છાયા અદ્યાપિ નિભી રહી છે. પરન્તુ રાજવહિવટનુ અસરકારકપણું કમી કરી આ વિભાગ થવા દીધા છે. મુંબઈ ઈલાકાના બીજા ભાગોમા પણ એવા વિભાગો થવા દેવામાં આવ્યા છે. તેમાં હકુમત અને લોકોની સુવ્યવસ્થા રાખવા

ખાતર સરકારે વચ્ચે આવી પૂર્ણ રાજકીય વહિવટ અમલમાં આણ્યો છે. તેમ કરી સરકારે તે મુલકો ખાલસે કરવાથી ઉતરતા દરજ્જાનું પગલું ભરેલું છે.

હિંદુસ્તાનના નીતિને લગતા અને દ્રવ્યને લગતા પ્રચારના સબંધના વાર્ષિક રિપોર્ટો જે પાર્લામેન્ટની તરફ મોકલાયેલા, તેમાંથી અને તહનામાના સંગ્રહમાંથી બ્રિટિશ સરકાર રાજ્યોના વિભાગ અટકાવવા વચ્ચે આવેલના થોડાક દાખલા લઈ શકાય તેમ છે. ઈ. સ. ૧૮૨૦માં ગઢવાલના રાજાને સનદ આપી છે. તેમાંથી રાજ્યના વંશોપભોગ્યપણાનો પ્રથમનો દાખલો મળી આવે છે. હાલના જમાનામા જોઈએ તો અલી-રાજપુરનો રાજકર્તા જે ઈ. સ. ૧૮૬૨મા ગુજરી ગયો, તેણે પોતાના બે કુવરોને જૂદા જૂદા ભાગથી પોતાનુ રાજ વારસામાં આપ્યુ તેનો દાખલો છે. તેના મૃત્યુપત્રને રદ્દ ગણવામાં આવ્યું હતુ. તેના મોટા કુવર ગગાધરને ગાદીએ બેસવા હક્ક છે એમ મંજૂર કરવામા આવ્યું હતુ. મહિકાંઠામાં આવેલા કટોસણના રાજના ભાગ થતાં ઈ. સ. ૧૮૮૪માં અટકાવ કરવામાં આવ્યો હતો. પરન્તુ ખાનગી મિલ્કતના સબધમા મકવાણા કોમના રિવાજ પ્રમાણે કુટુબનો પ્રધાન પુરૂષ ગુજરી જાય, તો વહેચણ કરવાનો તે કોમમા પ્રચાર છે તે બહાલ રાખવામાં આવ્યો હતો. તે પ્રસગે મહારાણી સરકારે એવો અભિપ્રાય બતાવ્યો કે, જહાગીરના વિભાગ કરવા કરતાં ફટાયાને ભરણપોષણ માટે ઉપજાઈ કરી દેવી એ વધારે પસંદ કરવા જેવું છે ઈ. સ. ૧૮૫૦માં મધ્ય હિંદુસ્તાનમાં એક રાજના ભાગ કરવા દેવા કોર્ટ આફ ડિરેક્ટરે ના પાડી હતી. ઈ. સ. ૧૮૪૮માં તેજ કોર્ટે સઘળી પોલિટિકલ જહાગીરોને એવો નિયમ લાગુ કર્યો કે, “જહાગીરો ઉપર પોતાની જીંદગી બાદ કાંઈ પણ બોજો નાખવા જહાગીરદારોને હક્ક નથી.” અક્કલકોટના રાજના કામના સબંધમાં ઈ. સ.

૧૮૭૧ના જુલાઈમાં મહારાણી સરકારે આ હુકુમ ફરીથી ફરી બનાવ્યો હતો. તારીખ ૨૦મી અક્ટોબર સને ૧૮૬૨ના તહનામાની પાચમી કલમથી કોલાપુર જેવા અગત્યના રાજ ઉપર પણ રાજની જમીન વશીપભોગ્ય છે એવો અંકુશ થોડી મુદ્દત માટે મૂકવામા આવ્યો હતો ઈ. સ ૧૮૪૬ના તહનામાથી, બ્રિટિશ સરકારની સમ્મતિ શિવાય પોતાના મુલકની હદમા ફેરફાર નહિ કરવા કાશ્મિરના મહારાજાને ફરમાન થયું હતુ. તેજ પ્રમાણે સતલજ નદીની પેલી તરફનાં રાજ્યો ઉપર પણ એજ સાલમાં અંકુશો રાખવામાં આવ્યા હતા. તારીખ ૨૪મી અક્ટોબર સને ૧૮૪૬ના રોજ સકેટને આપેલી સનદમાં આ પ્રમાણે એક કલમ છે – બ્રિટિશ સરકારની જાણ કે સમ્મતિ વગર રાજાએ સહૂ મુલકોમાંની કાંઈ પણ જમીન બીજાને આપવી નહિ, કિંવા ગિરો મૂકવી નહિ." એક અનન્ય પ્રસગે રજપુતસ્થાનમાં આવેલા કોટાના રાજનો કંઈ વિભાગ પાડવા બ્રિટિશ સરકારે આગ્રહ કરવા ખાતર દરમિયાન આવવાનુ કર્યું હતું. પણ તે તો નિયમને સાબીત કરનારો અપવાદ હતો. ઈ. સ ૧૮૧૭માં કોટાને જ્યારે રક્ષિત રાજ્યોમાં દાખલ કરવામા આવ્યુ હતુ, ત્યારે તે મરેઠાનું ખંડણીની ચડતને લીધે ભારે કરજદાર હતું, અને મરેઠાના દબાણમાં પૂરૂ ચગદાઈ ગયેલું હતુ. ત્યાંના કારભારીનો હોદ્દો વશપરપરાથી ઝાલિમસિંઘના વશમાં ચાલ્યો આવતો હતો તેના બુદ્ધિશાળીપણાથી કોટાનો બચાવ થયો. એના પછી થનારા કારભારીઓ કાબેલ નિવડયા નહિ ઇ. સ. ૧૮૩૮માં ઝાલાવાડનું નવુ રાજ્ય ઝાલિમસિંઘના વંશજોને આપી કોટાના મહારાઓની સમ્મતિથી મુશ્કેલી દૂર કરવામાં આવી, ત્યારથી ઝાલિમસિંઘનો કોટા સાથેનો સંબંધ બધ થયો.

——·-:o:*:o:-·——

## ૧૧૩. જમીન લેવાની બાબતમાં પણ એ ધોરણનુ લાગુ કરવામાં આવેલ છે.

હિંદુસ્તાનના રાજાઓ ઉપર જેમ જમીન આપી નહિ દેવા અંકુશ છે, તેમ જમીન લેવા માટે પણ કેટલેક દરજ્જે અંકુશ છે. નવીન જમીન મળે તો બીજત રાજાઓ પાસેથીજ મળે, તેથી પેસ્તર બયાન કરેલુ ધોરણ લાગુ થાય છે. કેમકે રાજકર્ત્તાઓ રાજ્યની જાહેર મિલકત આપી દઈ શકતા નથી જ્યારે તેઓ બ્રિટિશ મુલકોમાં જમીન ખરીદ કરવાનું કરે છે. ત્યારે એવી દહેશત લાગે છે કે એ પ્રમાણે જમીન લેવાથી તે રાજા બ્રિટિશ હકુમતમા આવી પડે, અને તેથી એવો ગુચવાડો થાય કે પર રાજ્યકર્ત્તા તરીકેના તેના હક અને છૂટને બાધ લાગે. એક કાવસજી જહાંગીર નામના સખ્સ સાથે મુંબઇમા મધ્ય હિંદુસ્તાનનો એક રાજકર્ત્તા વેપારના સબધમા આવ્યો હતો. ઈ. સ. ૧૮૬૬માં હાઇ કોર્ટે તેના વિરૂદ્ધ થયેલ હુકમનામાની બજવણીમા તેના રાજ્યની મિલ્કત જપ્ત કરવા હુકમ કાઢયો તેમાથી બચવા માટે મહારાજાએ બ્રિટિશ સરકારને અરજી કરી. તે વખતે એવું ધોરણ નક્કી થયું કે, મહારાજાએ પોતાના હોદ્દાને ન ગણકારી વેપારીનું સ્વરૂપ ધારણ કર્યું, તેથી રાજકર્ત્તા તરીકેની છૂટનો લાભ તેને મળી શકતો નથી. બ્રિટિશ ઇન્ડિયામાં મિલ્કત મેળવવાને ઇચ્છા રાખનાર રાજકર્ત્તાઓએ પ્રથમતઃ સરકારની સલાહ લેવી જોઈએ. તેઓને સમજુત આપવામાં આવી છે કે, એવી મિલ્કતના કબજેદાર થવાથી સરકારના અમલદારો તેઓની સાથે બ્રિટિશ જમીનદારો, કિંવા બ્રિટિશ રૈયતના જેવી વર્તણુક ચલાવશે.

———:o:———

## ૧૧૪. વારસામાં જહાગીરો આપી દેવાની રાજાઓની સત્તા ઉપરની મર્યાદા.

જ્યારે કોઇ રાજકર્તા પોતાના મૃત્યુ બાદ ગાદી ઉપર થનારને હાનિકારક હોય, એવી જોઈએ તેના કરતા વધારે પડતી ગોઠવણ પોતાના કુટુબના ભરણપોષણ માટે કરી જાય, ત્યારે રાજ્યોના વિભાગ થતા અટકાવવા, કિંવા જહાગીરો તથા બીજી અમુક મિલ્કત ઉપર પોતાની હયાતિ બાદ બોજો કરે નહિ, તે માટે અધિક અકુશો રાખવામા આવે છે. વિધવાઓને આપેલાં ગામો રાજકર્ત્તાના મૃત્યુ બાદ ઘણી વખત લઈ લેવામાં આવેલાં છે, અને તેના બદલામાં બ્રિટિશ સરકારની મન્જૂરીથી રોકડ છવાઈ બાધી દેવામાં આવી છે. લશ્કરી નોકરી અને જમે ભરવાની શરતે જ્યારે ફટાયા કુંવરોને ગીરાસ કે વશપરપરા જમીન આપવામા આવે છે, ત્યારે વધારે મુશ્કેલીભરેલા સવાલો ઉત્પન્ન થાય છે. એવા પણ દાખલા બનેલા છે. અમુક કુવરને આખુ રાજ વારસામાં આપવા કિંવા તેનો ભાગ આપવા અશક્તતા જોઈ, એ નિયમમાંથી છટકી જવા, મૃત્યુ વખત કે ત્યાર બાદ મળે તેમ, ન્હાના કુવર કે કુવરોને મોટી મોટી જહાગીરો આપી દેવામાં આવેલી છે. કાઠિયાવાડના રાજ્યોમા એમ ચાલતાં અનેક વાર દરમિયાનગિરી કરવી પડી હતી. કાઠિયાવાડમાં એ પ્રચાર ચાલતા જે રાજાઓને માથે રાજખર્ચનો બોજો હતો, તેની પેદાશમાં મહત્વનો ઘટાડો થઇ જતો એટલુજ નહિ, પરન્તુ રાજકર્ત્તા અને ફટાયા કિંવા ભાયાતો વચ્ચે વારવાર કજીઆ જાગતા હતા. આ પ્રમાણે ચૂડાના રાજને ચૌદ ગામની રાજસત્તા રહી છે. ૫૮ નાનુ અને શાખાઓ મોટી એમ બન્યુ છે. પોતાની સ્થિતિ જાળવવાને રાજકર્ત્તાને સાધન રહ્યું નથી. એવા કારણોસર કાઠિયાવાડ પ્રાતમાં ૨૦૦૦ કરતા વધારે ચોરસ મૈલનો મુલક બ્રિટિશ પોલિટિકલ વહિવટમાં આવ્યો છે. દેશી રાજ્યોના ટુકડા થવાથી રાજકીય ધોરણ તુટી પડે છે,

એટલુંજ નહિ, પરન્તુ તેથી બ્રિટિશ સરકારને તેના ઉપર દેખરેખ અને અંકુશ રાખવાનું ખર્ચ પણ વધી જાય છે. દેશી રાજના કરતાં બ્રિટિશ કર ભરનારને આથી કાંઈ ઓછી પીડા થતી નથી. પોલિટિકલ એજન્સીના મુલકોમાં ત્યાંના રાજાઓની દ્વારાએ રાજ્યવહિવટ ચલાવવાની રીતિ જારી રાખવાની હોય, તો રાજ્યોને આબેઆબાં અને રાજ્યવહિવટનું ખર્ચ નિભાવવા શક્તિમાન્ રાખવા જરૂર છે. હમેશને માટે ગામો આપી દીધા વગર અને તેને લીધે હકુમતમાં થતું ઘર્ષણ પેદા કર્યા વગર રાજ્યોના ખજાનામાંથી કુંવરોના યોગ્ય નિર્વાહ માટે બંદોબસ્ત થઈ શકે છે. તે પ્રમાણે બ્રિટિશ સરકારે અદ્યાપિ ફટાયાને ગીરાસ આપવાના સંબંધમાં સાર્વજનિક નિયમ કર્યો નથી. તેથી તેણે પોતાના દોસ્તોના અંદરના વહિવટમાં સુધારા કરવા, અને રાજકર્તાના હક્કને ગંભીર હાનિ થતી અટકાવવા દરમિયાનગિરી કરવાનું રાખ્યું છે.

———:o:+:o:———

### ૧૧૫. બંડ અટકાવવા દરમિયાનગિરી કરવાનો હક્ક.

રાજગાદીના વારસા બાબતના નિયમ કરવાનો વિષય, જો કે દરમિયાનગિરી કરવાનો બીજો હક્ક છે, તે વાસ્તવિક રીતે જોતાં બાદશાહી સત્તાના મથાળા નીચે આવે તેવો છે. સ્વીકૃત થયેલા રાજકર્તાની સામે બંડ થવાનો બનાવ બને, ત્યારે તે હક્ક ઉત્પન્ન થાય છે. જ્યાં સુધી દરમિયાનગિરી નહિ કરવાની અને આધીન જૂદાઈની પદ્ધતિને ચુસ્ત રીતે વળગી રહેવામાં આવ્યું, ત્યાં સુધી કંપનીએ પોતાના હિત ઉપર ખ્યાલ રાખી દરમિયાનગિરી કરી, કિંવા નહિ પણ કરી. ઈ. સ. ૧૮૩૦માં બિકાનેરના મહારાજાએ ત્યાંના અમીરોને તાબે કરવા માટે કુમક માગી, પરન્તુ કંપનીએ ના પાડી હતી. વળી ઈ. સ. ૧૮૩૫માં હરિરાઓ હોલ્કરને મદદ માટે ના પાડવામાં આવી હતી, કેમકે તેના પોતાના

બંદરનો વહિવટ સાથે સરકારને " કાંઈ નિસ્બત ન હતી ". પરન્તુ એને પરિણામે તોફાન પેદા થયું. તે જમાનામાં કંપની ધીરજથી રાહ જોતી, અને નજર રાખી જોતી કે રાજનું અંધેર મટે એમ છે કે નહિ. રાજનું અંધેર મટે તેમ ન હોય તો, મુલકને ખાલસે કરી દેવા કંપની તત્પર રહેતી. પરન્તુ હાલમાં તો રક્ષણનો ઇલાજ ઉદારતાથી બક્ષવામા આવ્યો છે, તેથી દરમિયાનગિરી કરવાનો બહોળો હક્ક પેદા થયો છે તારીખ ૨૨મી ઓગસ્ટ સને ૧૮૯૧ના ઇન્ડિયા ગેઝેટમાં, જે પત્રો પ્રસિદ્ધ થયા છે, તેમા આ બધને અને હક્ક જાહેર કરેલા છે. તે સાથે એમ પણ છે કે, જ્યાં જવાબદાર સ્થાનિક અધીકારીઓ બંડ બેસારી દઈ શકે છે, ત્યાં બ્રિટિશ સરકાર સહેલાઈથી દરમિયાનગિરી કરતી નથી. એ પ્રમાણે ઈ. સ. ૧૮૭૫માં સિદ્ધ નામથી ઓળખાતા હિંદુ વૈરાગીઓએ જ્યારે સમાધિ લઈ આત્મહત્યા કરવા બિકાનેરના રાજને ડર બતાવ્યો, ત્યારે તે બાબત એ રાજ્ય બંદોબસ્ત કરી શકે, ત્યાં સુધી વચ્ચે નહિ આવવા બ્રિટિશ સરકારે ઠેરાવ કર્યો. એ ફરજ બજાવવા રાજને અશક્ય લાગે, અને મદદ સારૂ ફરીને અરજ કરે, અને જો વળી તોફાનનો ખરો ડર જણાય, તોજ તે રાજ્ય તે તોફાનો સમાવી દેવા શક્તિમાન્ નથી એવુ સાબીત થાય, ત્યારે ફરજ તરીકે દરમિયાનગિરી કરવી પડે. બંદોબસ્ત જાળવવાની ખાતર દરમિયાનગિરી કરવાની પ્રથમ શરત મદદ માટે રાજ તરફની માગણી અને તે કરવાની જરૂરયાતનો પુરાવો છે. અથવા ગેરબંદોબસ્ત માટે કોઈ રાજ પૂરૂં પડી શકશે નહિ એમ ખુલ્લી રીતે જણાઈ આવે, ત્યારે બ્રિટિશ સરકાર સ્વેચ્છાથી વચ્ચે આવે છે. બીજી શરત પણ કાંઈ કમતી અગત્યની નથી. ઉપર દાખલો આપ્યો છે તે કામમાં સિદ્ધ લોકોનાં દુઃખનો તપાસ કરવા પોલિટિકલ એજન્ટને હુકમ કરવામા આવ્યો હતો. તે દુઃખ ખરા લાગે, તો તેને એમ

ફરમાન કર્યું હતું કે બંદોબસ્ત કરી આપણા મદદ આપ્યાની સાથે એવી શરત જોડવી કે, વાજબી ફરિયાદોની દાદ આપવા ત્યાના રાજાને સલાહ આપવામાં આવશે. એ પ્રમાણે દરમિયાનગિરી કરવાની સાથે એક બીજી શરત પણ જોડવામા આવે છે. તે એ છે કે, જ્યારે એક વખત પચાયત (િવા મદદ માટે માગણી થાય તો રાજકર્ત્તાએ તેનો બિનશરતે, (િવા વગર મર્યાદાએ સ્વીકાર કરવો જોઈએ. ઈ. સ. ૧૮૭૦માં જ્યારે અલ્વરના મહારાજા અને તેના ઠાકોરો વચ્ચે લડાઈ જાગવાનો સંભવ હતો, ત્યારે પંચાયત સ્વીકારવા અને વગર શરતે અને અપવાદે ઠરાવ પ્રમાણે ચાલવાનુ માથે લેવા લખિતવાર મંજૂરી આપવા તેને ફરમાન કરવામા આવ્યુ હતું. આથી કરીને તેની રૈયત પ્રત્યે સીધી બાંયધરી આપવા બ્રિટિશ સરકારને જરૂર રહી ન હતી; અને રાજકર્ત્તાના અધિકારને નિભાવવામાં આવ્યો હતો. કેમકે જે લાભ મળ્યો તે તે રાજકર્ત્તા તરફથી છેવટે અને દેખીતી રીતે મળ્યો હતો. ઈ. સ. ૧૮૯૦માં ખભાતમાં હુલ્લડ થયું, ત્યારે તેના સંબંધના કાગળો પાર્લામેન્ટ પાસે રજુ કરવામાં આવ્યા તે ઉપરથી આ ધોરણનુ નિરૂપણ થાય છે. ઈ. સ. ૧૮૯૦ના સપટબર માસની ૧૭મી તારીખે મુંબઈ સરકારને ખબર પડી કે, ખંભાતના કારભારી શામરાઓ નારાયણ લાડનું જુલમી વેર લેવા લોકોએ હુલ્લડ મચાવી નવાબને તેના રાજ્યમાંથી હાંકી કાઢયો છે. શરૂઆતમાંજ નવાબને ખબર આપવામાં આવ્યા હતા કે એક શરત કરીને તેની લશ્કરી મદદ માટેની માગણી સ્વીકારવામાં આવશે તે શરત એ હતી કે, "એ પ્રમાણે વચ્ચે આવવાનુ થાય તો તે દરબારે બિનશરતે કબૂલ રાખવું જોઈએ". ત્યાર પછી ખંભાત તરફ લશ્કર મોકલવામાં આવ્યુ હતું. હુલ્લડ કરનારાઓને, વિખેરાઈ જવા વારવાર હુકમો કરવામાં આવ્યા, અને તેમ કર્યા બાદ પૂર્ણ તપાસ કરવામાં

આવશે એની તેઓને ખાત્રી કરવામાં આવી, તોપણ લશ્કરી સહાયતા સાથે પોલિસનાં માણસો હતાં તેની સામે તેઓ થયા. તેથી તેઓને વિખેરતાં કેટલાક જાનનું નુકશાન થયુ. ત્યાર પછી યોગ્ય તપાસને અંતે કેટલાક સુધારા કરવા નવાબને સૂચના આપવામાં આવી. તે સુધારા કરવા તેને ફરજ પણ પાડવામાં આવી. તેને મદદ દેવા અને તેનો અમલ નિભાવી રાખવા એક ખાસ એજન્ટને અમુક મુદ્દત પર્યંત આપવામાં આવ્યો. તે એજન્ટને રાજવહિવટ કરવાની સંપૂર્ણ સત્તા સોંપવાને નવાબને કહેવામાં આવ્યુ હતુ. મુંબઈના ગવર્નર લોર્ડ હારિસે તારીખ ૯મી અક્ટોબર ૧૮૯૦ના રોજ નવાબને એક પત્ર લખ્યો હતો. તેમાં નીચે પ્રમાણે ખબર આપી હતી. "આપના હક્ક જાળવવા ખાતર બ્રિટિશ સરકારે ઘણી સંભાળથી પોતાની ફરજો બજાવી છે, અને હુલ્લડના વખતમાં આપને રક્ષણનો લાભ આપેલો છે. પરન્તુ માત્ર જુલમના સાધન તરીકે વપરાતા અખત્યારને તાબે રહેવાની ફરજ પાડવાના દોષિત થવાનું બ્રિટિશ સરકાર મંજૂર કરી શકતી નથી". "માટે હમારી સરકારે જે ખાસ શરતથી વચ્ચે આવવાનુ માથે લીધું છે, અને હમોએ જે ધોરણો આપના લક્ષ ઉપર મૂકેલા છે, તેને અનુસરીને ખાસ પોલિટિકલ અમલદાર તરીકે મેજર કેનેડીને નિમી ખંભાત તરફ રવાના થવા હમોએ તેમને ફરમાવેલ છે". "સોંપાયેલ કામ બજાવવા માટે આપે તેમને જરૂરનો સઘળો અખત્યાર અને હકુમત સ્વાધીન કરવાં જોઈશે". ઈન્ડિયાના બીજા ભાગોમા કેટલાક દાખલા બન્યા છે, તેથી એવુ ધોરણ સ્થાપિત થઈ ગયુ છે કે, દેશી રાજ સામે હુલ્લડ થાય, તો જો સ્થાનિક રાજસત્તા બંદોબસ્ત કરવામા નિષ્ફળ જાય, કિંવા અશક્ત હોય, અને જો દરમિયાનગિરી કરવાનું સત્તાની રૂએ. કિંવા છેવટનુ છે, એમ કબૂલત થાય, તોજ બ્રિટિશ સરકાર વચ્ચે આવશે. એમ જણાય કે હુલ્લડ થવાને વાજબી

કારણ હતું, તો બંદોબસ્ત કરવા માટે બને તેટલા નરમ ઈલાજો લેવામાં આવશે, અને જરૂરિયાતમાં સુધારા, તેમાં રાજાને ગાદીએથી ઉઠાડી મૂકવો પડે તો તે સુધારા કરવા ઉપાયો યોજવા પડશે.

---

## ૧૧૯. ભારે અંધેર અટકાવવા દરમિયાનગિરી કરવાનો હક.

ખુલ્લી રીતે હુલ્લડ થાય, ત્યારે કિંવા લોકો તોફાન ઉઠાવે; ત્યારેજ દરમિયાનગિરી કરવી એમ કાંઇ નથી. એવા તોફાની ઈલાજ લીધા વગર દેશી રાજ્યોની રૈયત કેટલીક વાર જુલમ સહન કરવાને તત્પર રહે છે તહનામાંમાં વચ્ચે નહિ આવવા, કિંવા "સ્વતંત્ર રાજ્ય છે" એવા શબ્દો વાપરી વચનો આપ્યા છે, છતા ભારે અંધેર ચાલે; તો દરમિયાનગિરી કરવાનો હક કે ફરજ ઉત્પન્ન થાય છે. પોતાની તરફના લશ્કર અને રક્ષણથી જુલમનો પ્રચાર ટકાવી રાખે તો બ્રિટિશ સરકારને જે "લાંછન લાગે તે દૂર કરવાના માત્ર સાધન" દાખલ અયોધ્યાને ખાલસા કરવાનુ વાજબી હતુ; તેથી ખુલ્લું છે કે તખ્તબરખાસ્ત કરવાનો કિંવા થોડા વખત માટે રાજવહિવટ સ્વાધીન લેવાનો વધારે નરમાશવાળો રસ્તો યોગ્ય રીતે લાગુ કરી શકાય છે. લોર્ડ હાર્ડિંજે તારીખ ૭મી જાન્યુઆરી સને ૧૮૪૮ના રોજ કાશ્મિરના મહારાજાને લખ્યુ કે, "જે રાજાએ ગેરવર્તણુકના લીધે રૈયતની રાજભક્તિનો હક ખોયો છે, તેને તાબે રહેવા લોકોને ફરજ પાડવી". એવી બ્રિટિશ સરકારની રીતિ નથી. તારીખ ૨૫મી જુલાઇ સને ૧૮૭૫ના રોજ લોર્ડ નોર્થબ્રુક "વડોદરાના મર્હૂમ ગાયકવાડને લખ્યુ કે". બ્રિટિશ સત્તા જેને ટકાવી રાખતી હોય એવા રાજ્યમાં અંધેર હોય, તો તેમાં કેટલેક દરજ્જે બ્રિટિશ સરકારને પણ જવાબદારી રહે છે". હિંદુસ્તાનના કેટલાક લેખકોને પોતાના દુઃખોનુ બયાન વધારીને કરવાનુ વલણ હોય છે.

અને તેથી તેઓ પોતાના રાજ વિરુદ્ધ ક્રિયાદો કરવા તત્પર થાય છે. તેથી વચ્ચે આવવા લાયક અઘેર ભારે પ્રકારનું હોવું જોઇએ એ શરત ઉપર મજબૂત ખ્યાલ રાખવો ઘટે છે, સુધારા સંપાદિત કરવા ખાતર દરમિયાનગિરી કરવાના હક્કઆગી ઈ. સ. ૧૮૩૦માં સર જ્હોન માલ્કમે એક હક્ક બાતલ કર્યો. " જેની રૂએ એમ માનવામા આવતું હતુ કે, દેશી રાજાઓના તાબામાં જે લાભ રૈયતને હતા તેના કરતાં આપણા તાબામાં તેઓને મુકાબલે અધિક લાભ છે ". રાજ્યોના સ્વીકૃત થયેલા હક્કને હાનિ કરીને પરોપકારાર્થે દબાણ વાપરવું એવી રાજરીતિને વળગી રહેનારાના મતનું સાવધપણું ઇન્ડિયા સરકારે રાખેલું છે. તેનો પુષ્કળ પુરાવો તેણે પ્રસિદ્ધ કરેલા પત્રવ્યવહાર માંથી મળી આવે છે. અઘેરના કારણસર દરમિયાનગિરીની જરૂર પડે, ત્યારે તે કરવા સારૂ ઘણી ગંભીર હકિકતોની આવશ્યકતા રહેલી છે. વળી રાજનું અઘેર પણ લાંબી મુદ્દતથી ચાલુ રહેલુ અને ભારે જાતનું હોવું જોઇએ. ઘણી વખત તો વારવાર ચેતવણીઓજ આપવામાં આવેલી છે. વડોદરા અને અયોધ્યા જેવાં થોડાંક રાજ્યોમા રાજકર્ત્તાને તખ્તબરખાસ્ત કર્યા પહેલાં સુધારા કરવા માટે ચોક્સ મુદતો પણ આપવામા આવી હતી.

——:o:*:o:——

## ૧૧૭. ઘાતકી પ્રચારો દબાવી દેવા માટે દરમિયાનગિરી કરવાનો હક્ક.

મનુષ્ય સ્વભાવની કાળી બાજુનો ચચુક અને દુ:ખદાયક પુરાવો હિંદુસ્તાનનાં તહનામાં પૂરો પાડે છે. સુધરેલા માણસની લાગણીને કમકમાટી પેદા કરે એવા ગુન્હા અને પ્રચારો અટકાવવાના હેતુથી દેશી રાજકર્ત્તાઓ પાસેથી પાકા કોલકરારો કરાવી લેવામાં આવ્યા હતા. તે કંપની સાથેનાં સબંધના પ્રથમના જમાનામાં બન્યું એમજ કાંઇ નથી. ઘાતકી કૃત્યો માટે

બ્રિટિશ સરકારે રાજ્ય ઉપરથી ઉઠાડી મૂકેલા રાજાના અનેક તાજેતર દાખલા બનેલા છે હિંદુસ્તાનના લોકો કેટલાક ઘાતકી પ્રચારોને તારીફ લાયક ગણતા નથી, પરન્તુ તે વિષે અખાડા કરે છે. બ્રિટિશ લોકો તેનો તિરસ્કાર કરે છે તે પ્રચારો સજીવન થવા ન પામે તે સારૂ ઈન્ડિયાના વાઈસરાયોએ સનદોમાં સતત્ સાવધાની ખસુસ કરી રાખેલી છે. એ પ્રમાણે ઈ. સ. ૧૮૧૯મા કચ્છના રાઓ “ માનવંતી કંપનીના ખાસ ફરમાનથી દીકરીઓને દુધ પીતી કરવાની રસમ કાઢી નાખવાને, અને કચ્છના ભાયાતોમા પણ એ રિવાજ બંધ કરવા કંપની સાથે અંતઃકરણપૂર્વક સામીલ થવા કબુલ કરે છે. તોપણ રજવાડાઓએ આ કોલકરાર વળી ઈ સ ૧૭૪૦માં ફરીથી કરી આપ્યો મુંબઈ સરકારે પ્રસિદ્ધ કરેલા વાર્ષિક રીપોર્ટો ઉપરથી જણાય છે કે, આ નઠારો ચાલ અદ્યાપિ નદ્દન બંધ પડયો નથી. દેશી જનમંડળીની મજબૂત વિરૂદ્ધતા છતાં, અને મોટા અમલદારોની ચેતવણી છતાં, તારીખ ૪થી ડિસેંબર ૧૮૨૯ના રોજ લોર્ડ વિલ્યમ બેન્ટિકે સતી, યાને મરનાર પતિની ચિતામા વિધવાઓને બાળવાના ચાલને મનુષ્યવધનો ગુન્હો ગણવાને એક ધારો પસાર કર્યો. પરન્તુ બ્રિટિશ ઈન્ડિયાના કાયદાથી સાપરાધ ગણાયેલો આ પ્રચાર દેશી રાજ્યોના આશ્રય નીચે સજીવન રહ્યો. મંડી નામના સત-લજની પેલી તરફના રાજમાં હિંદુ રાજાની ચિતામાં બાર સ્ત્રીઓને બાળી નાંખવામા આવી હતી. મુંબઈ તાબાના મહિકાંઠા એજન્સિમા આવેલા અહમદનગરનો રાજા કરણસિંઘ ઈ સ. ૧૮૩૫મા મરણ પામ્યો, ત્યારે બ્રિટિશ અમલદારોએ અટકાવ કર્યા છતા જબરાઈથી તેની વિધવાને જીવતી બાળી નાખવામાં આવી હતી. ઈ. સ ૧૮૩૬મા તેનો પુત્ર તહનામાથી બંધાયો કે, “ હવે પછી હુ, કિંવા મારા ફરઝંદો, કિંવા વંશના સતીની ક્રિયા કરીશુ નહિ. ” પરન્તુ રક્ષિત રાજ્યોમાં ચાલતુ આ દૂષણ બંધ કરવા લોર્ડ હાર્ડિંજની કારકિર્દી પૂરી થતાં સુધી સરકારે અસરકારક ઇલાજ લીધા નહિ.

એ ચાલ બ્રિટિશ સરકાર હવે ફરીથી સજીવન થવા દેશે નહિ, એતો ચોકસ છે એમ કબૂલ કરવું જોઈએ. આસામ પ્રાંતમાં બ્રહ્મપુત્રાની ઉત્તરે તારીખ ૨ માર્ચ સને ૧૮૩૩ના રોજ રાજા પૂરધરસિંઘે કબૂલત આપી કે, "હું ન્યાય આપીશ, નાકકાન કાપવાના; આંખો કાઢવાના; કિંવા બીજી રીતે અગભંગ કરવાના; કે રિબાવવાના આસામના પૂર્વના રાજાના રિવાજોથી હું દૂર રહીશ; અને નજીવા ગુન્હા બદલ ક્રૂર શિક્ષા કરીશ નહિ". કરૂણા અર્થે સર હેન્રિ લારન્સે જે યત્નો કર્યા છે, તે ઈતિહાસની બાબતો છે. ઈ. સ. ૧૮૫૪માં તેણે ઉદેપુરની સાથે તહનામું કર્યું. તે તહનામું પછીથી તો રદ થયું હતું, પણ તેમાંથી એક ઈન્તેખાબ એવો મળી આવે છે કે, તેથી આ બાબતના બંધનનું નિરૂપણ થાય છે. તે તહનામાની ૧૫મી કલમ આ પ્રમાણે છેઃ– "જાદુ, ચેટક, કિંવા ધંતરમતરને બહાને કોઈ સખસને પકડવો નહિ". ઇન્ડિયન તહનામાંની ત્રિજી મુદ્દતમાં જોઇએ તો સતલજની આ તરફના રાજ્યો ઉપર નીચેનું બંધન લોર્ડ કાનિંગે નાખેલું માલમ પડે છે. તારીખ ૫મી મે સને ૧૮૬૦ ના રોજ પટિઆલાના મહારાજા, નાભાના રાજા; અને જીંદના રાજાએ કબૂલત આપી કે, "તેમના કુલ મુલકોમાં સતી; ગુલામગિરી અને કન્યાવધની મના કરવી; અને તેમાંનો કોઈ પણ ગુન્હો બને તો સખ્ત શિક્ષા કરવી". કમનસીબે સતત સાવધપણાની જરૂરયાત અદ્યાપિ બંધ પડી નથી. હિંદુસ્તાનની સરકારોના પ્રસિદ્ધ થયેલા રિપોર્ટો તપાસતાં માલમ પડે છે કે, ઈ. સ. ૧૮૬૮ પછી ઘાતકી કૃત્યો માટે દેશી રાજાઓને શિક્ષા કરવા હિંદુસ્તાનની સરકારને છ કરતાં વધારે કેસોમાં વચ્ચે આવવું પડ્યું છે. એ રાજ્યોના નામ "બ્લ્યુ બુકો" ઉપરથી તરત માલમ પડી શકે તેમ છે. તેમને ફરીથી પ્રસિદ્ધિમાં લાવી એ બનાવોની શરમને સજીવન કરવા કાંઈ કારણ નથી. પરન્તુ દરેક કેસ

ઉપરથી જણાઈ આવે છે કે, લિખિત પ્રકારે ભલે કોઈ અમુક રાજ્યને બ્રિટિશ સત્તાધીશો સાથે ખાસ કરાર થયેલ નથી, તોપણ એક બાબતમાં બ્રિટિશ સરકારે મલાજો લીધેલ છે. સર્વોપરિ સત્તા વચ્ચે આવતી હતી, તે જનગણની નીતિના કાયદા અનુસાર વાજબી ગણાતું હતું. તેમ કરવાનો કાંઈ ખાસ કાયદો ન હતો. સનાતનાં રાજ્યોના અંદરના કાર્યમાં દરમિયાનગિરી નહિ કરવાના નિયમથી દૂર રહેવાનું થયું હશે ખરું, પરન્તુ તેમ કરવાનો ખુલાસો ગુન્હાની ગણતરીથી પૂરી રીતે થઈ જાય તેમ છે. તેમ એક રાજાએ પોતાની એક રૈયતને ચોરીના ગુન્હા બદલ તેના હાથ પગ કાપી નાખવાની શિક્ષા કરી, બીજા રાજાએ એક ગુલામના નાક કાન કાપી નાખવા હુકમ કર્યો. એક ત્રિજા રાજકર્તાએ બે જોસરને મરણ લગી ફટકા મરાવ્યા. એક ચોથા રાજાએ એવી કમકમાટી અને કંટાળો પેદા કરે એવી શિક્ષા કરી કે, તેનું નામ પણ દઈ શકાતું નથી. પાંચમાએ શૂળીએ ચઢાવવાની "જંગલી અને ક્રૂર" સજા અમલમાં આણી. છઠ્ઠાએ હાલમાંજ એટલે ઈ. સ. ૧૮૫૦માં જાહેર રીતે પોતાની એક રૈયતને રિબાવી નાખી. આ દ્રષ્ટાન્તો સ્વતઃ બોલી ઉઠે છે. તેથી ખુલાસો થાય છે કે, દેશી રાજ્યોને ટકાવી રાખનાર બ્રિટિશ સરકારને ક્યા કારણથી નિર્દય પ્રચારો બંધ કરવા, અને તેને માટે શિક્ષા કરવા વચ્ચે આવવા હક્ક છે.



## ૧૧૮. ધર્મસંબંધી છૂટ માટે વચ્ચે આવવાનો હક્ક.

સમગ્ર શેહનશાહતમાં માત્ર ધર્મની લાગણીની એકતાને લીધેજ ધર્મ સંબંધી છૂટ રાખવાનું બંધન કબૂલ રાખવામાં આવેલું છે એમ નથી. પરન્તુ તેમ કરવું એ રાજ્યોને પણ ફાયદાભરેલું છે. બ્રિટિશ સરકારે પોતાની રૈયત પ્રત્યેની ધર્મસંબંધી છૂટ પર મુલકના રાજાઓ તરફથી

સંપાદિત કરાવવાની છે, એ યાદ રાખીએ ત્યારે રક્ષિત રાજાઓ અને તેના વચ્ચેના તાબેદારીના સબંધને લઈને તે ફરજ અધિક બળવાન્ થવા પામે છે. ચીનને માટે ધર્મની સ્વતંત્રતા તહનામાની રૂએ પ્રાપ્ત થયેલ છે. તારીખ ૧૮મી અપ્રિલ સને ૧૮૫૫ના સિયામ સાથેના કોલકરારમાં આ પ્રમાણે ઠરાવ જોવામાં આવે છે — "સિયામમાં જે બ્રિટિશ રૈયત આવે, કિંવા વસે, તેને ક્રિશ્ચન ધર્મ પાળવાની તથા કબૂલ થાય તે સ્થળોએ દેવલ બાંધવાની છૂટ રહેવી જોઇએ." તારીખ ૩૦મી અપ્રિલ સને ૧૮૮૬ના જંગબાર સાથેના દોસ્તી અને વેપારના તહનામાની ૨૩ મી કલમ આ પ્રમાણે છે. "કોલકરાર કરનારા ઉભય મહાન્ પક્ષકારોની રૈયતને એક બીજાના મુલકમાં ચાહે તે ધર્મ પાળવાની છૂટ મળવી જોઈએ ધર્મનાં તમામ પ્રકાર સ્વતંત્ર અને જાહેર રીતે પાળવામાં," અને "તમામ સંપ્રદાયોના ધર્મપ્રસારક કાર્યો ઉપર અંકુશ રાખવો નહિ, યાને વચ્ચે આવવું નહિ". પરન્તુ જે ફરજ બ્રિટિશ સરકારે માથે લીધેલી છે, તે દેશી રાજ્યોમા પોતાની રૈયતનાજ રક્ષણ કરવા માત્રથીજ પૂરી થતી નથી. જરૂર પડે તો રક્ષિત રાજ્યોની રૈયતના ધર્મસંબંધી છૂટ માટે તેને વચ્ચે આવવું વાજબી છે. એ પ્રમાણે જ્યારે ગોંડળ તાબાના ધોરાજી શહેરમા આકરી તકરારો જાગી હતી, ત્યારે કેટલીક સાવચેતી સાથે મુસલમાન રૈયતને પોતાનો હમેશનો ખોરાક વાપરવાનો હક્ક આપી તેનું સમાધાન કર્યું હતુ. "ધર્મપાળનારાઓના છ સંપ્રદાયના સબંધમાં વચ્ચે નહિ આવવા" તારીખ ૨૪મી સપટંબર સને ૧૮૩૭ના રોજ જોધપુરના મહારાજાએ માથે લીધું હતું. ઈ. સ. ૧૮૭૧મા જ્યારે રાજગઢના રાજકર્ત્તાએ ઈસ્લામ ધર્મનો સ્વીકાર કર્યો, ત્યારે જાહેર દરબારમા ફરમાવવામાં આવ્યું હતું કે, બ્રિટિશ સરકાર હિંદુસ્તાનના રાજકર્ત્તાઓના ધર્મ તરફ જોતી નથી, પરન્તુ સર્વોપરિ સત્તા પ્રજાનાં તેઓના બંધનો તરફ જુએછે.

તેઓ જો કોલકરારો પાળે, અને " વગર જુલમે અને ધર્મની છુટ આપી રાજ ચલાવે, તો દરમિયાનગિરી થશે નહિ. " આ પ્રમાણે ધર્મની છુટની ફરજ જાહેર કરવામાં આવેલી છે. જ્યારે કાનેડાના ધર્મપ્રસારકો વિરૂદ્ધ ઈન્દોરના મહારાજાએ આકરા નિયમો અમલમાં લાવવાનું કર્યું, ત્યારે લોર્ડ રિપને તેમને ખબર આપી કે, " તેમના પોતાના ઘરમાં અને હદમાં તેઓ સ્વધર્મની છુટ ભોગવે " તેમાં વચ્ચે આવવાનું તે થવા દેશે નહિ. આ ધર્મપ્રસારકો બ્રિટિશ રૈયત હતા એ ખરૂ છે, પરન્તુ હરકત ન થવા તેઓએ માગણી કરી હતી, તે ફક્ત પોતાને માટે હતી એમ નહિ, પણ તેઓએ જે સખ્શોને ક્રિશ્ચન ધર્મમાં લીધા હતા, તેમને તથા તેમના આશ્રિતો માટે પણ હતી.

———·o:* o:———

### ૧૧૯. ખાસ બાબતોમાં તહનામાથી પ્રાપ્ત થયેલા દરમિયાનગિરી કરવાના બીજા હક.

સર્વોપરિ સત્તાને સંયુક્ત રાજ્યોના અંદરના રાજવહિવટમાં વચ્ચે આવવાના હકના પાંચ દાખલા છે. તેમાં બે બાબતો સામાન્ય રીતે રહેલી જોવામાં આવે છે. જે બંધનોનું નિરૂપણ કરી ગયા છિએ તે તમામ રાજ્યોને લાગુ થાય છે. તહનામાને અભાવે પણ તે બધા ન્યાયસર છે; કેમકે દેશી રાજ્યો કાયમ રાખવાની તથા તેઓનું કલ્યાણ કરવાની ઈચ્છા જારી છે. ખાસ કોલકરારથી ઉત્પન્ન થયેલાં અને ખાસ મુલકોને લાગુ થાય એવાં પણ બીજાં બંધનો છે. અયોગ્ય રીતે તેઓ બીજાં રાજ્યોને લાગુ કરવામાં આવશે એવી ધાસ્તિ રાખવાની નથી. તેઓના પ્રકાર વિષે સંક્ષેપમાં બયાન આપવું બસ છે. ઈ. સ ૧૮૦૭માં કાઠિયાવાડનાં સખ્યાબંધ રાજ્યોએ કબૂલ કર્યું કે, " એક બીજાની જમીન જબરાઈથી લઈ લેવી નહિ ". " તેમજ બીજા રાજા પાસેથી ગામ કે

જમીન ખરીદ પણ કરવી નહિ. ” ભાયાતો તથા મૂળ ગરાશીઆના રક્ષણ અર્થે “ રાજસ્થાનિક સભા ” નામની એક કોર્ટ સ્થાપેલી છે. તેના પ્રમુખ તરીકે એક બ્રિટિશ અમલદાર કામ કરે છે. તેનું કામકાજ “ કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટની મારફત ચાલે છે, અને સર્વોપરિ સત્તા તેના ઉપર સામાન્ય રીતે અંકુશ રાખેછે. ” કચ્છના મોટા રાજ્યમા ઇ. સ. ૧૮૧૫માં જાડેજા ભાયાતોને બ્રિટિશ સરકારે બાંયધરી આપી છે. તે બાંયધરીનો લાભ કચ્છ, અને વાગડના રજપુત ગરાશીઆને પણ મળેલો છે રાઓ ઉપર સામાન્ય બંધન છે, તે અલગ રાખતાં પણ એ બાયધરીવાળાને લગતા અમુક કેસોનો ઇનસાફ થવા એક ખાસ કોર્ટ સ્થાપી કોલકરારોને અમલમાં લાવવા રાઓના ઉપર ફરજ નાખવામાં આવેલી છે. મધ્ય હિંદુસ્તાનમાં આવેલા બાંયધરીવાળા જહાગીરદારો અને તનખાદારોના રક્ષણ અર્થે ખાસ નિયમો કરી તેઓને તેમના ઉપરી રાજની હકુમતમાંથી મુક્ત રાખેલા છે. કોલાપુરના રાજાને “ ઉપરીપણાનો હક્ક છે ”, તે છતા ત્યાંના તાબાના જહાગીરદારોને બ્રિટિશ દેખરેખ નીચે રાખેલા છે

——:-'O.*'O:-'——

## ૧૨૭. બ્રિટિશનાં હિતનો અમલ કરવા માટે દરમિયાનગિરી કરવાના સામાન્ય હક્ક, જેવા કે (૧) યૂરોપિયનોનો ઇનસાફ કરવાનું કામ.

અંદરની રાજસત્તા ઉપર આવા અપવાદનાં બંધનો છે, તેથી દરમિયાનગિરી નહિ કરવાનો સામાન્ય નિયમ સ્થાપિત થાય છે. રાજ્યોના કલ્યાણ અર્થે નાખેલાં બંધનોનો વર્ગ છોડી હવે આપણે બ્રિટિશ સરકારની બીજી ફરજોનો તપાસ કરવો શરૂ કરીએ છિએ. તે ફરજો બ્રિટિશ સરકારની પોતાનીજ કૈયતના સંબંધની છે. વળી તે ફરજો એવી છે કે,

બીજાં રાજ્યોના કામકાજોમા થોડું વચ્ચે આવ્યા વગર બનાવી શકાય તેમ નથી. હિંદુસ્તાનના રાજકર્તાઓએ વ્યવહાર રાખવાના હક્ક આપી દીધા છે. તેમના બહારના સંબંધોની ચર્ચા થઈ ગઈ છે. તે સાથે યૂરોપિયનો તથા અમેરિકનો ઉપરની હકુમતનો વિષય વિચારમા લેવાઈ ગયો છે. બ્રિટિશ રૈયત, તેમાં ખાસ કરીને યૂરોપિયનો તથા યૂરોપિયનોની ઓલાદના હોય, તેને પાર્લામેન્ટના ધારા અનુસાર ઇન્ડિયાના કાયદાને તાબે રાખેલા છે. કોઈ જર્મન કે અમેરિકન હોય, તો તેનો વાજબી અને યોગ્ય ઈન્સાફ થવા તેની પોતાની સરકારે બદોબસ્ત કરેલ છે. તેને પ્રાપ્ત થયેલા હક્કની બ્રિટિશ રૈયતને ના કહી શકાય નહિ તેથી દેશી રાજ્યોમાં તેના ઉપર બ્રિટિશ અમલદારો હકુમત ચલાવે છે. હકુમત સબંધના પ્રકરણમા આ બાબત વધારે વિસ્તારથી ચર્ચા કરવામાં આવશે.

—— .o:*:o: ——

## ૧૨૧. (૨) નાણાના ચલણની બાબત.

બ્રિટિશોના એક બીજા હિતને લીધે દેશી રાજ્યોના અદરના રાજવહિવટમાં વચ્ચે આવવાનુ કારણ ઉત્પન્ન થયેલ છે. બીજી બાબતો સાથે અમેરિકાનાં સંયુક્ત રાજ્યોએ ચલણસબધી ધારો કરવાનુ કામ મધ્યસ્થ સરકારને સ્વાધીન કરેલ છે. હિંદુસ્તાનમાં બ્રિટિશ રક્ષણ તળે દેશી રાજ્યોને છૂટા વ્યાપાર અને છૂટા વ્યવહારના પૂર્ણ લાભ પ્રાપ્ત થયેલા છે. સરહદ ઉપર થાણાઓ રાખવામા આવેલા નથી મુસાફરો અને માલને છૂટી રીતે આવવા જવામા જકાતી ચીજોનો તપાસ રાખી જકાતો ગણવામાં આવી નથી. માત્ર હથિયાર, અફીણ, અને થોડી બીજી ખાસ ચીજો માટે તપાસ થાય છે. મહાપકારીપણાનો કેટલોક વાજબી હક આ છૂટની સાથે જોડેલો છે તે સાથે વળી બ્રિટિશ સરકારે આખા [illegible] આખા સામ્રાજ્યમાં હિંદ સમેત રાખ્યુ, અને એક સરખા [illegible]

ગાપ કરવાનો હક્ક જાહેર કરેલો, જણાતો નથી બેશક ઈ સ. ૧૮૪૨મા સિંધમા યત્ન કરવામાં આવ્યો હતો, અને એ, બાબત અમીરોના તહનામામાં એક કલમ, દાખલ, કરવામા, આવી, હતી પરન્તુ સામાન્ય રીતે, જોતા જ્યારે કોઈ રક્ષિત, રાજમા લોકોના હિતને, ભારે હાનિ કે ડર લાગ્યો હશે, ત્યારે બ્રિટિશ કર ભરનારની તરફથી ઈન્ડિયા સરકારે માત્ર વચ્ચે, આવી સતોષ માન્યો હશે. તે પ્રમાણે ઈ. સ. ૧૮૩૪મા જ્યારે મુબઈ જેવા વેપારના, મધ્યસ્થ સ્થળમાં ખોટા અને બનાવટી શિક્કા જથાબધ આવ્યા, ત્યારે મુબઈના બંદરની પેલી તરફ આવેલા જજીરાના રાજની ટંકશાળ બધ કરવામા આવી હતી. આ પ્રમાણે વચ્ચે આવવાથી રાજ્યોના, માહોમાહેના ધારાનો કાંઈ ભગ થયેલો ગણાય નહિ. જજીરાનુ, રાજ બ્રિટિશ રક્ષણ નીચે છે, તેનો બદલે સ્વતત્ર હોત, તોપણ તેને આ કારણસર ફરિયાદ કરવાનું વાજબી ગણાત નહિ. બ્રિટિશ સરકારને આગ્રામા પણ એક ત્યાની નજીકના રાજની ટંકશાળથી એવીજ હરકત નડી હતી. તેથી વચ્ચે આવી સખ્ત ઇલાજ કરીને લેવા ન પડે, તે માટે એવો નિયમ રાખ્યો છે, કે, દેશી રાજ્યોની ટંકશાળો માત્ર તેમના પાયતખ્તોમાંજ સ્થાપવી અને ચલાવવી, રાજકર્ત્તાએ તેના ઉપર યોગ્ય અકુશ અને દેખરેખ રાખવા, અને તેના તથા તેના તાબાના જહાગીરદારોના મુલકમા જોઈએ તેટલાજ શિક્કા પાડવા જે જગોએથી ટકશાળો બધ થઈ છે, ત્યા પાછી સ્થાપવા દેવામા આવતી નથી. ઈ. સ. ૧૮૮૫માં વાડાસિનોરના રાજને એ પ્રમાણે ખબર દેવામા આવી હતી. બીજાં રાજ્યોમાં, જેમ કે પોરબદરમાં બ્રિટિશ ચલણ દાખલ કરેલું છે. આ બાબત ઈન્ડિયા સરકારનું જે વલણ છે, તેનો ખ્યાલ મૈસુરના તહનામાની ૧૩મી કલમથી થાય છે. તેની રૂએ ઈન્ડિયા સરકારના શિક્કા તે રાજમાં કાયદેસર ચલણ તરીકે દેવાલેવાનુ ચાલે છે. તેમાં

વળી એમ પણ દર્શાવ્યું છે કે, " અમુક વખતે ચલણને લગતા જે કાયદા અને નિયમો બ્રિટિશ ઇન્ડિઆમાં ચાલુ હશે તે સઘળું મુલકોમાં ચાલતા ચલણને લાગુ થશે. ઘણી મુદ્દત થયાં ચેસુરના જુદા ચલણના શિક્કા પાડવાનું બંધ થએલ છે. તેને ફરીથી ચાલુ કરવા દેવામા આવશે નહિ. "

———:o:*:o:———

## ૧૨૨. (૩) રેલવે, છૂટો વેપાર, અને ન્યાયના કૃત્યોની બાબતો.

રેલવે ખાતા ઉપર અંકુશ રાખવામાં આવે છે. તે માત્ર શેહનશાહતના રક્ષણ અર્થે નથી, પરન્તુ સામાન્ય કલ્યાણ અર્થે પણ છે. દરેક રાજ્યમા થઈને જે જમીન ઉપર રેલવે જાય છે, તેની ઉપરની હકુમત આપી દેવી પડે છે. આમ કરવાના લાભ વિષેની ચર્ચા હવે પછીના એક પ્રકરણમાં કરવામાં આવશે. વેપાર ઉપરના નુકશાનકારક અંકુશો દૂર કરવા માટે રાજાઓ સાથે સંખ્યાબંધ કોલકરારો કરી હાલના જમાનામાં સમગ્ર શેહનશાહતના ઐક્યને મજબૂત કરવામાં આવેલ છે ઈ. સ. ૧૮૮૬માં બિનશરતે છૂટો વેપાર કરવાના કામમા કોલાપુરે અગ્રેપદ ભાગ લીધો. ખાસુસ કરીને હિંદુસ્તાનના પશ્ચિમ તરફનાં રાજ્યોએ તેનું અનુકરણ કરેલ છે. પરન્તુ મહેસૂલના ધોરણના આ સુધારાને કબૂલતથી અસર થાયછે, અને બ્રિટિશ સરકારને એ બાબતના ખાસ હક્ક પેશવા પાસેથી પ્રાપ્ત થયેલા છે, કિંવા હકિકતને લીધે અપવાદ તરીકે વચ્ચે આવવાનું બન્યું છે. તે શિવાય બાદશાહી હુકુમની રૂએ એ સુધારા દાખલ કરવામાં આવતા નથી. એ પ્રમાણે ઈ. સ. ૧૮૫૭ના અપ્રિલ માસમાં કંપની સરકારે ગુજરાતને માટે એવું ધોરણ મુકરર કર્યું કે, " કોઈ ખંડણિયું રાજ મરજી પ્રમાણે રાહદારી દાણનો દર વધારી શકવું નથી,

કેમકે તે તો બાદશાહી સત્તાની બાબત છે.” આ પ્રમાણે કરવામાં કંપનીએ એજ સાલની તારીખ ૪ જાન્યુઆરીના રોજ કોર્ટ ઓફ ડિરેક્ટર્સનો કરેલો હુકુમ અમલમાં આણ્યો. વળી જ્યારે ઈ. સ. ૧૮૯૨માં બ્રિટિશ સરકારને મણિપુરમાં વચ્ચે આવવું પડ્યું, ત્યારે અખત્યારની રૂએ એકદમ વેઠ કાઢી નાખી. બીજી બાબતોમાં પણ બાદશાહી અખત્યાર વારવાર વાપરવામાં આવે છે. એ પ્રમાણે જ્યારે ગુન્હેગારોને પરસ્પર સોંપવા લેવાનું બનતું નથી, ત્યારે અમુક કેસોમાં દેશી રાજ્યો પાસેથી ગુન્હેગારોની માગણી કરવામાં આવે છે. દેશી રાજ્યો જેવાં અપૂર્ણ છે, તેવોજ તેઓનો રાજ્યવહિવટ પણ અપૂર્ણ છે તેથી તેઓના ઈન્સાફના ફૈસલો મંજૂર કરવાની ખત્રી આપી શકાય નહિ, તેમ બીજાં રાજ્યો વિરૂદ્ધ તેનો અમલ પણ થઈ શકે નહિ તોપણ બ્રિટિશ કોર્ટો સમક્ષ ન્યાયની ખાતર પક્ષકારોને હાજર રાખવા જરૂર પડે, ત્યારે ઇન્ડિયાની શેહનશાહત સાથે જોડાયેલા રાજ્યોએ તત્પરતાથી સહાયતા કરવી જોઈએ, એમ ઉમેદ રખાય છે.

—— *.- -o- - * ——

## ૧૨૩. આ પ્રકરણ વાંચતાં સાવચેતી અને અપવાદ રાખવાની જરૂર છે.

આ પ્રકરણ સમાપ્ત કરતાં આ ગ્રંથની પ્રસ્તાવનામાં મેં જે ટીકા કરી છે, તે તરફ વાચનારનું ધ્યાન ફરીને ખેંચવા જરૂર છે. મેં આ યત્ન કર્યો છે, તેમાં મારા મુદ્દાનો અખત્યાર કિંવા આધાર ગ્રહણ કરી લેવાનો નથી. અંદરના કામકાજોમાં દરમિયાનગિરી કરવાની બાબતમાં મતભેદ થવાનો ઘણો સંભવ છે. રાજ્યોના ખાનગી ખાતામાં વચ્ચે આવવાના બ્રિટિશ હક્કોનો વિસ્તાર કોઇ દિવસ નિશ્ચિત થયો નથી, તેમ થઈ શકશે પણ નહિ. તેનું ધોરણ સારી રીતે સમજવામાં છે,

પણ તેનો ખુલાસો થઈ શકે તેમ નથી. લશ્કરી અને અંદર અંદરના બંધનોની બાબતમાં કામ કરવાને સર્વોપરિ સત્તાને અધિકાર પ્રાપ્ત થયેલો છે. તે સહીસલામતીનું સ્થળ છોડીએ, તો રાજનીતિના તકરારી મેદાન ઉપર ઉતરવું પડે તેમ છે, એટલે "ગુપ્ત ભેદો" ની સમીપે જવાનું થાય છે. સર જોર્જ કામ્પબેલે બ્રિટિશ સરકાર અને દેશી રાજ્યોના સંબંધો ઉપર વિસ્તૃત ટીકા કરેલી છે એમ ગણીએ તો, રાજ્યોના અંદરખાનાના વહિવટને તેના બોલ યથાર્થ રીતે લાગુ થાય છે એમાં શક નથી. એ વિસ્તૃત ટીકા આપણે આગળ કહી ગયા છિએ તે પ્રમાણે એ છે કે, "કઈ કઈ બાબતમાં આપણે વચ્ચે આવીએ છિએ, અને કઈ કઈ બાબતમાં આવતા નથી, તેનો ચોકસ ખુલાસો આપવો અશક્ય છે". આ ગ્રંથમાં અમે પણ વારંવાર અંગીકાર કરી ચુક્યા છિએ કે, ઇન્ડિયા સરકારની સાથે અંગીત ઐક્ય રાખનારા રાજ્યોનું જાહેર હિત વધારવા માટે કંપનીએ કિંવા બ્રિટિશ રાજ્યે જૂદા ફરમાનનો અંગીકાર કરેલો નથી. પાર્લામેન્ટનાં કૃત્યોથી, સત્તાના અમલથી, અર્થવિસ્તારથી, અને રિવાજથી બંધનોમાં સતત ફેરફાર થાય તેમ છે, એ પણ બતાવી ગયા છિએ. તે બધાંનું કૌવત કોણ માપી શકે તેમ છે? "ઐક્યના અવેજ"ના પ્રકરણમાં કબૂલ કરેલું છે કે, હિસાબ બંધ થઈ શકે તેમ નથી. ત્યારે પછી અનિરાકરણીનું નિરાકરણ કરવાને, કિંવા બંધનોના વર્ગો કરવાને, અને દોસ્તીની બાબતોથી તેમને જૂદાં કરી બતાવવાને પ્રયત્ન કરવો એ શું યોગ્ય છે? આ પ્રશ્નનો એટલોજ ઉત્તર આપવા અમો હિમ્મત ધરીએ છિએ કે, છેલ્લાં પાંત્રીશ વર્ષોમાં દરમિયાનગિરી કરવાનાં કારણો હિંદુસ્તાનની સરકારે જાહેરમાં મૂકેલાં છે. આ સતરો લખવાનું અમારા હાથથી ચાલે છે, તેટલામાં ખેલાતના ખાનને તખ્તગરખાસ્ત કર્યાનો ઢંઢેરો જાહેરમાં મૂક્યાનું સાંભળ્યું છે. રાજનીતિના ગુપ્ત ભેદો લોકોના જાણવા

બહાર રાખવામાં આવતા નથી. તેથી તેઓને ટીકા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. રાજકીય હવામાન હમેશાં બદલાતું રહે છે એ ખરૂં છે. એજ સ્થિતિ હોય, તોપણ કોઇ બાબતમાં દરમિયાનગિરી કરવામાં આવે છે, અને કોઈ બાબતમાં તેથી જાણી જોઇને દૂર રહેવામા પણ આવે છે. પરન્તુ સંખ્યાબંધ શરતો, અને અપવાદો આપણા મનમાં સહજ રીતે આવી શકે તેવાં છે. તેની સાથે આ બાબતમાં એટલો ખ્યાલ રાખવાનો છે કે, હિંદુસ્તાનના રાજાઓએ જે ફરજો અવશ્ય બજાવવી જોઈએ અને જે બજાવવાનું તેમની મરજી ઉપર છે, તે બન્ને વચ્ચેનો ભેદ સમજવો જોઈએ. તેના વર્ગોમા બેશક કાલચક્રને લીધે ફેરફાર થશે. હાલની સ્થિતિની ગોઠવણમાં હિંદુસ્તાનના તહનામાના કળજીવાળા અભ્યાસીને તરત ભૂલ માલુમ પડી આવે તેમ છે મારી નજરમાં જે દેખાવ આવે છે તેજ હું બીજાઓની સમક્ષ મૂકી શકું છું. તેનો જવાબદાર હુંજ છું, બીજો કોઇ નથી. એ બાબત વધારે વિચાર કરતાં મારૂં મન ફરી પણ જાય. સઘળા રાજ્યોનું ઐક્ય થયું છે, તો ભવિષ્યમાં વધારે સહાયકારીપણું રાજ્યોએ રાખવું પડશે, તેની મને તો ખાતરી છે. બ્રિટિશ સરકાર તો દુગ્ધા યાને ધર્મસંકટમા આવી પડેલી છે. રાજ્યોનું રક્ષણ કરવાનો તેના ઉપર સાર્વજનિક બંધન છે. તે સાથે બને તેટલે દરજ્જે અંદરના રાજકારોબારમાંથી દૂર રહેવાનું છે. રાજાઓ જો રાણી સરકારે માથે લીધેલાં કામ, એટલે રાજ્યોનો વિભાગ થતાં અટકાવું, સારા રાજકારોબારની વૃદ્ધિ, અને ધર્મસંબંધી છૂટ એ માટેનાં બંધનો સ્વીકારે, તો તેઓ દરમિયાનગિરીમાંથી બચી જવા પામે. રાજા અને રૈયતના હિત શિવાય બીજા હિતો ઉપર પણ ખ્યાલ રાખવાનો છે. ૨૨૧૦૦૦૦૦ બ્રિટિશ રૈયતનું નીતિસંબંધી અને દ્રવ્યસંબંધી કલ્યાણ વૃદ્ધિગત કરવા માટે બ્રિટિશ સરકાર ઉપર મજબુત અને અચોક્કસ બંધન છે. તેમની તરફ

પર પ્રજાની વર્તણૂંક દુશ્મનીવાળી થાય, તો તે પણ કાયદા અને રાજ્ય-નીતિ અનુસાર તેવીજ વર્તણૂંક રાખે એ વાજબી છે. બ્રિટિશ સરકાર સાથે નાનાં મોટાં છસેં કરતાં અધિક તાબાનાં રાજ્યોને આધીન પતિ-આળાના જેવા સંબંધમાં દાખલ કરેલ છે. તેથી બ્રિટિશ સરકારે ઉપસ્થિત થતી દરેક બાબતમાં "વિરૂદ્ધ સમાનતાની સ્પર્ધા" પ્રમાણે રાજ્યરીતિ ચલા-વવી જોઈએ. ચલણ, ડિવા ટપાલ ખાતા, ડિવા રેલવેના કે સામ્રાજ્યની બીજી કોઈ બાબતમા સાર્વજનિક શ્રેય માટેના સાર્વજનિક પ્રયત્નમાં સામીલ થવા થોડા રાજ્યો ના પાડે, તો તેમનું પાછળ રહેવું વાજબી ગણાશે, એવી કોઈથી તકરાર લઈ શકાય તેમ નથી. દરેક રક્ષિત રાજના હક્ક અને છૂટ માટે પાર્લામેન્ટે જામિનગિરી આપેલી છે, પરન્તુ સર્વોપરિ સત્તા બધા રાજ્યોની સમ્મતિથી લાભકારી અમલ કરવાનો રિવાજ રાખે તો કાંઈ થઈ શકે નહિ. રાજ્યોને ગળત કરી જવા કે ખાલસા કરવાની રીત કરતાં કલ્યાણકારક ફરજની રાજનીતિ વધારે બાથભરેલી ન નિવડે તે માટે સંભાળ રાખવાની છે. પરન્તુ તે સાથે એટલુ પણ છે કે, જેના ઉપર રાજ કારોબારની જવાબદારી છે, તેના ઉપર જનમંડળની વધતી જતી તંગીઓથી વધારે જવાબદારી આવતી જાય છે. આ પ્રમાણે હકિકત હોવાથી સઘળા પક્ષકારોએ પોતપોતાના હક્ક અને ફરજોનો હિસાબ કાઢવો એ સારૂં છે. ને માટે તહનામાં અને દરમિયાનગિરીની બાબતોના પ્રસિદ્ધ થયેલા કાગળો તપાસવાની જરૂર છે. એ વિષે ધારો મુકરર કરી આપવાનો આ પ્રકરણનો હેતુ નથી. ભેદની છાયા બતાવી બીજા લોકોને પોતાની મરજી પ્રમાણે અર્થ કરવા સારૂ તેના સમક્ષ ખરી હકિકત અને સમાનતા મૂકવી એટલોજ આ પ્રકરણનો હેતુ છે.

—:૦:*:૦:—

# પ્રકરણ ૧૧ મું.

## બાદશાહી સત્તામાંથી ઉત્પન્ન થતાં બંધનો.

### ૧૨૪. રાજસત્તામાંથી સીધી રીતે ઉત્પન્ન થતાં બંધનો.

—:-:0 * 0 - —

દરેક રાજકીય બંધારણમાં અમુક જાહેર કૃત્યો હોય છે. તેની રૂએ તેના અંગીકૃત ઉપરી કિંવા પ્રતિનિધિને પ્રાપ્ત થયેલ અધિકાર કિંવા રાજ્યચિન્હના રીતસર અમલ વગર તે જાહેર કૃત્યો અપૂર્ણ રહે છે. લોકો ઉપર કુલ સત્તાધીશ હોય, તેના તરફથી મહેરબાની બક્ષવા, કિંવા અખત્યાર આપવાની સાથે અમુક બંધનો રહેલાં છે. રાજગાદી એ માન મર્તબાના પ્રવાહનો ઝરો છે જેને ઈલકાબો, હક્ક, અને છૂટ તેના તરફથી પ્રાપ્ત થાય, તેઓએ તેના બદલામાં કાંઈક જવાબદારીનો અંગીકાર કરવો જોઈએ એજન્ટ અને પ્રતિનિધિને હાજર રહેવા દેવાની અને મોકલવાની સત્તા માત્ર રાજકર્ત્તાનેજ છે તારીખ ૧૩મી અકટોબર સને ૧૮૧૯ના કચ્છની સાથે થયેલા તહનામામાં ૧૯મી કલમ છે. તેથી નક્કી થયુ છે કે. બ્રિટિશ એજન્ટની સાથે “ યોગ્ય સન્માનથી વર્ત્તણુક રાખવી ”. એવી કલમની ખરૂં પૂછો તો બીલકુલ જરૂરજ નથી મહારાણી સરકારની સાથે આધીન દોસ્તી રાખનારા રાજકર્ત્તાના વર્ગમાં કોઈ નવા રાજાને દાખલ કરવામાં આવે, અને તેમ કરવું નિયમસર વારસાના અનુક્રમ પ્રમાણે હોય, તોપણ વાઇસરાયના વિધિપૂર્વક અંગીકાર વગર તે પૂર્ણ ગણાતું નથી. જે સત્તા એવા રાજાને કબૂલ રાખે છે અને તેને ટકાવી રાખે છે, તે સત્તા પ્રત્યે તે રાજા રાજભક્તિ રાખવાને પાત્ર થાય છે.

લોર્ડ કાનિંગે દત્તકની સનદો આપી, તેમાં હિંદુસ્તાનના તહનામાંમાં હમેશાં ન વપરાતું રૂપ, અને શબ્દો વાપરેલા છે. બેશક અકસ્માતથી એમ થયું નથી. તારીખ ૧૨મી ડિસેંબર સને ૧૮૬૦નું બનારસનું તહનામું મહારાજા સિંધિઆ સાથે થયું, તેમાં પક્ષકારો તરીકે બ્રિટિશ સરકાર અને મહારાજાનાં નામ છે. મહારાણી સરકારના અખત્યાર વિષે તેમાં ખાસ કરીને કાંઈ ઈસારો પણ કરેલો નથી. પરન્તુ તારીખ ૧૧મી માર્ચ સને ૧૮૬૨ની મહારાજાને દત્તકની સનદ આપવામાં આવેલી છે, તેમાં લખ્યું છે કે, "હિંદુસ્તાનના રાજાઓની રાજસત્તાની, અને તેના કુટુંબોની અને તેમના માનમર્તબાની કાયમી રાખવા મહારાણી સરકારની ઈચ્છા' છે. તેમાં બાદશાહી સત્તા વિષે ઈસારો કર્યો છે, અને મહારાણીની ઈચ્છાઓ પરિપૂર્ણ કરવા માટેની ખાત્રીની સાથે "રાજ પ્રત્યે વફાદારી" ની ખાસ શરત, તેમજ "બ્રિટિશ સરકાર" પ્રત્યેનાં બંધનો બરોબર રીતે પાળવાનું રાખેલું છે. સામાન્ય રક્ષણ, બહારના સબંધ, અને સાર્વજનિક કલ્યાણ, એ ત્રણ મથાળા નીચે નહિ બયાન થયેલાં, અને મહારાણીની સત્તામાંથી ઉત્પન્ન થતાં બીજાં દેશી રાજ્યોના ઉપર અમુક બંધનો છે. તારીખ ૩૦મી અપ્રિલ સને ૧૮૬૭ના રોજ ગવર્નરજનરલ બ્રિટિશ રાજના હસ્તક જતાં, આવા શબ્દોમાં લોર્ડ કાનિંગે તે સમયની સામાન્ય હાલતનું બયાન આપ્યું હતું, ત્યારે પણ આમાંની કેટલીક ફરજો અમલ જારી હતો એમ દલીલ થઈ શકે છે.—"દિલ્હિના જે બાદશાહી કુટુંબ તરફથી લાંગી મુદત સુધી સંતોષ માની આપણે અખત્યાર ચલાવ્યો તેનાં છેવટનાં ચિન્હો હવે અદ્રષ્ટ થયા છે. ઇંગ્લાંડની સર્વોપરિ સત્તાનું ખરાપણું આગળ હસ્તિમાં હતું નહિ તેનું હાલમાં પ્રત્યક્ષ થવા લાગ્યું છે. તે ખરાપણું પ્રત્યક્ષ જણાય છે એટલુંજ નહિ, પરન્તુ રાજાઓ તરફથી સ્વીકૃત થયેલું છે. મોટી ઉથલપાથલ થયા બાદ હિંદુસ્તાનની આગળ નજરે નહિ આવેલું

કૌવત પ્રદર્શિત થવા લાગ્યું છે. " બ્રિટિશ રાજ અને હિંદુસ્તાનના રાજકર્તાઓ વચ્ચેનો સંબંધ બેશક ઈ સ ૧૮૫૮ પછી વધારે નિકટ થયો. પરન્તુ તે ત્યાર પહેલાંથી અસ્તિત્વમા હતો. જે હક્ક કંપની અમલમાં લાવતી હતી, તે તેને રાજકર્તા તરફથીજ પ્રાપ્ત થયેલા હતા. તેથી સાબીત થય છે કે, આ પ્રકરણમાં જેનું નિરૂપણ કરવામાં આવશે, તે કેટલાંક બંધનો કંપનીના જમાનામાં રૂપ કરવામા આવેલાં હતા તોપણ તારીખ ૧લી નવેમ્બર સને ૧૮૫૮ના મહારાણીના ઢંઢેરાથી "રાજ્યની સોંપરત" થઈ હતી, તેનો અંત આવ્યો તેથી ફરીને તેઓને તાજું ચૈતન્ય અને કૌવત પ્રાપ્ત થયા છે.

———:o*:o:———

### ૧૨૫. બેઠક અને ઈલકાબનું નક્કી કરી દેવાનો અનન્ય હક્ક.

સદરહૂ બંધનોમાં જે પ્રથમનું છે, તેનું મૂળ બ્રિટિશ રાજને ઇલકાબો અને ચાંદ બક્ષવાની અને બેઠકનું મુકરર કરી દેવાની સત્તા જ છે હિંદુસ્તાનનાં મહારાણીને આ સત્તા છે. તેમાંથી બે બંધનોનો ઉદ્ભવ થાય છે. પ્રથમ બેઠકોના અનુક્રમ માટે વાઈસરાય જે ઠરાવ કરે તે સત્તાવાળો ગણાય છે, અને બીજું કે મહારાણીની મંજૂરી શિવાય બીજા કોઈ તરફથી ઇલકાબો લઈ શકાતા નથી. એટલું વધારે કહીએ તો કહી શકાય તેમ છે કે, જે સત્તાને આપવાની શક્તિ છે તેનેજ આપેલી વસ્તુ લઈ લેવાની પણ શક્તિ રહેલી છે. બેઠક અને તેના અનુક્રમના સવાલો નજીવા લાગે ખરા, પરન્તુ બ્રિટિશ સુપ્રેમ સ્થપાતાં પહેલાં તેવા સવાલોથી લડાઈઓ જાગેલી છે. હાલના જમાનામાં તેને લીધે ઘણી આકરી ચર્ચા અને તીક્ષ્ણ વૈરભાવ પેદા થાય છે. હરીફાઈના દાવાના ફડચા કરવાની સત્તા વાઈસરાયની સોંપરતમાં ન રાખી હોય, તો પરિણામે ગંભીર ગેરસમજુતી થવા પામે. ઈલકાબો અને તોપોનાં માન ભોગવવાની સાથે જે બંધનો

રહેલા છે. તેનો વિચાર કરતાં પહેલાં બ્રિટિશ ઈલકાબો અને તોપોનાં માનની સંક્ષેપમાં તવારીખ આપવી યોગ્ય છે.

બ્રિટિશ સત્તા દૃઢ થયા બાદ ઘણી મુદત સુધી કંપનીના દોસ્તો દિલ્હિના બાદશાહની તરફના ઈલકાબો અને માનમરતબા માટે ખાસ ગણતા હતા. ઈ. સ. ૧૮૩૮માં "બ્રિટિશ અને ફોરીન" રિવ્યુ નામના ચોપાનીઆના એક લેખકે જણાવ્યું હતું કે, "અયોધ્યાના રાજા, ભોપાળના નવાબ, અને મદ્રાસના નવાબની માફક નિઝામ પણ દિલ્હિની સર્વોપરિ સત્તાને અદ્યાપિ સ્વીકારે છે. અમો ધારીએ છીએ કે, જો કે અમીરખાનને કંપનીએ હાલને સ્વતંત્ર દરજ્જે ચડાવેલો છે તોપણ તે તેજ પ્રમાણે વર્તે છે" ગવર્નર જનરલે રાજ્યપ્રકરણી વિચારોથી અયોધ્યાના "નવાબ વઝીર" ને તે બદલે "રાજા"નો ઈલકાબ રખાવ્યો. તારીખ ૧લી મે સને ૧૮૧૯નું લોર્ડ મોઇરાએ તહનામું કર્યું તે વખતે અયોધ્યાનો "નવાબ વઝીર" એમ લખાતું, અને તારીખ ૧૭મી ઑગસ્ટ સને ૧૮૨૫ના રોજ લોર્ડ આમ્હર્સ્ટે તહનામું કર્યું, તેમાં "અયોધ્યાના રાજા" એમ લખેલું છે. લોર્ડ મોઇરા જ્યારે લોર્ડ હેસ્ટિંગ્ઝ થયો, ત્યારે ઈલકાબો આપવાની બાબતમાં ગંભીર લક્ષ આપનારો તે પ્રથમ ગવર્નર જનરલ હતો. તેણે એવો અભિપ્રાય આપ્યો કે, "રાજસત્તાની આ જરૂરી અને ખાસ બાબતનો અમલ સીધો બ્રિટિશ સરકારથી થવો જોઈએ". લોર્ડ આમ્હર્સ્ટે ઘણા ઈલકાબો આપ્યા હતા. ઈ. સ. ૧૮૨૯ના મે માસમાં લોર્ડ વિલ્યમ બેન્ટિકે એ બાબત ફરી તપાસી હતી. ઈલકાબો આપવાના ત્રણ કારણો તેણે એક ઠરાવ કરી મુકરર કરી બતાવ્યાં હતાં. લડાઈ સિવાય જાહેર બાહિરીના વખતમાં નોકરી કરવામાં આવે, તે ઈલકાબ માટે પ્રથમની લાયકી ઠરાવી હતી. જમીનદારો પોલિસને મદદ આપવા માટે જાહેર રીતે ઉત્સાહ બતાવે, સિવા બીજાઓ જે હિંદુસ્તાનનો વ્યાપાર

અને ખેતીવાડી સુધારવામાં અગ્રેસર થાય, કિંવા અગત્યનાં જાહેર બાંધકામો કરવામાં ફતેહ પામે એ ઈલકાબ માટેની લાયકીનું બીજું કારણ ઠસવ્યું. ત્રિજું કારણ જાહેર કાર્યો માટે નાણાં આપવામાં ઉદારતા બતાવે તે ઠરાવ્યું. પરન્તુ હિંદુસ્તાનમાં વ્યાપારનાં સાધનો ફેલાણાં, અને ઈ. સ. ૧૮૬૧માં રાણીએ "સ્ટાર ઓફ ઈન્ડિયાનો" ઉચો ઈલકાબ શરૂ કર્યો, ત્યાં સુધી દિલ્હિના બાદશાહના ઈલકાબોની કિમ્મત બંધ પડી નહિ. ત્યાર બાદ ગ્રેટ બ્રિટન અને આયર્લાન્ડના રાજકર્ત્તાની તરફના ઈલકાબો માટે આતુર ઈચ્છા પેદા થઈ તારીખ ૨૦મી માર્ચ સને ૧૮૫૭ના રોજ કાઉન્સિલના હુકુમથી રાણીની સમ્મતિવાળુ તોપોના માનનું પત્રક તૈયાર થયું હતું. પણ ગદર થવાના સબબથી હિંદુસ્તાનમાં તે પ્રસિદ્ધ કરતાં ઢીલ થઈ હતી. જે પત્રકો સત્તાવાર રીતે પ્રથમ બહાર પડયાં, તે તારીખ ૨૩મી જાન્યુઆરી સને ૧૮૬૦, અને તારીખ ૧લી માર્ચ સને ૧૮૬૪ના રોજ કાઉન્સિલના હુકુમથી મંજૂર થયાં હતાં. ઈ. સ. ૧૮૬૭માં તેની પુનરાવૃત્તિ કરવામાં આવી હતી. ત્યાર બાદ તેમાં કેટલાક વધારા અને ફેરફાર થયા છે, અને રાણી સરકારથી તેને ખાસ રીતે મંજૂર કરવામાં આવેલાં છે. રાણી સરકારની સમ્મતિની શરતે ઈન્ડિયાના વાઇસરાયથીજ તોપોના માનના પત્રકમાં સુધારો થઇ શકે છે. ઈ. સ. ૧૮૭૭માં મહારાણી કિંવા કૈસરેહિંદનો ઈલકાબ ધારણ કરવામાં આવ્યો, ત્યાર પછી એક વર્ષે તાજું પત્રક પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. તેમાં જીંદગી પર્યન્ત આપેલાં જાતનાં તોપોનાં માન નવીન રીતે દાખલ કરવામાં આવ્યા છે. જાતના માન માટે કોઈ રાજાની તોપોમાં વધારો કરવામાં આવે, તો તે તેની હયાતિ પર્યન્ત ફક્ત ચાલે છે. તોપોનાં માનની હદ એકવીસ તોપોથી તે નવ તોપો સુધીની છે. વડોદરા, હૈદરાબાદ, અને મૈસુર એ ત્રણ રાજ્યોને એકવીસ તોપોનુ માન છે. અગીયાર અને

તેથી વધુ તોપોનું જેને માન છે તેજ માત્ર "હિઝ હાઇનેસ" કહેવાય છે. કંપનીના રક્ષક જ્યારે રાજ્યકારભાર હતો, ત્યારે કેટલાક રાજાઓને 'હિઝ એક્સેલન્સિ" કહીને કહેતા હતા; પરન્તુ આ શબ્દો હાલમાં વાઇસરાય અને બીજા અમુક બ્રિટિશ હોદ્દેદારોને લાગુ કરવામાં આવે છે. લોર્ડ કર્ઝને વધારો કર્યો છે, તે સહિત ઇન્ડિઅન ઈલકાબોનું પરિપૂર્ણ પત્રક આપવું એ વગર જરૂરનું છે. "મહામહોપાધ્યાય અને શમ્શુલઉલમાના નવીન ઈલકાબો સ્થાપી લોર્ડ કર્ઝને પ્રથમતઃ વિદ્વતાનો સ્વીકાર કર્યો છે. ઘણા ખિતાબો, ઈલકાબો, તોપોનું માન અને ચાંદો સર્વોપરિ સત્તા તરફથી મળે છે. તે કારણસર અમુક બંધનો પેદા થાય છે. હવે તે બંધનો વિષે વિચાર કરવો એ જરૂરનું છે.

ઈ. સ. ૧૮૯૧માં મહારાણી સરકારથી એવું મુકરર કરવામાં આવ્યું હતું કે, હિંદુસ્તાનના દેશી રાજાઓની એકક બાબતમાં કોઈથી સ્વતંત્ર દાવો થઇ શકતો નથી; અને તેના સંબંધમાં વાઇસરાય જે ફેંસલો કરે તે સત્તાવાર સમજવાનો છે. પરન્તુ તે પહેલાં ઘણી મુદ્દતે મારવાડ અને મેવાડ, એટલે જોધપુર અને ઉદેપુરનાં રજપુત રાજ્યો વચ્ચે એકક બાબત તકરાર ઉઠી હતી. તેનો ઈ. સ. ૧૮૭૦માં વાઇસરાયે ફેંસલો કર્યો. તેને છેવટનો ગણી અમલમાં લાવવામાં આવ્યો હતો. તોપનું માન લઈ લેવામાં આવે તો તે જાહેર રીતની નામોશી ગણાય છે. જે રાજાઓ પવિત્ર બંધનો પાળવામાં નિષ્ફળ થયા છે, તેવા કેટલાકો આ શિક્ષા થયાના દાખલા ઈન્ડિયાની તવારીખ ઉપરથી નિકળી આવે છે. તેમજ દેશી રાજાઓ તથા બ્રિટિશ રૈયતના ઈલકાબો પણ જાહેર રીતે લઇ લેવામાં આવેલા છે. જે માનવંતા વર્ગમાં તેઓને દાખલ કરવામાં આવેલા હોય, તેના ઉપર કલંક લાગે તેવું આચરણ કરવામાં આવે, ત્યારે તેમ બનેલું

છે. ખાન્દેશ.ડી મહેરબાનીની પ્રાપ્તિ સાથે સંયુક્ત રહેલાં બંધનની આ પ્રમાણે સ્પષ્ટતા થાય છે ઈ. સ. ૧૮૮૬નો ઓગસ્ટ માસમાં ઇન્ડિયા ગેઝેટમાં એવું જાહેરનામું કરવામાં આવ્યું હતું કે, " ખન્તિ નામના પરગણામાંના બંસીના રામસિંઘ પાસેથી રાજાનો ઇલકાબ આથી કરીને છીનવી લેવામાં આવે છે ". એક કન્યાનું સગપણ તેના કોઇ સગાની સાથે કર્યું હતું. તે કન્યાને તે રાજાએ બોલાવી. પરન્તુ જ્યારે તેને ક્યાંક મોકલી દેવામાં આવી, ત્યારે રાજાએ પોતાના નોકરોને હુકમ કર્યો કે, તેને જબરદસ્તીથી લાવો તે કન્યાએ સામનો કર્યો. તેથી તેના ટુકડે ટુકડા કરી નાખવામાં આવ્યા. તેમજ તેણીના પિતાને પણ મારી નાખવામાં આવ્યો પુરાવાની ન્યૂનતાને લીધે તહોમતદારોને નિર્દોષ ગણી છોડી મુકયા, પરન્તુ ન્યાયની અદાલતે તે રાજાની વિરૂદ્ધ અભિપ્રાય આપ્યો. તેથી તેનો ઇલકાબ છીનવી લેવામાં આવ્યો બીજે પ્રસંગે પુરીના રાજા પાસેથી મહારાજાનો ઇલકાબ લઇ લેવામાં આવ્યો. કર્ણાટકના કુટુંબના એક અંગભૂતને ઇલકાબ આપવામાં આવ્યો હતો. તે ઇલકાબને ન છાજતું અપમાનભરેલું વર્તન તેણે ચલાવ્યું, તેથી તેણે માફી માગી. ત્યાર બાદ તે ઇલકાબ તેને ફરીથી આપ્યો. રાજસત્તાનો આ હક્ક અનન્ય છે, એટલે કેસરેહિંદ શિવાય બીજી રાજસત્તા પ્રત્યે રાજભક્તિ સૂચવે એવા ઈલકાબોનો અનાદર કરવામાં આવેછે. આગળ કહી ગયા છિએ, તે પ્રમાણે અયોધ્યામાં વઝીરને બદલે રાજાનો ઈલકાબ રાખવામાં આવ્યો, અને ઈ. સ. ૧૮૬૪માં સુલતાન સિકંદરે શાહજાદાના ઇલકાબનો દાવો રાખ્યો તે નામંજૂર કરવામાં આવ્યો હતો. વળી હિંદુસ્તાનના રાજકર્તાઓને સરકારી કામકાજના લખાણોમાં " રોયલટિ " એ સંજ્ઞા આપવામાં આવતી નથી. તેમજ તેમના કુંવરોને " પ્રિન્સ " ની સંજ્ઞા આપવામાં આવતી નથી ધારા અને ઈન્ડિયન કાયદામાં એ સંજ્ઞા રાજકર્તા ખુદને માટે

વાપરવામાં આવે છે.

———:૦:*:૦:———

## ૧૨૬. પર રાજ્યના ઈલકાબોનો સ્વીકાર.

ખેતાબો, તોપોનાં માન, અને ઇલકાબો જાતને માટે કિંવા હોદ્દાની રૂએ આપવાનો હક્ક સર્વોપરિ સત્તાનો છે, તેથી પર રાજ્યો તરફથી તે સ્વીકારવા સારૂ શરતો મુકરર કરી આપવી, એ તેનીજ સત્તાની વાત છે. એ બાબતના ધારા ઈ. સ. ૧૮૮૬નાં ઇન્ડિયા ગેઝેટમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા, અને ત્યાર બાદ તે ફરીથી પણ પ્રસિદ્ધ કરવામાં આવેલા છે. હિંદુસ્તાનના રક્ષિત રાજકર્ત્તાઓ સાથે પર રાજ્યોને સંબંધ નથી. જુદારાના આ નિયમને લીધે પર રાજ્યોના પ્રસાદચિન્હોનો સ્વીકાર સીધી રીતે થઈ શકતો નથી. કોઈ કોઈ પ્રસંગે દેશી રાજાઓએ એક બીજા પાસેથી કાંઇ માનની નિશાની મેળવવા કિંવા બ્રિટિશ રૈયતને ઇલકાબ બક્ષવા ઈચ્છા જણાવેલી. દરેક બાબતમાં તે વિષે એવું ધોરણ મુકરર કરવામાં આવેલું છે કે, બાદશાહી સત્તાનો ભંગ થાય માટે એમ કરવા પરવાનગી દેવામાં આવી શકાતી નથી. એ પ્રમાણે ઈ. સ. ૧૮૮૯ના અપ્રિલ માસમાં મધ્ય હિંદુસ્તાનના એક રાજકર્ત્તાએ "કોલાપુરના વિખ્યાત રાજકુટુંબ" પાસેથી સોનાનો તોડો લેવા ઈચ્છા બતાવી તે માટેની તેની અરજ વિનય પૂર્વક નામંજૂર કરવામાં આવી હતી ઈ. સ. ૧૮૭૫માં હૈદ્રાબાદના નિઝામે એક બ્રિટિશ અમલદારને મુસ્તકિલ જંગ ઈસ્તકલુદ દાદ બહાદૂરનો ખિતાબ આપવા ધારણા બતાવી હતી, પરન્તુ તે ખિતાબનો સ્વીકાર કરવામાં આવ્યો ન હતો. બીજી તરફથી જોઇએ તો દેશી રાજ્યો તરફથી પોતાની રૈયતને ખિતાબો આપેલાના દ્રષ્ટાન્તો બનેલાં છે.

———:૦:*:૦:———

**૧૨૭. રાજાઓ તખ્તનશીન થાય તેનો સ્વીકાર કરવાનો હક.**

દેશી રાજની ગાદી ઉપર બેસવાનું થાય તેનો સ્વીકાર રાણીના પ્રતિનિધિ તરફથી થવો જોઈએ એવું ધોરણ છે તે ધોરણ ખુદ તેમજ તેના પરિણામો વધારે અગત્યનાં છે. રાજગાદી ઉપર બેસવાના હક વિષે તકરાર ઉત્પન્ન થાય, તો તેનો ફડચો કરવાને બ્રિટિશ સરકારને હક છે. આ હક સદહૂ હકમાંથી સ્વતઃ નિકળે છે. તારીખ ૧૫મી જાન્યુઆરી સને ૧૮૮૪નો મધ્ય પ્રાન્તોના મુખ્ય કમિશનરના ઉપર પત્ર લખાયો, તેમાં આ બાબતનો પ્રથમ નિયમ ચોખ્ખી રીતે જણાવેલો છે. તે પત્ર તારીખ ૨૨મી ઓગસ્ટ સને ૧૮૯૧ના ઇન્ડિયા ગેઝેટમાં પ્રસિદ્ધ થયો હતો. ઈન્ડિયા સરકારના સેક્રેટરીએ લખ્યું કે, " બને તો રાજાનો અભિષેક બ્રિટિશ અમલદારના હાથથી કરવો. હમેશાં એમ કરવાનું બને નહિ, પરન્તુ મારે કહેવું જોઈએ કે, જ્યાં સુધી કોઈ રાજાના ગાદી ઉપર બેસવાને માટે બ્રિટિશ અમલદારોની મન્જૂરી કોઈ પણ રૂપમાં મળે નહિ, ત્યાં સુધી તે ગેરકાયદેસર ગણવું. સઘળી બાબતમાં રાજ કરનારા કુટુંબ અને તેના અર્કાનેદોલતોની ઈચ્છાઓ ઉપર યોગ્ય દરિયાફ્ત ફરમાવવામાં આવે, તોપણ રાજ્યના લોકોએ થોડી મુદ્દત માટે અને બિનઅખત્યારે ક્રિયા કરી હોય તો તે મંજૂર કરી શકાય નહિ ". કંપનીના રાજની દરમિયાન પણ એજ ધોરણ સ્થાપિત થઇ ચૂક્યું હતું. તોપણ તેમાં કેટલાંક એક બીજાથી વિરૂદ્ધ દાખલાઓ બનવા પામ્યા હતા. મોગલ કિંવા મરેઠાના રાજમાં બધાં તાબાનાં રાજ્યો તરફથી એ ધોરણનો સ્વીકાર થયો હતો. એ પ્રમાણે ઈ. સ. ૧૮૦૩માં નિઝામઅલીના મૃત્યુ પછી દક્ષિણમાં રાજ કરવાને માટે હૈદરાબાદના નિઝામ સિકંદરજાહે દિલ્હિના બાદશાહની મંજૂરી મેળવી હતી. ઈ. સ. ૧૭૬૬માં હૈદરાબાદને બ્રિટિશ દોસ્તીમાં દાખલ કર્યું હતું. ઈ. સ. ૧૭૯૦ની ત્રિપક્ષી દોસ્તીમાં તે પક્ષકાર હતું, ઈ. સ.

૧૭૯૮માં બ્રિટિશ સહાયકારી લશ્કરને ત્યાં જમતું કરવામાં આવ્યું હતું, અને તેથી કરીને કંપની સાથેની નિઝામની એકતા છેવટને માટે મજબૂત થઈ હતી. આ વાતો સ્મરણમાં લઈ મંજુરી માટે નિઝામે પૂછ્યું; તેથી સાબીત થાય છે કે, હિંદુસ્તાનમાં ગાદીનશીન થવાની બિનાને બાદશાહી મંજુરીથી મજબૂત કરવાનો ખ્યાલ દઢ રીતે બળવાન હતો. એ બનાવથી કંપની બહુ ખુશી થઈ ન હતી. પરન્તુ તારીખ ૨૪ની ઓગસ્ટ સને ૧૮૦૩નો એક નવીન દસ્તાવેજ નિઝામને આપી કંપનીએ ડહાપણભરી સાધું વાળ્યું એ દસ્તાવેજમાં જણાવ્યું હતું કે, મર્હૂમ નિઝામ અને કંપનીની વચ્ચે જે તહનામાં અને કેલકરારો થયેલા છે, તે સઘળા પૂર્ણ રીતે અમલમાં છે એમ સમજવું. આ પ્રમાણે બ્રિટિશ સંબંધની પહેલી મુદ્દતમાં હિંદુસ્તાનમાં એજ ખ્યાલ પ્રવર્તમાન હતો કે ગાદીનશીન થવા માટે સર્વોપરિ સત્તાની મંજુરીની જરૂર છે. દેશમાંના અગ્રેસર રાજાને યોગ્ય રીતે કરેલો દસ્તાવેજ આપી ગવર્નર જનરલ લોર્ડ વેલસ્લિએ એ ધોરણને દઢ કર્યું. તે પછીની મુદ્દતમાં એજ પ્રચારનો અમલ કરવા ઇન્દોરના રાજ્યમાં તક મળી. ઈ. સ. ૧૮૪૩ના ઑક્ટોબર માસમાં હરિરાવ હોલ્કર ગુજરી ગયો. તેના પછી ગાદીએ બેસનારને પસંદ કરવા બ્રિટિશ રેસિડેન્ટે તેની માને પરવાનગી આપી કલકત્તાના હુકમની રાહ જોયા વગર તે અમલદારે તેને ગાદીનશીન કર્યો. તારીખ ૯મી નવેમ્બર સને ૧૮૪૪ના રોજ ખરો ખ્યાલ આપવા ખાતર ગવર્નર જનરલે નવા મહારાજાને જે શબ્દોમાં જણાવ્યું તે શબ્દો એવા સમાન પ્રસંગો વખતે ત્યાર બાદ ગ્રહણ થતા આવ્યા છે. એમ જણાવવામાં આવ્યું હતું કે, દત્તક પુત્ર દિધા ગાદીનો વારસ મૂક્યા વગર મર્હૂમ રાજા ગુજરી ગયેલ છે, તેથી "હોલ્કરની રાજગાદી ખાલી થઈ છે," માટે ઇન્દોરનો રાજવહિવટ ચલાવવા સારૂ ગોઠવણ કરવાની ફરજ ગવર્નર જનરલ ઉપર આવી પડી

છે. એ વાતનો ફડચો કરતાં બીજે દરજ્જે વિધવાઓની ઈચ્છા ઉપરથી લક્ષ આપવાનું હતું, ને ઉપરનું નીચેના વાક્યથી ભાર મૂક્યો હતોઃ— “બ્રિટિશ સરકારને રાજાઓનાં તથા રૈયતનાં હિતમાં વૃદ્ધિ કરવાની આતુરતાવાળી ખાહેશ હોવાથી, તેમજ રાજના માનમર્તબા અને આબાદી જાળવી રાખવાની ઇન્તેજારી હોવાથી આ પ્રસંગે એવી ગોઠવણ કરવાનો ઠરાવ કર્યો છે કે, એ હેતુઓ પાર પાડવાનું બને, અને તે સાથે એવું પણ માનવામાં આવ્યું હતું કે, તે ગોઠવણ મર્હૂમ હરિરાઓ હોલ્કરના કુટુંબના આગળૂતોની અને રાજના અમીરઉમરાવની લાગણીને અનુકુળ પડતી થાય”. હેતુના અને સત્તાના આ પાયા ઉપર નીચે લખેલા છેવટ નિર્ણયનો આધાર હતો—“આવા ઉદ્દેશોની પ્રેરિત થઈ ખાલી ગાદી ઉપર આપને બેસાડવા માટે રેસિડેન્ટને હુકમ કરવા મારૂં મન થયું હતું”. સરકારનો ઈરાદો છે કે, “હોલ્કરની રાજગાદી આપને આ પ્રમાણે આપતાં હવે પછી ગાદી આપના કાયદેસર તુખમના પુરૂષ વારસોમાં વંશપરંપરાના યોગ્ય અનુક્રમથી ઉતરશે” ઇન્ડિયાના બીજા દસ્તાવેજોના અંદર આ દસ્તાવેજના જેટલું ભાગ્યેજ ઐતિહાસિક મનોરંજકપણું રહેલું હશે. રાજ્યો ગળીત કરવાનો નવીન રિવાજ શોધી કાઢ્યાનો આરોપ વારંવાર લોર્ડ ડેલહાઉઝિ ઉપર મૂકવામાં આવેલો છે. તે આરોપમાંથી આ દસ્તાવેજ તેને મુક્ત કરે છે. તેવી લોર્ડ કાનિંગની સનદો પોતાના ખરા અજવાળાથી પ્રકાશે છે. “યોગ્ય વારસોના અનુક્રમ” પ્રમાણે કોઈ રાજાના તુખમના મરદ પુરૂષો કાયદેસર રીતે ઉત્પન્ન થયેલા ન હોય ત્યારે ગાદીના વારસાનું નક્કી કરવાના હક્કનો કોઈ રાજકર્તા દાવો રાખી શકે નહિ, તો તેની વિધવા તો ક્યાંથી રાખી શકેજ? તે હક્ક આ દસ્તાવેજથી પ્રાપ્ત થાય છે. ઈ. સ. ૧૮૮૪માં કોલ્હાપુરની ગાદી ઉપર પસંદગીનું ધોરણ વાપરી રાજા નિમવામાં આવ્યો. તે વખત

મહૂંમ રાજાની વિધવાને દત્તવિધાન કરવાની છુટ આપવામાં આવી ન હતી એ પ્રસંગે મહારાણીની સરકારે જે બોલો વાપર્યા હતા, તે બોલો કાયમ કરવાની અસર પણ છેવટે એ દસ્તાવેજમાં રહેલી છે તે વખતે સ્ટેટ સેક્રેટરીએ સંતોષ બતાવ્યો કે, "ગુજરનાર રાજાની સાથે નિકટ સગપણ ધરાવનાર એક ઉમેદવાર મળી આવ્યો છે. તે પુખ્ત ઉમરે પહોંચી રાજકર્તા તરીકે ફતેહમંદીનું વચન આપે એવી ચાલચલણનો કહેવાય છે તેની પસંદગી કોલાપુરની રાણીઓ તથા રૈયતને અનુકુળ છે એટલુંજ નહિ, પરન્તુ "ઇન્ડિયા સરકારે પણ તે વાત પસંદ કરી છે". આ વાત છોડી હવે હમારે હમારી દલીલનો અનુક્રમ ગ્રહણ કરવો જોઈએ. મોગલના રાજ વખતે ગાદી ઉપર બેસનારના બનાવો કબૂલ રાખવાનો હક અમલમાં હતો. રજવાડા સાથે કંપનીનો સંબંધ થયો તેની પહેલી અને બીજી મુદ્દતની દરમિયાન પણ તે ચાલુ હતો. ત્રિજી મુદ્દતમાં પ્રથમના વાઇસરાયે તેને છેવટને માટે બિનતકરારી કરી નાખ્યો છે. લોર્ડ કાનિંગની દત્તકની સનદો માટે આતુરતાથી માગણીઓ કરવામાં આવતી હતી. કુરંદારનાં કુટુંબને તે માટે ના પાડવામાં આવી હતી એ આપણ આગળ કહી ગયા છિએ. કેમકે તેનો પ્રતિનિધિ રાજકર્ત્તાની પંક્તિમાં ગણાતો ન હતો. હિંદુસ્તાનનાં લગભગ દરેક અગત્યના રાજકર્ત્તાને તે સનદ આપવામાં આવી હતી. બિનતકરારી વાતનો અંગીકાર કરવા કાંઇ પણ જરૂર રહેતી હતી તો તે અંગીકાર મળી ચૂક્યો હતો. કેમકે દત્તકની સનદો કબૂલ રાખવાથી ગાદીના વારસા નક્કી કરવાનો મહારાણી સરકારનો હક સ્વતઃ કબૂલ થઇ ગયો છે. આનંદ અને ઉપકારના દરેક ચિન્હ સહિત સનદો લેવામાં આવી હતી. કેમકે તેથી કાંઇક નવીન અને ખરો લાભ મળેલો હતો. "આપ અને આપના રાજ્યના હવે પછીના રાજકર્ત્તાઓને હિંદુશાસ્ત્ર, અને આપની કોમના રાણેતા મુજબ દત્તક લેવાનો હક છે.

મુસલમાન રાજકર્ત્તાઓને એવી ખાત્રી મળી કે, " કુદરતી વારસોને અભાવે શરેહ મુજબ ગમે તેને આપની ગાદીનો વારસ ઠરાવવામાં આવશે તેને કાયમ રાખવામાં આવશે ". મણિપુરના મામલાના કાગળો સાથે પ્રસિદ્ધ થયેલ તારીખ ૫મી જૂન સને ૧૮૯૧ના "ડિસ્પાચ" માંથી એક ફરીને ઉતારો અત્રે આપી આ કલમ સમાપ્ત કરીએ છિએ. "તાબાનાં દેશી રાજ્યોમાં ગાદીના વારસા વિષે નક્કી કરી દેવા બ્રિટિશ સરકારને હક્ક અને ફરજ છે. ગાદીના વારસાની દરેક બાબતમાં બ્રિટિશ સરકારનો અંગીકાર થવો જોઈએ. એવો અંગીકાર ન થાય ત્યાં સુધી ગાદીએ બેસવું ખરૂં ગણાય નહિ" સઘળાં રાજ્યોને આ બંધન લાગુ થાય છે. તેને જાહેરમાં મૂકવાની સાથે તેની સંયુક્ત કોઈ પણ શરત કે અપવાદ રાખવામાં આવેલો નથી.

——:o:*:o:——

## ૧૨૮. ગાદીના વારસા બાબતની તકરારોના ફેસલા કરવાનો હક્ક.

સદરહૂ બહોળા નિયમ ઉપરથી પ્રકટ થાય છે કે, ગાદીના વારસાની તકરારો ફેસલ કરવા માટે વચ્ચે આવવા બ્રિટિશ સરકારને હક્ક અને ફરજ છે. જ્યારે લોર્ડ કાનિંગે દત્તકની સનદો બક્ષી ત્યારે તેનો એક હેતુ એ હતો કે, રાજ્યાસનોના વારસા માટે રાજકર્ત્તાઓએ વખતસર ગોઠવણ કરવી જોઈએ. યોગ્ય વખત માટે તે દરકાર ન રાખે અને તેમના હસ્તકમાં રહેલાં ખાસ સાધનોનો ઉપયોગ ન કરે, તો બ્રિટિશ સરકારે ગાદી ઉપર બેસનારને ચૂંટી કાઢવો જોઈએ. સર્વોપરિ રાજનો જે હક્ક છે તે અમુક રાજાની વિધવાઓને સોપી શકાય નહિ. ગુજરનાર હિંદુ રાજાની ખાનગી ઈસકામત હોય, અને તે ગાફલ રહ્યો હોય અને પોતાનો હક્ક બજાવી ગયો ન હોય, તો ખાનગી મીલકતના વારસા

માટે વિધવાઓ દત્તક લઇ શકે છે. પરન્તુ જાગીરદારો માટે વારસાનું નક્કી કરવાનું કામ તેમના અમલદારની બહાર છે. એ પ્રમાણે અલવારની છેલ્લી રાણીએ પોતાની ખાનગી મિલકત માટે એક દત્તક પુત્ર લીધો હતો, પરન્તુ તેમના ખાવિંદના બિનવારસ ગુજરવા બાદ તે રાજ ખાલસામાં ગણવામાં આવ્યું. કોઈ રાજા વિધિપૂર્વક અને જાહેર રીતે દત્તકના હક્કનો અમલ કરે એમ ધારવું એ વાજબી છે ઇ. સ ૧૮૬૯માં શાહપુરાના મર્હૂમ રાજકર્તાએ રામસિંઘને પોતાના મૃત્યુ પહેલા દત્તક લીધો છે એવું જાહેરમાં આવ્યું ત્યારે એમ પણ માલમ પડ્યું કે, દત્તકની ક્રિયા ગુપ્ત રીતે કરવામાં આવી છે, અને તે રાજાએ તેમાં ભાગ લીધો છે. એ વાતની સાબીતી માટે યોગ્ય પુરાવો મળી આવ્યો નહિ. આ પ્રમાણે ગાદીનો વારસ પસંદ કરવાની ફરજ બ્રિટિશ સરકારને માથે આવી પડી ઇ. સ. ૧૮૯૨માં સીધા વારસ કિંવા દત્તક પુત્રને અભાવે અલીરાજપુરની ગદ્દી ખાલી પડી હતી. ઇન્દોર અને આગળ કહી ગયા છિએ તે બીજા રાજ્યોનો દાખલો લઈ ઈન્ડિઆ સરકારે જાહેર કર્યું કે, તે રાજ ખાલસા સાથે જોડાઇ જવા પાત્ર થયું છે. તોપણ મર્હૂમ રાણાના પિતરાઈ પરતાપસિંઘને પસંદ કર્યો. તેમ કરતાં સરકારે જાહેર રીતે ફરમાવ્યું કે, " રાજ્યનાં ઉત્તમ હિત અને તેના અમીર અને રૈયતની સામાન્ય રીતે બતાવેલી ઈચ્છાઓ ઉપર વિચાર કરી આમ ઠેરાવાનુ થયું છે. ઈન્ડિયા સરકારની પસંદગીથી રાણા પ્રતાપસિંઘને રાજ્યાસન પ્રાપ્ત થાય છે, વિજયસિંઘ રાણાની સાથે સ્વાભાવિક કિંવા કૃત્રિમ સગપણના સબબથી તેને પસંદ કરવામાં આવ્યો નથી."

રાજ્યનાં ઉત્તમ હિતની તુલના કરતી વખતે હિંદુ કિંવા મુસલમાનના કાયદા યોગ્ય રીતે, અથવા કોઇ કુટુંબી કે કોમી રિવાજ જે કાયદાના બદલામાં ચાલતો હોય, તેને ધ્યાનમાં લેવામાં આવે છે. કોઈ સગીર વયનાને ચૂંટી કાઢવામાં આવે છે, તો ઉમેદવારની આંગિક લાયકી, યાને લાયકીનો સંભવ, જરૂર દરિયાફતમાં

લેવામાં આવે છે તેથી ઉતરતે દરજ્જે મહૂમ રાજકર્ત્તાની ઈચ્છાઓ નક્કી થઈ શકે તો તેના, અને અમીર અને તેની વિધવાઓની એકંદર લાગણીઓ ઉપર પૂર્ણ લક્ષ દેવામાં આવે છે. જો રાજદ્વારી ખટપટ કે અંદર અંદરના ઝગડા ન હોય, તો મરનાર રાજકર્ત્તાના ઈરાદા અને પસંદગી તેની વિધવાઓના કહેવા પ્રમાણે સમજી લેવામા આવે છે. વાઈસરાયની પસંદગી અને ફેસલો કેટલેક દરજ્જે તેમની ઈચ્છાના ઉપર આધારભૂત રહે છે. પરન્તુ આવા ફડચા તરત થવા જોઇએ. કેમકે ઢીલ થાય તો રાજ્યના શ્રેયના હક્કમાં નુકશાન થાય, અને લખાણના સબબથી પક્ષકારોની લાગણી પેદા થતાં રાજ્યને લાભકારી પરિણામ થાય નહિ. ઈન્ડિયાની તવારીખનો દરેક અભ્યાસી આ બધુ સારી રીતે જાણે છે, માટે તે વિષે અધિક વિવેચન કરવાની જરૂર રહેતી નથી. હમણાંજ બતાવેલા ધોરણને અદ્યાપિ અગત્યનું ગણવામાં આવે છે, તેમ મણિપુર સંબધના લખાણ ઉપરથી જણાઇ આવે છે. તારીખ ૨૪મી જુલાઇ સને ૧૮૯૧ના રોજ સ્ટેટ સેક્રેટરીએ લખી જણાવ્યુ કે, “ હિંદુસ્તાનના રક્ષિત રાજ્યોમાં ગાદીના વારસાનું મુકરર કરવાના હક્ક અને ફરજ બેશક બ્રિટિશ સરકારની હસ્તક રહેલાં છે.” આવા સવાલો સ્વાભાવિક રીતે કિંવા દત્તક વારસોને અભાવે જાગે છે એટલુંજ નહિ, પરન્તુ દત્તકની સનદોની શરતો ઉપરથી પણ ઉઠવા પામે છે. કાઠિયાવાડમાં આવેલા નવાનગર રાજમાં જાગે પ્રથમ એક પુત્ર ખોળે લીધો હતો તેના મૃત્યુ બાદ રણજીતસિંઘ નામના એક બીજા કુમારને દત્તક લીધો હતો. વાઈસરાયે ઇ સ. ૧૮૭૯ના જાન્યુઆરી માસમાં તે મંજૂર રાખ્યું હતું. પરન્તુ ઇ. સ. ૧૮૮૨માં જામને જસવંતસિંઘ નામનો કુંવર થયો. તેથી રણજીતસિંઘને શરતની સાથે કબૂલ રાખેલો હતો તે વાત ઈન્ડિયા સરકારે રદ કરી. મુસલમાન રાજકર્ત્તાઓને દત્તકની સનદો આપી છે તેમાં લખેલું છે કે, “ કુદરતી વારસોને અભાવે મુસલ-

આની શરેહ પ્રમાણે વાજબી ગણાતા વારસને ગાદીનશીન થવા હક છે ”. આ સનદોના અર્થ વિષે પણ સવાલો પેદા થયા છે. “ કુદરતી વારસો ” એ સામચેતીના શબ્દોમાં આડી લિટીના વારસોનો સમાવેશ થાય છે કે કેમ? કિંવા કોઈ મુસલમાન રાજકર્તા ગમે તેને દત્તક પુત્ર દાખલ ગોદમાં લઈ શકે છે કે કેમ? કોઈ મુસલમાન રાજકર્તાને સીધી લિટીના વારસ ન હોય, તો આડી લિટીના કુદરતી વારસને છોડી દઈ તે વારસાના હક વગરના માણસને પસંદ કરી શકતો નથી, તેમ નજીકના વારસને છોડી દૂરના વારસને પસંદ કરી શકતો નથી એમ લાગે છે. કેટલાક કેસો બનેલા છે તેના સત્તાવાર ફેંસલા ઉપરથી એમ સ્થાપિત થયેલું જણાય છે કે, દિવાની રીતના વારસાના નિયમો રાજ્યના વારસાને સખ્ત રીતે હમેશાં લાગુ કરી શકાતા નથી. પરન્તુ ફડચા માટે જે જે પ્રશ્નો ઉત્પન્ન થાય તે સઘળા આ સ્થળે ગણાવી દેવાનો પ્રસંગ નથી. આ જગોએ એટલોજ નિયમ જણાવવો બસ છે કે, સનદોના કે બીજી બાબતોના સબંધમાં તકરાર પેદા થાય તો મહારાણી સરકારના પ્રતિનિધિ તરીકે વાઇસરાયને તેના ફેંસલા કરવા હક છે.

———:o:*:o:———

### ૧૨૯. નજરાના અને ગાદીએ બેસતાં લેવાતાં લવાજમો.

હિંદુસ્તાનના તહનામાં અને તવારીખોમાં નજરાના અને ગાદીએ બેસતાં લેવાતાં લવાજમો વિષે વારંવાર હવાલા આપેલા જોવામાં આવે છે. તેમના વિષે ચર્ચા કર્યા વગર દેશી રાજ્યોની ગાદીએ બેસવાનો વિષય અપૂર્ણ રહી જાય. યૂરોપના મધ્યકાલિક ઈતિહાસમાં તેમજ હિંદુસ્તાનના ભૂતકાળના ઈતિહાસમાં આવા દંડ અને લવાજમો ઉદ્ભવ પામેલાં છે. એનો પણ કાળ હતો કે જ્યારે નજરાનો કિંવા ગાદીએ બેસવાનું લવાજમ આપવાથી ગાદીએ બેસવાના હકનો ઉત્તમ પુરાવો થતો. તેથી પેશ્વા કે

બાદશાહને વધારે રકમ આપવા હરીફાઈ કરનારા ગાદીના દાવાદારો મરસા સરસી કરતા હતા. નવાજમનો આંકડો ઘણી વખત મોટો થઈ પડતો હતો. એ પ્રમાણે ઈ. સ. ૧૭૭૧મા માંડવીના છોટા ભીલ રાજમાં છેવટના રાજકર્ત્તાના પિતરાઈને ગાદી મળવા વખત આવ્યો, ત્યારે ૧૦૦૦૦૦ રૂપિયાનો નજરાનો પેશવાએ લીધો હતો. ત્યાર બાદ ઈ. સ. ૧૭૭૬માં બીજો સખ્સ ગાદીએ બેઠો, ત્યારે ૧૫૦૦૦૦ રૂપિયાનો નજરાનો માગવામાં આવ્યો હતો ત્યાર પછી વળી દશ વર્ષે ત્રિજો સખ્સ ગાદીએ બેઠો. તેની પાસેથી ૬૦૦૦૦ રૂપિયા લેવામાં આવ્યા હતા. વસઈના તહનામાથી જ્યારે માંડવીનુ રાજ બ્રિટિશ સરકાર સાથે ખડણી ભરનારના સબધમાં આવ્યું, ત્યારે દેશની એટલી બધી પાયમાલી થઈ ગઈ હતી કે, ઈ. સ. ૧૮૧૪માં એક આડી લિટીનો વારસ ગાદીએ બેઠો. તેની પાસેથી નજરાનો બીલકુલ લેવામાં આવ્યો નહિ. નજરાનાનું ધોરણ સ્થાયી પાયા ઉપર લાવવા સર જ્હોન માલ્કમનો ચુસ્ત વિચાર હતો. પરન્તુ જ્યાં સુધી રાજ્યોને વારસોને અભાવે ખાલસે કરવાનું ધોરણ જારી રહ્યું, ત્યાં સુધી નજરાનો લેવાનુ કરીને રાજ મળવાનો હક્ક મૂકી દેવાનું દુરસ્ત લાગ્યું નહિ. કેમકે તેથી એમ ખાત્રી થાય કે, રાજ્યો વારસોને અભાવે ખાલસે કરવાનો રિવાજ બંધ પાડવામાં આવ્યો છે. તાબાના જહાગીરદારો પાસેથી દેશી રાજ્યો અદ્યાપિ નજરાના લે છે. કોલાપુરના કેટલાક જહાગીરદારો તહનામાંની રૂએ ચાલતા બ્રિટિશ રક્ષણ તળે આવેલા છે. તેના ઉપર કોલાપુર તરફથી અયોગ્ય બોજો ન પડે તે માટે સરકાર વચ્ચે આવેલી પણ છે. સર્વોપરિ સત્તા તરફથી ગાદીએ બેઠાનો અંગીકાર થાય, ત્યારે તાબાનાં રાજ્યો નજરાનો આપે એ વાત આગળના દાખલા અને ઈતિહાસથી એવી તો સ્થાપિત થઈ ગઈ હતી કે, તેમાંથી છૂટા રહેવા- કોઈ - માગે તો ખાસ ઠરાવની જરૂર પડતી હતી. એ પ્રમાણે

તારીખ ૬ જુન સને ૧૮૧૫ના રોજ દક્ષિણ મહારાષ્ટ્રના જાહાગીરદારો (પટવર્ધન કુટુંબ) સાથે થયેલા તહનામામાં લશ્કર એકઠું કરવાનું વચન આપવામાં આવેલું છે, અને ત્યાર પછી એવું વચન આપેલ છે કે, "જ્યારે દરેકના વંશજો માટે નવીન સનદોની જરૂર પડે ત્યારે સરકારને અરજ કરવી. તે ઉપરથી કૃપા કરી સરકાર નવીન સનદ આપશે; અને કાંઇ પણ નજર લીધા વગર જાહગીરો કાયમ રહેવા દેશે". ત્યાર પછી એ રાજકર્ત્તાઓને દત્તકની સનદો મળી છે. તેથી અસલ સનદ મેળવનારના, કિંવા રાજકર્ત્તાએ દત્તક લીધેલા પુત્રોના વંશના પાસેથી નજરાનો લેવામાં આવશે નહિ એમ ગ્રહણ કરી શકાય છે. વાસ્તવિક રીતે જોતાં હાલની રાજરીતિ પ્રમાણે સીધી લિટીના, કિંવા રાજકર્ત્તાએ યોગ્ય રીતે લીધેલા દત્તકના ગાદીએ આવવા માટે નજરાનો વસુલ લેવામાં આવતો નથી. આડી લિટીના વારસોને ગાદી મળે ત્યારે, અને જ્યારે નિર્ધનતા કિંવા બીજા સારા કારણસર ખાસ રીતે માફી ન કરી હોય, ત્યારે ચોખી પેદાશ ઉપર તહનામાની રૂએ જે ખંડણી ભરતી હોય, તે બાદ કરી થોડો નજરાનો લેવામાં આવે છે સગપણના છેટા પણાના પ્રમાણમાં લવાજમનું ધોરણ અધિઆક્ગનું બંધાય છે એક વાર ગાદીએ બેસવાનું થતા નજરાનો આપવામાં આવ્યો હોય, અને ત્યાર બાદ અમુક અરસામાં બીજો શખ્સ ગાદીએ બેસે, તો તેની પાસેથી લેવાના નજરાનામાં કાંઈક વધારે કમીપણું કરવામાં આવે છે.

---

## ૧૩૭. એલચીઓ આવવા દેવાનો અને એલચીઓ મોકલવાનો હક્ક.

બીજાં રાજ્યોમાં એલચી મોકલવા, અને ત્યાંના આવે તેને રાખવા દેવા એ રાજસત્તાના અખત્યારની વાત છે. તે ગોઠવણ સાથે શું વર્તણુકનો

અંગીકાર કરવો એ પણ તે સાથે રહેલું છે. બીજા રાજહક્કોની માફક આ રાજહક્કનો અમલ કંપની પણ આગલા જમાનામાં કરતી હતી એ સમયે જે ધોરણ ચાલતું હતું, તેનો દાખલો ઈસ્ટ ઈન્ડિયા કંપનીના દફતરોમાંના એક ઈન્તેખાબમાંથી નીકળી આવે છે. એ પ્રમાણે તારીખ ૨૭ ઓગસ્ટ સને ૧૮૪૩ના રોજ મુંબઈના ગવર્નર ઈન કાઉન્સિલ પ્રત્યે નીચે જણાવેલો "ડિસ્પાચ" રવાના કરવામાં આવ્યો હતો:— "સાહેબ—ફ્રાન્સના રાજાની માગણી રાણી સરકાર મારફતે અમારા પ્રત્યે થતાં મુંબઈમાં ફ્રાન્સની તરફના નાયબ એલચી તરીકે મોશર જ્યુલ્સ અલ્ટરસને મંજૂર કરવામાં આવેલ છે, તેને અમો કબૂલ રાખીએ છીએ. અમો છીએ, આપના મહોબતવાળા દોસ્તો, જહોન કોટન" અને બીજા. હિંદુસ્તાનની રાજલગામ જ્યારથી બ્રિટિશ રાજના હસ્તક આવી, ત્યારથી હિંદુસ્તાનમાં રહેનાર પર રાજ્યોના એલચીઓની નિમનોકો માટે બ્રિટિશ રાજના કરેલા બીજાં રાજ્યોને લાગુ પડતા નિયમો પાળવામાં આવે છે. જ્યારે પર રાજ્યના એલચીની નિમનોક થાય છે, ત્યારે લાગતીવળગતી સત્તા તરફથી લન્ડનમાં આવેલી પર રાજ્યની ઓફિસમાં ખબર આપવામાં આવે છે. તેમાં ઈન્ડિયા ઓફિસને જો કાંઈ વાંધો ન હોય તો દસ્તુર પ્રમાણે રાણી સરકારનો હુકમ કાઢવામાં આવે છે. જ્યારે કોઈ એલચીને તેની સરકાર તરફથી નાયબ એલચી નિમવા સત્તા આપવામાં આવેલી હોય છે, ત્યારે એવી નિમનોકો ઇન્ડિયા સરકાર મંજૂર કરી શકે છે. તોપણ એ મંજૂરીના પરિણામોને દેશી રાજ્યો સાથે માત્ર દૂરનો સબંધ રહે છે. કેમકે પર રાજ્યના એલચીઓને દેશી રાજ્યો સાથે સીધો વ્યવહાર હોતો નથી. ઈન્ડિઆ સરકાર તરફથી નિમાતા અને તેમના રાજ્યોમાં રખાતા પોલિટિકલ એજન્ટો, કિંવા રેસિડેન્ટોની નિમનોકો સાથે તેઓને વધારે નિકટનો સબંધ રહે છે. રાણી સરકારના આ પ્રતિનિધિઓને ઘણી તરેહનાં કામકાજોની

સંપરત હોય છે. તે કામકાજોમાં કેટલાંક બ્રિટિશ કાયદાની રૂએ, કેટલાંક તહનામાંની રૂએ, અને કેટલાંક તહનામાને અભાવે સ્થાપિત થયેલાં રિવાજોની રૂએ થાય છે. જ્યારે રાજકીય વ્યવહાર શરૂ થયો ત્યારે કેટલાંક મહેરબાનીવાળાં રાજ્યોને કંપનીની દોસ્તીમાં લેવામાં આવ્યાં હતાં. તે સમયે પરસ્પર એજન્ટો નિમવા માટે ગોઠવણ થઈ હતી. પરન્તુ આધીન ભાગની વિસ્તૃત રાજપદ્ધતિ દાખલ થઈ અને લડાઇ અને વ્યવહારના પોતાના હક્કો રાજ્યો તરફથી સોંપી દેવામાં આવ્યા, તે સાથે હિંદુસ્તાનના રાજકર્ત્તાઓના દરબારમાં કંપનીના એજન્ટો કાયમ રાખવાની રીતિમાં નવીન સ્વરૂપ દાખલ થયું. કોલાપુર જેવાં કેટલાંક રાજ્યોને એજન્સિ ખાતાનું ખર્ચ કે તેનો ભાગ આપવા ફરજ પાડવામાં આવી. સ્થિતિમાં ફેરફાર થતાં તે ખર્ચમાંથી રક્ષણ અને સલાહની અગત્યની બાબતો તેઓને પ્રાપ્ત થઇ કાળને ક્રમે લઇને પાર્લામેન્ટ તથા ઇન્ડિયાની ધારાસભા તરફથી પર રાજ્યોમાં બ્રિટિશ રૈયત ઉપરની ખાસ હકુમત પોલિટિકલ એજન્ટોને સોંપાઈ ઇન્ડિયા સરકારને દેશી રાજ્યો તરફથી સોંપાયેલી બીજી જાતની હકુમત પણ ગવર્નર જનરલ ઇન કાઉન્સિલે તેમનેજ સોંપી રેલવે માટેની જમીન, કિંવા સિવિલ સ્ટેશનો ઉપરની હકુમત એ તેના દૃષ્ટાન્તો છે. આ ગોઠવણો વિષે હવે પછીના પ્રકરણમાં વિવેચન કરવામાં આવશે. અત્રે તો રક્ષિત રાજ્યોમાં રાખેલા પોલિટિકલ અમલદારોની ફરજો અને કામકાજોનો બહોળો વિસ્તાર બતાવવાની ખાતર આ બાબતો ઉપર ઈસારો માત્ર કરવાની જરૂર છે. તેઓની ફરજ બજાવવા માટે તેઓને ફક્ત અત્યાનિક હકુમતનો હક્ક, અને પર રાજ્યોના પ્રતિનિધિઓ અને તેના નોકરોને પર રાજ્યોમાં અનેક જાતની છૂટો મળે છે. તે બધા તેઓને પ્રાપ્ત થવા જોઇએ એટલુંજ નહિ, પણ બ્રિટિશ સરકાર જે રાજકર્ત્તાઓના હિત જાળવતી હોય, તેના તરફથી તેઓને ચચળ મદદ પણ મળવી જોઇએ. આ બધનને પુષ્ટિ આપવા માટે કોઈ પણ

જાતના તહનામાથી થયેલા કોલકરારની જરૂર નથી. અમુક સ્થળોમાં સરકારના પ્રતિનિધિઓ ન રહે, તો ઈન્ડિયા સરકાર દેશી રાજ્યો પ્રત્યેની પોતાની યોગ્ય ફરજો બજાવી શકે નહિ. જ્યાં જ્યાં અમલદારો રાખવાની જરૂર જણાય, અને તેમની દરમિયાનગિરી માટે આવશ્યકતા હોય, ત્યાં ત્યાં સર્વોપરિ સરકારે રાખવાજ જોઈએ: કેમકે સર્વોપરિ સત્તા એ પ્રજાઓની તરફથી પ્રતિનિધિ જેવી છે, રાજ્યોમાં તકરારો ઉઠે તો ઈનસાફદાર છે; અને વગર કારણે બંડ ઉઠે તો રાજ્યનું રક્ષણ અને રાજાઓનો બચાવ કરવો એ તેનાં કામ છે. વળી ગાદી માટે અચાનક તકરારો જાગે, તેના એકદમ ફેસલા કરવાનું, અને કવચિત્ અંદરના રાજખટપટમાં પણ ચંચળ ભાગ લેવા જરૂર પડે છે. પોલિટિકલ અમલદારો ઉપર કોઈ હલ્લો કરે, તો વ્યાજબી રીતે તે કૃત્ય વફાદારીનો ભંગ ગણવામાં આવે છે. ઇ. સ. ૧૮૭૫માં જ્યારે બ્રિટિશ રેસિડેન્ટને ઝેર આપવાની કોશીસનો આરોપ વડોદરાના ગાયકવાડ ઉપર આવ્યો, ત્યારે વાઈસરાયે જાહેરનામું કાઢ્યું હતું. તેમાં એ કોશીસનું બયાન આવા શબ્દોમાં કરેલું હતું:-"આવી કોશીસ મહારાણી સરકાર સામે મહાન ગુન્હો, અને વડોદરા રાજ્યના રાજકર્ત્તા તરીકે મલ્હારરાઓ ગાયકવાડને મંજૂર રાખેલ છે તેની વફાદારીનો ભંગ ગણાય, માટે." આ પ્રમાણે દેશી રાજ્યમાં રહેતા બ્રિટિશ એજન્ટ પ્રત્યે દેશી રાજની ફરજ સર્વોપરિ સત્તામાંથી પેદા થયેલી છે એમ બતાવી આપવામાં આવ્યું હતું.

---

## ૧૩૨: સગીર ઉમરના રાજાઓનાં રાજ્યોનો ચાર્જ લેવાનો તથા તેઓની કેળવણી માટે બંદોબસ્ત કરવાનો હક

જ્યારે કોઈ રાજકર્ત્તા ગુજરી જાય કિંવા તેને દૂર કરવામાં આવે ત્યારે નવીન રાજકર્ત્તાને મંજૂર રાખવામાં ન આવે, અથવા સગીર-

વયના કિંવા બીજા કારણસર તે પોતાના મોટા દરજ્જાનું કામ માથે લેવા અશક્ત હોય, ત્યારે રાજ્યોનો ચાર્જ બ્રિટિશ સરકાર હસ્તક રાખવામાં આવેછે. આ હક્કનું મૂળ પણ ઉપર પ્રમાણેજ છે. વારંવાર અને જાહેર રીતે કહેવામાં આવેલું એક બંધન એ છે કે, "પોતાનું રાજ ચલાવવા લાયક થાય એવી રીતે સગીર રાજાને કેળવણી આપવા માટે તપાસ રાખવો." આ બંધન પણ એજ પ્રકારનું છે, અને એવીજ રીતે પેદા થયેલું છે. સગીર વયના રાજાના રક્ષણ અને કેળવણી માટે રાજ ઉપર ખાસ ફરજ રહેલી છે, એવું દિવાની કાયદામાં પણ ફરમાવેલું છે. હિંદુસ્તાનના રાજકર્ત્તાઓને આ ધોરણ વધારે અગત્યનું છે. કેમકે નહિતો નાની વયના રાજાને વિસ્તીર્ણ સત્તા સોંપાય ત્યારે એવી મુશ્કેલીઓ આવી પડે કે, તેનો અમલ કરતાં તેને ગંભીર અડચણો નડે. માટે પ્રથમથીજ જનાની અને રાજકારી ખટપટને અંકુશમાં રાખવી જોઈએ. ઇન્ડિયા સરકાર ગુજરનાર રાજાના કબિલાના વિચારોને માન આપી પોતાની ફરજો બચાવવા આતુર રહેછે. તેની સાથે તેમાં દરમિયાનગિરી થવા દેતી નથી. તે જે ગોઠવણ કરેછે તે રાજા અને રૈયતના હિતને અર્થે પોતાની ધારણા મુજબજ કરેછે.

——:-:+.-:——

## ૧૩૨. સર્વોપરિ સત્તા પ્રત્યેની વફાદારીની ફરજ

મહારાણી સરકાર હિંદુસ્તાનના રક્ષિત રાજાઓની સાથે જે સીધા સંબંધમાં આવેલ છે, તેમાંથી પેદા થતાં બીજાં બંધનો પણ છે. તેનો દત્તકની સનદો સાથે જોડી રાખેલી વફાદારીની શરતમાં સમાવેશ થાય છે. "રાણી સરકાર સાથે લડાઈ કરવાના" ગુન્હાનો બ્રિટિશ ઇન્ડિયાનાં ફોજદારી કાયદામાં અંગીકાર કરેલો છે. જો કે હિંદુસ્તાનના રાજાઓ બ્રિટિશ અદાલતોની નિયમિત હકૂમતના તાબામાં નથી, તોપણ ઘણાએક

કાયદાથી તેઓને શીખવવામાં આવેલું છે કે, રાણીના હુકમની સામે થવું એથી બંડ બળવાનું કૃત્ય કર્યું ગણાય છે. ઈ. સ. ૧૮૫૭માં ફરૂકાબાદના નવાબે બળવો કર્યો હતો. ઈ. સ. ૧૮૫૯માં માફીનું જાહેરનામું કાઢવાથી તે પોતે શરણે થયો, અને તેનો તપાસ ચલાવવામાં આવ્યો. તેમાં તે બ્રિટિશ સરકાર સામે લડાઈ કરવાના આરોપનો ગુન્હેગાર માલમ પડ્યો. તેમજ બ્રિટિશ રૈયતોને મારી નાખ્યાથી ખૂનના આરોપો પણ તેની ઉપર સાબીત થયા. તેને મોતની શિક્ષા ફરમાવવામાં આવી હતી, પરન્તુ તે બંધ રાખી તેને બ્રિટિશ ઈન્ડિયામાંથી દેશનિકાલ કરવામાં આવ્યો. રાજભક્તિનો ભંગ થાય તો મુલક ખાલસે કરવાનો રિવાજ અદ્યાપિ ચાલે છે. સનદોથી ખોટી અસર ન થવા પામે તે સામે લોર્ડ કાનિંગે સ્પષ્ટ રીતે સાવચેતી રાખીને આ અપવાદ દાખલ કરેલ છે. “ જ્યારે બેવફાદારી થશે, કિંવા કોલકરારને ખુલ્લી રીતે તોડવામાં આવશે, ત્યારે આ ખાત્રીને લીધે ભારેભારે શિક્ષા કરવાનો કિંવા જપ્તી કરવા સુધીનો આપણો હક કમી થશે નહિ.” માત્ર રાજકર્ત્તાઓ ઉપરજ વફાદારીનું બંધન છે એમ નથી. તેમની રૈયત ઉપર પણ એ બંધન એટલુંજ છે. કેમકે તેઓના રાજકર્ત્તાના જેટલોજ મહારાણીના રક્ષણનો લાભ તેઓ પણ અનુભવે છે એ પ્રમાણે ઈ. સ. ૧૮૯૧ના ઓગસ્ટમા મણિપુરના યુવરાજની તપાસ ચલાવી, તેને “ ઈન્ડિયાની કૈસરેહિંદ સામા યુદ્ધ કર્યાના ” ગુન્હાનો તકસીરવાન્ ઠરાવ્યો એ પ્રસંગનો લાભ લઈ એવું જાહેરનામું કાઢવામાં આવ્યું છે કે, “ સદહૂ શખ્સો બળવા તથા ખૂનના ગુન્હાના દોષવાન્ ઠરતાં તેઓને જે શિક્ષા કરવામાં આવી છે, તે શિક્ષા ઉપરથી મણિપુરની રૈયતને ચેતવણી લેવા ફરમાન કરવામાં આવે છે. ” બ્રિટિશ સરકાર સામે લડાઈ કરે તો રાજભક્તિનો ભંગ થાય છે એટલુંજ નહિ, પરન્તુ “ ગુન્હો ” પણ થાય છે. તેથીજ

રીતે એક દેશી રાજ બીજા દેશી રાજની સામે લડાઇ કરવા, કિંવા તેમાં મદદગારી કરવાનું માથે લે, તો તે વ્યાજબી ગણાતું નથી. ઇ. સ. ૧૮૭૩માં જ્યારે ગંભીર ગુસ્સાના આવેશમાં રેવાના મહારાજાએ સોહાવલ મુલકમાં હરદત્તસિંગને પકડવા લશ્કર મોકલ્યું, ત્યારે તેની વર્તણૂક રાજભક્તિના ભંગ તરીકે ગણાઇ હતી. હિંદુસ્તાનના દરેક રાજ ઉપર રાજભક્તિ અને વફાદારીની ફરજ રહેલી છે. તે ફરજનો અમલ મનવડે તેમજ કર્મવડે કરવો જોઈએ. જાહેર ગુન્હેગારને આશ્રય આપવાથી તેના ગુન્હામાં મદદ કર્યા જેટલો ગુન્હો થાય છે. ઈ. સ. ૧૮૭૨માં જૂનાગઢના નવાબ મુંબઈ આવ્યા, ત્યારે તેમના માણસોમાં નિઆઝ મહમદખાન કરીને એક જાહેર બળવાખોર સાથે હતો. આ સખ્સ માફી મળેલા માનો ન હોવાથી તેને પકડી તપાસ ચલાવતાં તે બંડ કર્યાનો ગુન્હેગાર ઠર્યો હતો. નવાબે દિલગિરી બતાવી અને એવું કારણ જણાવ્યું કે તે માણસની આગળની ચાલચલગતથી અમારી અણવાકફી હતી. નવાબની માફી મંજૂર રાખી તેની સાથે તેમને ગંભીર ચેતવણી આપવામાં આવી. તે પ્રમાણે હાલ ધોરણ બંધાઇ ગયું છે કે, કોઈ પણ રક્ષિત રાજ્યના મુલકમાં કોઇ શકદાર સખ્સો, પછી તે ગમે તે ધર્મ કે ધંધાના હોય, તે આવી આશ્રય લે તો તેનાં નામ અને તે સંબંધી હકિકત બ્રિટિશ એજન્ટને જણાવવાની તેની ફરજ છે.

———:o:*:o:———

# પ્રકરણ ૧૨ મું.

## દેશી રાજ્યોમાં બ્રિટિશ હકુમત.

### ૧૩૩. બ્રિટિશ હકુમતના ત્રણ વર્ગો—સોંપેલી, અવશિષ્ટ, અને અલેખ્ય.

રાજસત્તા વિભાજ્ય વસ્તુ છે એ ધોરણ હિંદુસ્તાનને કેવું અગત્યનું છે, તે દેશી રાજ્યોના મુલકોમાં બ્રિટિશ અદાલતોના દાખલ થયાની બિના તપાસવાથી ખુલ્લું થઈ આવે છે. હિંદુસ્તાનની અંદરના દરેક રાજ્યમાં બ્રિટિશ રૈયત ઉપરની અંગત હકુમત જેમ બ્રિટિશ સરકાર ભોગવે છે, તેમજ પર મુલકમાં આવેલાં કંપુઓમાં રહેતાં માણસો, અને મિલકત ઉપર પણ તે અસ્થાનિક હકુમત ચલાવે છે. જ્યાં જ્યાં રેલ્વેની ધોરી લાઈનો દાખલ થાય છે, ત્યાં ત્યાં સોંપરતને લીધે બ્રિટિશ હકુમત પણ તેની સાથેજ દાખલ થાય છે. ઘણાં રક્ષિત રાજ્યોમાં રાજકર્તાની સાથે ત્યાંની રૈયત ઉપર ઇન્ડિયા સરકાર હકુમતનો ભાગ ભોગવે છે. કેટલાક રાજ્યોમાં દિવાની અને ફોજદારી તમામ હકુમત ગવર્નર જનરલ ઈન કાઉન્સિલની કોર્ટોએ કરેલ યોજના મુજબ ચાલે છે. હિંદુસ્તાનના રાજ્યોની અશક્તતામાંથી મુક્ત રહેલાં રાજ્યોમાં પ્રજાઓની અંદર અંદરના ધારા અનુસાર અસ્થાનિક હકુમતનાં કેટલાંક સ્વરૂપો કબૂલ રાખી દાખલ કરવામાં આવેલાં છે. “ લેકોનિયા ” નામની સ્ટિમરના કામમાં એમ ઠરાવવામાં આવ્યું હતું કે, એક રાજ બીજા સ્વતંત્ર રાજની મુલકી હદમાં હકુમતનો દાવો રાખી શકતું નથી; તોપણ તહનામાં, કિંવા ખાસ ધારાથી પર રૈયત

રીતે એક દેશી રાજા બીજા દેશી રાજાની સામે લડાઇ કરવા, કિંવા તેમાં મદદગારી કરવાનું માથે લે, તો તે વ્યાજબી ગણાતું નથી. ઇ. સ. ૧૮૭૩માં જ્યારે ગંભીર ગુસ્સાના આવેશમાં રેવાના મહારાજાએ સોહાવલ મુલકમાં દરદત્તસિંઘને પકડવા લશ્કર મોકલ્યું, ત્યારે તેની વર્તણુક રાજભક્તિના ભંગ તરીકે ગણાઇ હતી. હિંદુસ્તાનના દરેક રાજા ઉપર રાજભક્તિ અને વફાદારીની ફરજ રહેલી છે. તે ફરજનો અમલ મનવડે તેમજ કર્મવડે કરવો જોઈએ. જાહેર ગુન્હેગારને આશ્રય આપવાથી તેના ગુન્હામાં મદદ કર્યા જેટલો ગુન્હો થાય છે. ઈ. સ. ૧૮૭૨માં જૂનાગઢના નવાબ મુંબંઈ આવ્યા, ત્યારે તેમના માણસોમાં નિયાઝ મહમદખાન કરીને એક જાહેર બળવાખોર સાથે હતો. આ સખ્સ માફી મળેલા માંનો ન હોવાથી તેને પકડી તપાસ ચલાવતાં તે બંડ કર્યાનો ગુન્હેગાર ઠર્યો હતો. નવાબે દિલગિરી બતાવી અને એવું કારણ જણાવ્યું કે તે માણસની આગળની ચાલચલગતથી અમારી અણવાકફી હતી. નવાબની માફી મંજૂર રાખી તેની સાથે તેમને ગંભીર ચેતવણી આપવામાં આવી. તે પ્રમાણે હાલ ધોરણ બંધાઇ ગયું છે કે, કોઈ પણ રક્ષિત રાજાના મુલકમાં કોઇ શકદાર સખ્સો, પછી તે ગમે તે ધર્મ કે પંથવાળા હોય, તે આવી આશ્રય લે તો તેનાં નામ અને તે સંબંધી હકિકત બ્રિટિશ એજન્ટને જણાવવાની તેની ફરજ છે.

———:૦:*:૦:———

# પ્રકરણ ૧૨ મું.

## દેશી રાજ્યોમાં બ્રિટિશ હકુમત.

### ૧૩૩. બ્રિટિશ હકુમતના ત્રણ વર્ગો—સોંપેલી, અવશિષ્ટ, અને અવેષ્ટ.

---

રાજસત્તા વિભાજ્ય વસ્તુ છે એ ધોરણ હિંદુસ્તાનને કેવું અગત્યનું છે, તે દેશી રાજ્યોના મુલકોમા બ્રિટિશ અદાલતોના દાખલ થયાની બિના તપાસવાથી ખુલ્લું થઈ આવે છે. હિંદુસ્તાનની અંદરના દરેક રાજ્યમાં બ્રિટિશ રૈયત ઉપરની અંગત હકુમત જેમ બ્રિટિશ સરકાર ભોગવે છે, તેમજ પર મુલકમાં આવેલા કંપુઓમાં રહેલા માણસો, અને મિલ્કત ઉપર પણ તે અસ્થાનિક હકુમત ચલાવે છે. જ્યાં જ્યાં રેલવેની ધોરી લાઈનો દાખલ થાય છે, ત્યાં ત્યાં સોંપરતને લીધે બ્રિટિશ હકુમત પણ તેની સાથેજ દાખલ થાય છે. ઘણાં રક્ષિત રાજ્યોમા રાજકર્ત્તાની સાથે ત્યાંની રૈયત ઉપર ઇન્ડિયા સરકાર હકુમતનો ભાગ ભોગવે છે. કેટલાંક રાજ્યોમાં દિવાની અને ફોજદારી તમામ હકુમત ગવર્નર જનરલ ઇન કાઉન્સિલની કોર્ટોએ કરેલ યોજના મુજબ ચાલે છે. હિંદુસ્તાનના રાજ્યોની અજ્ઞાતતામાંથી મુક્ત રહેલાં રાજ્યોમાં પ્રજાઓની અંદર અંદરના ધારા અનુસાર અસ્થાનિક હકુમતનાં કેટલાંક સ્વરૂપો કબૂલ રાખી દાખલ કરવામાં આવેલાં છે. “ લેકોનિઆ ” નામની સ્ટિમરના કામમાં એમ ઠરાવવામાં આવ્યું હતું કે, એક રાજ બીજા સ્વતંત્ર રાજની મુલ્કી હદમાં હકુમતનો દાવો રાખી શકતું નથી; તોપણ તહનામાં, કિંવા ખાસ ધારાથી પર રૈયત

ઉપર, આપણા પર રાજ્યોના પ્રતિનિધિઓએ રોકેલ જમીન ઉપર પર હકુમતનો અંગીકાર માત્ર ગજ ગર્ભિત કે સ્પષ્ટ રીતે કરે છે. આથી કરીને તે રાજની સ્વતંત્રતા જતી રહેતી નથી. કાઉન્સિલના હુકમથી મહારાણી એલચીઓની બાબતમાં મિસર દેશ, ચીન, કોરિયા, જાપાન, મરોક્કો, મસ્કત, ટર્કિ, કે જંગબારમાં હકુમત ચલાવે છે. તે હકુમત સૌના ધારવામાં છે તેના કરતાં વધારે વિસ્તારવાળી છે. દ્રષ્ટાન્ત દાખલ જોઇએ તો ટર્કિના સંબંધના હુકમો નીચે બતાવેલી બાબતો વિષેના છે, એટલે કે બ્રિટિશ રૈયત ઉપર રાજ ચલાવવાની બાબત, મિસર દેશમાં ન્યાયના ધોરણની બાબત, દવાખાનાના લવાજમ બાબત, ન્યાયખાતાના લવાજમ બાબત, મિસર દેશની કોર્ટોની હકુમતની અંદરના કાર્યો વિષે કાઉન્સિલના હુકમોનો અમલ કરવાનું બંધ રાખવાની બાબત, નાશી ગયેલા ગુન્હેગારોની બાબત, અને સાઇપ્રસના રાજવહિવટની બાબત. ટર્કીની સાથે ગોઠવણ થયાની બાબતો સિવાય બીજી બાબતો માટે રાણી સરકારને ચીન સાથે ગોઠવણ થઈ છે, જેવી કે દરિયાઈ કામકાજોને અને બીજા વધારે બંદરોને એલચીની હકુમત લાગુ કરવામાં આવી છે તે, અને હોંગકોંગમાં વરિષ્ઠ કોર્ટ સ્થાપવામાં આવી છે તે. હિંદુસ્તાનમાં દેશી રાજ્યો પોતાની રૈયતને દેહાન્ત શિક્ષા કરે છે, તેના ઉપર પોલિટિકલ એજન્ટો અપીલો સાંભળે છે. આટલે દરજ્જે બ્રિટિશ હકુમત બીજે સ્થળે ચાલવા દેવા પ્રજાઓની માહોમાંહેના ધોરણથી છૂટ મળી શકે તેમ નથી. ટૂંકામાં કહીએ તો બ્રિટિશ રાજે અને પાર્લામેન્ટે રક્ષિત રાજ્યોને સ્વતંત્રતા વગરનાં રાજ્યો ગણવા માથે લીધું છે, તે પ્રમાણે રાખીએ તો ઓસ્ટિન અને તેના મત ધરાવનારથી આપણે જૂદા પડવું જોઈએ. ત્યારે તો આપણે એવાજ દ્રઢ નિશ્ચય ઉપર આવવું જોઈએ કે, મર્હૂમ સર હેન્રિ મેઈનના સ્થાપિત કરેલા ધોરણ પ્રમાણે રાજસત્તા એ એક વિભાજ્ય વસ્તુ છે.

બ્રિટિશ હકુમતનો જે બહોળો અમલ કરવામાં આવે છે, તેનું માપ લેવા ખાતર આપણે તેનાં જાૂદાં જૂદાં મૂળો તપાસવાં જોઈએ સામાન્ય રક્ષણનાં બંધનોના પ્રકરણમાં બતાવેલું છે કે, હિંદુસ્તાનનાં સઘળા રાજ્યોએ પોતાના રક્ષણનું કામ સર્વોપરિ સત્તાના હસ્તક સોંપી દીધેલુ છે. તેથી કરીને તેઓએ છાવણીઓ સ્થાપવાનો હક્ક, રેલ્વે તેમજ બાદશાહી ટપાલ ઓફીસો અને ધોરી રસ્તાઓ ઉપરનો પૂર્ણ અંકુશ તે સરકારને સ્વાધીન કરેલો છે. આ સઘળાં કારણુસર બ્રિટિશ હકુમત રાખવાની જરૂર થઈ છે. બહારના સંબંધોના પ્રકરણમાં ખુલાસો કરવામાં આવેલો છે કે, પર રાજ્યો સાથે મસલહત કરવાનો હક્ક પણ બિનશરતે અને વગર અપવાદે દેશી રજવાડા તરફથી બ્રિટિશ સરકારને આપી દેવામાં આવ્યો છે. તે માટે તેઓના મુલકોમાં બ્રિટિશ એજન્ટો રાખવાની જરૂર થઈ છે. બ્રિટિશ સરકારના આ પ્રતિનિધિઓ પોતાની રેસિડેન્સિ અને એજન્સિમા હકુમત ચલાવે છે. યૂરોપિયન અને અમેરિકન લોકોને ફરિયાદ કરવા સબબ ન મળે એવી રીતે તેઓનો યોગ્ય ઈન્સાફ થવો જોઇએ. રાજ્યોમા તેઓ ગુન્હા કરે, ત્યારે તેઓનો ઈન્સાફ કરવાનુ કામ બ્રિટિશ કોર્ટોને સોંપવા જરૂર પડે. અમુક સ્થળોમાં તો દેશી રાજાઓએ સિવિલ સ્ટેશનો ઉપરની હકુમત બ્રિટિશ સરકારને સ્વાધીન કરી દીધી છે. તેમાં બ્રિટિશ કોર્ટોની અનન્ય હકુમત ચાલે છે. આવી સઘળી બાબતોમાં જોઈએ તો બ્રિટિશ હકુમત દાખલ થવાના કારણો રાજ્યોએ કરેલી સોંપરત, યાને મ્હોટા રાજાઓની બાબતમાં તહનામાથી આપેલી કબૂલતો છે. બીજાં રાજ્યોની બાબતમાં જોઈએ તો બ્રિટિશ હકુમત દાખલ થવાનુ કારણ ગર્ભિત કબૂલત અને લાંબી મુદ્દતનો રિવાજ છે. યૂરોપિયનો અને બ્રિટિશ ઈન્ડિયન રૈયત ઉપરની અગત હકુમત જે ઘણા ફેલાવને પામી છે, તેનું મૂળ જોઈએ તો પાર્લામેન્ટની સત્તા, અને તે સાથે રક્ષિત રાજાઓની ગર્ભિત કે સ્પષ્ટ

કબૂલાત એજ છે એ હકુમત ઇન્ડિયા સરકાર ચલાવે છે, યાને અમુક શરતોની સાથ દેશી સંસ્થાનોને સોંપે છે સોંપરત કરેલી હકુમતના લીધે રાજસત્તાની સ્વીકૃત કલ્પનાઓનો કાંઈ ભંગ થતો નથી. તેના પાંચ વર્ગો પડી શકે છે:-(૧) છાવણીઓ ઉપરની હકુમત, (૨) રેલવે ઉપરની હકુમત, (૩) સિવિલ સ્ટેશનો અથવા પાણીની નહેરો ઉપરની હકુમત, (૪) રેસિડેન્સિ ઉપરની હકુમત, અને (૫) યુરોપિયનો ઉપરની અંગત હકુમત. પરન્તુ બ્રિટિશ સરકાર કેટલાક દેશી રાજ્યોમાં તેમની રૈયત, કે તે રૈયતના અમુક વર્ગના લોકો ઉપર કેટલેક દરજ્જે હકુમત ચલાવે છે. કેટલીક વખત તહનામાની રૂએ ઇન્ડિયા સરકારને આ સત્તા પ્રાપ્ત થયેલી છે. કચ્છના જાડેજા અમીરો, અને કોલાપુરના તાબાના જાગીરદારો ઉપરની સત્તા આ મિસલે બ્રિટિશ રાજના હસ્તક રહેલી છે. લાંબી મુદતના રિવાજ અને અમુક સંસ્થાન સાથે કંપનીને પ્રથમ વ્યવહાર બંધાયો, ત્યારથી કેટલાકની સત્તાને અંકુશમાં રાખેલી છે આ હકુમતને “ અવશિષ્ટ ” હકુમત એવી સંજ્ઞા અપાય છે. એટલે જે હકુમત દેશી રાજ્યો પાસે રહેવા દીધેલી નથી, તે શેષ હકુમત તેની વતી બ્રિટિસ સરકાર ચલાવે છે. આ હકુમત પણ “ સોંપેલી ” હકુમતમાં ગણાય એમ કહી શકાય. કેટલીક બાબતમાં બેશક તેમ ગણી શકાય ખરૂં. પરન્તુ નિયમ પ્રમાણે જોઈએ તો એની પ્રાપ્તિ પરવાનગી અને રિવાજથી થાય છે. એ કાંઈ તહનામાની રૂએ કે જાણી જોઈને સોંપરત કરવાથી પ્રાપ્ત થતી નથી. આગળ ઉપર વધારે ચર્ચા કરતાં આનાં કારણો બતાવવામાં આવશે. તે ઉપરથી ખુલી રીતે માલમ પડી આવશે કે, આ હકુમતને “ અવશિષ્ટ ” હકુમતની સંજ્ઞા આપવી એ વધારે સગવડતાવાળુ છે. અવશિષ્ટ હકુમતના બે વિભાગ થઈ શકે છે-એક સાધારણ અને બીજો અસાધારણ. આ પ્રકરણમાં પહેલા વિભાગ વિષે વિવેચન કરેલું છે. કેમકે કાંઇ ભારે અન્યાય દૂર કરવા માટે

દરમિયાનગિરી કરવાની ઈન્ડિયા સરકારની અસાધારણ સત્તાની હદ્દ મુકરર થાય તેમ નથી. જેનું નામ અસાધારણ સત્તા છે, તેનો આધાર તો રાજ-સત્તાના હુકુમી કૃત્ય ઉપર છે. તેનું ન્યાયની રીતે પ્રથક્કરણ કરવું એ શક્ય વાત નથી. એવી બાબતમાં ઈન્ડિયા સરકાર પોતાની સર્વોપરિ સત્તાની રૂએ વચ્ચે આવે છે તેવી દરમિયાનગિરીનું તે આચ્છાદન કરતી નથી, કિંવા કાયદાની ગ્રંથીઓને ખેંચી પોતાના અમલમાં ન્યૂનતા કરતી નથી. તેમજ બીજી જૂદી સ્થિતિઓ માટે યોજી કાઢેલાં કાયદાનાં સૂત્રો તેને ખોટી રીતે લાગુ કરવા સરકાર દુરસ્ત ધારતી નથી. છેવટ એક ત્રિજી જાતની હકુમત છે. તેની રૂએ દેશી રાજ્યસત્તાને થોડી મુદ્દત સુધી કોરાણે રાખવામાં આવે છે; અને ચાલતી સ્થાનિક સત્તાના નિષ્ફળપણાને લીધે ગુપ્ત, પણ હમેશની હાજરીવાળી બાદશાહી સત્તાનો અમલ કરવામા આવે છે. સઘળી સત્તા બાદશાહી સત્તામાં સમાવિષ્ટ થઈને રહે છે. તેમ સઘળી સત્તા બાદશાહી સત્તામાંથી પ્રકાશને પામે છે. તેથી વ્યાજબી અને યોગ્ય લાગ્યા પ્રમાણે બાદશાહી સત્તા ગોઠવણ કરે છે. હકુમતનો આ પ્રકાર "અવેજી હકુમત" ના નામથી ઓળખવો એ બહેતર છે. કેમકે એથી વધારે સારી સંજ્ઞા મળતી નથી. એ અસાધારણ અવશિષ્ટ હકુમતના વર્ગમાં દેખીતી રીતે ગણાય તેવી છે. પણ એ બન્ને વર્ગોમાં આ તફાવત છે. કોઇ રાજા સામે તેમો ભાયાત ફરિયાદ કરે, ત્યારે તે રાજાની નિયમિત હકુમત બ્રિટિશ સરકાર લે છે; પણ બાકીની હકુમતમાં વચ્ચે આવતી નથી. એ રાજાનું અંગત હિત હોવાથી તે તકરારનો નિષ્પક્ષપાત રીતે ફેંસલો કરવા સારૂ અસાધારણ સત્તા વાપરવામાં આવે છે. સામા પક્ષકારને કાયદાના સબબથી નહિ, પણ સત્તાના ખાસ કારણોસર બાદશાહી હકુમતના સાધનનો લાભ મળે છે પરન્તુ જ્યારે સગીર વયના કારણસર, કિંવા રાજાના અધીરના સબબસર કોઈ રાજાને નામનોજ રાજા રાખવામાં આવે

છે, અને તેને કાયદેસર ન્યાયના કામકાજને સોંપવાનું બની શકતું નથી, ત્યારે બ્રિટિશ સરકાર સઘળી ન્યાય ખાતાની હકુમત પોતાના હસ્તક લે છે. આમ બને તેટલી મુદત સુધી રાજાની પાસે કોઈ પણ હકુમતની ગેર રહેતી નથી. વધારે રખાતો અંકુશ બતાવવા માટે જુદો પ્રકાર ગણાય છે, એજ એ બન્ને વર્ગો વચ્ચેનો મોટો તફાવત છે આમ હોવાથી આ પ્રકરણમાં બ્રિટિશ હકુમતના ત્રણ વર્ગો કર્યા છે, (૧) સોંપેલી, (૨) અવશિષ્ટ, અને (૩) અવેજી.

---

## ૧૩૯. તહનામાંને લીધે ઉત્પન્ન થતી બ્રિટિશ હકુમતમાં હરકતો.

એટલું તો કબૂલ કરવું જોઇએ કે, છેલ્લી કલમમા જે બ્રિટિશ હકુમતનું આપણે બયાન કરી ગયા છિએ તેના દાખલ થવાથી કાંઈક ભયંકર સખ્યા નજરે આવે છે. બ્રિટિશ સરકાર સાથેના દેશી રાજાઓના સંબંધમાં જેટલી ચર્ચા કરી ગયા છિએ, તે લક્ષપૂર્વક વાચનારના મનમાં એકદમ બે પ્રશ્નો પેદા થશે પહેલો પ્રશ્ન એ થશે કે રાજાઓ સાથે થયેલાં તહનામાની શરતો મુજબ પર રાજ્યમાં યૂરોપિયન બ્રિટિશ રૈયત ઉપરના જેવી હકુમતો વ્યાજબી શી રીતે ગણાય? બીજો સવાલ એ થશે કે દેશી રાજ્યો બ્રિટિશ ઇન્ડિયાનો ભાગ નથી, તો કોઈ રાજાની રૈયત (જે પણ બ્રિટિશ રૈયત નથી) જે ઉપર બ્રિટિશ હકુમત (જેવી કે અવશિષ્ટ પ્રકારની હકુમત) બ્રિટિશ કાયદા પ્રમાણે વ્યાજબી શી રીતે ગણી શકાય? આ પ્રશ્નોમાં પ્રથમનો પ્રશ્ન થોડો મુશ્કેલીભરેલો છે, તેથી તેના વિષે અત્રે ચર્ચા કરવાનો અમારો ઇરાદો છે. ઈ. સ. ૧૮૬૩મા ભોપાલના રાજકર્તાએ તારીખ ૨૬ ફેબ્રુઆરી સને ૧૮૧૮ના તહનામા ઉપર લક્ષ ખેંચ્યું. તેમાં આ પ્રમાણે ખાત્રી આપેલી છે. "કોઇ પણ પ્રકારે એ

રાજ્યમાં બ્રિટિશ હકુમત દાખલ કરવામાં આવશે નહિ". ભોપાળની રાણીને જવાબ આપતાં ત્રણ બિના ઉપર ધ્યાન રાખવામાં આવ્યું હતું — તહનામાંનો ઉદ્દેશ, તેનો યથાર્થ માયનો, અને પાર્લામેન્ટના ધારાની અસર. એ કોલકરારનો ઉદ્દેશ એવો હતો કે, ભોપાળના રાજ્યને પોતાની રૈયત ઉપરની અંદરની સત્તા કાયમ રહેવા દેવી. પૂર્વોક્ત શબ્દોથી માત્ર એટલીજ ખાત્રી આપવામા આવી હતી કે, બ્રિટિશ ઇન્ડિયાના ચ.લતા ન્યાયના ધોરણને દાખલ કરવું નહિ, અને બ્રિટિશ ઇન્ડિયાના ધારા બાંધનારી સત્તાએ સ્થાપેલી બ્રિટિશ કોર્ટો તેમાં પગપેસારો કરે નહિ. બ્રિટિશ ઇન્ડિયાની મુલકી હદની બહાર બ્રિટિશ રૈયત ઉપર માત્ર હકુમત ચલાવવાથી ભોપાળના રાજ્યમાં સરકારની હકુમત દાખલ કરી ગણી શકાય નહિ એમ ગણાય તો તે રાજ્યમા રહેતા સઘળાં માણસોને બ્રિટિશ હકુમતમા લીધાં છે એમ માનવા કારણ થાય ઈ સ ૧૮૬૧મા પાર્લામેન્ટે પોતાના સ્ટાચ્યુટ ૨૪નો વિક્ટોરિયા ચાપટર ૬૭મો પસાર કર્યો તેની રૂએ મહારાણી સરકારની સાથે દોસ્તી ધરાવનારા રાજા, અને રાજ્યોમાં રહેનારા ઇન્ડિયા સરકારના તમામ નોકરો માટે કાયદા બાંધવા ધારાસભાને અધિકાર પ્રાપ્ત થયો. ઈ સ ૧૮૬૦માં ઇન્ડિયન પિનલકોડ થયો તેમા ફરમાવ્યુ છે કે, સ્ટાચ્યુટ ૨૧, અને ૨૨, વિક્ટોરિયા ચાપટર ૧૦૬ની રૂએ મહારાણીને પ્રાપ્ત થયેલા મુલકોની બહાર જે કૃત્યો થાય, તે કૃત્યો તે મુલકોની અંદર થયેલા છે એમ સમજવુ છેવટે ભોપાળે બતાવેલા તહનામાની રૂએ તે રાજ્યે માથે લીધુ કે, "બ્રિટિશ સરકાર સાથે આધીન સહાયકારીપણાથી વર્ત્તણુક રાખવી." બ્રિટિશ ધારાસભાએ ઇન્ડિયા સરકારને પોતાની રૈયતને શાસન કરવાની સત્તા બક્ષેલી છે તો ઇન્ડિયા સરકારની જે સ્થિતિ છે, તે સ્થિતિ ભોપાળના રાજ્યે પણ વ્યાજબી રીતે કબૂલ રાખવી જોઈએ એ સરકાર કાયદા અનુસાર પાર્લામેન્ટથી સર્વોપરિ સત્તાની રૂએ બંધાયેલ ખાસ

## ૧૩૬. ઈન્ડિયાની ધારાસભાઓની ધારા બાંધવાની સત્તા ઉપરના અંકુશો.

બ્રિટિશ ઈન્ડિયાના ધારા બાંધવાના અને ન્યાય સબંધી ધોરણો ચાર મુદ્દતમાં, કિંવા દરજ્જાઓમાં પસાર થયેલા માલમ પડેછે ઇ. સ. ૧૭૭૩માં જ્યારે પ્રસિદ્ધ "રેગ્યુલેટિંગ આક્ટ" એટલે સ્ટાચ્યુટ ૧૩, જ્યોર્જ ત્રિજાનો ચાપટર ૬૩મો પસાર થયો, ત્યારે પ્રથમની મુદ્દત પૂર્ણ થઈ બીજી મુદ્દત શરૂ થાય છે તેને અંતે સ્ટાચ્યુટ ૨૧, જ્યોર્જ ત્રિજાનો ચાપટર ૭૦મો ઈ. સ ૧૭૮૧માં પસાર થયો ત્રિજી મુદ્દતને અંતે ઈ. સ. ૧૮૩૩માં સ્ટાચ્યુટ ત્રિજો અને ચોથો, વિલ્યમ ચોથાનો ચાપ-ટર ૮૫મો પસાર થયો. ચોથી મુદ્દતને અંતે ઈ. સ ૧૮૬૧નાં ઈન્ડિયા કાઉન્સિલનો ધારો, સ્ટાચ્યુટ ૨૪ અને ૨૫ વિક્ટોરિયા ચાપટર ૬૭ મો બંધાયો. તેની તથા તેને સુધારનાર ધારાઓની રૂએ મહારાણી સરકારના ઈન્ડિયાના મુલકમાં અધ્યાપિ ધારા બાંધવાનું કામ ચાલે છે. પ્રથમની મુદ્દતમાં સ્વાભાવિક રીતે કંપની પોતાના ખાતાઓ શિવાય બીજા કામથી નિસ્બત રાખતી ન હતી. કંપનીને પોતાના કોઈ પણ ધારાની રૂએ સત્તા નહિ હતી, તોપણ દેશી લોકો તેની અદાલતોમાં આતુરતાથી ન્યાય લેવા આવતા એમ તેને માલમ પડવા લાગ્યું. ખરૂં કહીએ તો તારીખ ૨૮મી ઓગસ્ટ સને ૧૭૭૧ ના રોજ ડાઇરેક્ટરોએ સભાને, અને તેના પ્રમુખને ખબર આપ્યા કે, હમારો ઈરાદો છે કે "દિવાન તરીકે અમારે ખડા રહેવું". ઈ. સ. ૧૭૭૩ સુધી તેના ન્યાય ખાતાનો વહિવટ કેવો ચાલ્યો તે જાણવું હોય તો ઈ. સ. ૧૬૬૧માં બીજા ચાર્લ્સ રાજાએ સનદ બક્ષી તેમાંથી જણાઈ આવે છે. તેની રૂએ ગવર્નર અને કાઉન્સિલ બન્નેને અખત્યાર મળ્યો કે :– "રાજ્યના કાયદા પ્રમાણે દિવાની અને ફોજદારી કામમાં સદરહૂ ગવર્નર અને કંપનીના તાબાના લોકોનો ઈન્સાફ કરવો". આ અખત્યારનો અર્થ અમબતે ઉદારતાથી કરવામાં

આશ્રય હતો. જ્યોર્જે પહેલાએ આપેલી સનદમાં લખ્યું છે કે, બરોબર રીતનો ઇન્સાફ આપી કંપનીએ " માત્ર આપણી રૈયતનેજ નહિ, પણ બીજા રાજાની રૈયતને ઉત્તેજન આપેલુ છે તેથી દેશી રાજાની રૈયત અને નજીકના દેશના લોકો કંપનીના સરહદ્ કિલ્લાઓ અને શહેરોમા આવી વસવા લલચાયા છે ". ન્યાય અને રક્ષણના લોભથી આ પ્રમાણે લોકો વસવા આવવા લાગ્યા. તેથી કલકત્તા જેવું શહેર પેદા થવા પામ્યુ, અને મચ્છીમારના ગામડામાંથી મુંબઈ ખુદ બ્રિટિશ રાજમાં વસ્તીના પ્રમાણમાં બીજા નબરનું શહેર થઈ પડયુ છે ઈ સ ૧૭૨૬મા ત્રણ ઈલાકાના ત્રણ મુખ્ય શહેરોમાં કોટવાળની કોર્ટો સ્થપાઈ ઇ સ ૧૭૫૩મા એજ પ્રમાણે અરજીઓના ફેસલા માટે કોર્ટ ઓફ રિક્વેસ્ટ્સ નામની અદાલતો કાઢી. તેથી કરીને કોટવાલોની કોર્ટોમા દિવાની કામકાજનો ભરાવો રહેતો હતો તે કમતી થયો. " ન્યાયની જૂદી જૂદી અદાલતો ચલાવવા માટે ઉપધારા, અને નિયમો બાંધવા " કોર્ટ ઓફ ડિરેક્ટરોને અધિકાર મળ્યો ઈ. સ. ૧૭૭૩માં બ્રિટિશ પાર્લામેન્ટે કોટવાળની કોર્ટ જેની રૂએ સ્થપાઈ હતી તેના વિષે ઇસારો કર્યો કે " ઇન્સાફની યોગ્ય વ્યવસ્થા માટે તેમા પૂરતી ગોઠવણ નથી ". પ્રસિદ્ધ " રેગ્યુલેટિંગ આક્ટ " નબર ૧૩નો જ્યોર્જ ત્રિજાનો ચાપટર ૬૩મો પસાર થયો. તેથી ઈન્ડિયાની વડી સરકારને અધિક અખત્યાર સંપાદિત થયો, તેને આધારે દિવાની ફોજદારી કામકાજ માટે અને ન્યાય સંબધી બીજાં સઘળાં કાર્યો માટે કંપનીની કોર્ટ તરીકે નહિ, પણ રાજની કોર્ટ તરીકે કિલ્લે વિલ્યમમાં એક " સુપ્રીમ " કોર્ટ સ્થાપી. તેની ચૌદમી કલમની રૂએ બધી બ્રિટિશ પ્રજા, જે કે બગાલા, બહાર, ઓરીસામા રહેતી હોય, અને બીજી જે મહારાણી સરકારની વસ્તી હોય, અગર તેની કે કંપનીની નોકરીમાં જે હોય, તેના ઉપર પૂર્ણ સત્તા પ્રાપ્ત થઈ. તેની ૩૬મી

કલમને આધારે કિલ્લે સેન્ટ વિલ્યમ અને તેના તાબાનાં બીજાં સ્થળોના સારા બંદોબસ્ત માટે વ્યાજબી ધારા બાંધવાની સત્તા પછી સરકારને હાંસલ થઈ પણ તેમા એક શરત એ મૂકેલી હતી કે, તેવા ધારા "સુપ્રીમ કોર્ટની" સમ્મતિ લઈ તેનીજ અંદર નોંધાવવા જોઈએ. આ બે "સર્વોપરિ" સત્તાઓની દ્વિધા હકુમત અને અંકુશમાં રહેલો તફાવત જાણવો મુશ્કેલ થઇ પડયો, અને તેને લીધે સ્વાભાવિક રીતે વિરૂદ્ધતાઓ પેદા થઈ. "બ્રિટિશ રૈયત" કોને કહેવી તેનો તો ખુલાસોજ કરવામાં આવ્યો ન હતો. તે બન્ને સત્તાના તાબાના મુલકી વિસ્તારનો નિશ્ચય પણ થયો ન હતો આ પ્રમાણે "સુપ્રીમ કાઉન્સિલ" અને "સુપ્રીમ કોર્ટ" એ બે સ્વતંત્ર સત્તા વચ્ચે હરીફાઈ ચાલી, અને અંતે મારામારી ઉપર આવતા વાર લાગી નહિ. ઇ સ. ૧૭૮૧મા પાર્લામેન્ટે સ્ટાચ્યુટ ૨૧, જ્યોર્જ ત્રિજાનો ચાપટર ૭૦મો પસાર કર્યો, અને કજીઆતી આ બીજી મુદત ખતમ કરી. તેમા નડતી મુશીબતો અને શકાઓની ગણતરી કરવામાં આવી હતી. અને "બંગાલા, બહાર, અને ઓઢીઆના પરગણાઓના હકદાર રાજને ટકાવી રાખવાની જરૂર" બતાવી. તેમજ "લોકોને અસલના કાયદા, રિવાજ, હક્ક, અને છૂટનો ભોગવટો અખંડ જારી રાખવાની જરૂર" પણ બતાવી. દેશી ઈન્ડિયા ઉપર ઇંગ્રેજી કાયદા પ્રમાણે રાજ કરવાનો વહિવટ બંધ થયો. તેમજ દેશી કાયદાને બદલે ઇંગ્રેજી કાયદો પણ ચલાવવો બંધ થયો. એ તો સાફ રીતે જણાશે કે ઈ. સ ૧૭૮૧ના સ્ટાચ્યુટથી હકુમતના વિસ્તાર અને રૈયતની વ્યાખ્યા વિષેની મુશ્કેલીઓનુ નિરાકરણ થતું ન હતુ. જ્યારે ઈ સ. ૧૭૯૭માં સ્ટાચ્યુટ ૩૭, જ્યોર્જ ત્રિજાનો ચાપ-ટર ૧૪૨ થયો, ત્યારે કોઈક અજવાળુ થયુ, અને ઈન્ડિયા સરકારનાં કૃત્યો મંજૂર થયાં. ત્યારે પાર્લામેન્ટે ગર્ભિત રીતે કાઉન્સિલની વધારેલી હકુમતનો અંગીકાર કર્યો. કાયદા કે સનદથી એટલી સત્તા તેને પ્રાપ્ત

ચણેલી ન હતી. તેથી "રૈયત અને બીજાઓ જે બંગાળા, બહાર, અને ઓઢીઆના પરગણાઓમાં રહેતા હોય, તેને માટે ઇન્સાફનું વધારે સારૂ ધોરણ વખતોવખત ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે બાંધેલું છે", માટે હુકુમ કરવામા આવે છે કે, એ ધારાઓને ઈનવાર્ડ ખાતામાં નોંધાવવા, અને તેનો એક સંગ્રહ કરવો. પરગણાંમાં આવેલી ઇન્સાફની સઘળી અદાલતોએ સદહૂ ધારાઓ પાળવા. હવે માત્ર એટલુંજ કહેવાની જરૂર રહે છે કે, મદ્રાસમાં "સુપ્રીમ કોર્ટ" સ્થપાઈ, ત્યાર બાદ સ્ટાચ્યુટ ૪, જ્યોર્જ ચોથાન ચાપટર ૭૧થી મુંબઈમાં પણ સ્થપાઈ; અને બંગાળા, મદ્રાસ, અને મુંબઈની ધારા બાંધનારી સભાની સત્તામા ઈ. સ. ૧૮૧૨માં વધારો થયો. ત્યાર પછી જુઓ તો પાર્લામેન્ટે ત્રણે ઈલાકાની સરકારોને છૂટ આપવાની જરૂર ધારેલી છે. તેથી ઈ. સ. ૧૭૯૨થી ગવર્નર જનરલની સભા માટેના ધારાનો સંગ્રહ ફરીથી કરવો શરૂ કર્યો, મદ્રાસનો ઇ. સ. ૧૮૦૨થી ફરી કરવો શરૂ કર્યો, અને મુબઈ માટે ઈ. સ. ૧૭૯૯થી માંડીને ધારાનો સંગ્રહ ઈ. સ. ૧૮૨૭માં તૈયાર કર્યો. આવા ધોરણમાંથી પ્રતિકુળતાઓ અને વિરૂદ્ધતાઓજ ઉઠે એ અનિવાર્ય હતું. તેથી ફરીને તમામ સત્તાઓ નું એકીકરણ કરવાનો ઉપાય યોજવામાં આવ્યો.

ઈ. સ. ૧૮૩૩માં સ્ટાચ્યુટ ૩ અને ૪; વિલ્યમ ચોથાનો ચાપટર ૮૫ પસાર થતાં ચોથી મુદ્દત શરૂ થઈ. તેની રૂએ "બ્રિટિશ કે દેશી, પરદેશી કે બીજી રૈયત માટે, મહારાણી સરકારના હુકુમથી અગર બીજી રીતે સ્થપાયેલી ન્યાયની સઘળી અદાલતો માટે, તત્સંબંધી હકુમત માટે, સદહૂ મુલકો તથા તેના દરેક વિભાગમાં આવેલાં સઘળાં સ્થળો અને મિલ્કત માટે, સદહૂ કંપનીની સાથે દોસ્તી ધરાવનારાં રાજ્યોના તથા રાજાના મુલકોમાં સદહૂ કંપનીના નોકરો હોય તેને માટે કાયદા બાધવાની સત્તા ગવર્નર જનરલ ઈન કાઉન્સિલને પ્રાપ્ત થઈ". પરન્તુ બંડ માટે

શિક્ષા કરવા વિષે, સર્વોપરિ રાજ્યની સત્તા બાબત, કિવા પાર્લામેન્ટના અખત્યાર વિષે, અથવા રૈયતની રાજભક્તિ કે સદહૂ મુલકોના કોઈ પણ ભાગ ઉપરની રાજસત્તા વિષે તેમાં (સદહૂ સ્ટાચ્યુટમાં) કાંઇ ફરમાવેલું ન હોતું. ધારા બાંધનારી સત્તાઓનો સમાસ હિંદુસ્તાનની કાઉન્સિલમાં થઈ જતા સ્થાનિક સરકારના પ્રતિનિધિઓને તેમા દાખલ કરવાની જરૂરયાત થઈ. તે માટે સ્ટાચ્યુટ ૧૬ અને ૧૭, વિક્ટોરિયા ચાપટર ૯૫થી ઈ. સ. ૧૮૫૩માં આગલા ધારામા જરૂરના ફેરફારો કર્યા. કંપનીનો મુલક વધતો ગયો, અને ધારા બાંધનારી સત્તાઓના એકીકરણથી તેને પરિણામે દબાણ પેદા થયુ. તોપણ ઈ સ ૧૮૩૩ની ગોઠવણમા લબાણ થવા પામ્યુ તેનુ કારણ સદહૂ ધારામા ફેરફાર થયો તે હતું. ગદરને દબાવી દીધો, અને સ્ટાચ્યુટ ૨૧ અને ૨૨, વિક્ટોરિયા ચાપટર ૧૦૬ની રૂએ મહારાણી સરકાર તરફ ઇન્ડિયાનુ રાજ સોંપરત થયુ, તે ઇ સ. ૧૮૫૮ના ઓગસ્ટની તારીખ ૨૭ના રોજ બન્યુ તેથી ઈ. સ. ૧૮૬૧માં રાજપદ્ધતિમાં છેવટનો ફેરફાર થયો. મહારાણીની સરકારે જે મુલકો ઉપરની રાજસત્તા સ્વાધીન લીધી તેનુ ઇ. સ. ૧૮૫૮ના ધારામા આ પ્રમાણે બયાન કરેલુ છે.—
" સદહૂ કંપનીના રાજવહિવટની તથા કબજામાના સઘળા મુલકો, અને આ ધારો પસાર ન થયો હોય, તો જે હક્કોનો અમલ તે મુલકોમાં કરવા માટે સદહૂ કંપનીને સત્તા રહેલી હતી તે હક્કો રાણી સરકારને પ્રાપ્ત થાય છે, અને તેમના નામથી ચાલશે. આ ધારાના હેતુ માટે " ઈન્ડિયા " શબ્દમાં સદહૂ પ્રમાણે રાણીને પ્રાપ્ત થયેલા મુલકો, અને ઉપર દર્શાવેલા હક્કની રૂએ હવે પછી જે મુલકો પ્રાપ્ત થાય તેનો સમાવેશ થાય છે એમ અર્થ કરવો." ઈ. સ ૧૮૬૧ના ઓગસ્ટની ૧લી તારીખે સ્ટાચ્યુટ ૨૪ અને ૨૫, વિક્ટોરિયા ચાપટર ૬૭મો પસાર થયો. તે ઈન્ડિયન કાઉન્સિલ્સ આક્ટના નામથી પ્રસિદ્ધ છે. તેમા વખતોવખત સુધારા થતાં કાઉન્સિલે

મ્હોટી થતી ગઇ. તેને આધારે ધારા બાંધનારી સભા માટે નિયમો બાંધવાનું કામ માત્ર ગવર્નર જનરલને હસ્તક આવ્યું, ઇલાકાઓ તથા પ્રાન્તો માટે સ્થાનિક કાઉન્સિલો થઇ, તેમાંથી અમુક બાદશાહી બાબતો અને પર રાજા તથા રાજ્યો સાથેના સરકારના સંબંધોને લગતા કાયદાઓને ધારાસભાની સત્તાની બહાર રાખવામાં આવ્યા, અને ગવર્નર જનરલની કાઉન્સિલની સત્તાની મર્યાદા બંધાઈ. તે સત્તાની હદ એ ઠરાવવામાં આવી કે, "બ્રિટિશ કે દેશી, કે પર રાજ્યના બીજા બધા લોકો, જે રાણી સરકારના તાબાના મુલકોમાં રહેતા હોય, તેને માટે ધારા બાંધવા અને તેમાં ફેરફાર કરવા. રાણી સરકારની સાથે દોસ્તી ધરાવનારા રાજા અને રાજ્યોમાં સરકારી નોકરો રહેતા હોય તેનો પણ તેમાં સમાવેશ કર્યો". ઇ. સ. ૧૮૬૫માં સ્ટાટ્યુટ ૨૮ અને ૨૯, વિક્ટોરિયા ચાપટર ૧૭માથી કાયદા બાંધવાની સત્તામાં વધારો કર્યો, અને તેમાં રાણી સરકાર સાથે દોસ્તી ધરાવનારા દેશી રાજા તથા રાજ્યોના તાબાના મુલકોમાં રહેતી બ્રિટિશ રૈયત, પછી તે સરકારી નોકરીમાં હોય યા ન હોય, તેને પણ સામીલ ગણી. છેવટે ઇ. સ. ૧૮૬૯માં સ્ટાટ્યુટ ૩૨, અને ૩૩ વિક્ટોરિયા ચાપટર ૯૮મો બાંધી વધારેની શંકાઓ દૂર કરવામાં આવી. તેમ કરવા માટે ધારા બાંધનારી સત્તામાં વધારો કરી ઠરાવ્યું કે, રાણી સરકારના તાબાના ઇન્ડિયન મુલકોમા, અને તેની બહાર જે દેશી ઇન્ડિયન રૈયત રહેતી હોય, તેના ઉપર પણ બ્રિટિશ હકુમત રાખવી."

આ ચર્ચા ઉપરથી જણાઇ આવશે કે, જ્યારે રાજ ઉગતુ જતુ હતુ, ત્યારેથીજ કંપનીની હકુમત તેના પોતાના નોકરો તથા ઇંગ્રેજી રાજાની રૈયત ઉપર ચલાવાતી હતી એટલુંજ નહિ. પણ ચોક્સ અખત્યાર વગર દેશી લોકો ઉપર પણ ચાલુ કરી દેવામાં આવી હતી. ખરૂ પૂછો તો ધારા બાંધનારી સત્તામાં વધારો કરવા માટે અવકાશ રહ્યો હતો. પરન્તુ રાણી સરકારના

તાબાના ઇન્ડિયન મુલકો એ શબ્દોના અર્થનો ચોકસ ખ્યાલ ઇ. સ. ૧૮૫૮ના ઓગસ્ટ માસથી થવા લાગ્યો. કેમકે તેટલી મર્યાદાની અંદર આવેલા સઘળા સખ્સો અને સ્થળો માટે ધારા બાંધનારી ઇન્ડિયન સભાને કાયદા બાંધવાનું કામ કરવાને અખત્યાર હતો. તે મુલકોની હદ બહાર તો તેમનો અખત્યાર અને હકુમત અંગત પ્રકારનાં હતાં. તેનો અમલ જૂદા જૂદા ધારાની રૂએ રાણી સરકારની રૈયત ઉપર, તેજ સરકારના નોકરો ઉપર, અને ગુલામગિરીના વેપારના ધારા વિરૂદ્ધ એશિઆ અને આફ્રિકાનાં દેશી રાજ્યોની રૈયત જે ગુન્હા કરે તેના ઉપરજ કરવાનો હતો. ઇ. સ. ૧૮૫૮માં "સદહૂ કંપનીના તાબામાં કે કબજામાં" કયા કયા મુલકો હતા, તેનો જરૂરી ખુલાસો ઇન્ડિયાના કાયદામાંથી થાયછે. તે કાયદાની રૂએ જેમ જેમ મુલકો ખાલસા થતા ગયા, તેમ તેમ તેઓ તે ધારાના અમલ નીચે આવતા ગયા હતા. ઇ સ ૧૮૭૪ના ડિસેંબરની ૯મી તારીખે ઇન્ડિયાની ધારા બાંધનારી સત્તાએ એક કાયદો પસાર કર્યો. તેને લીધે "અમુક ધારાઓનો અમલ કયા કયા સ્થલોમાં ચાલે", તે બાબતમાં જે વધારે શંકાઓ ઉત્પન્ન થઇ હતી તે દૂર થઇ.

—0:-:-*-:-:0—

## ૧૩૭. ગવર્નર જનરલની અમલ કરનારી કાઉન્સિલની અધિક સત્તાઓ.

ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ બ્રિટિશ રૈયત ન હોય એવા સખ્સો ઉપર, અને પર રાજ્યોમાં આવેલા સ્થળો ઉપર હકુમત ચલાવે છે; અને તેને માટે ધારા બાંધે છે. આ પ્રમાણે વાસ્તવિક રીતે બને છે. આ બીજા સિદ્ધાન્તને હવે સ્થાપિત કરવો રહે છે. સરકારી ગેઝેટ જોવાથી આ સિદ્ધાન્ત સાબીત થાય છે એટલુંજ નહિ, પરન્તુ ઇ. સ. ૧૮૭૯ના ૨૧મા આકટના પ્રારંભભાગમાં તે ઇન્ડિયાની ધારાસભા તરફથી સ્પષ્ટ રીતે કબૂલ થયેલો

છે. "બ્રિટિશ ઈન્ડિયાની હદની બહારના જૂદાં જૂદાં સ્થળોમાં ઈન્ડિયાના ગવર્નર જનરલ ઈન કાઉન્સિલને તહનામા, શરતનામાં, કબૂલતો, પરવાનગી, રિવાજ, અને રજાગદીથી તેમજ બીજાં કાયદાસર સાધનોની સત્તા અને હકુમત રહેલાં છે માટે". બ્રિટિશ રૈયત ઉપરની હકુમતનોજ વિચાર રાખ્યો હોત, તો સ્ટાચ્યુટોનાં નામનોજ હવાલો આપ્યાથી બસ થાત એ આક્ટથી સને ૧૮૭૨નો આક્ટ, જેમા સુધારો કરવાનો હતો, તેના ત્રણ હેતુ તફાવત સહિત પ્રદર્શિત થાય છે. પહેલો હેતુ એ સત્તા અને હકુમત કેટલે દરજ્જે બ્રિટિશ ઈન્ડિયાના કાયદાથી હદમાં રહેતા હતા. અને તેના ઉપર આધારભૂત હતાં, તે બાબતની શંકાઓ દૂર કરવાનો અને આ સત્તાની સોપરત અને અમલના સબંધના કાયદાને સુધારવાનો અને એકત્ર કરવાનો હતો. બીજો હેતુ બ્રિટિશ ઇન્ડિયાની હદની બહાર બ્રિટિશ રૈયતે કરેલ ગુન્હાઓના સંબંધનો હતો. ત્રિજો હેતુ ગુન્હેગારોને સોપવાની બાબતનો હતો. પહેલી બાબતના સંબધમાં સને ૧૮૭૯ના આક્ટની ૫મી કલમમાં ફરમાવેલ છે કે, "એવી સત્તા અને હકુમતને ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે અમલ કર્યાની જાહેર ખબર નિકલે તો તેવી જાહેર ખબરમા દર્શાવેલી બાબતોની સચ્ચાઇનો તે નિર્ણયકારક પુરાવો થશે". બ્રિટિશ રૈયત માટે ઈન્ડિયાની ધારા બાંધનારી સભા પર રાજ્યો સારૂ પણ કાયદા બાંધી શકેછે. તેના સંબંધમાં ઈ. સ. ૧૮૭૯નો આક્ટ ગવર્નર જનરલ ઈન કાઉન્સિલને અચોકસ સત્તાઓ આપતો નથી. આંહી તો બ્રિટિશ કાયદાનો અમલ થવો જોઈએ. સક્ષેપમા કહીએ તો દેશી રાજ્યોમાં બ્રિટિશ ધારાના બે ભાગ છે. ખાસ મુલકી હકુમત મળવાને લીધે અગર બીજા કાયદાસર કારણને લીધે ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ જે હકુમત ચલાવે છે, તેની રૂએ કેટલાક ધારાઓ લાગુ કરવામાં આવેછે. બાકીના ધારાઓનો બીજો ભાગ છે. તે બ્રિટિશ ઇન્ડિયાની હદ બહાર ઈન્ડિયાની ધારાસભાઓ જે અગત હકુમત

જણાવે છે તેમાંથી ઉત્પન્ન થયેલા છે.

———o:*:o———

## ૬૩૯. બ્રિટિશ હકુમત દાખલ કરવાના સિદ્ધાન્તનું નિરાકરણ કેવી રીતે થયુ.

હવે આપણે તપાસવુ જોઈએ કે, બ્રિટિશ રૈયત ન હોય એવા સખ્શો ઉપર અને રાણી સરકારના તાબામા ન હોય એવા સ્થળો ઉપર ગવર્નર જનરલ પર રાજ્યની હકુમત ચલાવે છે, તે તહનાગાથી પેદા થતી મુશ્કેલીઓ છતાં પણ સફાઈ બંધ ગોઠવણથી કેમ ચાલી જાય છે. વળી ઇન્ડિયાની ધારાસભાઓની સત્તા ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ. એટલે અમલ કરનારી સભાના જેટલી વિસ્તીર્ણ નથી તેથી નડતી મુશીબતો છતાં પણ સદહૂ હકુમત સરલ રીતે કેમ ચાલે છે તે પણ આપણે તપાસવુ જોઇએ. પેસ્તરનાં વર્ષોમાં બે સૂચનાઓ વિષે ભારે વિવાદ ચાલ્યો હતો તેની સાથે મુકાબલો કરવાથી આ મુશ્કેલીનું નિરાકરણ ઉત્તમ રીતે સમજાવામાં આવશે. જર્મનીના ધોરણ તરફ એક વખતે ધ્યાન ખેંચવામાં આવ્યું હતું. ત્યાંના રાષ્ટ્રીય કાયદામાં એક વખત તેનાં રાજ્યોના ધારાનો સમાવેશ થયેલો ગણવામાં આવતો હતો. ત્યાર બાદના જમાનામાં તેમાંના કેટલાક રાજ્યોના ન્યાય સંબંધી કાર્યોને રાષ્ટ્રીય વડી અદાલતે ફરી તપાસી જોવાનો પ્રચાર રાખ્યો હતો. તેટલા માટે હિંદુસ્તાનની શેહનશાહતમાં એક ન્યાયનું મોટું ખાતું સ્થાપવાની સૂચના થઈ, કે જેથી તેની દ્વારાએ સઘળા દેશી રાજ્યો ઉપર અપીલની, અને દેખરેખની સત્તા ચલાવી શકાય. આ પ્રશ્નોનો ઉત્તર આ ગ્રંથના આગલા પ્રકરણોમાં આવી ગયો છે. બ્રિટિશ સરકારને સાર્વજનિક રક્ષણોની સોંપરત થઈ છે ખરી, પરન્તુ " ન્યાયની વૃદ્ધિ કરવાને", કિંવા રાજ્યોના ન્યાયના ધોરણ ઉપર અંકુશ રાખવાને સત્તા પ્રાપ્ત થઈ નથી. પાર્લામેન્ટે તો બ્રિટિશ રૈયત અને બીજા ખાસ નામધારી સખ્શો

ઓ લેંગ્વેજો વચ્ચે આવવાનીજ સત્તા ગણી પોતાની અંગત હકુમતની મર્યાદાનો સ્વીકાર કરેલો છે. બીજી સુચના કમતી શરતોયુક્ત હતી. નાના નાના રાજ્યો. મગર તેમના જથ્થા, જેમા ઘણે ભાગે અવશિષ્ટ હકુમત બહુધા કરીને ચલાવાય છે તેની સાથે બીજી સુચનાને નિસ્બત હતી ઉપર ૧૨૮મે પાને આપણે દામોદર ગોરધન વિ, દેવરામ કાનજી ના કેસમાથી ઉતારો કરી બતાવ્યો છે. તેમાં પ્રિવિ કાઉન્સિલે જે ટીકાઓ કરેલી છે તે ઉપર આ વખતે ધ્યાન ખેંચવામાં આવે છે. એવી દલીલ કરવામાં આવી હતી કે, જ્યારે કાઠિયાવાડના ૧૮૮ રાજ્યોના બ્રિટિશ સરકારે સાત વર્ગો કર્યા; અને દરેક વર્ગની હકુમતની મર્યાદા બાંધી, ત્યારે તે તેનુ કૃત્ય બાદશાહી હુકુમી સત્તાના સાર્વજનિક, સીધા, અને શરતરહિત અમલનો દાખલો હતો. જે જે સખ્સો અને સ્થળો ઉપર રાજાઓની આ હકુમતો બાદશાહી અખત્યારથી મુકરર થઇ, તે શિવાયના પણ બ્રિટિશ હકુમતમાં અને રક્ષણ તળે આવી ગયાં હતા એમ દલીલ કરવામાં આવી હતી. ( રક્ષણ તાબેદારીને ખેંચી લાવે છે ) આ પક્ષકારો ખરી રીતે જોતાં પરદેશી ન હતા, પરન્તુ બ્રિટિશ સરકારની રૈયત હતા. આ સવાલના બે ઉત્તર આપી શકાય તેમ છે. પ્રથમ તો ઇન્ડિયા કાઉન્સિલોની ધારા બાંધવાની સત્તાનો વિસ્તાર મુકરી છે; અને બેશક આ સ્થળો ઈ. સ ૧૮૫૮માં કે ત્યાર બાદ મહારાણી સરકારને પ્રાપ્ત થયેલા મુલકોની બહાર આવેલાં છે. કાઉન્સિલના આક્ટે સ્વીકારેલી બ્રિટિશ રૈયત ઉપરની અસ્થાનિક અને અંગત હકુમતમાં આ લોકોનો સમાસ કરવાનો ઇરાદો હોય. તો લાંબી મુદતથી સ્થાપિત થયેલા પ્રચાર, તહનામાંથી આપેલ બાંયધરી, અને દેશી રાજની રૈયતને બ્રિટિશ રાજની રૈયત કરવાના હિંદુસ્તાનના આક્ટના શબ્દોથી વિરૂદ્ધ થઈ રાજભક્તિના ધોરણનો વિસ્તાર કર્યો કહેવાય નજીકના મુલકો ઉપર કંપનીએ કેવી રીતે હકુમત મેળવી તે યાદ કરવાનુ છે. ત્યારે તો માત્ર

કોઠીઓ અને પોતાના ખાતાંઓ ઉપર કંપનીને સત્તાદોને આધારે હકુમત હતી; આ ધોરણ દેશી રાજ્યોને લાગુ કરવાથી ભય પેદા થાય તેમ હતું તે વાત ખ્યાલમાં લેવી જોઇએ. પોતાની સત્તામાં આવી કોઈ પેસે તો નાનાં તો શું, પણ મોટાં રાજ્યો પણ દહેશત ખાઈ જાય, અને તેમના મુલકોમા બ્રિટિશ કાયદો દાખલ કરવામા નહિ આવે એવી વારંવાર બ્રિટિશ સરકારે આપેલી ખાત્રી તરફ આગળી બતાવે.

રેલ્વેની જમીન, સિવિલ સ્ટેશનો, અને પર રાજમાં આવેલા બીજા ખાસ જમીનના વિભાગો ઉપરની હકુમત એટલીનો દેખીતી છે કે, તેમની બાગતમાં આ બે સૂચનાઓ કારણે, મૂકી કાંઈક અન્ય યુક્તિ યોજવાની જરૂર હતી. જે યુક્તિ યોજવામાં આવી તે અર્ધે ભાગે તો ખાલસે કરવાની બરાબરીની હતી. પરન્તુ, ખરું પૂછો તો તેથી ભય દૂર થઈ જાય છે એ કામ માટે રાજાઓએ જે હકુમત છોડી દીધી છે તે સત્તાના હુકુમી કૃત્ય તરીકે ગવર્નર જનરલ ઈન કાઉન્સિલને સોંપરત કરી રાજાઓને આપેલા વચનો પાળ્યાં છે. જે હકુમત ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ પોતાના પ્રતિનિધિઓ એટલે પોલિટિકલ એજન્ટોની દ્વારાએ ચલાવે છે, તે દેશી રાજ્યોની યાને પર રાજ્યોની હકુમત છે. રાજસત્તાના પૂર્ણ વિશેષણોનો કાંઈક હિસ્સો બીજા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે જૂદી જૂદી રીતે વહેચી નાખવામાં આવેલો છે. રાજસત્તાનું એક ચિન્હ એટલે હકુમત રાજાઓની સ્પષ્ટ, કિંવા ગર્ભિત કબૂલતથી ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ ભોગવે છે. એ ઉપરથી ગવર્નર જનરલ ઇન કાઉન્સિલે કોર્ટો સ્થાપેલી છે. તેના અખત્યાર સામે દેશી રાજ્યોની રૈયત તકરાર ઉઠાવે તો તેમના રાજા તરફથી તેમને કાંઈ પણ દાદ મળે નહિ કેમકે તેજ રાજા બ્રિટિશ દરમિયાનગિરીનો અંગીકાર કરે છે. બ્રિટિશ કાયદા તરફ એવી કોઈ રૈયત લક્ષ ખેંચે તો ઈ. સ. ૧૮૭૯ ના ૨૧મા આક્ટનો હવાલો દેવામાં આવે. એ આક્ટમાં કબૂલ કરેલું છે

છે, તેની રૂએ સરકાર તરફથી જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવે તે નિર્ણયકારક સમજવું. વળી તેજ આક્ટની રૂએ ગવર્નર જનરલને પોતાની સત્તા પોલિટિકલ એજન્ટોને આપવા અખત્યાર મળેલો છે પોલિટિકલ એજન્ટે બ્રિટિશ રૈયત તરીકે ધારા બાંધનારી સભાના હુકમોનો અમલ કરવો જોઈએ, અને કરેજ. કોઇ પણ બ્રિટિશ રૈયત ઈન્ડિયા સરકારની આ સત્તા વિરૂદ્ધ વાંધો લે, તો ઈન્ડિયાના "ફોરેન જ્યુરિસડિક્શન આક્ટની પાંચમી કલમથી તેનો ઉત્તર મળી શકે છે. આ પ્રમાણે ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે સ્થાપેલી કોર્ટોના મુશ્કેલ સવાલનો ખુલાસો થાય છે આ જુજ તફાવત છે, પરન્તુ એવો છે કે દેશી રાજાઓના સંબંધમાં તે મોટો ગણાય. દેશી રાજાના મુલકમાં પગપેસારો કરનારી કોર્ટોનો આધાર, બ્રિટિશ મુલકોમાંની ન્યાયની કોર્ટોનો જેના ઉપર આધાર છે, તેજ કાયદા બાંધનાર ધોરણ ઉપર નથી. બ્રિટિશ ધારા બાંધનારી સત્તાનો ત્યાં દખલ નથી. તેનાથી વધારે પગપેસારો થઈ શકે તેમ પણ નથી. એ કોર્ટોને તે સ્થાપિત કરી શકે તેમ નથી, તેમજ તેના કામકાજની વચ્ચે પણ આવી શકે તેમ નથી. તોપણ બ્રિટિશ મુલકમા તેના વિરૂદ્ધ વાંધો લેવાય, તો તેમાંથી તે તેને આડકતરી રીતે બચાવી શકે છે. ધારા બાંધનારી સત્તા પોતાની અગત અસ્થાનિક હકુમત સાથેજ નિસ્બત રાખે છે. તે ઉપરાત રાજા કે દેશી રાજ્યોની રૈયત સાથે બ્રિટિશ ઇન્ડિયાની બહારનાં સ્થળો કે સમ્બોના ઉપરની પર રાજ્યની હકુમતનો અમલ કરવામાં કાંઈ મુશ્કેલી આવે, તો ઈન્ડિયા સરકાર ગોઠવણ કરવા મુખત્યાર છે. દેશી રાજાઓને તો સંતોષ છે કે. બ્રિટિશ રાજના ન્યાયના ધોરણના દાખલ થવાથી અમારી સત્તાને ટિવા ઉત્તરાધિકારના હક્કોને નાબુદ થવાની દહેશત નથી, અને ગવર્નર જનરલ સભાળ રાખે છે કે ન્યાયનુ ધોરણ, કાયદા અને તેણે સ્થાપેલી કોર્ટોની રીતિ બ્રિટિશ ન્યાયખાતાના બાંધા પ્રમાણે ચલાવવામાં

આવે છે. રેલવે ઉપરની હકુમત વિષે જ્યારે નિરૂપણ કરવામાં આવશે, ત્યારે માલમ પડશે કે રાજસત્તા શિવાય ઘણું કરીને બીજી પૂર્ણ હકુમત દેશી રાજ્યો સોંપી દેછે આ અપવાદથી રેલવેની જમીન ખાલસે થઈ જવામાથી બચેછે, અને ગવર્નર જનરલ રેલવેના કેસોના ઇન્સાફ માટે જરૂરની કોર્ટો પૂરી પાડશે, અને તે કોર્ટોને જરૂરના કાયદા અને કામ ચલાવવાની રીતિથી સજ્જ કરવાને શક્તિમાન થાય છે.

——0=:-*-:-:0——

## ૧૩૯. છાવણીઓ ઉપરની હકુમત.

પર રાજ્યની હકુમત પૂરી પાડવાની મુશ્કેલીઓનો પ્રથમ આટલો ખુલાસો કર્યા બાદ અમો હવે સોંપરત કરેલી હકુમતના પાંચ વર્ગો વિસ્તારથી તપાસવાનું શરૂ કરીએ છિએ. તેમા પ્રથમ વર્ગ છાવણીઓ ઉપરની હકુમતનો છે. ગમે તે રક્ષિત રાજ્યોમાં યોગ્ય લાગ્યા પ્રમાણે લશ્કરી છાવણીઓ રાખવા બ્રિટિશ સરકારને સંપૂર્ણ હક્ક છે. તેની સાથે ઐક્ય ધરાવનારાં રાજ્યોએ તેનો રક્ષણનો અધિકાર સ્વીકારેલો છે, એટલે તેમને વધારે પૂછયા વગર તેમના સંસ્થાનોમાં એ સોંપરતની રૂએ છાવણીઓ સ્થાપવા સત્તા મળેલી છે. એ પ્રમાણે છાવણીઓમાં રાખેલ લશ્કરની સારી નોકરી માટે અને સહિસલામતી માટે એ પણ જરૂરનું છે કે, તેમના ઉપર અનન્ય રીતે બ્રિટિશ હકુમતજ રહે. જેમ કોઇ લડાઈનું વહાણ પર રાજના બંદરમાં જાય છે, ત્યારે પોતાના કાયદા અને વર્તનના નિયમો સાથે લેતું જાય છે, તેમ વિટનના ગ્રંથની ૯૫ મી કલમ પ્રમાણે બ્રિટિશ લશ્કર "જેને અન્ય રાજમા રાખેલુ હોય, તે તે સ્થળની દિવાની ફોજદારી હકુમતમાંથી મુક્ત રહે છે." એ ખાલી પડેલી જગાએ તેના પોતાનાજ કાયદા દાખલ થાય છે. પર રાજમાં છાવણી સ્થાપતાંજ પ્રથમ તો અધિકારીઓ તેની જમીન માપી લઈ નિશાન કરે છે, અને ત્યાર બાદ તેની હદ ચોકસ કરે છે.

આટલું કર્યા પછી ત્યાંના રાજાને કાંઈ વધારે પૂછપાછ શિવાય એ છાવણીની અંદરના સઘળા સખ્સો અને મિલ્કત ઉપર તેઓ હકુમતનો દાવો રાખે છે. બ્રિટિશ રૈયત અને બ્રિટિશ નોકરોને સ્વતઃ બ્રિટિશ ધારા લાગુ થાય છે. તે ધારા છાવણીમાં લશ્કરો સાથેજ અલબતા અનુગમન કરે છે. બ્રિટિશ હકુમતના દાખલ થવાથી વધારે પરિણામ પણ નિપજે છે. લશ્કરને નોકરી લાયક રાખવામાં ઘણે દરજ્જે આસપાસની હકિકતોની અસર ઉપર આધાર રહે છે. જો લશ્કરની હદમા રહેનારી દેશી રાજની રૈયતને નિરંકુશપણે કેફી દારૂ વેચવાની છૂટ રહે, જો વેપારીઓ સિપાઇઓનો લશ્કરી અસબાબ ખરીદ કરતા જાય, જો તદુરસ્તીના ઈલાજો માટે તદ્દન ગફલત રાખવામાં આવે, અને તેથી શીતળા અને બીજા ચેપી મરજો માટે દરકાર ન રહે, તો સાર્વજનિક રક્ષણ માટે પર રાજમાં રાખેલ લશ્કરની ફરજો નકામી થઈ જાય. તે પ્રમાણે બ્રિટિશ ધારા બાંધનારી સત્તાને પર રાજ્યની રૈયત માટે કાયદા પસાર કરવા અખત્યાર નથી એ ખરૂં છે, પરન્તુ ગવર્નર જનરલ ઇન કાઉન્સિલની બહોળી સત્તાને લીધે તેનો ઈલાજ થઈ જાય છે. છાવણીમાં રહેનારા અને હોનારા સઘળા સખ્સોને બ્રિટિશ કાયદા, અને છાવણીની કોર્ટના તાબામાં લાવી મૂકવામાં આવેલાછે. તેઓ જો બ્રિટિશ રૈયત કિંવા બ્રિટિશ રાજના નોકરો તરીકે બ્રિટિશ ઈન્ડિયાના કાયદાના તાબામાં પેસ્તરથી ન હોય, તો ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ જાહેરનામુ કાઢે છે કે, "ફોરેન જ્યુરિસડિક્શન આક્ટ" અને બીજી કાયદેસર સત્તાને આધારે એ છાવણીને સદહૂ બ્રિટિશ ધારા લાગુ કરવામાં આવે છે. કોર્ટોનો અધિકાર અને તેની કામ ચલાવવાની રીતિ વિષે તે જાહેરનામું પ્રસિદ્ધ કરે છે. તેથી આખી છાવણી પર રાજ તરીકેની પોતાની ખાશિયત છોડતી નથી, અને બ્રિટિશ લશ્કરથી રોકાયેલી રહેછે; તેમજ તેની નોકરીની અસર જારી રહે તે માટે બ્રિટિશ કાયદા અને કોર્ટોનો અમલ લાગુ રહે

છે. છાવણી જારી રહે ત્યાં સુધી દેશી રાજ્યના કાયદા અને હકુમત બંધ પડે છે. ઈન્ડિયાની ધારા બાંધનારી સત્તાએ પસાર કરેલ બ્રિટિશ ધારા અને ચાલતી હકુમત સ્વત- ત્રંપની બીજી રૈયતને લાગુ ન થાય, ત્યાં ગવર્નર જનરલ ઈન કાઉન્સિલના અધિકારથી તે લાગુ પાડી શકાયછે. ચાલતા વખત માટે તો તે દેશના રાજકર્ત્તાની સત્તા ગુપ્ત અને દબાયેલી રહેછે, પરન્તુ તે સજીવન થાય તેવી છે. છાવણીના વહિવટ માટે બ્રિટિશ સરકારને કાંઈ ઈલાજો લેવા યોગ્ય લાગે, તો તે વખતે રાજાને પૂછવામાં આવતું નથી. કેમકે લશ્કરી રક્ષણના બંધનમાં તેની કબૂલતને ગર્ભિત સમાવેશ થઈ જાય છે, પરન્તુ જ્યારે છાવણી છોડી દેવામાં આવે છે, ત્યારે તેના હકક અને સત્તા સજીવન થાયછે. એ મુલક જો બ્રિટિશ ઇન્ડિયા સાથે જોડી દેવામાં આવ્યો હોય, તો તે પાછો આપતાં પહેલાં ધારા બાંધનારી સત્તા તરફથી એક આકટ પસાર કરવા જરૂર પડે. પરન્તુ આ મુશ્કેલીને દૂર રાખવાની ગોઠવણુ રાખવામાં આવેલી છે.

———:o:*:o:———

## ૧૪૦. રેલવે ઉપરની હકુમત.

પર મુલકમાં આવેલા રેલવેના ભાગો ઉપરની બ્રિટિશ હકુમતનો ઈતિહાસ જોતાં ઈ. સ. ૧૮૬૨મા વડાદરાની બાબતમાં ચાલતી બ્રિટિશ હકુમત દાખલ થઈ હતી. તેથી ઉલટી રીતે હાલ જાણવાનું એ છે કે, હાલ એની બધી રેલવેઓ ઉપર ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ પર રાજની હકુમત ચલાવે છે. હિંદુસ્તાનમાં આવેલા વ્યહવારનાં મુખ્ય સાધનો ઉપરની પૂર્ણ દિવાની તથા ફોજદારી હકુમત હાથ કરી લેવાની જરૂરયાત વિષે અત્રે લંબાણ કરવાનો પ્રસગ નથી. બ્રિટિશ કર ભરનારાને ખર્ચે રેલવે બંધાણી હોય, કિવા બાંયધરીની સાથે કાઈ બ્રિટિશ કપનીએ બધાવી હોય, અથવા કાઠિયાવાડની માફક એક યા તે અનેક રાજયોના ખર્ચે બંધાવી હોય, તોપણ

હકુમતની બાબતમાં માપનો ભંગ થતો અટકાવવો એ પણ તેટલેજ દરજ્જે ઈચ્છવા યોગ્ય છે. સામ્રાજ્યનું કલ્યાણ તેમજ રક્ષણ કરવાની ખાતર રેલવેની લાઈન સુવ્યવસ્થિત રીતે ચલાવવી જોઈએ. સારો વહિવટ અને બંદોબસ્ત રહે, તે માટે આખી લાઈન ઉપર એકજ કાયદો ચલાવવો જોઈએ. મુસાફરોની સહિસલામતીને અર્થે કોઈ પણ ફરજનો અનાદર ન કરવા દેવા સારૂ એક સરખી સાવચેતીની જરૂર છે. આગગાડીઓ નિર્ભય જોઈએ, લાઈન અને પૂલો ઉપર દેખરેખ રાખવી જોઈએ, અને માલ લઈ જવાની બાબતમાં એક સરખો નિયમ રહેવો જોઈએ, અને રેલવે ઉપરતે જૂદે જૂદે સ્થળે રહેતાં પોલિસનાં માણસોએ એકતાથી કામ કરવું જોઈએ. ઉપર કહી ગયા તે કાઠિયાવાડની રેલવે એક સો માઈલના અંતરમાં બાર કરતાં વધારે હકુમતોમાં પસાર થાયછે. ગુન્હેગારો સોપવા લેવાની રીતિ રાખવામાં આવે, અને દરેક સ્ટેશને જૂદો જૂદો કાયદો લાગુ કરવા જતાં તે અનુસાર કામ કરવાની જૂદી જૂદી રીતો ગ્રહણ કરવાની નિરંતર ફરજને લીધે પોલિસના કામમાં હરકતો આવે, અને તેથી મુસાફરોના જાનમાલના રક્ષણની બાબતમાં વિઘ્નો આવે. લોકિક હિત અર્થે માલ ઠેઠ સુધી પહોંચાડવાની અને મુસાફરો માટે ઠેઠની ટિકિટો સલવા ગોઠવણ રહેવી જોઈએ. હકુમતના વિભાગો થઈ જાય, ત્યારે તો નુકશાન કિંવા હરકત માટે જવાબદારીનો કોઇ પણ દિવસ નિશ્ચય થઈ શકે નહિ. એમાં ફક્ત બ્રિટિશ સરકારનું હિત રહેલું છે એમ નથી. દેશી રાજના મુલકો અને બ્રિટિશ મુલકોની કિંવા બન્ને દેશી રાજ્યોની વચ્ચે સંબંધ રાખનારી લાઇનના કોઈ પણ ભાગ ઉપર એક સરખી હકુમત હોવાનુ ઇચ્છિવામાં દરેક દેશી રાજ પણ એટલેજ દરજ્જે હિત ધરાવે છે. કોઈ પણ લાઈન વહન દેશી રાજમાં અલગ પડતી બંધ થાય, અને બીજી હકુમત સાથે સંધાઇ જાય, ત્યારે જે રાજ્યોમાં થઈને તે પસાર થતી હોય, તે બધાંએ દિવાની અને ફોજદારી સંપૂર્ણ

હકુમત બ્રિટિશ રાજ્યને સ્વાધીન કરવી જોઈએ. આ બંધન ઝટ સમજવામાં આવી ગયું છે, અને હિંદુસ્તાનના દરેક અગત્યના રાજ્યે તેનો અંગીકાર કર્યો છે પ્રથમ એમ ધારવામાં આવ્યું હતું કે, આ બંધન ઉત્તમ રીતે પરિપૂર્ણ કરવા માટે રાજસત્તાના હક્ક આપી દેવા જોઈએ, અને રેલવેમાં રોકાયેલી જમીનનો ટુકડો બ્રિટિશના કબજામાં સોંપી દઈ ખાલસા સાથે જોડી દેવો જોઇએ. આ પ્રમાણે જ્યારે મુંબઈથી અમદાવાદ જનારી રેલવે લાઈન વડોદરાના મુલકમાં બંધાઈ, ત્યારે તે ઉપરની રાજસત્તા ગાયકવાડને સમજાવી સ્વાધીન લીધી હતી. આ પ્રમાણે બનવાથી મહારાણી સરકારને નવા પ્રાપ્ત થયેલ મુલકો માટે ધારા બાંધનારી હિંદુસ્તાનની સત્તાને કાયદો કરવા અખત્યાર મળ્યો; અને તેમ કરવા માટે ઈ. સ. ૧૮૬૨નો મુંબઈ સરકારનો પહેલો આકટ સ્થાનિક ધારા બાંધનારી સભાએ પસાર કર્યો પરન્તુ જ્યારે એક સ્ટેશન માટે લીધેલી જમીન છોડી દઈ બીજી જમીન લેવાની જરૂરયાત પડી, ત્યારે એજ રીતે નવો કાયદો પસાર કરવાની માથાકુટને લીધે એ રીત અગવડતાવાળી લાગવા માંડી. ફરી ધારો પ્રસાર કર્યા શિવાય લીધેલો જમીનનો ટુકડો દેશી રાજ્યને પાછો સોંપી શકાય તેમ ન હતું. તેમજ વળી તેના બદલામાં જમીનનો નવીન ટુકડો લેવાનો હતો, તે માટે પણ રીતસર ધારો પસાર કરવાની જરૂર હતી. વધારે જોઈએ તો વળી દેશી રાજાઓની જરાક પણ જમીન બ્રિટિશ મુલકમાં જોડી દેવાથી તેઓની લાગણીને દુઃખ પણ થતુ હતું. હાલ જે રીતિ ચાલુ થઈ છે તેથી બધી તરેહની મુશીબતો દૂર થઈ ગઈ છે. તેથી દેશી રાજ્યોનો ઉત્તરાધિકાર આબાદ રહેવા પામ્યો છે. ગવર્નર જનરલ ઇન કાઉન્સિલને હકુમત તથા વહિવટ કરવાની સંપૂર્ણ સત્તા આપી દેવામાં આવે છે. તેથી તેના તરફથી જાહેરનામુ પ્રસિદ્ધ કરાવી રેલવે લાઈન અને સ્ટેશનોમા રોકાયેલા પર મુલકને જરૂરના કાયદા લાગુ કરવામાં

આવે છે, અને "ફોરેન જ્યુરિસડિક્શન આક્ટ" ના ફરમાન પ્રમાણે એ કાયદા ચલાવવાને જોઈતી કોર્ટો સ્થાપન કરવામાં આવે છે.

---

## ૧૪૧. સિવિલ સ્ટેશનો ઉપરની હકુમત.

કોઈ વખત પર મુલકોમા અમુક જગાએ તથા સ્થળોમાં બ્રિટિશ હકુમત રાખવાની જરૂર રહે છે. કેમકે બ્રિટિશ રાજની પાણીની નહેરોનાં તે મથક હોય છે, કિંવા વેપારનાં મથકો હોય છે, અગર તો યુરોપિયનોને રહેવાનાં ઠેકાણું હોય છે. દેશી રાજ્યોના અમલદારો સાથે સુક્ષ્મ તકરારો ઉઠે, અને તેને લીધે અતે ગભીર રીતે વચ્ચે આવવાનું થાય, તે બધું બંધ કરવા સારૂ મુખ્યત્વે કરીને આ હકુમત સ્વાધીન લેવામાં આવે છે. બ્રિટિશ હિતને માટે આ બાબતોમાં ઘણુ કરીને વધારે ખ્યાલ રાખવામાં આવે છે. હિંદુસ્તાનનાં બધાં રક્ષિત રાજ્યોને એમાં હિત રહેલું નથી. છાવણીઓ કે રેલવેની બાબતમાં એ સઘળાનું સીધી રીતે સામાન્ય હિત રહે છે તેમ આ કામમાં નથી. માટે લાગતાવળગતાં રાજ્યોની ખાસ કબૂલત લઈ આ જરૂરની હકુમત માટે ઇન્ડિયા સરકારને ગોઠવણ કરવી પડે છે. આવી રીતે સોંપેલી હકુમતના દાખલા કાઠિયાવાડમા મળી આવે છે. ત્યાંના બે સ્ટેશનોના સંબંધમા કાયદાની મુશ્કેલી આવી પડેલી છે, તેની ચર્ચા આ પ્રકરણના પ્રથમના ભાગમાં આપણે કરી ચૂક્યા છિએ. તારીખ ૭મી જાન્યુઆરી સને ૧૮૬૪ના રોજ વઢવાણના રાજાએ પોલિટિકલ પરગણાના "વહિવટમાં સરકારને મદદ કરવા સારૂ" હમેશને માટે વઢવાણની પાસે જમીન આપી તે વખતે એવી કબૂલત કરવામાં આવી હતી કે, જો તે સ્ટેશન કોઈ વખત છોડી દેવામાં આવશે, તો તેને માટે રોકેલ જમીન દરબારને પાછી મળશે. વઢવાણનુ સ્ટેશન 'સ્થાનિક રૂના વેપારનું' મથક અને રેલવેની શાખાઓનુ અગત્યનુ મધ્ય સ્થળ થઈ પડ્યુ છે.

ત્રિકમ પાનાચંદ નામના એક સખ્સે, મુંબઈ, વડોદરા અને સેન્ટ્રલ ઈન્ડિયા રેલવે કંપની અને બીજાઓ ઉપર દાવો કર્યો હતો. તેમાં પ્રસંગોપાત હાઈ કોર્ટે એમ જણાવ્યું કે, આપણે હમણાં બયાન કરી ગયા તે પ્રમાણે કૃત્ય કરી વઢવાણના સિવિલ સ્ટેશનને બ્રિટિશ ઈન્ડિયાની હદમાં મૂકવામાં આવેલું છે. આ ફેસલો ઈ. સ. ૧૮૮૫ના માર્ચ માસમાં કરવામાં આવ્યો હતો. તે પછીના નવેમ્બર માસમાં રાજકોટ સિવિલ સ્ટેશન, જે પણ એવાંજ કારણો અને શરતોથી આપેલું છે, તેના સંબંધમાં એજ હાઈ કોર્ટે એમ ઠરાવ્યું કે, ઇ. સ. ૧૮૫૮ના સ્ટાચ્યુટ એટલે ૨૧ અને ૨૨, વિક્ટોરિયા ચાપટર ૧૦૬ પ્રમાણે રાજકોટનું સિવિલ સ્ટેશન બ્રિટિશ ઈન્ડિયાનો ભાગ નથી, અને જે બ્રિટિશ હકુમત તેમાં ચલાવવામાં આવે છે, તે સને ૧૮૭૯ના ઇન્ડિયન ફોરેન જ્યુરિસડિકશન આક્ટ ૨૧મામાં ફરમાવ્યા પ્રમાણેની છે. આમાં પાછળનો ફેસલો છે તેમાં બ્રિટિશ સરકારના વિચાર અને પ્રચાર બતાવેલા છે. દેશી રાજ્યોમાં આવેલાં સિવિલ સ્ટેશનોને તથા તેમની કબૂલતથી પર રાજ્યોમાં બાંધેલા પાણીની નહેરોનાં કામોને સરકાર બ્રિટિશ ઇન્ડિયાની બહાર ગણેછે. ત્યાં જે કાયદા દાખલ કરવામાં આવેછે, તે ઇન્ડિયાની ધારાસભાના બાંધેલા હોતા નથી; પરન્તુ ઈન્ડિયા સરકારની તરફથી લાગુ કરવામાં આવે છે. તેની અંદર જે કોર્ટો ઇન્સાફનું કામ કરે છે તે પણ ગવર્નર જનરલ ઇન કાઉન્સિલનીજ સ્થાપિત કરેલી છે. આ સ્થળો ઉપર સગવડતાને માટે જો નજીકના કોઈ બ્રિટિશ ન્યાયાધીશ કે માજીસ્ટ્રેટને અખત્યાર આપવામાં આવે છે, તો તે બ્રિટિશ ન્યાયાધીશ કે માજીસ્ટ્રેટ તરીકે પોતાનું કામ કરતો નથી, પણ ફોરેન જ્યુરિસડિકશન આક્ટ અનુસાર ખાસ નિમનોકથી તે કામ કરે છે.

——o:—:o:—:o——

## ૧૪૨. રેસિડેન્સિ ઉપરની હકુમત.

જે જે દેશી રજવાડાઓમાં બ્રિટિશ સરકારના તેઓની સાથેના સંબંધ ચલાવવાના કામ માટે રેસિડેન્ટો તથા એજન્ટો રાખવામાં આવેલા હોય, તેને રહેવાનાં મકાનો તથા તેમને લગતી જગો બ્રિટિશ છાવણીની માફક, જેના તે પ્રતિનિધિ છે, તે સરકારના કાયદાના તાબામાં રહે છે. બ્રિટિશ એજન્ટની નિમનોક માટેની દરેક દેશી રાજની કબૂલત, અને તેની સાથે દાખલ થતા હકક તથા છૂટ અલબત્ત ગ્રહણ કરી લેવામાં આવે છે. ઇન્ડિયાના કોઈ પણ રક્ષિત રાજાને પરબારો વ્યવહાર રાખવાનો કે એલચી મોકલવાનો હકક નથી. તેથી અમુક માણસને બ્રિટિશ એજન્ટ તરીકે રાખવા તે રીતસર માગણી કરી શકતા નથી. જે અમલદારને નિમવામાં આવે તેને કબૂલ રાખવા, અને તેની સાથે યોગ્ય માન સહિત વર્તન રાખવા તે બંધાયેલ છે. જ્યારે કેટલાક રાજ્યો સાથે કંપની બરાબરીની રીતથી વર્તણુંક રાખતી હતી, ત્યારે તે પ્રજાઓની માંહેમાંહેના ધારા અનુસાર ચાલતી હતી. ઈ. સ. ૧૮૦૯ના ઓગસ્ટ માસમાં સિંધના મીરોની સાથે તહનામું થયું તે રક્ષણ બાબતનું ન હતું, પરન્તુ પરસ્પરની દોસ્તીનું હતું. તેથી તેમાં એમ લખેલું હતું કે, "બન્નેની સરકાર તરફથી એક બીજાની તરફ વકીલો" રાખવા. પણ જ્યારે કાંઈ પણ અપવાદ રાખ્યા વગર કંપનીએ દેશી રાજ્યોનાં રક્ષણનું કામ માથે લીધું, તથા તેઓના સ્વતંત્રતાના હક્કો ઉપર અંકુશ મૂક્યો, ત્યારે તે શરતોમાંથી એજન્ટોની બાબત અલગ કાઢી નાખી, અને પોતાના અને દેશી રાજ્યોના હિતના રક્ષણ માટે તેની મરજીમાં આવે તેવા ઈલાજો લેવાનું ગમ્યું. રાજ્યોની અંદર અંદરનો કાયદો એવી જરૂરયાતનો સ્વીકાર કરતો હોય કે, એજન્ટો પોતાનું કામ બરાબર કરી શકે માટે તેમને સ્થાનિક અધિકારીઓથી સ્વતંત્ર રાખવા, અને તેમને, તેમના કુટુંબને, અને નોકરોને સ્થાનિક હકુમતમાંથી

મુક્ત રાખવાનુ વ્યાજબી છે, તો ઈન્ડિયામા એજ પ્રમાણે રાખવાની જરૂર છે હાલના જમાનામાંજ બ્રિટિશ રેઝિડેન્ટને ઝેર દેવાની કોશીસ કર્યાનો હિંદુસ્તાનમાં બનેલો દાખલો આપણે જોયેલો છે તે સાથે એમ પણ સભાળ રાખવામાં આવેછે કે, રેઝિડેન્સિની હકુમતના અમલથી દેશી રાજ્યના હિતને નુકશાન ન થાય પોલિટિકલ એજન્ટ પોતાના કિવા બ્રિટિશ સરકારના નોકરો ઉપર હકુમત ચલાવેછે, પરન્તુ સ્થાનિક હકુમતમાંથી ગુન્હેગારો નાશી આવે તેમને માટે પોતાની રેઝિડેન્સિ આશ્રયસ્થાન ન થઇ પડે એની પણ તે ફિકર રાખેછે કોઈ નવીન રાજકર્ત્તાનો રાજ્યાભિષેક કરવાનો હોય છે, ત્યારે તે ક્રિયા યોગ્ય રીતે રેઝિડેન્સિની હદ્દ બહારજ કરવામાં આવે છે. કેમકે એ સ્થળ તો અર્ધ-બ્રિટિશ મુલક જેવો ગણાય છે

———— o - o· ————

### ૧૪૩. બ્રિટિશ રૈયત ઉપરની અગત હકુમત.

બ્રિટિશ રૈયતની કાયદા સબધી સ્થિતિ અને રિવાજનુ વલણ ભિન્ન ભિન્ન હોવાથી તેઓના ઉપરની અંગત હકુમતનો સવાલ જરા ગુચ-વણવાળો છે સ્ટાચ્યુટ ૩, અને ૪, વિલ્યમ ચોથાના ચાપટર ૮૫માથી પાર્લામેન્ટે હિંદુસ્તાનની ધારા બાધનારી સભાને દેશી અમલદારો તથા સિપાઈઓ માટે કાયદા બાધવાની સત્તા આપેલી છે, તેમજ ૨૪, અને ૨૫, વિક્ટોરિયા ચાપટર ૬૭થી ઈન્ડિયા સરકારના નોકરો માટે, અને સ્ટાચ્યુટ ૨૮, અને ૨૯, વિક્ટોરિયા ચાપટર ૧૭થી બ્રિટિશ રૈયત માટે, તેમજ સ્ટાચ્યુટ ૩૨, અને ૩૩, વિક્ટોરિયા ચાપટર ૯૮થી દેશી ઈન્ડિયન રૈયત માટે કાયદા બાધવાની સત્તા પણ આપેલી છે. એ સત્તા હિંદુસ્તાનમાં આવેલા મુલકો માટે તેમજ તેની પેલી તરફના અને બહારના મુલકો માટે છે. ઈ. સ. ૧૮૭૯ના ઈન્ડિયન આક્ટમા બ્રિટિશ રૈયત, પછી તે યૂરાપિયન હોય કે દેશી હોય, તેનો સમાવેશ થાય છે, પરન્તુ યૂરોપિયન બ્રિટિશ રૈયતની

બાબતમાં તો ધર્મ, કેળવણી, અને લૌકિક રીતભાતમાં દેશી લોકો કરતાં જુદાનો તફાવત રહેછે. તે કારણો સર અસ્થાનિક હકુમતના હક્કોનો લાભ તેમને આપવો એ બ્યાજબી છે. પર રાજ્યો, જે ખ્રિસ્તિ ધર્મ પાળનારાં નથી, તેમાં એ હક્કો તેમને કલમબંધી અને કબૂલતોની રૂએ અધ્યાપિ મળે જાયછે. મહારાણી સરકારની દેશી ઈન્ડિયન રૈયતની બાબતમાં આ તફાવતોનો અભાવ છે. દેશી રાજ્યોનાં ન્યાયનાં ધોરણો બ્રિટિશ મુલકોનાં જેવાં નથી હોતાં, તોપણ તેની સાથે થોડાંઘણાં મળતાં હોયછે. દેશી રાજ્યોમાં ગુન્હા કરનારી દેશી રૈયતના ઈન્સાફ માટે ત્યાની ચાલતી અદાલતો ઉપર જો બ્રિટિશ એજન્ટની દેખરેખ હોય, તો સામાન્ય નિયમ એવો છે કે, જે બ્રિટિશ રૈયત દેશી રાજ્યોમાં ગુન્હા કરે તેનો ઈન્સાફ કોર્ટોનેજ કરવા દેવો હિંદુસ્તાનના કાયદા પ્રમાણે એ ગુન્હા સ્વીકારવા યોગ્ય હોય, ત્યારે પણ એમજ બને છે. બ્રિટિશ સરકાર તો આનાથી પણ આગળ જાય છે. કેમકે કોઈ દેશી રાજ્યની રૈયત દેશી રાજ્યમાં ગુન્હો કરી બ્રિટિશ મુલકમાં આશ્રય લે, તો તેનો ઈન્સાફ કરવા તેવી રૈયતને બ્રિટિશ સરકાર સોંપી દે છે. પરન્તુ તેમ કરતાં પહેલાં પોલટિકલ એજન્ટને સંતોષ થવો જોઇએ કે, તે ગુન્હાનો ઇન્સાફ દેશી રાજ્યની કોર્ટ બરાબર રીતે કરી શકશે. ઈન્ડિયાની દેશી રૈયતનો ઈન્સાફ કરવાની બાબતમાં દેશી રાજ્યોના અખત્યારના સામાન્ય રીતે વર્ગો પાડવામાં આવેલા છે. કેટલાક રાજ્યકર્તાઓ ગમે તે સખ્સનો—પછી તે પોતાની રૈયત હોય કિંવા હિંદુસ્તાનની દેશી રૈયત હોય, તેનો વગર પરવાનગીએ ખૂનના ગુન્હા સુધીનો ઇન્સાફ કરી શકે છે. બીજાં રાજ્યો પરવાનગી લઈને હિંદુસ્તાનની દેશી રૈયતનો એજ ગુન્હા માટે ઈન્સાફ કરી શકે છે. વળી બીજાં કેટલાંક એવાં રાજ્યો છે કે, જે સરકારની મંજૂરી શિવાય છેવટની દેહાન્ત શિક્ષા કરી શકતાં નથી.

"ઇન્ડિયન એક્ષટ્રાડિશન આક્ટ" ની ૧૧મી કલમ દેશી ર કોર્ટો તરફ યૂરોપિયન બ્રિટિશ રૈયતને સોંપી દેવા સત્તા આપતી પરન્તુ પર મુલકમાં ઇન્ડિયાના કાયદા વિરૂદ્ધ તેઓ ગુન્હા કરે, તો તેઓ રૂએ બ્રિટિશ હકુમતને પાત્ર થાય છે. જો કોઈ દેશી રાજ્ય પોતાના મુલકમાં કર્યાના આરોપ માટે કોઈ યૂરોપિયન ગુન્હેગારને પકડે, તો પહેલો એ થાય કે એ ગુન્હો ઇન્ડિયાના કાયદા પ્રમાણે શિક્ષાને છે કે નહિ. જો તેમ હોય, તો એ યૂરોપિયનનો ઇન્સાફ કરવા પોલિ એજન્ટને સત્તા હોય તો તે કરે છે, નહિતો જસ્ટિસ આફ ધી હોદ્દાથી તે ઉપલી બ્રિટિશ કોર્ટ તરફ મોકલે છે. યૂરોપિયન રૈયત હકુમત ચલાવવાના પ્રચારનો આધાર બ્રિટિશ સરકારની સ્થિતિ ઉપર દેશી રાજ્યોની હકિકતો ઉપર રહેલો છે. યૂરોપિયનોને નોકરીમાં રાખવાની તમાં હિંદુસ્તાનના રાજાઓ ઉપર અંકુશ રાખેલો છે. તેથી તે અંકુશને સરીને, અને પાર્લામેન્ટે અને ઇન્ડિયાના કાયદાએ જે સત્તા આપેલ તેની રૂએ બ્રિટિશ સરકાર યૂરોપિયનો ઉપર હકુમત ભોગવે છે. કાયદો હિંદુસ્તાનની દેશી રૈયત ઉપર પણ તેને હકુમત આપે છે એ ખરી છે. પરન્તુ તેમની હકિકતો જોઇએ તો તે જૂદી રીતની છે. ઈ રૈયત અને દેશી રાજ્યોની રૈયત વચ્ચે ધર્મ, કેળવણી, અને દે આદતોમા એટલી બધી ભિનતા નથી કે, યૂરોપિયન બ્રિટિશ રૈ દરજ્જે તેમને પણ અસ્થાનિક હકુમતના હક્ક આપવા જોઇએ. યૂરોપિયન કેદીઓની તદુરસ્તી બરાબર રીતે સચવાય એવાં જેલ દેશી રાજ્યોમાં ક્વચિત્ હશે. કોઇ યૂરોપિયન બ્રિટિશ રૈયત સામે ડહાપણે કામ ચલાવવાથી દેશી રાજ્યોને સંકટો પેદા થાય. તે દૂર ર માટે એમનો ઈન્સાફ કરવાનો હક્ક મહેરબાની તરીકે મળે તેના કરતાં તે છોડી દીધાથી ઉલટું ફાયદાભરેલું છે. યૂરોપિયન તહોમ

સમજે એવી ભાષામાં જરૂર કામ ચાલવું જોઈએ. પણ ઘણી વખતે એમ બનવું અવઘડતાવાળું હોવાથી ઈન્સાફના કામમાં ઢીલ થયા વગર રહે નહિ. આ તથા બીજાં કારણોને લીધે ઘણું કરીને એવો નિયમ પાળવામાં આવેછે કે, ઈન્ડિયન કાયદા પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુન્હો જો કોઈ યુરોપિયન કરે, તો તેનો ઈન્સાફ બ્રિટિશ કોર્ટથી થવા માટે તેને સોંપી દેવામા આવે છે.

બ્રિટિશ ઈન્ડિયાની બહાર જો કોઈ યુરોપિયન બ્રિટિશ કાયદાનો ભંગ કરે, તો તે કાયદા પ્રમાણે તે જવાબદાર થાય છે. એવી શિક્ષાને પાત્ર થયા વગર જો કોઈ યુરોપિયન કોઈ દેશી રાજ્યમા ગુન્હો કરે, તો કેમ કરવું તેની ચર્ચા કરવા જરૂર રહે છે. બે સિદ્ધાન્તો ભરોંસાની સાથ સ્થાપન કરવા યોગ્ય છે. બ્રિટિશ મુલકોની બહાર રહેવાથી બ્રિટિશ રૈયત તરીકેના રક્ષણના હક જતા નથી. તેથી વ્યાજબી અને સુધરેલી રીતના વર્તન માટે તેઓને જન્મથી હક છે. તે મેળવવા તેઓ પોલિટિકલ અમલદારની મદદ માગી શકે છે. ઈ. સ ૧૬૭૫ની ટર્કિશ કલમબંધીના ફરમાનો ઈ. સ. ૧૮૦૯માં તહનામાથી મંજૂર થયેલા છે. તે અનુસાર જો કોઈ ઇંગ્રેજ ગુન્હો કરે તો, “આપણા પવિત્ર રાજ્યોનો ગવર્નર ત્યાના એલચી, અગર કોન્સલની હાજરી વગર આગળ ચાલશે નહિ”. આવા ફરમાન સામે કોઈ પણ રક્ષિત રાજા વ્યાજબી રીતે વાંધો લઈ શકશે નહિ. જૂદાં જૂદાં રાજ્યોના ઈન્સાફી ધોરણોમા તફાવત હોય છે બ્રિટિશ એજન્ટને એવી રીતે ખબર મળવાથી જરૂર લાગ્યા પ્રમાણે સર્વોપરિ સત્તા તે તરફથી ખાસ હુકમો કાઢવાનું કરે છે.

કોઈ રક્ષિત રાજાના તાબામા એક યુરોપિયન બ્રિટિશ રૈયત નોકર હોય અને તે તે રાજાના મુલકમાં ગુન્હો કરે, તો તેનું શી રીતે થાય એ વાતનો પણ હવે નિર્ણય કરવો રહે છે. એમ બને તો જો એ રાજ્યના કાયદા અને કોર્ટો સતોષકારક પાયા ઉપર

હોય તો હમારા ધારવા પ્રમાણે દેશી કોર્ટો તે યૂરોપિયન બ્રિટિશ રૈયત નો ઈન્સાફ કરશે; પરન્તુ જો તે કેસમાં દરમિયાનગિરી કરવાનાં પૂરતાં કારણો બતાવવામા આવે, તો પોલિટિકલ અમલદારને વચ્ચે આવવા હક્ક રહે છે વધારામા એટલુજ કહેવાની જરૂર છે કે, દરેક દેશી રાજ્યમા ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે એ મુલકો માટે નિમેલો એક જસ્ટિસ આફ ધી પીસ રહે છે

——o –'o –:o——

## ૧૪૪. ગુન્હેગારોને સોંપવા લેવાની બાબત.

મોપરત કરેલી હકુમતની બાબત છોડી દીધા પહેલાં ગુન્હેગારો સોપવાલેવાના સબધે પેસ્તર ઇસારો કરી ગયા છિએ, તેની અત્રે ચર્ચા કરવાનું સગવડતાવાળુ છે. યૂરોપિયન ગુન્હેગારો નાશી જાય, તેને સોપી દેવામા પરસ્પરતા ચાલતી નથી એટલેથીજ બસ નથી એટલું તો આપણ બતાવી ગયા છિએ કે કાયદા પ્રમાણે કોઇ યૂરોપિયન ગુન્હેગારને બ્રિટિશ સરકાર કોઈ દેશી સસ્થાન તરફ સોંપી શકતી નથી. તેવીજ રીતે કોઈ સરકારી લશ્કરમાથી નાશી જાય, તેને પણ બ્રિટિશ સરકારનેજ સોપવા જોઈએ, એથી ઉલટુ જ્યારે કોઈ દેશી રાજની ફોજમાથી અમુક સખ્સ નાશી આવે, તો બ્રિટિશ સરકાર તેને સોપી શકતી નથી કપનીએ કરેલાં આગળનાં તહનામામા નાશી જનારા ગુન્હેગારોને, અને મહેસુલ ભરવામા કસુર કરનારને પણ પરસ્પર સોંપી દેવાનુ વારવાર લખેલુ જોવામા આવે છે એ પ્રમાણે ઇ. સ ૧૮૦૨ના જૂન માસની ૬ઠ્ઠી તારીખના વડોદરા સાથે કરેલા પેસ્તરના તહનામામાં આ પ્રમાણે કલમ છે. "એક રાજ્યની રૈયત બીજા રાજમા નાશી જાય, અને તેની પાસે કાઇ લેણુ હોય, કિવા કોઈ રીતનો વાજબી દાવો હોય, તો જેમાં તે જઈ આશ્રય લે તે રાજ્યે તેને બીજા રાજ તરફ હવેથી સોપી દેવાનો રિવાજ રાખવો". ઇ. સ. ૧૮૦૫માં આ

કલમની પુનરૂક્તિ કરવામાં આવી હતી. અને ઈ. સ. ૧૮૦૭માં તેમાં નીચે પ્રમાણે ફેરફાર કરવામાં આવ્યો હતો.—"કે બેમાના ગમે તે પક્ષકારની હકુમતમાં ગુન્હેગારો આશ્રય લે, તેને માગણી ઉપરથી વગર વિલંબે, અને વગર આનાકાનીએ સોંપી દેવા જોઈએ". આમ છતાં ઈંગ્લિશ ઈતિહાસ ઉપરથી માલમ પડે છે કે કાયદાની મંજૂરી વગર ગુન્હેગારોને પરસ્પર સોંપી દેવાના તહનામાનો અમલ થઈ શકતો નથી ઈ. સ. ૧૮૫૨માં ફ્રાન્સ સાથે તહનામુ થયું તે આ બાબતનો એક દૃષ્ટાન્ત છે. કાયદાનો અમલ કરનારી સરકાર કાયદા ઉપરાંત જઈ શકતી નથી. બ્રિટિશ ધારા બાંધનારી સભાના અંકુશો વારંવાર દેશી રાજકર્ત્તાને હરકતકર્ત્તા થઈ પડ્યા છે. તે પ્રમાણે જ્યારે પાર્લામેન્ટના આકટો અનુસાર ઈન્ડિયાનો કાયદો, જે ગુન્હા માટે ગુન્હેગારોને સોંપવા લેવાનું થાય છે, તેના વર્ગોની સંખ્યા ઉપર અંકુશ મૂકે છે, ત્યારે ઈન્ડિયાના કાયદાના અમલ કરનારાઓ કાયદા વિરૂદ્ધ ગુન્હેગાર સોંપવાની માગણી થાય તે સ્વીકારી શકતા નથી. દેશી રાજ્યોમાં એવી રીતની અશક્તતાઓ રહેલી નથી. એવું એક પણ રાજ્ય નથી કે જેના રાજાએ પોતાના કાયદા બાંધવાનો અગત હક્ક આપી દીધો હોય. વળી એવા રાજાઓ પણ થોડાજ છે કે, જેના કાયદા અને અમલ કરવાના હુકમો વચ્ચે તફાવત કહાડી શકાય. તેથી ઈન્ડિયા સરકાર તો ફક્ત ઇન્ડિયાના કાયદાને અનુસરીને ગુન્હેગારો સોંપી શકે છે. દેશી રાજ્યોને પોતાની ફરજોનો અમલ કરવામાં કાંઈ મુશ્કેલીઓ આવતી નથી. ગુન્હેગારો સોંપવાલેવાનાં તહનામાં દેશી રાજ્યો સાથે હમેશાં જવલેજ થતાં, અને હાલ તો થતાંજ નથી. ગુન્હેગારોને સોંપવાની જે ગોઠવણ કરવી પડે છે, તેનો આધાર એક તરફથી રિવાજ ઉપર, અને બીજી તરફથી બ્રિટિશ કાયદા ઉપર છે. દાખલા તરીકે જોઈએ તો હૈદરાબાદ સાથે ગુન્હેગારોને સોંપવાલેવાનું કરારનામું થયુ છે, તેમાં

પોતપોતાની રૈયત સોપવા કોઈ પણ પક્ષકાર બંધાયેલ નથી. વાસ્તવિક રીતે જોઈએ, તો તહનામા કરતાં અધિક હક્ક ઇન્ડિયાના કાયદાને અનુસરીને બ્રિટિશ સરકાર નિઝામને આપે છે. તે પ્રમાણે તહનામામા નહિ લખેલી બાબતો નિઝામની સરકાર શેભા દાખલ કરે છે. ઇન્ડિયાનો કાયદો જ્યારે અપૂર્ણ હતો, અને બ્રિટિશ રૈયતને સોપી દેવા માટે ઈ. સ. ૧૮૫૪ના ૭મા આક્ટ પ્રમાણે યોગ્ય ગોઠવણ થઈ શકતી ન હતી, ત્યારે એ બાબત ઘણા રાજ્યો સાથે મસલહત ચલાવવા લોર્ડ લારેન્સે વિચાર બાંધ્યો હતો એમ જણાય છે. એ પ્રમાણે ઈ. સ. ૧૮૬૭ અને ૧૮૬૯ની સાલની દરમિયાન હૈદરાબાદ સાથેજ તહનામું કરવામાં આવ્યું હતુ એટલુજ નહિ, પરન્તુ સિરોઇ, અલ્વર, ભરતપુર, ધોલપુર, ઝાલાવાડ, જેપુર, જોધપુર, કિશનગઢ, ઉદેપુર, ટોન્ક, કોટા, બિકાનેર, અને બીજાં રાજ્યો સાથે પણ તહનામાં કરવામાં આવ્યાં હતાં. ઈ સ. ૧૮૭૨નો ૧૧મો આક્ટ, જેને બદલે ઇ. સ. ૧૮૭૯નો ૨૧મો આક્ટ હાલ થયો છે, તેથી સ્થિતિ ફરી ગઇ વળી તેથી ફરીને પેસ્તરના તહનામાનો વિસ્તારવાળો અમલ કરવા ઇન્ડિયા સરકાર શક્તિમાન્ થઇ

બીજા કાયદા અને તહનામાં, જેમાં કાંઇ ખાસ રીતિ દાખલ કરેલી હોય, તે કાયમ રાખવા માટે હાલના એક્ષટ્રાડિશન આક્ટમાં કલમ છે. પરન્તુ કેટલાંક રાજ્યોને તહનામા હતાં તે છતાં તેઓએ કાયદાને પસંદગી આપવામાં ધિમાસ રાખી નહિ. દાખલા તરીકે ધોલપુરના રાજકર્ત્તાએ ગુન્હેગારોને સોંપવાલેવા બાબતનું ઇ. સ. ૧૮૬૯નું તહનામું રીતસર છોડી દીધું. કેમકે તેમા લખેલી રીતિ "કાયદાના કરતાં કમતી સાદી અને કમતી અસરકારક" હતી તે કાયદાના પરિશિષ્ટમાં અમુક મ્હોટા મ્હોટા ગુન્હાઓ દાખલ કરેલા છે. તે વિષે ૧૧મી કલમમાં ફરમાવ્યું છે કે, "યૂરોપિયન બ્રિટિશ રૈયત ન હોય એવા કોઇ સખ્સ કોઇ દેશી

કલમની પુનરૂક્તિ કરવામાં આવી હતી. અને ઈ. સ. ૧૮૦૭માં તેમાં નીચે પ્રમાણે ફેરફાર કરવામાં આવ્યો હતો — "કે બેમાંના ગમે તે પક્ષકારની હકુમતમાં ગુન્હેગારો આશ્રય લે, તેને માગણી ઉપરથી વગર વિલંબે, અને વગર આનાકાનીએ સોંપી દેવા જોઈએ". આમ છતાં ઈંગ્લિશ ઈતિહાસ ઉપરથી માલમ પડે છે કે કાયદાની મંજૂરી વગર ગુન્હેગારોને પરસ્પર સોંપી દેવાના તહનામાનો અમલ થઈ શકતો નથી. ઈ. સ. ૧૮૫૨માં ફ્રાન્સ સાથે તહનામું થયું તે આ બાબતનો એક દૃષ્ટાન્ત છે. કાયદાનો અમલ કરનારી સરકાર કાયદા ઉપરાત જઈ શકતી નથી. બ્રિટિશ ધારા બાધનારી સભાના અંકુશો વારવાર દેશી રાજકર્ત્તાને હરકતકર્ત્તા થઈ પડ્યા છે, તે પ્રમાણે જ્યારે પાર્લામેન્ટના આકટો અનુસાર ઈન્ડિયાનો કાયદો, જે ગુન્હા માટે ગુન્હેગારોને સોપવા લેવાનું થાય છે, તેના વર્ગોની સખ્યા ઉપર અંકુશ મૂકે છે, ત્યારે ઈન્ડિયાના કાયદાના અમલ કરનારાઓ કાયદા વિરૂદ્ધ ગુન્હેગાર સોપવાની માગણી થાય તે સ્વીકારી શકતા નથી. દેશી રાજ્યોમાં એવી રીતની અશક્તતાઓ રહેલી નથી. એવું એક પણ રાજ્ય નથી કે જેના રાજાએ પોતાના કાયદા બાંધવાનો અગત હક્ક આપી દીધો હોય વળી એવા રાજાઓ પણ થોડાજ છે કે, જેના કાયદા અને અમલ કરવાના હુકુમો વચ્ચે તફાવત કહાડી શકાય તેથી ઈન્ડિયા સરકાર તો ફક્ત ઇન્ડિયાના કાયદાને અનુસરીને ગુન્હેગારો સોપી શકે છે. દેશી રાજ્યોને પોતાની ફરજોનો અમલ કરવામા કાઈ મુશ્કેલીઓ આવતી નથી. ગુન્હેગારો સોપવાલેવાના તહનામા દેશી રાજ્યો સાથે હમેશાં જવલેજ થતાં, અને હાલ તો થતાંજ નથી. ગુન્હેગારોને સોપવાની જે ગોઠવણ કરવી પડે છે, તેનો આધાર એક તરફથી રિવાજ ઉપર, અને બીજી તરફથી બ્રિટિશ કાયદા ઉપર છે. દાખલા તરીકે જોઇએ તો હૈદરાબાદ સાથે ગુન્હેગારોને સોંપવાલેવાનું કરારનામું થયુ છે, તેમાં

પોતપોતાની રૈયત સોંપવા કોઈ પણ પક્ષકાર બંધાયેલ નથી. વાસ્તવિક રીતે જોઈએ, તો તહનામાં કરતા અધિક હક્ક ઈન્ડિયાના કાયદાને અનુસરીને બ્રિટિશ સરકાર નિઝામને આપે છે. તે પ્રમાણે તહનામામા નહિ લખેલી બાબતો નિઝામની સરકાર શોભા દાખલ કરે છે. ઇન્ડિયાનો કાયદો જ્યારે અપૂર્ણ હતો, અને બ્રિટિશ રૈયતને સોપી દેવા માટે ઈ. સ. ૧૮૫૪ના ૭ના આક્ટ પ્રમાણે યોગ્ય ગોઠવણ થઈ શકતી ન હતી, ત્યારે એ બાબત ઘણા રાજ્યો સાથે મસલ્લહત ચલાવવા લોર્ડ લારેન્સે વિચાર બાધ્યો હતો એમ જણાય છે. એ પ્રમાણે ઈ સ. ૧૮૬૭ અને ૧૮૬૯ની સાલની દરમિયાન હૈદરાબાદ સાથેજ તહનામું કરવામાં આવ્યું હતું એટલુંજ નહિ, પરન્તુ સિરોઇ, અલ્વર, ભરતપુર, ધોલપુર, ઝાલાવાડ, જેપુર, જોધપુર, કિશનગઢ, ઉદેપુર, ટોન્ક, કોટા, બિકાનેર, અને બીજાં રાજ્યો સાથે પણ તહનામાં કરવામાં આવ્યાં હતા. ઈ સ. ૧૮૭૨નો ૧૧મો આક્ટ, જેને બદલે ઇ. સ. ૧૮૭૯નો ૨૧મો આક્ટ હાલ થયો છે, તેથી સ્થિતિ ફરી ગઇ વળી તેથી ફરીને પેસ્તરના તહનામાનો વિસ્તારવાળો અમલ કરવા ઇન્ડિયા સરકાર શક્તિમાન્ થઇ.

બીજા કાયદા અને તહનામાં, જેમાં કાંઇ ખાસ રીતિ દાખલ કરેલી હોય, તે કાયમ રાખવા માટે હાલના એક્ષ્ટ્રાડિશન આક્ટમાં કલમ છે. પરન્તુ કેટલાંક રાજ્યોને તહનામાં હતાં તે છતાં તેઓએ કાયદાને પસંદગી આપવામા ધિમાસ રાખી નહિ. દાખલા તરીકે ધોલપુરના રાજકર્ત્તાએ ગુન્હેગારોને સોપવાલેવા બાબતનુ ઇ. સ. ૧૮૬૯નું તહનામું રીતસર છોડી દીધુ. કેમકે તેમા લખેલી રીતિ “ કાયદાના કરતા કમતી સાદી અને કમતી અસરકારક ” હતી. તે કાયદાના પરિશિષ્ટમાં અમુક મ્હોટા મ્હોટા ગુન્હાઓ દાખલ કરેલા છે. તે વિષે ૧૧મી કલમમા ફરમાવ્યું છે કે, “ યૂરોપિયન બ્રિટિશ રૈયત ન હોય એવા કોઇ સખ્સ કોઇ દેશી

રાજ્યમાં ત્યાંના કાયદા વિરૂદ્ધ ગુનો કરે, અથવા તેણે ગુનો કર્યો છે એમ માનવા કારણ રહે, અને જો તે બ્રિટિશ ઈન્ડિયામાં નાસી જાય, ” તો તેને પકડવા માટે પોલિટિકલ એજન્ટ વારંટ કાઢે. એ આક્ટને આધારે નિયમો બાંધેલા છે. તે પ્રમાણે પોલિટિકલ એજન્ટે પ્રથમ પોતાની ખાત્રી કરી લેવી જોઈએ કે, તે તહોમતદાર સામે પ્રથમ દર્શનિક પુરાવો છે, અને જે આરોપ રાખવામાં આવ્યો છે તેમાં કાંઈ રાજ્યપ્રકરણી હેતુ નથી. વળી તેને એટલો પણ વિચાર કરવાનો છે કે, તે ગુન્હા બદલ ઈન્સાફ રાજ્યમાંજ કરવો કે કેમ, અને જો તે તહોમતદાર મહારાણી સરકારની દેશી ઈન્ડિયન રૈયત હોય, તો તેનો ઈન્સાફ કરવા ત્યાંના રાજ્યકર્તાને અખત્યાર છે કે કેમ? એ આક્ટની ૧૪મી કલમ તો આ કરતા પણ આગળ જાય છે. તેમાં ફરમાવેલ છે કે, “ જે તહોમતદાર ઉપર તેના મુલકમાં ગુન્હો કર્યાનો આરોપ હોય, ” તેને સોંપી દેવા માટે દેશી રાજ્યે રીતસર માગણી કરવી તપાસ કરવા માટે તથા સરકાર તરફ રિપોર્ટ મોકલવા માટે કેટલીક સાવચેતી રાખીને ઈન્સાફનાં હિત જાળવવામાં આવે છે હાલ ચાલતા એક્ષટ્રાડિશન આક્ટમાં આ પ્રમાણે ગોઠવણ રાખેલી છે તે ગોઠવણ એવી સગવડભરેલી માલમ પડી છે કે, દેશી રાજ્યો સાથે તહનામા કરવાની કાંઈ જરૂર પડતી નથી. બ્રિટિશ સરકાર તો ગુન્હેગારોને માગવાની બાબતમા, કિંવા તેવી માગણી કરવાના હેતુની બાબતમા કોઈ રીતે અંકુશમાં નથી. પરન્તુ ચાલતે પ્રસગે તો તે પોતાની રીત એવી રાખે છે કે, તેમાં અને તેની ઉપર ગુન્હેગારો સોંપવાની માગણી થાય તે રીતિમાં કાંઈ તફાવત રહેતો નથી. પણ એટલું તો સારી રીતે કબૂલ થયેલું જણાય છે કે, સર્વોપરિ સત્તા અને તેની સાથે આધીન ઐક્ય રાખનારા રાજ્યો વચ્ચે સખ્ત રીતે સરખો રિવાજ રહેવો અશક્ય છે. દેશી રાજ્યોને બતાવવામાં આવેલું છે કે, ગુન્હેગારોને સોંપવાલેવાની ગોઠવણનો પ્રથમ હેતુ એમ

નથી કે, પરસ્પર ગુન્હેગારો સોંપવાલેવામાં બનતી શક્યતાની પ્રાપ્તિ થાય, પરન્તુ ગુન્હા બંધ કરવા માટે અસરકારક ઈલાજો લેવાય એ મુખ્ય હેતુ છે. કોઇ પર રાજ્યની કિંવા થાણાની રૈયત પોતાના રાજની હકુમતમાંથી નાશી જઈ કોઈ દેશી રાજના મુલકમાં આશ્રય લે તો તેને સોંપી દેવી જોઈએ. રાજપ્રકરણી ગુન્હેગારો, જેને માટે જાહેરનામાં નિકળ્યાં હોય, તેને પણ રાજ્યોએ સોંપી દેવા જોઈએ. કેમકે દેશી રાજ્યો બ્રિટિશ સરકાર પ્રત્યે રાજભક્તિ ધરાવે છે, અને તેના રક્ષણ તળે આવેલાં છે. યૂરોપિયન બ્રિટિશ રૈયત ન હોય એવા અમુક પ્રકારના ગુન્હા કરનારાઓને પોતાની સાથે દોસ્તી ધરાવનારાં રાજ્યો તરફ સોંપી દેવા ઈન્ડિયા સરકારને કાયદેસર સત્તા મળેલી છે. નાશી જનારા ગુન્હેગારોની માગણી પોતાને માટે હોય. કિંવા બીજા દેશી રાજ્ય માટે હોય, તોપણ તે બ્રિટિશ સરકાર કરે છે ખરી, પરન્તુ હકિકત અનુસાર જે તરફથી ગુન્હા બંધ કરવા માટે પૂરી મદદ જોઈએ તે માગવાનો હક્ક તે પોતાના સ્વાધીનપણામાં રાખે છે. કેમકે એવો હક્ક તહનામાંના ભાવાર્થમાં રહેલો છે.

———.*—:*—:———

## ૧૭૫. દેશી રાજ્યો ઉપરની અવશિષ્ટ હકુમત.

પર રાજ્યની દરેક પ્રકારની હકુમત ઉપર ઈન્ડિયા સરકારના ગેઝેટ આથી પૂર્ણ રીતે જાહેર પ્રકાશ પડે છે. સોંપરત કરેલી હકુમતના પ્રદેશોમાં કોર્ટો નિમ્યાની અને તેમાં કાયદા દાખલ કર્યાની જાહેરખબરો અઠવાડિયાના ગેઝેટમાં વારવાર પ્રસિધ્ધ થાય છે. પર રાજમા કાંઈ નવીન રેલવેનો વિસ્તાર થાય છે, ત્યારે પોલિસની ફરજો અને તેના અધિકાર વિષે, અને જૂદી જૂદી કોર્ટોની હકુમત વિષે લોકોને ખબર આપવામાં આવે છે. પરન્તુ અવશિષ્ટ હકુમતની બાબતમા તો ઈન્ડિયા સરકારના ગેઝેટમાં નહિ, પણ એજન્સિ ગેઝેટમાં કાયદા અને નિયમોનો ઘણો ભાગ છપાય છે. આ લેખ

અર્થ વગરનો નથી. અવશિષ્ટ હકુમતના અસ્તિત્વથી અમુક રાજ્યની સત્તામાં અમુક એટલી ન્યૂનતા પ્રદર્શિત થાય છે. તેમજ અમુક મુકરર સત્તાને તેટલે દરજ્જે અખત્યાર પ્રાપ્ત થાય છે. છાવણીઓમાં, સિવિલ સ્ટેશનોમાં, અને અવશિષ્ટ હકુમતની હદમાં જે હકુમત બ્રિટિશ સરકાર બ્રિટિશ રૈયત અથવા દેશી રાજની રૈયત ઉપર ચલાવે છે, તે રાજકર્ત્તાઓની સ્પષ્ટ કિંવા ગર્ભિત કબૂલતથી પ્રાપ્ત થાય છે. પરન્તુ અવશિષ્ટ હકુમત કાંતો દેશી રાજ્યો સાથે કોલકરારોથી મળેલી હોય છે, અથવા તો રક્ષણ તળે રાજ્ય-ને પ્રથમ લેવામાં આવ્યું હોય, ત્યારે તેની સત્તામાં એટલી ન્યૂનતા રાખી હોય તેથી મળેલી હોય છે. આ વખત જે જાતની હકુમતની ચર્ચા ચાલે છે તેના દ્રષ્ટાન્તો આપી તેના મૂળ અને વિસ્તારનો ખુલાસો કરવો જોઈએ. ઈ. સ ૧૮૦૭માં કાઠિયાવાડના મ્હોટા પ્રાન્તમાં રાજકર્ત્તાઓની પાસેથી લેવાની ખંડણી મુકરર કરવા માટે લગભગ ૧૫૦ રાજ્યો સાથે વ્યવહાર ચલાવ્યો. આનો હેતુ એ હતો કે, તેમ કરી વડોદરેથી આવતી મુલકગિરીની ફોજોથી થતા દુ:ખો અને પાયમાલીનો અંત લાવવો. ઈ. સ. ૧૮૧૭માં પેશવાના હક્ક કંપનીને સંપાદિત થયા. ઈ. સ ૧૮૨૦માં એ પ્રાન્તના કામકાજોમાં ગાયકવાડે વચ્ચે નહિ આવવુ એમ ઠર્યું ત્યાર બાદ વિભાગના અને બીજા કારણોથી દિન પ્રતિદિન ત્યાની જાગીરો તૂટી જવા લાગી, તેથી કંપનીના અમલદારોને ઘણી ફિકર લાગવા માંડી ઇ. સ. ૧૮૩૧મા કોર્ટ આફ ડિરેકટર્સે કાઠિયાવાડમાંના “ એક રાજા પછી બીજા રાજાને આપણી સત્તાની ઘુમરીના ભયમાં પડતા અટકાવવા સારૂ ” ન્યાયની ફોજદારી કોર્ટ સ્થાપિત કરી, ત્યારે ઈન્સાફ ગેરઆબરૂમાં આવી પડેલો હતો; અને યોગ્ય પોલિસને અભાવે લોકોની સહીસલામતી ભયમાં હતી. કંપનીની વડી અદાલતને કાઠિયાવાડમાની રાજ્યપ્રકરણી હકુમત સોંપરત કરવાથી એ પ્રાન્ત ખાલસે થઈ જાય એવો ડર ડિરેક્ટરોને લાગ્યો

હતો; અને તે પ્રમાણે તેઓ કબૂલ પણ કરતા હતા. આ ઈલાજ લીધા પછી પણ હકુમતોની વ્યાખ્યાઓ ચોકસ કરવા કાંઈ પણ કોશીસ થઈ નહિ; અને કેટલાંક રાજ્યો, તેમાં ખાસ કરીને જેતપુરવાળાં, ઇન્સાફ અને બંદોબસ્તના જાહેર વહિવટનો બોજો ઉઠાવવા હર સાલ નબળાં થતાં જતાં હતાં. રાજ્યોની સંખ્યા ૪૦૦ કરતાં વધારે ગણવામાં આવતી હતી; અને બહારવટાં અને લૂટારાના ટોળાં અપૂર્વ વિસ્તારે પહોચ્યાં હતા. ઈ. સ. ૧૮૬૩માં આ મુશીબત દૂર કરવા બ્રિટિશ સરકારે ૧૮૮ રાજ્યોને હકુમત ચલાવવા લાયક ગણ્યાં, અને તેમને સાત વર્ગોમાં ગોઠવ્યાં. જે સાતમા વર્ગનાં છે તેઓ થોડી ફોજદારી હકુમત ભોગવે છે. તેઓને દિવાની હકુમત મુદ્દલ નથી. વગર વર્ગોની જહાગીરોના નામ માત્ર રહ્યાં છે. તેમના જથા કરવામા આવ્યા છે. જે હકુમત તેના જહાગીરદારો ચલાવવા અશક્ત હતા તે હકુમત એજન્સિના થાણદારો હવે ચલાવે છે. હકુમતવાળાં રાજ્યો પોતપોતાની હકુમત ચલાવે છે તેમાં વચ્ચે આવવાનું બનતુ નથી. પરન્તુ તેમની હકુમતની બહારની બાબતોમાં એજન્સિનો અખત્યાર ચાલે છે. આ પ્રમાણે પોલિટિકલ અમલદારો ઉપર જે ચાલતી અવશિષ્ટ હકુમત આવી પડી તે ઘણી છે. બાદશાહી સત્તાની રૂએ આ બંદોબસ્ત કરવામાં આવેલો છે. તે સત્તાના અમલની રૂએ જરૂર પ્રમાણે બ્રિટિશ સરકાર કાયદા અને નિયમો દાખલ કરે છે. થોડી મુદત ઉપરજ કાઠિયાવાડમાં મુદતનો કાયદો લાગુ કરવાની જાહેરખબર સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કરવામાં આવી હતી. એ કાયદો ઈન્ડિયાની ધારા બાધનારી સભાએ પસાર કરેલો નથી, પરન્તુ મુંબઈ સરકારના પોલિટિકલ ખાતા તરફથી દાખલ કરવામાં આવેલો છે. કેમકે બાદશાહી સત્તા ચલાવવા માટે મુબઈ સરકાર એ અસ્થાનિક સાધન છે. એ સત્તા કાઠિયાવાડનાં આધીન રાજ્યોની હકુમતને મિભાવી રાખે છે ખરી, પણ લોકકલ્યાણાર્થે જરૂર પડે ત્યારે તેમની ખોડો પૂરી પાડે છે.

સ્થાનિક સરકાર ઈન્ડિયાની વડી સરકારની મંજુરી લે છે, અને સ્ટાચ્યુટ ૫૨, અને ૫૩, વિક્ટોરિયા ચાપટર ૬૩ની કલમ ૧૮મીમાં મંજૂર થયેલ મહારાણી સરકારની સર્વોપરિ સત્તાનો અમલ કરે છે. એ રાજાઓએ પોતાનો અખત્યાર સોંપી દીધેલો છે એમ ભાગ્યેજ કહી શકાય. કેમકે એ તો ખુલ્લું છે કે, ઇ. સ. ૧૮૬૩માં વર્ગો બંધાણા ત્યારે તેઓની હકુમતોની મર્યાદા બંધાઈ ગઈ છે, અને કેટલાકોને તો હકુમત મુદ્દલ રહીજ નથી.

કેટલાકની બાબતમાં તો બ્રિટિશ સરકારની અવશિષ્ટ હકુમત કેટલેક દરજ્જે રાજકર્તાઓની કબુલતથી મળેલી છે. તારીખ ૪થી ડિસેમ્બર સને ૧૮૧૯ના તહનામાથી કચ્છમાં મુશ્કેલીભરેલી સ્થિતિ પેદા થઈ હતી; તેથી “ કચ્છ દરબારની સમ્મતિ લઇ કંપનીએ જૂદા જૂદા દસ્તાવેજોથી જાડેજા ભાયાતો અને ઘણુંકરીને કચ્છ અને વાગડના સઘળા રજપૂતોની જાહગીરોની બાંયધરી કબૂલ કરી. જ્યારે દરબારની પેશકદમી સામે એ બાંયધરીવાળાઓના વંશજોએ બ્રિટિશ સરકારને અરજ કરી, અને પોતાના કાદીકદમી હકો છીનાવી લીધાની ફરિયાદ કરી, તે વખતે બ્રિટિશ સરકારે રાઓને પૂછી બંદોબસ્ત કર્યો. તેની રૂએ બાયધરીવાળાના કેસો, બાંયધરીવાળાની જહાગીરમાં રહેનારા કોઈ સખ્સ સામે ખાલસાની રૈયત પક્ષકાર હોય એવા કેસો, ફિવા જૂદી જૂદી જહાગીરોની અંદર રહેનારા વચ્ચેના કેસોનો ઈન્સાફ કરવા એક ખાસ કોર્ટ સ્થાપવામાં આવી. બાંયધરીવાળાની જહાગીરોમાં બીજા કેસો બને તે માટે એ કોર્ટને અવશિષ્ટ હકુમત સોંપેલી છે. પરન્તુ બાયધરીદાર અમીરોની મર્યાદાવાળી હકુમત કાયમ રાખવાના ઈરાદાથી જે અપવાદો મુકરર થયા છે તે ઉપર લક્ષ રાખવામાં આવે છે. વળી અમૂક અપવાદ રાખીને બાંયધરીદારોના કેસો માટે એ કોર્ટમાં અપીલનો હક્ક રાખ્યો છે. તેના ઉપર મહારાજા રાઓ સાહેબની કોર્ટમાં અપીલ ચાલે છે, અને તે ઉપરાંત સરકારમાં અપીલ કરવાનો પણ હક છે.

સીમાડાની તકરારોમાં પણ બ્રિટિશ સરકારને અપીલ કરવાનો હક્ક રાખેલો છે. એવીજ રીતે અવશિષ્ટ હકુમતનો એક બીજો દાખલો પણ છે તેમાં પણ મહારાણી સરકારની સાથે આધીન ઐક્યનો સબંધ ધરાવનારી અમુક રૈયત ઉપર બ્રિટિશ સરકારની એ પ્રકારની હકુમત રહેલી છે. કોલાપુરના રાજા સાથે તારીખ ૨૦મી અકટોબર સને ૧૮૬૧ના થયેલા તહનામામાં લખેલું છે કે, " આ સરદારોની હકુમતોમાં જે જે મોતની અગર સાત વર્ષ ઉપરાંતની શિક્ષા કરવા લાયક ફોજદારી કેસો બને તે મુંબઈ સરકારમાં મોકલવા માટે પોલિટિકલ એજન્ટ પાસે રજુ કરવા જોઈએ ". આ પ્રમાણે આવા કેસોના ઈન્સાફ કરવા કોલાપુરના પોલિટિકલ એજન્ટની કોર્ટને અખત્યાર પ્રાપ્ત થયેલો છે. જોકે મહારાણી સરકારની રૈયત ન હોય એવા સખ્સો ઉપર હકુમતનો અમલ થવાની ઈન્ડિયા સરકાર ધારા બાંધવાની પોતાની સત્તાની રૂએ મંજૂરી આપી શકતી નથી, તોપણ ઈન્ડિયાનો કાયદો પોલિટિકલ એજન્ટનાં ઈન્સાફી કામોનો આડકતરી રીતે અંગીકાર કરે છે. કેમકે જ્યારે એ અમલદારે શિક્ષા કરેલ પર રાજ્યના ગુન્હેગારોને બ્રિટિશ જેલમાં રાખવા જરૂર પડે છે, ત્યારે ઈ. સ. ૧૮૭૧ના ઈન્ડિયન કેદીના આકટ પની રૂએ તેઓને બ્રિટિશ જેલમાં રાખી શકાય છે; અને જો તેઓને દેશનિકાલની શિક્ષા થઈ હોય, તો તેઓને ત્યાંથી કાળાપાણીના ટાપુઓમાં મોકલી દઈ શકાય છે. અવશિષ્ટ હકુમતના વધારે દાખલાઓ આપવાની આ જગોએ જરૂર નથી. આ ચર્ચાથી બે ધડાની સૂચના થાય છે. એક તો એ છે કે, હિંદુસ્તાનમાં રાજસત્તા કેટલે દરજ્જે વિભાજ્ય છે તેથી તેનો પુરાવો થાય છે. બીજો ધડો એ છે કે બ્રિટિશ સરકારે સામાન્ય રીતે વચન આપેલું છે કે, દેશી રાજ્યોમાં નિયમિત બ્રિટિશ હકુમત દાખલ કરવામાં આવશે નહિ, કિંવા ચાલતી કોર્ટો તેમના ન્યાયના અમલમાં પગપેસારો કરશે નહિ; એ ઉપર યોગ્ય ખ્યાલ રાખી બ્રિટિશ

લશ્કર સંભાળથી પોતાની રાજદ્વારી હકુમત ચલાવે જાય છે.

——:-:o-:o:-.——

## ૧૪૬. અવેછ હકુમત.

પેસ્તર ખયાન કરેલી બન્ને વર્ગોની હકુમતથી તદ્દન જુદી જાતની હકુમત, જે ખાસ અર્થમાંજ બ્રિટિશ હકુમત ગણાય છે, તેની ચર્ચા કરવી હજુ બાકી છે. ઇન્ડિયા સરકારે હમેશને માટે અવેછ હકુમત સ્વાધીન લીધી નથી. તોપણ જ્યાં સુધી અમુક સ્થળ રોકવાની જરૂરયાત રહે છે ત્યાં સુધી તેનો અમલ રહેવો જોઈએ. હકિકતોમાં કે સ્થિતિમાં ફેરફાર થાય ત્યાં લગી અવશિષ્ટ હકુમત જારી રહેવી જોઈએ ઘણી સરકારના દોસ્તોનાં ન્યાય ખાતાનાં ધોરણો હાલના કરતાં વધારે સારા પાયા ઉપર આવે ત્યાં સુધી તેમ રાખવાની આવશ્યકતા છે. ત્યારે અન્યાયમાંથી અમુક વર્ગોના લોકોનો બચાવ કરવાની જરૂર રહેશે નહિ, પરન્તુ ભારે ગેર બંદોબસ્તના કારણસર બ્રિટિશ સરકાર કોઈ દેશી રાજકર્ત્તાને તખ્તબરખાસ્ત કરે છે, કિંવા સગીર વયના રાજકર્ત્તાના વાલીપણાનો હક્ક બજાવવાની ખાતર બાદશાહી સત્તાની રૂએ દસ્તંદાજી કરે છે, તો તે બેશક થોડી મુદ્દતને માટે જારી રહે છે. એ તદ્દન રાજના હકકી કૃત્ય દાખલ ગણાય છે. તેના બે કિસ્સાના ઉદ્દેશોનો મુકાબલો કરીએ તો તે ભાગ્યેજ સરખો જણાશે. સુવ્યવસ્થિત રાજમાં સગીર વયનો રાજા હોવાથી ક્વચિતજ તરતોફાન થવા પામે છે. તેવા દેશી રાજ્યના કામ કરનારોને યોગ્ય દેખરેખ નીચે કાયમ રાખવામાં આવે છે, અને રાજના અસલ વહિવટથી ઉલટી રીતના બ્રિટિશ ઇલાજોને સંભાળથી દૂર રાખવામાં આવે છે. તેની જવાબદારી તો બ્રિટિશ સરકાર ઉપર રહે છે. તેથી તેટલે દરજ્જે તો તે હકુમત બ્રિટિશ સ્વરૂપ ધારણ કરે છે. એ જવાબદારીમાં એટલોજ સમાવેશ થાય છે કે, તે રાજ્યના ધારા પ્રમાણે અને તેના પોતાનાજ અમલદારોથી રાજ-

વહિવટ ચલાવવો. બીજી તરફથી જોતાં જો કોઈ રાજકર્ત્તાને લાંબી મુદ્દતના સારુ અંધેર માટે તખ્તબરખાસ્ત કરવામાં આવે તો, કિંવા કોઈ રાજાના મૃત્યુને લીધે તેના રાજનો વહિવટ સ્વાધીન કરવો પડે. અને તેમાં કોર્ટો સારી ન હોય, અને ચોક્કસ કાયદા પણ ન હોય, તો તેનો બંદોબસ્ત કરવાનું કામ વધારે જોખમભરેલું થઈ પડે છે. સરકારી ગેઝેટો જોવાથી માલમ પડશે કે, પશ્ચિમ હિંદુસ્તાનમાંના કેટલાંક રાજ્યોને થોડી મુદ્દત માટે આ પ્રમાણે તાબામાં લીધેલાં તેમાં કાયદા અને કોર્ટો દાખલ કર્યાની વાત બ્રિટિશ સરકારી ગેઝેટોમાં પ્રસિદ્ધ કરવામાં આવેલી હતી. હાલના વખતમાં તે પ્રચાર બંધ કરવામાં આવેલો છે. એવા હુકમો જે રૂપમાં કરવામાં આવે છે તેથી અવેજી હકુમત અને અવશિષ્ટ હકુમત વચ્ચેનો તફાવત જાણવામાં મદદ થાય છે. દૃષ્ટાન્ત જોઈએ તો જ્યારે સાવંતવાડીના રાજકર્ત્તાને સત્તા મળી ન હોતી ત્યારે તેના રાજ્યમાં એક ધારો દાખલ કરવામાં આવ્યો હતો. તે વખતે એજન્સિ ગેઝેટમાં આ પ્રમાણે જાહેરનામું બહાર પાડવામા આવ્યું હતુ:— તે સમયે પ્રસિદ્ધ કર્યા પ્રમાણે "સાવંતવાડીના રાજની તરફથી અને બ્રિટિશ સરકારની મંજૂરી લઈ પોલિટિકલ એજન્ટ એ ધારો દાખલ કરે છે". તોપણ જ્યારે પર રાજ્યોમાં આવેલાં સિવિલ સ્ટેશનોમા કિંવા થાણાં‡ સર્કલોમાં સોંપસ્ત કરેલી કે અવશિષ્ટ હકુમતની રૂએ ધારા દાખલ કરવામાં આવે છે, ત્યારે તે બાબતના જાહેરનામામાં "ફોરેન જ્યુરિસડિક્શન આક્ટ" નો હવાલો આપવામાં આવે છે. વળી તેમાં ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ, અગર સ્થાનિક સરકારના અધિકારની નોંધ લેવામાં આવે છે. સંક્ષેપમા કહીએ તો જ્યારે ઉપર દર્શાવેલા કોઈ પણ કારણસર દેશી રાજાની હકુમતને બદલે બ્રિટિશ હકુમત દાખલ કરવામાં આવે છે, ત્યારે એ

‡ થાણાના ધોરણના ખુલાસા માટે આ પુસ્તકની ૧૫ મી કલમ જુઓ.

હકુમત થોડી મુદત માટે લઈ લીધી છે એમ માત્ર સમજવાનું નથી. એ દસ્તંદાજી બ્રિટિશ હકુમતની નથી, પરન્તુ બ્રિટિશ રાજસત્તાની છે. કોઈ કોઈ વખત જ્યારે રાજ્ય નાનું હોય છે, અને નજીકમાં બ્રિટિશ પરગણાંમાં કોર્ટ હોય છે, ત્યારે તેને તે રાજ્ય ઉપરની હકુમત સોંપવામાં આવે છે. એતો સ્પષ્ટ છે કે, એવી હકુમત એ કોર્ટના અંગની ગણીને આપવામાં આવતી નથી, પરન્તુ એ કોર્ટના ચાલતા મુખ્ય અમલદારને સોંપરત કરવામાં આવે છે. વળી સામાન્ય ધારાની રૂએ એ હકુમત સોંપાતી નથી, પણ અમલ કરનારી સરકારના ખાસ અખત્યારથીજ આપવામાં આવે છે. માટે સામાન્ય ધોરણ એ છે કે, ટૂંક મુદતનો વહિવટ કરવા માટે જે જે કાયદા દાખલ કરી તે પ્રમાણે અમલ કરવામાં આવે, તેજ તે રાજ્યનો કાયદો એમ સમજવુ. એવી હકુમતને "બ્રિટિશ હકુમત" ની સંજ્ઞા આપવામાં આવે તો તેનો અર્થ એટલોજ સમજવો કે, તેનો વહિવટ અને કાયદાનો અમલ બ્રિટિશ સરકાર અને તેના અમલદારોને થોડી મુદત માટેજ સોપરત કરવામાં આવેલાં છે.

———:o:*:o:———

## ૪૪૭. છેવટનું વિવેચન.

પર રાજ્યોની હકુમતનો સમગ્ર વિષય કંટાળાભરેલી ગુચવણવાળો છે, પરન્તુ દેશી રાજ્યોને આખાં રાખવા માટે તે અત્યન્ત અગત્યનો છે. ઘણાંક રાજ્યો બ્રિટિશ પરગણાંની મધ્યમાં આવેલાં છે, તેમાં વળી રેલવે લાઈનો પસાર થાય છે. તેમાંના અમુક તો અસલ સારી સ્થિતિનાં રાજ્યોના ખોખાં માત્રજ રહેલાં છે. વળી તેઓ વારસાના સરખા ભાગના ધોરણથી હાલ તૂટી ગયેલાં પણ છે. તેઓની રાજસત્તાનો અમુક ભાગ આપી દીધાથીજ તેઓ બ્રિટિશ રાજના ધોરણ સાથેની અથડાઅથડીમાંથી બચે છે. તેમાં બ્રિટિશ ન્યાયનું ધોરણ દાખલ કરવા દેવામાં આવે તો

કેટલેક દરજ્જે તે રાજ્યો ખાલસે કર્યા જેવું ગણાય. બ્રિટિશ કાયદા અને બ્રિટિશ કોર્ટો પોતાનુ ડહાપણ વાપરવા સ્વતંત્ર નથી. રાજપદ્ધતિ વિષે તેઓ કાંઈ પણ જાણતાં નથી. કાયદાનો અર્થ અને તેનો અમલ તેના શબ્દો પ્રમાણે અને વડી અદાલતોના નિર્ણય મુજબ થવો જોઇએ. ત્યારે જો બ્રિટિશ સરકારે બ્રિટિશ રૈયતની, રક્ષણ થયેલા સખ્સોની, કિંવા બાદશાહી હિતને નિર્ભયતા માટે વચ્ચે આવવુંજ જોઇએ, તો તેમ કરવાનું તે ડહાપણની સાથે પોતાના અમલદારોને સોંપરત કરેછે. એ અમલદારોનાં કૃત્યોને નિયમમાં રાખવા માટે રાજ્યોના હક્ક અને છૂટ તરફ, તેમજ બ્રિટિશ રાજ્યે આપેલાં પવિત્ર વચનો ઉપર કાળજીથી ધ્યાન આપવામાં આવેછે. રોમન લોકો સમથ મહારાજ્ય માટે એકજ ન્યાય ખાતાનુ બાદશાહી ધોરણ રાખતા હતા. તે ધોરણથી ઈન્ડિયા સરકારે દૂર રહેવાનું રાખ્યું છે. તેથી પ્રદર્શિત થાયછે કે, પોતાના હક્કની જાળવણી રાખવાની સાથે સર્વોપરિ સત્તાના તાબાનાં રાજ્યોના પ્રિય હક્કોને માન આપવા તે સતત મહેનત જારી રાખે છે. વારવારની પુનરૂક્તિઓ અને નિઃરસ હકિકતોના વિસ્તાર માટે વાચકવૃન્દની ક્ષમા માગ્યા વગર આ પ્રકરણ સમાપ્ત કરવાનું અશક્ય છે. જે તફાવતો બતાવ્યા છે તે કલ્પિત અને અતર્કય લાગશે, પરન્તુ જો ઈન્ડિયા સરકારના ગેઝેટોમાં જોવામાં આવશે તો માલમ પડશે કે, પોલિટિકલ અમલદારો તરફથી દર સાલ ન્યાયખાતાના જાહેરનામાં જથાબંધ પ્રસિદ્ધ થાયછે. દેશી રાજ્યોને લગતા કાયદાઓથી હજારો પાનાં ભરેલાં હોયછે. બ્રિટિશ ઈન્ડિયાના કાયદા વચ્ચે અને પર રાજ્યોને ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ લાગુ કરેછે તે બ્રિટિશ કાયદા વચ્ચેનો મુખ્ય તફાવત બતાવવા, તેમજ પર રાજ્યની એક પ્રકારની હકુમતમાં બીજા પ્રકારની હકુમતથી જે તફાવત રહેલો છે, તે બતાવવા આ પ્રકરણમા પ્રયત્ન કરેલોછે. મને ઉમેદછે કે જે સામગ્રી વાપરવા મને ફરજ પડી છે તેના

કરતાં આ મારો પ્રયત્ન અધિક લંબાવાણુવાળો ગણાશે નહિ.

——:૦.*:૦.——

# પ્રકરણ ૧૩ મું.

## સંયુક્ત કરનારી ગ્રન્થી.

### ૧૪૮. દેશી રાજ્યોની સ્થિતિનું સંક્ષિપ્ત પુનરાવલોકન.

——૦.-:૦:-૦——

હિંદુસ્તાનના દેશી રાજાઓને સામાન્ય રીતે આ ગ્રન્થમાં જે જે શબ્દો લગાડવામાં આવેલા છે તેની યોગ્યતા વિષે આટલે સુધીની હમારી કરેલી ચર્ચાથી વાંચનારને પોતાનો અભિપ્રાય બાંધવાનું સાધન મળે છે, તોપણ દેશી રાજ્યો મહત્પ્રજાધીશો છે, કિંવા અર્ધમહત્પ્રજાધીશો છે, યાને તાબાનાં ખંડણી ભરનારા રાજ્યો છે, અગર તો કેવી રીતની રાજ્ય-પ્રકરણી બાંધણીનાં છે, તેનું વિવેચન કર્યા પહેલાં તેઓના હક્ક અને છૂટોનું આ સ્થળે ફરીને અવલોકન કરવાનું સગવડતાવાળું છે. તેઓના ભૂત કાળના ઈતિહાસમાંથી પેદા થતી મુશ્કેલીઓ છતાં, તેઓની સ્થાનિક અને રાજ્યધારણની આસપાસની હકિકતો છતા, સ્વતંત્ર રાજકર્ત્તાઓ તરીકેની તેઓની અંગત સ્થિતિ, અને બ્રિટિશ રાજ ચલાવનારાઓની સર્વોપરિ સત્તાએ આપેલી લાલચો છતાં, આજકાલ છસો કરતાં અધિક સંસ્થાનો તથા રાજ્યો હિંદુસ્તાનની અંદર પોતાનું સ્વતંત્રપણું નહિ તો પોતાની રાજસત્તા તો, કાયમ રાખવા અને ખાલસે થવામાંથી બચાવ કરવા પામ્યાં છે, જે તહનામાં અને કોલકરારોથી તેઓ બ્રિટિશ મહારાજ્યની

સર્વોપરિ સરકાર સાથે બંધાયેલાં છે તે જૂદે જૂદે વખતે વધારે મજબૂત રાજબંધારણની ભૂક્કા કરી નાખે એવી રાજરીતિઓના ભારે ધમધમાટની સાથે થએલા છે. પ્રથમત: મહેરબાનીવાળાં થોડાં રાજ્યોનેજ સરખાપણાની દોસ્તીમાં લેવામાં આવ્યાં હતા. તેમાના અગ્રેસર હકદાર રાજાઓને મ્હોટા રાજ્ય સાથેના બંધનોનો બોજો વધારે લાગવા માંડયો. વખત જતો ગયો તેમ બ્રિટિશોની ચઢતી અને તેના રક્ષણ કરનારા રાજની વૃદ્ધિ તેઓની નજરે માલમ પડવા લાગી. તેથી બધાઓએ લડાઈ અને પર રાજ્યો સાથેના વ્યવહારના હકો આપી દીધા. દોસ્તીવાળાં અને રક્ષિત રાજ્યો આધીન જાગીરદારની હાલતમાંથી એક પતિયાલાના ભાગીયાને દરજ્જે ચઢયા; અને છેવટે બ્રિટિશ સરકાર સાથે સયુક્ત થવા પામ્યાં છે. અંદરનો રાજવહિવટ સુધારવાની નવીન જવાબદારી અર્થે લઈ ખાલસા થવાના ભયમાંથી તેઓ બચ્યાં છે. ગ્રેટબ્રિટન અને આયર્લાન્ડની રાણી સરકારે તેઓને ખાતરી કરી છે કે, તેમના કુટુંબોનું અને માનમર્તબાનુ કાયમપણું રાખવામાં આવશે, તે સાથે એમ પણ જાહેર કરેલુ છે કે તેઓ બ્રિટિશ રાજપદને વફાદાર રહેશે એવો, અને તેઓ બ્રિટિશ સરકાર સાથે થયેલાં બંધનોને પેદા કરનારાં તહનામાંની, લેખોની, અને કરારનામાની શરતોને નિમકહલાલીની સાથે પાળશે એવો રાણી સરકારને ભરોસો છે. તમામ રાજા અને રાજકર્ત્તાઓએ ત્રણ રીતની રાજરીતિનો અનુભવ લીધો છે. તેઓએ ત્રણ ઐતિહાસિક ફેરફારોના ધક્કા સહન કર્યા છે. એ ત્રણ બાબતો આ પ્રમાણે છે:—(૧) દિલ્હિમાંથી બાદશાહી સત્તાનો વિરામ, (૨) પેશવાનું રાજસત્તાનું ત્યાગવુ, અને (૩) કંપની તરફથી બ્રિટિશ રાજગાદીને હિંદુસ્તાનના રાજની સોંપરત. સઘળાને રક્ષણનું વચન એક સરખી રીતે મળેલુ છે. કંપની સાથે શરૂવાતમા સંસર્ગ થયો ત્યારે તો ઘણા થોડા મહેરબાનીવાળા રાજકર્ત્તાઓએજ મહામૂલ્યે તે રક્ષણ ખરીદ કર્યું હતુ. બીજા રાજ્યોએ

રક્ષણ ાતળે આવવાની માગણી કરી હતી, છતાં તેમને લાંબા અરસા સુધી ના પાડવામાં આવી હતી. વળી જે રાજ્યો સાથે બ્રિટિશના સંબંધોનો આધાર રિવાજ ઉપર રહેલો છે તે થોડાઘણાં રાજ્યોને તો તહનામાથી રક્ષણનો હક આપવામા આવ્યો ન હતો. રક્ષણ અને તત્સબંધી હકોના બદલામાં રાજ્યોએ બ્રિટિશ સરકાર પ્રત્યેની ફરજો સાથે લીધી છે. એ ફરજો તરફ લોર્ડ કાનિંગે તીક્ષ્ણ લક્ષ ખેચ્યુ હતુ. બાદશાહી સત્તાના અમલથી, પવિત્ર વચનોની હદની અંદર કરેલાં પાર્લામેન્ટનાં કૃત્યોથી, કુદરતી ન્યાયના કાયદાથી, નવીન કબૂલતોથી અને બદલાયેલી સ્થિતિઓ પ્રમાણે કોલકરારોના હરફોના ભાવાર્થને મળતા કરવાને હમેશાં તત્પર રહેતા રિવાજથી તેઓની ફરજ વૃદ્ધિગત થતી જાય છે. આમ હોવાથી હકો અને બધનોનો ચોકસ હિસાબ થઈ શકતો નથી. તોપણ હિસાબની મુખ્ય રકમો પૂરતી રીતે સ્પષ્ટ છે રાજ્યોએ સાર્વજનિક રક્ષણના બદોબસ્તની ગોઠવણ અને બહારના સંબંધોનું કામકાજ સર્વોપરિ સત્તાને સોપરત કરેલ છે. લડાઇના હગામમા તેઓએ પોતાનાં પૂરેપૂરાં સાધનો વડે મદદ આપવાની છે. સુલેહના વખતમાં બાદશાહી લશ્કરને જોઈતી સહાયતા તેઓએ આપવી જોઈએ. તેઓના પોતાના લશ્કરોની સખ્યા અને યુદ્ધસામગ્રી એવી રીતે નિયમમાં રાખવાં જોઈએ કે, તેમના પડોશીઓને ગભરાટ, અને તેમના પોતાના મુલકોમાં સુલેહ તૂટવાનો ભય રહેવા ન પામે. લશ્કરી છાવણીઓ અને લશ્કરે રોકેલી જગાઓ વચ્ચે વડી સરકાર સરલ વ્યવહાર રાખી શકે તેમ તેઓએ કરવું જોઈએ. બાદશાહી રેલવે અને તારના ખાતાઓમા ભયકર વિઘ્નો, હિંદી હકુમતના માપમાં ભગ ન થાય તેમ તેઓની વર્તણૂક રહેવી જોઇએ. રાજ્યોની અંદર અદરનાં કામકાજોની યોજના ઇન્ડિયા સરકાર હસ્તક રહેલી છે માટે પોતાની તરફથી પર રાજ્યો કે બીજા રાજ્યો પ્રત્યેની ફરજો તેઓએ રાજભક્તિની સાથે બજાવવી જોઇએ.

તેમનાં રાજ્યોના વિભાગો થાય, તેમાં ગેરવ્યવસ્થા ચાલે, અગર બારે અંધેર પ્રવર્તે, તો તેમનાં રાજ્યોની કાયમગિરી રહેવી કઠિણ થઈ પડે. માટે એવાં દૂષણો અટકાવવા કે સુધારવા બ્રિટિશ રાજ્યની દરમિયાનગિરીનો તેઓએ સ્વીકાર કરવો જોઈએ. કુદરતી ન્યાયના ધારા અને ધર્મસંબંધી છૂટનું ધોરણ હરગીજ પાળવાં જોઈએ. જ્યારે રાણી સરકારની સાથે ઐક્ય ધરાવનારા રાજ્યોની દુશ્મનીવાળી વર્તણુંકથી બ્રિટિશ બાદશાહી હિતને નુકશાન થાય એવું બને, ત્યારે તે હિત જાળવવા સારૂ સ્વરક્ષણના અને તેથી ઉત્પન્ન થતા બીજા હકોની રૂએ બ્રિટિશ સરકારને છૂટ છે આમ અને ત્યારે અંદરના કાર્યો, જેવા કે શિક્કાનું ચલણ, વ્યાપાર, કિંવા ટપાલખાતાની સંયુક્ત ગોઠવણનું ધોરણ, એ બધામા વચ્ચે આવવાનો હક્ક ઉત્પન્ન થઈ શકે ખરો. દરમિયાનગિરી કરવાની દરેક બાબતને માટે વ્યાજબી રીતની ખરી જરૂરયાત જોઇએ. ઇન્ડિયાના રાજકર્ત્તાઓ મહારાણી સરકારની તરફના રક્ષણનો દાવો રાખે છે માટે તેઓને લાજમ છે કે, ગાદીએ બેસારવાની બાબતમા વાઈસરાયની મંજૂરી મેળવવી, અને બ્રિટિશ રાજના પ્રતિનિધિઓ સાથે માનથી વર્તણુંક રાખવી. સગીર વયમાં સર્વોપરિ સરકારના દોર પ્રમાણે રાજવહિવટ થવા દેવો, અને સર્વે રીતે રાજભક્તિની સાબીતી કરી બતાવવી. પાર્લામેન્ટ તથા ઇન્ડિયાની ધારા બાંધનારી સત્તાએ તો એવો સ્વીકાર કરેલો છે કે, બ્રિટિશ રૈયત અને બ્રિટિશ નોકર હોય, એ શિવાયના ઉપર રાણી સરકારના તાબાના ઇન્ડિયાની બહારના મુલકોમાં તેઓની ધારા બાંધવાની અને ન્યાયસંબંધી સત્તા ચાલી શકતી નથી, તે માટે દેશી રાજ્યોનાં ન્યાયસંબંધી અને ધારાસંબંધી કામકાજોનો આધાર જે ઉપર રહેલો છે તે એ છે કે, તે કામકાજો માટેની સત્તા તેઓને પર મુલકો ગણીને ચલાવવામાં આવે છે. આ પૂર્ણ રીતે અંગીકૃત થયેલ છે. જો

રક્ષિત રાજ્યોની ફરજને વિસ્તારવાળી છે એમ ગણીએ, તો એ પણ ખરૂં છે કે. બ્રિટિશ સરકારની દરમિયાનગિરી ઉપર સખ્ત રીતના અંકુશો પણ છે.

—:·o·※·o·:—

## ૧૪૯. હિંદુસ્તાનનાં તહનામાંની પ્રથક્ પ્રથક્ રાજ્ય પ્રકરણી બાબતો સમગ્ર રાજ્યોને છૂટી રીતે લાગુ કરવામાં આવેલી નથી.

બ્રિટિશ સંબંધે જૂદાં જૂદાં સ્વરૂપો ધારણ કરી છેવટે પોતાનું હાલનું રૂપ ધારણ કરેલું છે. બ્રિટિશ મુલકોની અંદર અને તેમની બહાર બ્રિટિશ રાજની હદ્દ વધતી ચાલી છે. એ બધું થતાંની સાથે કોઈ કોઈ વખતે અને સ્થળે મહત્પ્રજાઓના તાબાનાં રાજ્યોનાં જેવાં, કિંવા રાજબંધારણ તરીકેનાં સ્વરૂપોને લીધે ભિન્ન ભિન્ન કલ્પનાઓના રંગ જોવામાં આવેલા છે. એ સઘળું તરત સમજી શકાય તેમ છે. રાજ્યોના સમગ્ર જથાને જૂદા જૂદા લેખકોએ જે અપૂર્ણ સામટી બાબતો લાગુ કરી છે, તેના મૂળમાં આપણ ઉતરી શકીએ તેમ છે. બ્રિટિશ સરકારની સાથે નેપાળનું રાજ્ય અદ્યાપિ કેટલુંક સ્વતંત્રપણું નિભાવી રહ્યું છે. ઈ. સ. ૧૮૫૩માં તે રાજ્ય અને ટિબેટ વચ્ચે લડાઈ હતી. તે બન્ને વચ્ચે તારીખ ૨૪મી માર્ચ સને ૧૮૫૬ના રોજ એક તહનામું થયું. તે વખતે બન્ને રાજ્યોએ ચીનના બાદશાહ પ્રત્યેની રાજભક્તિનો અંગીકાર કરેલો છે. એ તહનામા સાથે બ્રિટિશ સરકારને નિસ્બત ન હતી. તેથી કરીને નેપાળની સાથેના તેના સંબંધોમાં કાંઈ ફેરફાર થયો નથી. નેપાળની સ્થિતિ ઉપરથી પૂર્વ અને પશ્ચિમ વચ્ચે સમાનતાઓ જાણનારાને ઈચ્છનારાને સારો દ્રષ્ટાન્ત મળે તેમ છે. એ ઉપર ખ્યાલ કરતા જર્મનીના તાબાના હોલ્સ્ટીનના રાજ્યની હકિકતોની

સ્મૃતિ થાય છે. તે રાજ્યને ઈ. સ. ૧૮૧૫માં સ્વતંત્ર ગણી, જર્મનીના એકસપી રાજ્યોમાં દાખલ કર્યું હતુ. નેપાળ શિવાય લાહોરના રાજ્યે પણ સીખ લોકો સાથે લડાઈ જાગતા પર્યન્ત, ઈન્ડિયા સરકાર સાથે પોતાનો સ્વતંત્ર સબંધ જાળવી રાખ્યો હતો. કાશ્મિરના મહારાજાએ બ્રિટિશ રાજ પ્રત્યે વફાદાર રહેવાનું છે એમ પાછળની એક કલમથી ખુલ્લુ થયુ હતું, તોપણ કંપનીએ ઉત્પન્ન કરેલા કાશ્મિરના રાજ્યને લાહોરના રાજ્યનો " સ્વતંત્ર કબજો " આપવામાં આવ્યો હતો સઘળા રાજ્યો તાબાનાં ઉપરાજ્યો છે એવુ માનના-રાઓની કલ્પનાને ટેકો દેવા માટે રજપુતસ્થાન, પંજાબ, અને આ મહારાજ્યની બીજી જહાગીરોના ઘણા દ્રષ્ટાન્તો છે. મૂળમાં કિવા વલણમાં ખરી સમાનતા કેટલી રહેલી છે, તેની ચર્ચા હવે પછી કરવામાં આવશે. સર ચાર્લ્સ એચિસને તહનામાં ઉપર જે ટીકાઓ કરી છે, તેમાં "તાબાનાં રાજ્યો" એ શબ્દો ઘણા ભાગમાં વાપરેલા છે એમ કબૂલ કરવું જોઇએ. પરન્તુ તે તહનામા જોતાં પણ એ શબ્દો વાપરવા ભાગ્યેજ વાજબી ગણાય તેમ છે. દ્રષ્ટાન્ત તરીકે જુઓ તો, કોલાપુરના તાબાના જહાગીરદારોને તેણે પોતાના બયાનમા " ફ્યુડેટરિ " ની સંજ્ઞા આપી છે. પરન્તુ તારીખ ૨૦મી અકટોબર સને ૧૮૬૨ના તહનામાની સાતમી કલમમા તેમને " વધારે ઉચા સરદારો " ની સંજ્ઞા આપી છે. તેમજ તેની પછીની કલમમાં " ઉચા દરજ્જાના જહાગીરદાર " અને " સરદાર " એ શબ્દ પણ તેમનેજ લાગુ કરેલા છે. કોલાપુરના " રાજાના ઉપરિ સત્તા તરીકેના હકકોનો " તેમાં અંગીકાર કરેલો છે. તે તહનામાનો મુસદો મિસ્તર હેવલોકે કરેલો હતો. બેશક તે વખતે તેના મનમા ઉપરિ સત્તા અને ઉપરિ સત્તાના હકકો એ શબ્દો આવેલા ખરા; તથાપિ આકસ્મિક શબ્દો ઉપર ઘણો ભાર મુકાવો ન જોઇએ, ચેતસિંઘની ફરજો પણ " ફ્યુડલ " ( તાબાની ) ગણાયેલી

છે પરન્તુ બનારસ સાથેના કોલકરારોમાં એ શબ્દ બ્યાપ જોવામાં આવતો નથી. ઈ. સ. ૧૮૫૭ પહેલાં જે કોલકરારો થયા છે, તેમાં એ શબ્દ વાપરવામાંથી દૂર રહેવામાં આવ્યું છે એમ એકંદર રીતે મને લાગે છે. રણજીતસિંઘ સાથે સતલજની આ તરફના રાજ્યોને તદનામાં થયાં એમાં એ શબ્દ વપરાય તેમ હતું એવી આપણે ઉમેદ રાખીએ, પણ તેમ બન્યું નથી. મધ્ય પ્રાન્ત, કિંવા નાગપોરના રાજાઓને સનદો મળી એમાંજ ફક્ત એ શબ્દ વપરાયેલો છે ઈ સ. ૧૮૬૫માં કરૌન્ડ અને ખેરગઢ વગેરેને દત્તકની સનદો આપવામાં આવી હતી. તેમણે કરી આપેલી કબૂલતોના પ્રારંભમાં આ પ્રમાણે લખેલ છે. " મધ્ય પ્રાન્તોના ચીફ કમિશનરના વહિવટ નીચે હું એક નાનો રાજકર્ત્તા છું. તેના પોલિટિકલ ખાતાના તાબામા મને બ્રિટિશ સરકારે હાલમાં એક "ફ્યુડેટરિ" (તાબાનો રાજા) ગણેલો છે". તે પ્રમાણે તારીખ ૧૩મી અપ્રિલ સને ૧૮૭૮ની નંબર ૧૨૩૭ આઈ વાળી ફોરીન આફીસની જાહેરખબરમાં એ શબ્દ વાપરવામાં આવેલો છે. છેવટ રાજ્યબંધારણના ધોરણને વળગી રહેનારાઓએ બનારસના રાજાની અને મદ્રાસ હાતામા આવેલા પુદુકોટાના રાજાની સ્થિતિ ઉપર ખ્યાલ કરવાનો છે. તે રાજાઓ ન્હાનાં રાજ્યોના રાજકર્ત્તા કરતાં બ્રિટિશ મુલકો ના અમીરો તરીકે ગણાય એવા છે. આવાં ઉતરતા દરજ્જાનાં ચિન્હો ક્વચિત્ માલમ પડેછે. બ્રિટિશ રાજવહિવટની એક સરખી લાગણી એમજ રહેલી છે કે, હિંદુસ્તાનના રાજાઓનો દરજ્જો ઉચો રાખવો, અને તેઓના મુલકોમાં બ્રિટિશ કાયદો દાખલ કરવો નહિ. બ્રિટિશ ઈન્ડિયાના અમીરો તરીકે તેઓને દરજ્જો આપવો એમ વલણ રાખેલું નથી. હિંદુસ્તાનનાં તદનામાં સભાળથી જોયા પછી હમોને એમ લાગે છે કે, કંપનીના દોસ્તોના કિંવા રક્ષિત રાજાઓના પ્રકાર બતાવનાર એક સામાન્ય સંજ્ઞા ગ્રહણ કરવામાં આવી નથી તેથી અન્યાયબ થવાનું છે.

## ૧૫૦. એ ગ્રન્થી સરખા દરજ્જાનાં રાજ્યોની વચ્ચેની નથી.

સરખા દરજ્જાનો પરસ્પર સંબંધ હોય, અને દોસ્તી અને લડાઈ કરવાનો સ્વતંત્ર હક્ક હોય, તેવાં રાજ્યોનેજ પ્રજાઓની માહોમાંહેનો કાયદો લાગુ થઇ શકે એમ નિશ્ચય થાય, તો હિંદુસ્તાનનાં દેશી રાજ્યોને એવાં ગણી શકાતા નથી. તેઓનો એ દરજ્જો નથી;- કેમકે તેઓ સ્વતંત્રપણે કામ કરી શકતા નથી. કેટલાક બહારના સંબંધો તેમને માટે હમેશાંને સારૂ બંધ થયેલા છે; અને કેટલેક પ્રકારે તેમની અંદરની રાજસત્તા પણ ન્યૂનતાને પામી છે. આગલા પ્રકરણોમાં અમોએ આ પ્રમાણે વિચારો બતાવેલા છે તેને બ્રિટિશ સરકારે સ્પષ્ટ રીતે જાહેર કરેલા છે; અને પ્રજાઓની અંદર અંદરના ધારાના લેખકોએ તે વાતનો અંગીકાર કરેલો છે. તારીખ ૨૧મી ઓગસ્ટ સને ૧૮૯૧ની નંબર ૧૭૦૦ ઈ વાળી ઈન્ડિયા સરકારના ગેઝેટમાં એક જાહેરખબર પ્રસિદ્ધ થઈ છે. તેમાં ચોખ્ખા શબ્દો છે કે, "એક તરફ મહારાણી સરકારની પ્રતિનિધિ, ઈન્ડિયા સરકાર, અને બીજી તરફથી મહારાણીના રક્ષણ તળે આવેલા દેશી રાજ્યો વચ્ચેના સંબંધોની બાબતમાં પ્રજાની માહોમાહેનો ધારો લાગુ થઈ શકતો નથી; બ્રિટિશ સરકારની સર્વોપરિ સત્તા ઉપરથી દેશી રાજાઓની આધીનતા સાબીત થાય છે". અંગીકૃત અધિકારવાળા ગ્રન્થ લખનારાઓનો પુરાવો પણ આ કરતાં કમતી નિર્ણયકારક નથી. એ રાજ્યો "રક્ષિત અને પરતંત્ર" છે એવો અભિપ્રાય વ્હિસે આપેલો છે તે આપણે પેસ્તર બતાવી ગયા છિએ; "ફર્સ્ટ પ્લાટફોર્મ આફ ઈન્ટરનાશનલ લા" નામના ગ્રન્થની ૯૭ મી કલમમા સર એડવર્ડ ક્રીઝીએ સિદ્ધાન્ત કર્યો છે કે ઈલકાબની સ્વતંત્રતા સાથે ખરેખરી આધીનતા જોડાયેલી હોય તો તે રાજસત્તા ગણાય નહિ. તે કહે છે કે "હિંદુસ્તાનના રાજાઓની એવી સ્થિતિ છે". ચોખ્ખી રીતે તેઓ કે તેમની રૈયત રાજપ્રકરણી સ્વતંત્રતા ભોગવતાં નથી. એવી

સ્વતંત્રતાવાળાં રાજ્યોનેજ પ્રજાની માંહોમાંહેનો ધારો રાજસત્તાઓ ગણે છે. ખરી રાજસત્તા બ્રિટિશ રાજ્યની છે. તેને તેઓ બધાં આધીન છે. સર રોબર્ટ ફિલિમોરે પોતાની પ્રજાઓની માંહોમાંહેના ધારાની ટીકાની ત્રીજી આવૃત્તિની ૨૯મી કલમમાં પ્રજાઓના પરસ્પર ન્યાયના ધોરણો ઉપર ભાર મૂકી લખ્યું છે કે, "ખ્રિસ્તિધર્મપાળક રાજ્યો અને અન્ય રાજ્યોના વ્યવહારમા એ ધોરણો લાગુ થાય છે. ઈન્ડિયાનાં દેશી રાજ્યો સાથે ગ્રેટબ્રિટનને વ્યવહાર છે તેમને તે લાગુ છે. આફ્રિકાનાં રાજ્યો સાથે ફ્રાન્સને સબંધ છે તેને તે લાગુ છે. ઇરાન સાથે રશિયાને વ્યવહાર છે તેને, તથા અમેરિકાનાં ઈન્ડિયન રાજ્યો સાથે ઉત્તર અમેરિકાનાં સંયુક્ત રાજ્યોને સંબધ છે, તેઓને પણ એ બંધનકર્તા છે". આ હકિકત લખી છે તે પાનાને તળે સર રોબર્ટ ફિલિમોરે વળી એવી ટીકા કરીછે કે, હિંદુસ્તાનમાં લડાઇ પૂર્વેની સ્થિતિ જારી રાખવાની બાબત જે તહનામું થયુ, તે કબૂલ કરવા ફ્રાન્સે તથા ઈંગ્લાન્ડે હાઈદરઅલીને પૂછ્યું હતું. આ વિષે એટલું કહીએ તો કહેવાય તેમ છે કે, હિંદુસ્તાનમાં જ્યારે મર્યાદાવર્તૂલની રાજપદ્ધતિ ચાલતી હતી, ત્યારે હિંદુસ્તાનનાં રાજ્યોને પ્રજાઓની માહેમાહેના ધારાનું ધોરણ, તેમજ તેની ભાષા, અને તેને અનુસરી ન્યાયનું ધોરણ યથાર્થ લાગુ કરવામાં આવતાં હતાં. ઈ. સ. ૧૭૭૦ના ઓગસ્ટ માસમાં અને ત્યાર બાદ પણ હાઈદરઅલી સ્વતંત્ર હતો, અને લડાઇ અને રાજકીય લખાણ કરવાના પૂર્ણ હક્ક ભોગવતો હતો. તેના દીકરાએ ફ્રેન્ચ લોકો તરફ એળચી મોકલ્યો હતો. પરન્તુ છેલ્લી સદીના અંતથી હિંદુસ્તાનનાં રાજ્યોની સ્થિતિ તદ્દન બદલાઈ ગઈ છે. કોઈ પણ ઈનકાર કરી શકશે નહિ કે, જેને સર રોબર્ટ "કુદરતી ધારાના દ્રષ્ટાન્તો" કહે છે તે, રાજ્યો તેમજ બ્રિટિશ સરકાર એ બન્નેને બંધનકર્તા છે: યાને નીતિસંબંધી, પ્રજાસંબધી, કિંવા કોઈ બીજાં પ્રકારનાં "ન્યાયનાં ધોરણ" થી બ્રિટિશ સરકાર રાજ્યો

સાથેનો પોતાનો સંબંધ ચલાવવા બંધાયેલ છે. સર રૌબર્ટના કહેવાનો એ કરતાં કાંઈ વધારે અર્થ નથી. તેના ગ્રન્થની ૭૫મી કલમમાં તેણે બતાવેલ છે કે "બીજાં રાજ્યો સાથે વ્યવહાર રાખવો", સુલેહ કે લડાઈ કરવી, અને તે બધું રક્ષણ કરનાર રાજ્યથી સ્વતંત્ર રહી કરવુ ", એ મહાપ્રજા હોવાનાં ચિન્હો છે. વુલ્ઝી પોતાના " પ્રજાઓની માંહોમાહેના ધારાના અધ્યન " ના ગ્રન્થની પ્રસ્તાવનામાં એ સ્થિતિ નાબુદ કરવામાં ઘણો સખ્ત રહેલો છે. તેની ૩૭મી કલમમા તે જણાવે છે કે, " કોઈ રાજ પોતાના ઉપર પોતાની મેળે ગમે તે અંકુશો રાખે, તોપણ જો પર રાજ્યો સાથે સઘળી જાતના સબંધ રાખવા તેને સત્તા હોય તોજ તે રાજસત્તા ગણાય. " હાલેકના ગ્રન્થમા ( સર શેર્સ્ટન બેકરની પ્રત, ઈ. સ. ૧૮૭૮, પ્રકરણ ત્રિજાને પાને ૬૧મે ) એથી પણ આગળ જવામાં આવ્યુ છે. " એક રાજ બીજા રાજના રક્ષણ નીચે રહે, પણ વ્યવહાર ચલાવવાની, દોસ્તી, સુલેહ કે લડાઈ કરવાની, અને રાજસત્તાના જરૂરી હક બજાવવાની તેને છૂટ હોય, તો તેનો સ્વતત્ર રાજસત્તા તરીકેનો હોદ્દો જારી રહે છે, પરન્તુ એ સઘળી છૂટોનો ખરેખરો વસ્તુતઃ ભોગવટો હકની રૂએ હોવો જોઈએ ". મોશ્યર ચાર્લ્સ કાલ્વો એવો મત ધરાવે છે કે, જો કોઈ રાજ " વ્યવહારના અને તહનામા કરવાના હક છોડી દે, અને સ્વતત્ર રાજસત્તાના અગત્યનાં ચિન્હો ખોઇ બેસે, તો તે રાજસત્તા કિંવા મહાન્ પ્રજાઓ પૈકીની એક પ્રજા ગણાતુ બધ પડે છે ". જેમ સૈબિરિયા તેમજ હિદુસ્તાનમાં રાજ્યોને પણ તે મહત્પ્રજાધીશ રાજ્યોની બહાર ગણે છે. તેઓને તે રક્ષિત પરતત્ર રાજ્યો દાખલ ગણે છે. પોતાની ટીકાના ગ્રન્થમાં માનિગે ( પુસ્તક ત્રિજાના પહેલા પ્રકરણમા, શેલ્ડન આમોસ વાળી પ્રતમા ) " રાજ્યોના કહેવાતા દરજ્જા પ્રમાણે તેમજ તેમની રાજસત્તાના પ્રમાણ અનુસાર વર્ગો પાડેલા છે " તેને

જુલમભરેલા ગણે છે. તે એવા મતને ચુસ્તાઈની સાથે વળગી રહે છે કે, દરેક "રાજ્ય", રાજપ્રકરણી કામકાજ ચલાવવા માટે બીજા રાજ્યોનું બરોબરીયું છે એમ માનવું જોઈએ. બીજાઓનો મત છે કે, "હિંદુસ્તાનનાં કેટલાંક રાજ્યો" અર્ધસત્તાધીશ ગણાય, પણ માનિંગ તો એ મતનો પણ સ્વીકાર કરતો નથી. પ્રજાઓની માંહેમાંહેના ધારાના ગ્રન્થોની વધારે સુધરણી કરવાની જરૂર રહેતી નથી. કેમકે હિંદુસ્તાનના રક્ષિત રાજ્યો એ ધારાની મર્યાદાની બહાર આવેલાં છે, એમ સામાન્ય રીતે સઘળાના જાણવામાં આવેલું છે.

:o:-:o:

### ૧૫૨. હિંદુસ્તાનનાં રાજ્યો સાથેની ગ્રન્થી તેઓને લશ્કરી નોકરી બદલ રાજ્યો આપી પેદા કરેલી નથી, અને "ફ્યુડલ" પ્રકારની નથી.

રાજ્યોને લશ્કરી નોકરી કરવાના બદલામાં રાજ આપી પેદા કરેલાં હોય એવી રીતનાં હિંદુસ્તાનનાં કેટલાંક રાજ્યો પણ છે, એમ વધારે સામાન્ય રીતે કહેવાય છે. બીજી રીતે કહીએ તો તેમને "ફ્યુડેટરી" ગણવામાં આવે છે. "અવર ઈન્ડિયન પ્રોટેક્ટરેટ" નામના ગ્રન્થમાં એ સંજ્ઞા માટેના કારણોની ચર્ચા મિસ્તર ટપરે ઘણી ચાલાકિથી અને મહેનતથી કરેલી છે. એ સંજ્ઞા માટે બને તેટલું મિસ્તર ટપરે લખેલું છે. જૂદે જૂદે વખતે અને દુનિયાના જૂદા જૂદા ભાગમાં બેશક લોકોની કેટલીક સ્થિતિઓ અને આસપાસની હકિકતોને મલતા થવાની પાત્રતા જોવામાં આવે છે. સ્વરક્ષણ એ મનુષ્યની પ્રકૃતિનો કાયદો છે. દેશની અંદરની લડાઈને વખતે જ્યારે શહેરોની લૂંટાલૂંટ ચાલતી હોય, ત્યારે બીજી સ્થાવર મિલ્કત કરતા આખી દુનિયામાં જમીનના કબજાની વધારે કિમ્મત ગણાય છે. એવે સમયે એક રક્ષણ કરનારા રાજાના તાબામા લોકોનાં ટોળાં જમાવ થઇ રહ્યાં.

સાલવારોનો ઉપયોગ પણ ખેતીનાં હળીયાંનાં ફળ જેટલોજ જારી રહ્યો. રક્ષણ અને રાજનીતિના બદલામાં રાજાઓ તેમની ઉપરિ સત્તાને લશ્કરી મદદ આપતા હતા, અને તેના પ્રત્યે રાજભક્તિ રાખતા હતા; તેમ તેઓ પોતે તેના તાબાના જહાગીરદારો પાસેથી એવાજ હક્ક બજાવે જતા હતા. એવી ઉપરિ સત્તાના હક્કો, જમીનદારોની જહાગીરો, તથા તેમના માણસોને મળતા અર્થવાળા શબ્દો હિંદુસ્તાનના ઈતિહાસમાં પણ મળી આવેછે. પણ તેઓની ઉત્પત્તિનાં કારણો જૂદાં પડેછે. પૂર્વ અને પશ્ચિમના દેશોમા તેમની પૂર્ણ ઉત્પત્તિ જૂદે જૂદે દ્વારે થયેલી માલમ પડેછે. મિસ્તર ટપર પોતે કબૂલ કરેછે કે, "હિંદુસ્તાનનાં રાજ્યોનું અસલ આધીનપણું" છે, તેમાં યૂરોપના પૂર્ણ થયેલા ધોરણ કરતાં ત્રણ તફાવતો છેઃ— (૧) રોમન લોકોનો કાયદો, (૨ ધર્મસબંધી સત્તા, અને (૩) કોઈ પ્રકારના ધારાથી પ્રજા ઉપર હમેશાં અંકુશ રખાવવો જોઈએ તેનો ખ્યાલ; પણ હિંદુસ્તાનમાં એ કરતાં પણ વધારે ખામીઓ નજરે આવતી હતી યૂરોપના "ફ્યુડલ" ધોરણમાં રાજા અને તાબાના જહાગીરદારના સબધમાં, તેમજ પાશ્ચિમાત્ય સઘળા લોકોમાં જાતની વફાદારી અને માનમર્તબાની લાગણી પેવરા થઈ રહેલી હતી. તેથી પરસ્પરના કોલકરારોને ચુસ્ત રીતે વળગી રહેવાનું બનતું હતું, અને રાજા અને તાબાના જમીનદારોની દરમિયાન પરસ્પરની ફરજોનો ખ્યાલ હમેશા સજીવન રહેતો હતો, તેવુ હિંદુસ્તાનની અંદરના રાજ્યોમાં કાંઈજ નથી. એવા જાગ્રત જુસ્સાનો તેમાં અભાવ રહેલો છે. હિંદુસ્તાનના જહાગીરદારો મુલકો પચાવી પાડી, બળવાનો અને અંધેરનો લાભ લઈ પેદા થયા છે. ઉપરિ સત્તામાં પેશકદમીઓ કરી રાજભક્તિના આચ્છાદનમાં તેઓ તે બિના સંતાડતા રહ્યાછે. જ્યારે માળવાના સુબેદારના ઈલકાબ સાથે દિલ્હિથી પેશવા પાછો ફર્યો, ત્યારે રક્ષણાર્થે તેનો તેણે ઉપયોગ ર્યો નહિ, પણ જેટલું મળે તેટલુ માળવા પાસેથી લઈ લેવા તેણે માગણી

કરી હતી. હિંદુસ્તાનનાં ધોરણનો આધાર પચાવી પાડેલા મુલક ઉપર અને હથિયારના બળથી તેને સ્વાધીન રાખવા ઉપર રહેલો હતો. તેમાંથી કોઈ રીતનાં રાજબંધારણનાં બીજનો ઉદ્ભવ થવા પામ્યો નથી. સ્થાનિક સાધન વડે લૌકિક સ્થિતિ બંધાવા પામી નથી. લાહોર અને ગ્વાલિયરનાં રાજ્યોએ જે બંદોબસ્ત કર્યો તેનુ યથાર્થ બયાન આ શબ્દોમાં થાય તેમ છે "એકલા થઈ રહેવું અને તેને સુવેહનું નામ આપવું." મિસ્તર ટપર કહે છે કે, "હિંદુસ્તાનમાં તેમજ યૂરોપમાં રાજકીય બંધારણના પાયા જમીન કિંવા તેની પેદાશના હિસ્સાથી થયેલા છે." આટલું કહી તે એ બધારણના પ્રકારની કાંઈ પણ ચર્ચા કરતો નથી. એ વાત તો નિર્વિવાદ છે કે, હિંદુસ્તાનના જહાગીરદારો જે હકુમતનો દાવો રાખતા હતા તેમાથી કાયદાનાં ધોરણ કે ન્યાયની અદાલતો કોઇ દિવસ ઉત્પન્ન થવા પામી નથી ખરૂં કહીએ તો ૨૪૬ મે પાને લખ્યા મુજબ "યૂરોપિયન અર્થ પ્રમાણે ફ્યુડલ શબ્દની સંજ્ઞા એવા સામાન્ય ધોરણને લાગુ થઈ શકે તેમ નથી," એવો અભિપ્રાય મિસ્તર ટપર પોતાના તપાસને અતે બાધે છે. આ પ્રમાણે હકિકતો હોવાથી બ્રિટિશ સરકાર અને તેની રક્ષણ તળેના તેના દોસ્તોની વચ્ચેની "ગ્રન્થીને ફ્યુડેટરીઓ" ની સંજ્ઞા આપવાની ધારણાને નિભાવી રાખવી એ અશક્ય છે.

——:૦:*:૦:——

## ૧૫૨. એ ગ્રન્થી રાજબધારણને સંબંધ રાખનારી પણ નથી.

એ ગ્રન્થી રાજબંધારણને સંબંધ ધરાવનારી છે, એમ પણ કહેવાતું કેટલાકે પસદ કરેલુ છે. ખાસ કરીને લોર્ડ હેસ્ટિંગ્ઝે કરેલા બંદોબસ્તમાં એવો પ્રકાર જોવામાં આવે છે. આગળના એક પ્રકરણમાં આપણે બતાવી ગયા છિએ કે, કાઠિયાવાડનાં સખ્યાબંધ રાજ્યોની હકુમતોના

વર્ગ પાડી તેને ચોક્કસ કાયદા લાગુ કરી રાજ કરવાની અમુક પદ્ધતિ તેમાં દાખલ કરેલી છે. ઇંગ્લાન્ડના રાજ્યધારણનો ઇતિહાસ તપાસીએ તો માલમ પડે છે કે તેનો ઉદ્ભવ પણ અમીરો યાને જહાગીરદારો સાથે કરેલા કોલકરારોમાંથી થયેલો છે, અને અતે ધારા બાંધવાની એકતા પેદા થઈ છે. "મેગ્ના ચાર્ટા" એક જાતની સનદ છે, એમ હિંદુસ્તાનના શબ્દમાં બોલીએ તો ચાલે. ખરૂં જોઈએ તો રાજા અને અમીરો વચ્ચેનું તે એક કરારપત્રજ છે. એડવર્ડ બીજાના રાજ સુધી એવો મત ચાલતો હતો કે, જેમ વિટ્ન નામની સભાના ઠરાવો જે હાજર રહેતા અને અંગીકાર કરતા, તેનેજ બંધન કરતા હતા; તેમ પાર્લામેન્ટના લેખથી માત્ર જે પક્ષકારો તે લેખનો અંગીકાર કરતા હતા તેનેજ બંધન થતું હતું. રાજને તેના તાબાના જમીનદારો સાથે જ્યારે કોલકરારો કરવા પડતા હતા, ત્યારે હમેશાં પક્ષકારોની "સલાહ, મસલહત, અને મંજૂરી"ની જરૂર પડતી હતી. પણ તેને બદલે એ બન્ને વચ્ચે સરલ ધોરણ રાખવાથી આંગ્લોસાક્ષનોની રાષ્ટ્રીય સભાઓનો ઉદ્ભવ થયો. હિંદુસ્તાનની સર્વોપરિ રાજસત્તાને દેશના રાજાની સાથે સંબંધ રહેલા છે. તેવાજ સ્વરૂપે ઈંગ્લાન્ડના આગળના ઇતિહાસમાં બનાવો જોવામાં આવે છે. ત્યાંના રાજાની અને અમીરોની સ્થિતિ તેઓને મળતી કહીએ તો ચાલે. ઓઢીઆના ખંડણીઆ મહાલોની બાબતમાં જોતાં તેઓ સાથેની ગ્રન્થી કેટલેક પ્રકારે રાજ્યધારણની સાથે સંબંધ કર્તા હોય એવું જણાય છે. એ દેશ બ્રિટિશ ઇન્ડિયાની બહાર ગણાય છે, તોપણ જે સત્તા ત્યાંના જહાગીરદારો ચલાવે છે તે બ્રિટિશ રાજનીતિને લઈને છે. જ્યારે લોર્ડ લિટને હિંદુસ્તાનના રાજકર્તાઓને "મહારાણીના સલાહકારો" એવી સંજ્ઞા આપી, ત્યારે વધારે અગત્યનાં રાજ્યોને સામ્રાજ્ય સાથે જે સંબંધ છે તે જાહેર કરવામાં આવ્યો હતો. સ્ટબ્ઝકૃત

ફરી શકે." તે પછીની કલમમાં નવા રાજ્યબંધારણની સનદ તૈયાર કરવા માટે લખેલું છે. પાંચમી કલમમાં "સદરહુ રક્ષણમાં સમાયેલા હક" નો ખુલાસો કરેલ છે. તેની રૂએ બ્રિટનના રાજાને "એ રાજ્યોના કિલ્લાઓ અને સ્થળો રોકવાનો હક, અને તેમાં લશ્કર રાખવાનો હક પ્રાપ્ત થયેલા છે. સદરહુ સંયુક્ત રાજ્યોનું લશ્કર બ્રિટનના રાજકર્તાના સેનાપતિના તાબામાં રાખવું". તે પછીની કલમમાં સંયુક્ત રાજ્યોએ બ્રિટિશ લશ્કરનું ખર્ચ પગાર કરવું એમ ફરમાવેલ છે. સાતમી કલમમાં એક વિરૂદ્ધતાવાળી બાબત દાખલ કરેલી છે. "આયોનિયાના ટાપુઓના સયુક્ત રાજ્યોના વેપારના વાવટાને સઘળા કરાર કરનારા પક્ષકારોએ છૂટા અને સ્વતંત્ર રાજ્યના વાવટા તરીકે મંજૂર રાખવો." ત્યાર બાદ વાવટાનું બયાન બતાવેલું છે. તે પછી એજ કલમમાં લખેલું છે કે, "વેપાર સંબંધી કામની સોંપરતવાળા એજન્ટો તથા કોન્સલ શિવાય, બીજા કોઇને આયોનિયાના ટાપુઓના સંયુક્ત રાજ્યોમાં, એવા અમલદારોને અન્ય દેશોમાં નિયમો લાગુ પડે છે તે નિયમો અનુસાર મોકલવામાં આવશે નહિ." એ કલમમાં રાજ્યબંધારણની સનદથી વધારો કરવામાં આવેલો છે, અને તેની રૂએ ફરમાવવામાં આવ્યું છે કે, આયોનિયાના ટાપુઓના સંયુક્ત રાજ્યોની રૈયતે પરરાજ્યોની સત્તાના કોન્સલો કે ઉપકોન્સલો તરીકે કામ કરવું નહિ. સઘળા બંદરોમાં તે રાજ્યોની રૈયતને બ્રિટિશ કોન્સલના રક્ષણનું વચન આપવામાં આવ્યું હતું. પર રાજ્યોના એજન્ટો અને કોન્સલોની નિમનોકો મંજૂર કરવાના નિયમો બાંધવામાં આવ્યા હતા આયોનિયાના વાવટા સાથે હંકારી જનારાં વહાણોએ લોર્ડ હાઈ કમિશનરનો પરવાનો સાથે લઈ જવો જોઈએ. બીજી કલમો પ્રજાના વાવટાઓ અને પર રાજની રૈયતને ત્યાંની વસ્તી થયતાં સર્ટિફિકેટો લેવાની બાબતની હતી. આટલી હકિકત ઉપરથી જણાશે કે, આયોનિયાના રાજ્યોને બહારના સંબંધોની બાબતમાં

છૂટી રીતે નિરંકુશપણું રહેલું ન હતુ, અને તેથી રાજસત્તાના ચિન્હોમાં ખામી હતી; તોપણ વેપારને લગતા એજન્ટો રાખવાની બાબતમાં તેઓને કાંઇક જૂજ સત્તા રહેલી હતી. બીજી અગત્યની બાબતોમાં, જેમકે લડાઈ કરવાના હક્કના અભાવમાં, ગ્રેટ બ્રિટનના અનન્ય રક્ષણ તળે આવવામાં, અને બ્રિટિશ સત્તાના હાથમાં તેઓનો રાજવહિવટ સોંપાયાની બાબતોમાં તેઓ બ્રિટિશ સરકાર અને હિંદુસ્તાનનાં રક્ષિત રાજ્યોના વચ્ચે હાલ ચાલે છે, તેવા સબંધોને પ્રસિદ્ધ રીતે મળતાં હતાં. પહેલી કલમની પછીની કલમોમાં " સ્વતંત્ર " શબ્દ લખેલો નથી. એ સનદમાં પ્રથમની કલમમાં એ શબ્દ નાખેલો જોવામાં આવે છે. પરન્તુ હાલના જમાનાના લેખકો અને કાનુનકારો એવા ચોકસ છે કે તે શબ્દ માટે જરૂર વાંધો ઉઠાવે.

:-o-*-o-:

## ૧૫૪. ઐક્યની અગત્યતા.

એ ગ્રન્થીના પ્રકાર વિષે બીજાઓએ જે ગુણદોષ કાઢયા છે તે બાબત જૂદી રીતની સૂચના કરવાની અમો અગત્યતા જોતા નથી. પ્રથમના તહનામાંમાં કંપનીએ વારવાર " ઐક્ય " એ શબ્દ વાપરેલો છે. આ પુસ્તકના નામ ઉપરથી સામાન્ય રક્ષણની સૂચના થાય છે. તેથી ભવિષ્ય માટે ઉત્તમ આશાઓ બંધાય છે. રોમન લોકોના વિજયનો ગુપ્ત ભેદ જૂદારા અને વિભાગ કરવાની રાજપદ્ધતિમાં સમાયેલો હતો. બ્રિટિશ વિજયનો ગુપ્ત ભેદ જેમાં રહેલો છે, તે એ છે કે સુલેહ જાળવવા માટે, રાજ્યો વચ્ચે પંચાયત કરવા માટે, અને હિંદુ, મુસલમાન, કિંવા અસલ લોકોના જૂદા જૂદાં ટોળાને રાજભક્તિના એક ધોરણ તળે અને સામાન્ય હિતની એક ગ્રન્થીમાં રાખવા એકજ સર્વોપરિ સત્તા જોઈએ એક પાશ્ચિમાત્ય પ્રજાએ દૂર આવેલા પૂર્વના દેશમા જે કામ માથે લીધેલુ છે, તે મહાન્ આકાક્ષાવાળું અને વિરૂદ્ધતાઓથી ભરપૂર છે. હિંદુસ્તાનના મહાન્ રાજા

આ ભાગીઆ કોણ કોણ છે? એક તરફ લગભગ સાતસેં રાજકર્તાઓ છે. તેમની સત્તા ઉપર કોઈ પ્રકારના રાજબંધારણનું કિંવા પુરાતન કાળનું અંકુશ નથી. મરજી પ્રમાણે કર નાખવાની સત્તાઓનો તેઓ દાવો ધરાવે છે, અને અમલ કરે છે. તેમના ઉપર છૂટા છાપખાનાનો, કે કાયદાનો, અગર સામાજિક સભાનો દાબ નથી. તેમની કેળવણી, તેમનાં પૂર્ણ કૃત્યો, અને તેમની આસપાસની બાબતો એવાં છે કે, પાશ્ચિમાત્ય લોકોના વિચારોની સાથે તેઓનો એકમત થાય તેવું નથી. બીજી તરફ સરકારના થોડા અમલદારો છે. એક પ્રકારે તો તેઓ કાયદામાં ફસાયેલા હોય છે. દરેક હક્કની બાબતમાં પૂર્વ તરફના દેશોના લોકોને અજાણી લાગે તેવી લૌકિક અને ધર્મસંબંધી આશાથી મજબૂત થયેલાં ધોરણો વડે તેઓ પ્રેરિત થયેલા હોય છે. વળી તેઓ ઇંગ્લાન્ડના લોકોના અભિપ્રાયની ઉદાર વૃત્તિઓથી આગળ ધસતા હોય એમ માલુમ પડે છે. દેશના રાજાઓ જૂના જમાનાનો મત ધરાવનારા હોઈને સુધારાના કામમાં સાન્ત વિરૂધ્ધતા આડી લાવે છે. બ્રિટિશ અમલદારોના ઉપર ફરજ છે કે તેઓના હક્ક અને ફૂટમે માન આપવું. પૂર્વ તરફના દેશોના લોકોનો મત એવો છે કે વખતનું માપ સદીઓથી કરવું. ઇંગ્લાન્ડમાં તો એક પાર્લામેન્ટની કે રાજકારોબારની મુદત લાંબી ગણાય છે. અધિરા સુધારાવાળાને તો એમ લાગે કે દેશી રાજ્યોમાં જીવન નાખવાનું કામ, અને જૂના જમાનાના કુચાલો જલદીથી કાઢી નાખવાનું કામ વગર જરૂરે ધિમાશથી ચલાવવામાં આવે છે આ પ્રમાણે હોવાથી બીજી બાબત કરતાં એક રક્ષણ કરનારી સત્તાની સાથે ઐક્ય રાખવાનું બયાન કરવું એ વધારે ખુશીભરેલું છે. જો વીસમી સદીની અધિરાઈને લીધે, અથવા દેશી રાજાઓની પોતાની વધારે ઉંચા પ્રકારની જવાબદારી તરફ બેદરકારને લીધે ભવિષ્યના રાજકારોબાર ચલાવનારને એ ઐક્યનો અંત લાવવાની ફરજ પડે, તો ઓગણીસમી

સદીમાં દેશી રાજ્યોને જાળવી રાખવા જે પ્રયત્ન થયા છે, તેનું દુર્ભાગ્ય પરિણામ આવ્યું કહેવાય. રાજ્ય કરવાનાં દેશી ધોરણો યોગ્ય રસ્તે પ્રફુલ્લિત થાય, તો બ્રિટિશ કારોબારીઓને અત્યંત કિંમતી નિવડે એવો રાજકારોબાર ચલાવવાના હુન્નરનો ધડો મળે. બ્રિટિશ સત્તા સાથે દેશી રાજાઓને સંબંધ થયો છે તેથી તેઓને મજબૂત ખાત્રી મળી ચૂકી છે, કે દેશની બહારથી કોઇ પણ પગપેસારો કરી શકે તેમ નથી, તેમ દેશની અંદર અવ્યવસ્થા પસરી શકે તેમ નથી. મનુષ્ય જાતનો પાંચમો હિસ્સો એટલે ૩૦૦૦૦૦૦૦૦ માણસોની સંખ્યા મહારાણીના તાબામાં આવેલા ઇન્ડિયામાં, અને અસલ દેશી રાજાઓના તાબામાં આવેલા ઇન્ડિયામાં વસે છે. તેઓ બધાનું કલ્યાણનો આધાર પૂર્વ તરફના દેશોના લોકોના પાશ્ચિમાત્ય સુધારાના પ્રસાર ઉપર છે. ભવિષ્યની આશાઓ પરિપૂર્ણ થાય તેનું ઉત્તમ વચન ઐક્યના નિભાવવાથી મળે છે. "અકબરના સ્વપ્ના" માં તેનું સુંદર બયાન મહારાણીના મહૂમ રાજકવિ (ટેનિસને) આ પ્રમાણે કર્યું છે:—

## દોહરા.

કૃષ્ણપક્ષિ અઝરાએલે જીત કરી મુજ સાન,
તોપણ ક્રૂર કૃતાંતને, હતાં ચક્ષુ ને કાન. ૧.
નજર કરી મેં પુત્ર પર, વળી આગળ સહુસાજ,
દીઠા જેને આવતા, કરવા મારૂં રાજ. ૨.
સુંદર કૃતિ મેં કરિ હતી, જેના થરના થર,
અલગ કરી ફેંકી દિધા, તેના સર્વ પથ્થર. ૩.
છિન્નભિન્ન સત્તા થતાં, પ્રજા દુઃખી થઇ પૂર,
જુલમ જોઇ અતિ પૂર્વવત્, શોક થયો મુજ ઉર. ૪.
જોતાં જોતાં એ રિતે, બન્યો ખેલ અદ્‌ભૂત,
અસ્તાચળ રવિ દિશ થકી, ધારા છૂટિ અપૂત ૫.

પૂરૂ

પ્રબળ પ્રજા પરદેશની, નિપુણા આવી સાર,
રાજ્યભારત ભૂરિ રચી, દૃઢ સુંદર નિરધાર. ૬.

સત્ય, શાન્તિ વળી પ્રેમનો, ન્યાયયુક્ત સુખકાર,
રાજ્યપંથી મ્હેલનો, દુર્લભ દીઠો પ્હાર. ૭.

# સાંકળિયું

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | લીટિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૬ | સાધમહિમ | સાધનહીન |
| ૫ | ૬ | રાજનિતિ | રાજનીતિ |
| ૬ | ૧૨ | ધર્પણ | ઘર્ષણ |
| ૨૧ | ૨૩ | ધટે | ઘટે |
| ૨૬ | ૨૦ | સરકારને | સરકારની |
| ૪૦ | ૭ | નથી, | નથી. |
| ૭૪ | ૨૨ | આ | (કાઢી નાખવાનો છે.) |
| ૧૧૭ | ૬ | કસ્વાને | કરવાને |
| ૧૨૯ | ૮ | પ્રસારી | પ્રસરી |
| ૧૪૬ | ૯ | ગપાંથી | ગપ્પાંથી |
| ૧૮૯ | ૧૮ | અપવા | આપવા |
| ૨૦૭ | ૪ | તે | તેથી |
| ૨૧૯ | ૧૪ | ખર્ચ | ખર્ચે |
| ૨૯૦ | ૧૫ | એટલુ | એટલું જ |
| ૨૯૯ | ૨૧ | તકસીર | તકરાર |
| ૩૨૬ | ૨ | એને | અને |
| ૪૦૯ | ૨૨ | તે, રાજયો | તે રાજ્યો, |

# શુદ્ધિપત્રક.

| પૃષ્ટ. | લીટિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૬ | સાધનહિન | સાધનહીન |
| ૫ | ૬ | રાજનિતિ | રાજનીતિ |
| ૬ | ૧૨ | ઘર્ષણ | ઘર્ષણુ |
| ૨૧ | ૨૩ | ઘટે | ઘટે |
| ૨૬ | ૨૦ | સરકારને | સરકારની |
| ૪૦ | ૭ | નથી, | નથી. |
| ૭૪ | ૨૨ | આ | (કાઢી નાખવાનો છે) |
| ૧૧૭ | ૬ | કુરવાને | કરવાને |
| ૧૨૯ | ૮ | પ્રસારી | પ્રસરી |
| ૧૪૬ | ૯ | ગપાથી | ગપ્પાંથી |
| ૧૮૯ | ૧૮ | આપવા | આપવા |
| ૨૦૭ | ૪ | તે | તેથી |
| ૨૧૯ | ૧૪ | ખર્ચ | ખર્ચે |
| ૨૯૦ | ૧૯ | એટલું | એટલુંજ |
| ૨૯૯ | ૨૧ | તકસીર | તકરાર |
| ૩૨૬ | ૨ | એને | અને |
| ૪૦૯ | ૨૨ | તે, રાજયો | તે રાજયો, |